સંપાદકીય

# ત્રીજા... વર્ષના... પ્રભાતે...

ન ત્વહં કામયે રાજ્યં ન સ્વર્ગં નાપુનર્ભવમ્ ।
કામયે દુઃખતપ્તાનાં પ્રાણિનામાર્તિનાશનમ્ ॥

આ શ્લોક આજે ત્રીજા વર્ષમાં બાપુનું સ્મરણ કરતાં અંતરમાંથી ઊઠયા કર્યા. પરાઈ પીડ જાણનાર બાપુ આ સિવાય બીજું શું ઇચ્છી શકે? 'પ્યારાબાપુ' આ અંકથી ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. પરમકૃપાળુ પરમાત્માની કૃપા અને બાપુના આશીર્વાદથી આપણે બે વર્ષ તો નિર્વિઘ્ને પસાર કરી શકયા છીએ. પણ આટલેથી જ સંતોષ કેમ વળે? આ દિવસ તો છે જીવનશોધનનો. બાપુ આપણી વચ્ચેથી ચાલ્યા ગયા ને આજે જોતજોતામાં બે વર્ષ તો વહી ગયા. એ કાળ દરમિયાન આપણે તેમણે નિર્દેશેલા પથ પર કેટલે હદ સુધી ગયા છીએ એ તેઓ જાણવા ઇચ્છે છે તેથી બાપુજી આપણને પ્રત્યેકને પૂછે છે

(૧) સત્ય સમજવા અને તેને દૈનિક જીવનમાં ઉતારવા માટે તમે શું કર્યું?

(૨) દરરોજ પ્રાર્થના અને રામનામનો જપ કરો છો કે?

(૩) માનસિક, ધાર્મિક અને સામાજિક અસ્પૃશ્યતાના નિવારણ માટે કોશિશ કરો છો કે?

(૪) વ્યક્તિગત લાભ અને સ્વાર્થ ઓછો કરો છો કે જેથી સામાજિક કલ્યાણ દિવસે દિવસે વધારે થાય?

(૫) સાદું જીવન ગાળવા માટે જે થોડી અગત્યની વસ્તુઓ છે તે સિવાય વધારાની અને બિનજરૂરી વસ્તુઓને તમે શું તિલાંજલિ આપી છે કે?

(૬) સમાજમાં મૈત્રીભાવ વધાર્યો છે કે?

(૭) બીજાની ટીકા કરવા પહેલાં તમે તમારી પોતાની ટીકા કરવાની ટેવ પાડી છે કે? અને ટીકા કરતી વખતે સાથે સાથે જ કંઈ રચનાત્મક સૂચના આપવાનો અભ્યાસ કર્યો છે કે? સાચી નમ્રતાનો પાઠ શીખ્યા છો કે?

ઉપર લખેલા પ્રશ્નોનો જવાબ દરેક જણ પોતના અંતરાત્માને પંદર દિવસ માટે પ્રત્યેક સવારે અને રાતે આપવાનો જો પ્રયત્ન કરશે તો ગાંધીજી-નિર્દિષ્ટ પથ પર ચાલવા માટે જે ઉત્સાહ, ઉમંગ અને અભ્યાસની આપણને જરૂર છે તેમાં થોડો વધારો થવાનો સંભવ છે.

આ પ્રયત્નમાં 'પ્યારાબાપુ' આપણા બધાનું પથદર્શક બને અને બાપુએ નિર્દેશેલા માર્ગ પર આપણે વિચારપૂર્વક આગળ પ્રયાણ કરવા સમર્થ બનીએ એ જ આ માસિક પ્રગટાવવાનો શુભ હેતુ છે. વડીલો અને મિત્રોએ આ કાર્યમાં જે પ્રેમ અને સહકાર બતાવ્યો છે એ માટે તેઓના આભારી છીએ.

'પ્યારાબાપુ'માં આજ સુધી જે ધોરણ જળવાયું છે તેને ટકાવી રાખવા અને આ લોકપ્રિય માસિકને વધુ સમૃદ્ધ કરવા અમે પ્રયત્નશીલ રહીશું. આશા છે સહુનો આ વર્ષે પણ સહકાર મળશે

જન્મ મરણનો સ્વામી ઈશ્વર છે. એ રાખે તેમ રહીએ ને ઉકળતા તેલમાં નાખે તોયે નાચવા તૈયાર રહીએ. નાચવાની શક્તિ પણ તે જ આપે એવો તે નાટકીઓ છે ના?



…રમને માથે પણ ઘરેણાં પહેરવાનું નહીં રાખો એમ કહ્યું છું. ઘરેણામાં કશી શોભા નથી. સ્ત્રી પુરુષ બન્નેનું પ્રથમ ને ખરું આભૂષણ શિયળવ્રત છે. —બાપુ

વર્ષ ૩ ૨૮ ફેબ્રુઆરી ૧૯૫૭ અંક ૧

## વિષયસૂચી


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ આદર્શ વિવાહ | ગાંધીજી | ૧ | ૯ બાના પત્રો | કસ્તૂરબા | ૧૬ |
| ૨ શાંતિનિકેતનનાં ભજનો | ગુરુદેવ | ૨ | ૧૦ બાપુના પત્રો | ગાંધીજી | ૧૭ |
| ૩ બાપુનું પુણ્યસ્મરણ | ચંદ્રશંકર શુક્લ | ૩ | ૧૧ જીવનની સંજીવની | મુકુલભાઈ | ૨૦ |
| ૪ એક પુણ્યયાત્રા | નાગભૂરામ ગાંધી | ૫ | ૧૨ બાળકોના બાપુ | ગાંધીજી | ૨૧ |
| ૫ લગ્નનું વ્યાપક સ્વરૂપ | કેદારનાથજી | ૭ | ૧૩ બહેનો પ્રત્યે | ગાંધીજી | ૨૩ |
| ૬ ગૃહસ્થાશ્રમ | શ્રીમાતાજી | ૮ | ૧૪ નવો અવતાર | જ. ના. પારેખ | ૨૪ |
| ૭ પ્રેમનો પ્રમાદ | ગુ. મ. | ૧૧ | ૧૫ ગાંધીમાળા | ચંદુલાલ મ. પટેલ | ૨૫ |
| ૮ પ્રેમની ત્રિમૂર્તિ (ચિત્ર) | પન્નશી ઝવેરી | ૧૪ | ૧૬ પતિવ્રત તારામતી | મુ. કો. | ૨૭ |


# આદર્શ વિવાહ

"આપણો જન્મ ભોગ ભોગવવા અર્થે નથી પણ આત્મદર્શન અર્થે છે."

પુરુષ હોય કે સ્ત્રી હોય, એને કંઈક વિકાર તો થાય પછી એનું મન જ્યાં ત્યાં જોયા જ કરે છે અને ભમ્યાં જ કરે છે. એક વસ્તુ સમજી લેવાની છે કે આપણો જન્મ ભોગ ભોગવવા કે ભોગવાવવા અર્થે નથી પણ આત્મદર્શન અર્થે છે.

શિવપાર્વતીનો વિવાહ એ આદર્શ વિવાહ ગણાય છે. પાર્વતી જેવો સાચો વિવાહ જેને કરવો હોય એણે તો શિવજી જેવા નિર્વિકારીનું ચિંતવન કરવું જોઈએ. એવી રેખા ફક્ત પાર્વતીના હાથમાં જ હતી એમ નથી. દરેક સ્ત્રીના હાથની અંદર એ રેખા છે જ. પતિની પસંદગીમાં એણે કેવાં કપડાં પહેરેલાં છે, કેવો ફેંટો બાંધ્યો છે એ નથી વિચારવાનું કે જોવાનું પણ એની વિદ્યા કેટલી છે, એના ગુણ કેવા છે એ જોવાનું છે. એક વખત લગ્ન કરવાનો વિચાર કર્યો તો સારા ચારિત્ર્યવાળો, જેની સાથે મન મળે તેની સાથે વિવાહ કરવો. એવો ચારિત્રવાન પુરુષ મળે તો ઠીક, ન મળે તો કુંવારા રહેવાનો સંકલ્પ કરવો જોઈએ. જેવો મળે તેની સાથે પરણી જવું એવો વિચાર ન કરાય. પાર્વતીજીએ તો સંકલ્પ કર્યો હતો કે શિવજી જેવો નિર્વિકારી પુરુષ મળે તો જ પરણવું છે, નહીં તો કુંવારા રહેવું છે. દરેક કન્યાએ પાર્વતીનો આદર્શ રાખવો જોઈએ.

"જેણે સ્વાદને જીત્યો નથી તે વિષયને જીતી શકતો નથી." — ગાંધીજી



## શાન્તિનિકેતનના ભજન

રાજપુરુષે રાજા આગળ નિવેદન કર્યું મહારાજ સાધુશિરોમણિ નરોત્તમને બહુ વીનવ્યા, પણ આપના સુવર્ણમન્દિરમાં એ આવતા નથી અને માર્ગની ધારે ઝાડ નીચે કીર્તન કરે છે ભક્તોના ટોળે ટોળાં એને ઘેરીને ધૂળ ઉપર બેઠાં છે અને મંદિર સૂનું પડ્યું છે સોનાનું મધુપાત્ર છોડીને ભમરા જેમ કમળવન પ્રત્યે દોડયા જાય તેમ સ્ત્રીઓ ને પુરુષો સોનાના મન્દિર સામું ય જોતા નથી અને ભક્તના હૃદયકમળનો સુવાસ લેવા દોડીને જાય છે ફક્ત હેમ દેવાલયમાં રત્નજડિત સિંહાસન ઉપર દેવ એકલા બેઠા છે

આ સાંભળીને રાજાને દુઃખ લાગ્યું ને ઝાડ નીચે દર્ભાસન ઉપર સાધુ બેઠા હતા ત્યાં તે ગયા ને એને પાયે પડીને કહ્યું, 'જુઓ મહારાજ સોનાના શિખરવાળું ગગનચુંબી દેવાલય રાજાનું ચણાવેલ છે તેને તજીને અહિં કેમ ભજન કરો છો?

સાધુ એ મન્દિરમાં ભગવાન નથી.

રાજા ભગવાન નથી! હે સંન્યાસી, આ તો નાસ્તિકના જેવી વાત થઈ રત્નસિંહાસન ઉપર રત્નમય પ્રતિમા બિરાજે છે તે ખાલી છે એમ ને?

સાધુ ખાલી નથી રાજાના મિથ્યાભિમાનથી ભરેલી છે હે રાજા ત્યાં તો તેં તારી પોતાની સ્થાપના કરી છે દેવની નહિ

રાજાએ આંખ કાઢીને કહ્યું વીશ લાખ સોનૈયા વાપરીને અભ્રભેદી મન્દિર રચ્યું ને યથાવિધિ ભગવત્પ્રીત્યર્થે એને સમર્પણ કર્યું એમાં ભગવાન નથી એમ?

શાંતિપૂર્વક સાધુ બોલ્યા જે વર્ષે પ્રચંડ આગ લાગી હતી તથા વીશ સહસ્ર પ્રજાજન અન્ન વસ્ત્ર ને આશરા વિનાનાં થઈ પડ્યાં હતાં, તારા દ્વાર આગળ વ્યર્થ પ્રાર્થના કરી રોઈ કકળીને પાછાં વળ્યાં હતાં અને જંગલમાં ગુફાઓમાં, મારગને કાંઠે તરુવરના છાયામાં ખંડેરોમાં, જ્યાં ત્યાં ટાઢે ઠરી ને ભૂખે મરી ગયાં હતાં એ વર્ષે વીશ લાખ સોનાનું આ ઘર તેં ભગવાનને ધર્યું. ભગવાનની જીવતી જાગતી હાજરાહજુર પ્રતિમાનો અનાદર કરીને તેં પથ્થર પૂજ્યા તે દિવસે ભગવાને કહ્યું ' મારું ઘર તો અનાદિ છે, ત્યાં અનંત નીલિમા વચ્ચે અગણિત દીવા પ્રકાશે છે સત્ય, શાન્તિ દયા, પ્રેમ એ ઘરના સનાતન પાયા છે જે પામર પુરુષ ઘરબાર વિનાની પોતાની પ્રજાને ઘર ન આપી શક્યો તે મને ઘર દેવા નીકળ્યો છે! આમ કહીને જ્યાં તારી રાંક પ્રજા પડી હતી ત્યાં ભગવાન ચાલ્યા ગયા તારું મન્દિર સૂનું છે સુવર્ણ ને અભિમાનનો પરપોટો જ છે

રાજાએ કોપાયમાન થઈ કહ્યું 'રે દુષ્ટ સાધુડા, મારું રાજ્ય છોડીને આ ક્ષણે જ ચાલતો થા

સંન્યાસીએ શાન્તસ્વરે કહ્યું, 'જ્યાં તેં ભક્તવત્સલ ભગવાનને દેશવટો દીધો છે ત્યાં ભક્તનેયે* દે દે. ચા.

* રવીન્દ્રનાથની 'કાહિની' ઉપરથી

# બાનું પુણ્યસ્મરણ

તા ૧૫મીએ પૂ૦ બાના સ્વર્ગવાસને અગ્રેજી તારીખ પ્રમાણે છ વરસ પૂરા થાય છે, દેશી તિથિ પ્રમાણે શિવરાત્રીએ ૧૯૪૪મા આ દિવસે તેમણે પૂનાના આગાખાન મહેલના કારાવાસમા ૭૫ વરસની વયે દેહ છોડેલો બાપુજીની જોડે બાનુ પુણ્યસ્મરણ સદાકાળ કાયમ રહેશે આ યુગની સતી શિરોમણિ વહાનસોયા માતા, અને દેશને ખાતર અનેક કષ્ટો સહન કરનાર ને છેવટે જેલમા જ દેહ છોડનાર વીરાગના તરીકે

ગાધીજીએ આત્મકથામા બાને ‘ કશો બદલો ઇચ્છયા વિના ચાકરી કરનારી સેવિકા ’ કહ્યા છે પતિસેવામા બાની તોલે ઘણી જ ઓછી સ્ત્રીઓ આવી શકશે ૧૯૨૯મા હિમાલયમા આવેલા મીરનીમા ગાધીજી ખુલ્લામા સૂઈ રહેતા ત્યા એક રાતે વાઘનુ બચ્ચુ આવી ગયાની ખબર તેના પગલા પરથી પડ્યા પછી બાએ પોતાનો ખાટલો ઘર બહાર કાઢી ખુલ્લામા નખાવ્યો સેવાગ્રામમા જ્યા સર્પોની સારી પેઠે વસ્તી હતી ત્યા બા પણ બાપુજીની પેઠે ખુલ્લામા ભોય પર જ પથારી કરીને સૂઈ જતા બાપુજી ઉપવાસ કરે એવા દિવસ બા લગભગ ઉપવાસ કરતા, ને બાપુજીની શુશ્રૂષા કરતા તે વધારામા બાપુજીનુ તપ જગતે જાણ્યુ, પણ બાનુ છૂપુ અજ્ઞાન તપ તો ઇશ્વરને ત્યા જ જમે થયુ

બા જીવનભર બાપુજીની છાયાની પેઠે તેમની જોડે જોડે ચાલ્યા બાપુજીએ લખેલુ ‘મને કમને, જ્ઞાનથી અજ્ઞાનથી, મારી પાછળ ચાલવામા તેણે પોતાના જીવનની સાર્થકતા માની છે, અને સ્વચ્છ જીવન ગાળવાના પ્રયત્નમા મને કદી રોક્યો નથી. આથી જો કે અમારી બુદ્ધિશક્તિમા ઘણુ અતર છે છતા, અમારુ જીવન સતોષી, સુખી અને ઊર્ધ્વગામી છે એમ મને લાગ્યુ છે ’ જેમ જેમ વરસો વહેતા ગયા તેમ તેમ બા બાપુજીને વિશેષ જ્ઞાનપૂર્વક અનુસરતા થયા. ‘નવજીવન’ અને ‘હરિજનબધુ’મા બાપુજીના લખાણો આવતા તે વાચવાનુ બા કદી ચૂકતા નહી બાપુજી વિષેની તેમની શ્રદ્ધા નિરતર વધતી જ ગઈ સત્યાગ્રહની લડતમા સ્ત્રીઓને જેલ જવાનો દાખલો બાએ જ ૧૯૧૩મા બેસાડ્યો

છેલ્લીવારના કારાવાસમા તેમને માટે વારટ નહોતુ છતા તેઓ સ્વેચ્છાએ ગયા ત્યા આગાખાન મહેલમા એક રાતે કોઈક અકસ્માતથી તેમની હાથીદાતની ચૂડી નદવાઈ બા બહુ જ વ્યાકુળ થઈ ગયા પરોઢિયે ચાર વાગ્યાની પ્રાર્થના પછી તરત તેઓ બાપુજી પાસે જઈ તેમનો ચરણસ્પર્શ કરી પગે લાગ્યા, ને કહ્યુ ‘મને અખડ સૌભાગ્યના આશીર્વાદ આપો.’ સત્યવાદી સ્વામીના આશીર્વાદ બાને ફળ્યા, અને પતિ પહેલા જ સસારમાથી વિદાય લેવાની દરેક આર્ય સ્ત્રીની જે અભિલાષા હોય છે તે એમની સફળ થઈ પતિને ખોળે માથુ ટેકવીને દેહ છોડવાનો લહાવો બાએ લીધો ૧૯૧૩મા બાપુજીએ બાને કહેલુ ‘તુ જેલમા મરી જઈશ તો જગદબાની જેમ હુ તને પૂજીશ’ તેઓ ખરેખર જગદબા તરીકે પૂજાયા. પતિના સાનિધ્યમા, ને તે પણ કારાવાસમા સ્વતત્રતાની સૈનિક તરીકે, મરવાનુ ભાગ્ય જગતમા બીજી કઈ સ્ત્રીને મળ્યુ છે!

બાપુજીથી ડરનારા ઘણા માણસોને બાની હિંમત જોઈ નવાઈ લાગતી બા વખત આવ્યે બાપુજીને મનની વાત કહી દેતા. એક વાર

“ પ્યારાબાપુ ”

સાબરમતીમાં બાળકોના નાસ્તા વિષે બાને બાપુજીએ ટકોર કરી, ને તેમને ફળ આપવાનું કહ્યું. બા કહે : 'હમણાં છોકરાંનાં શરીર વધવાનો વખત છે. હવે ફળની વાત કરો છો, પણ નાનપણમાં તમને ગાંઠિયાને એવું બધું નહોતું ભાવતું કે? ને તમે આ તાર-ટપાલના આટલા બધા પૈસા અંગ્રેજના ભંડારમાં ભરો છો, તેના કરતાં તો આ નાસ્તાનું ખરચ ઓછું જ થાય છે.' દક્ષિણ આફ્રિકામાં એક વાર બા કહે : 'જોયા, જોયા, હવે બેસો! દર રવિવારે મારી પાસે પૂરણપોળી બનાવડાવી સાત આઠ ઝાપટી જનાર તમે જ કે બીજા કોઈ? આજે હવે સાધુ બન્યા. છોકરાઓને કોઈ દિવસ ચા આપી તેમાં પણ બિચારાઓને સાંભળવાનું?' પણ આની પાછળ સદ્ભાવ હોય એટલે આ પ્રસંગો ગંભીર છતાં વિનોદ જેવા બની જતા. એવો વિનોદ પણ બા કેટલોયે કરતાં. ૧૯૨૬મા બાપુજીની 'આત્મકથા' અઠવાડિયે અઠવાડિયે લખાતી, તેમાં 'ધણીપણું' નામનું પ્રકરણ આવ્યું. તે વાંચીને પાસે બેઠેલા બાપુજીને બા કહે : 'એકવાર તમે મને કૂટપટી મારેલી તે તો આમાં લખ્યું નથી!'

કોકવાર બાપુજી પાસે બા આંસુ પણ ઢાલવતાં. બા પ્રત્યે બાપુજીની અજબ કોમળતા હતી. બાની નાની નાની નિર્દોષ છૂટોનો તેઓ કદિ વિરોધ ન કરતા. અબળા ગણાતી એ મહિલાએ શરીરને તપ અને પરિશ્રમથી કેટલું તાવ્યું હતું એની એમને તો ખબર હતી. બાનું કામ તેઓ ખાસ યાદ રાખીને કરતા કે કરાવતા. બાએ જીવનમાં કેટલા બધા ફેરફારો કર્યા! તેમણે હંમેશાં ફરજનો જ વિચાર કર્યો; હક જેવી વસ્તુ તેમણે કદી જાણી નહોતી. સૉક્રેટીસની પત્ની ઝેંથીપી, ...બ્રાહમ લિંકનની પત્ની મેરી ટૉડ, ટૉલસ્ટૉયની પત્ની સોફિયાના દાખલા જોડે બાનો મુકાબલો કરી જુઓ; એટલે એ સતીનો મહિમા તરત સમજાશે. માંસ ખાઈને જીવવાની ના પાડનાર અને પતિના સંયમની આડે કદી ન આવનાર એ સ્ત્રી હતાં. બાના હેતનો અનુભવ નાનાં મોટાં સહુને થયેલો. છતાં કામ લેતી વખતે તેઓ, બાપુજીની પેઠે, કડક પણ થઈ શકતાં. એમની પોતાની ચોકસાઈ ઘણી ભારે હતી. બાપુજી જેલમાં હોય ત્યારે તેઓ દેશમાં પ્રવાસો કરીને બાપુજીનો સંદેશો લોકોને સંભળાવતાં. બાના સ્વભાવમાં ખાસ ધ્યાન ખેંચે એવી વસ્તુ તે એમની બાળકના જેવી સરળતા હતી. કૂડકપટનો એમના મનને સ્પર્શ સરખો નહોતો. પોતાની મોટાઈનું ભાન નહોતું. ખરાબ કામ, દુર્ગુણ, ને ખરાબ વસ્તુ વિષે તેમને સ્વભાવથી જ અણગમો હતો.

પોતે ભણ્યાં નહીં એનો વસવસો બાને ઘણે મોટપણે થતો. તેથી અનેક બહેનોની મદદ લઈ ભણવાનો પ્રયત્ન કરતાં. એક વાર કહે: 'હું જો સારી પેઠે ભણી હોત તો તમે બધા કરો છો એવી લખવા કરવાની મદદ બાપુજીને હું પણ કરી શકત ને!' બાપુજી આ વાત જાણીને રમુજમાં કહે : 'તારે આ બધાં જોડે હરીફાઈ કરવી છે કે શું?'

બાપુજીએ ૧૯૨૧ માં લખેલું : 'મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું તો હિંદુ ધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઈ સ્ત્રી હલાવી શકે એમ નથી.' બાના સ્વર્ગવાસ પછી એક વિદેશી મિત્રના દિલાસાના જવાબમાં તેમણે લખ્યું : 'બાનો દેહ ભસ્મીભૂત થઈ ગયો છે, પણ બા તો મારી જોડે છે.'

કસ્તુરીના જેવી પોતાના જીવનની સુગંધ બા સદાને માટે ભૂતળ ઉપર મૂકી ગયાં છે.

— ચંદ્રશંકર શુક્લ

"મારાબાપુ"




# લગ્નનું વ્યાપક સ્વરૂપ

શ્રી. કેદારનાથજી

લગ્ન કેવળ વધૂવર માટે નથી કેવળ તેમની જરૂરિયાતો માટે અથવા તેમના કેવળ સુખ માટે તે નથી માણસમા રહેલી દુર્દમ્ય ઇચ્છા અને નૈસર્ગિક પ્રેરણાને કેવળ રસ્તો આપવા માટેયે તે નથી આ બધી બાબતોનો તેમા સબધ હોય તોપણ તેના કરતાયે શ્રેષ્ઠ અને પવિત્ર ધ્યેય સાધ્ય કરવા માટે મનુષ્યે લગ્નનો ઉપયોગ કરવાનો છે અને તે જ તેનો પ્રધાન હેતુ સમજવાનો છે માનવતા પ્રાપ્ત કરવા માટે આપણે તેનો ઉપયોગ કરવાનો છે લગ્નસબધ દ્વારા ગૃહસ્થાશ્રમ સ્વીકારીને બને જણે પરસ્પરની ઉન્નતિમા મદદ કરી સાથે મળીને સમાજના કર્તવ્યો પાર પાડી પોતાનુ શ્રેય સાધવાનુ છે પેઢી દર પેઢી આવતા અને વધતાવધતા પોતા સુધી આવી પહોચેલા માનવતાના વારસાને અધિક પવિત્ર, વ્યાપક, ઉદાત્ત અને વૃદ્ધિગત કરી તેને પોતાના સતાનમા ઉતારી પોતાની ભાવિ પેઢીને માનવતાના માર્ગમા જન્મથી જ અધિક લાયક બનાવવા માટે તે છે પેઢી દર પેઢી રૂપે નિર્માણ થતી આવેલી માનવજાતિના આ મસ્કારો માનવી સદ્ગુણો એક કરતા એક વિશુદ્ધ અને પ્રગતિકારક થતા જઈને માનવજાતિ પરમ શુદ્ધ અને પરમ મગળ સ્થિતિએ જઈ પહોચે એવા પરમાત્માના હેતુની સિદ્ધિ મનુષ્યે લગ્નની મદદથી કરી લેવાની છે લગ્ન સબધથી વરવધૂનુ જીવન એકત્ર થાય છે તેને લીધે બે જીવમા જાણે એક જ ચૈતન્ય વહેવા લાગે છે બે જીવોના આ સબધથી બે કુટુબો એકત્ર થાય છે તેમનામા, આપસમા મૈત્રી, પ્રેમ, વિશ્વાસ વગેરે સદ્ભાવ વધવા લાગે છે બધાના સુખદુઃખો બધાને વધતા ઓછા પ્રમાણમા લાગવા માડે છે તે બને કુટુબના બીજા અનેક સબધી કુટુબો, તે અનેક કુટુબોના અનેક આપ્ત સબધી, મિત્ર, પરિવાર મળીને બધામા લગ્નના નિમિત્તે જ પોતાપણાની વિશાળતા અને ઐક્ય વધવા લાગે છે બધાને એકબીજાનો આધાર લાગે છે બધા એક બીજાને મદદ કરે છે અને દુઃખ પરસ્પરમા વહેચી લઈને પરસ્પરનુ સુખ વધારે છે આ રીતે બધાનો મળીને એકજીવી સમાજ બને છે તે સમાજની, તેના સ્ત્રીપુરુષની, આબાલવૃદ્ધોની સેવા ગૃહસ્થ અને ગૃહિણી જ અનેક પ્રકારે કરી શકે છે પ્રાચીનકાળમા આપણા

[illegible] ઉપડ્યા. જેમ જેમ એ ઘરથી દૂર જતો ગયો તેમ તેમ વારંવાર આકાશમાંથી કોઈ તેને કહી રહ્યું હોય એમ તેને લાગ્યું : “જેટલો દૂર તું તારા ઘરથી જાય છે તેટલો જ દૂર મારી પાસેથી જાય છે.” પહેલાં તો તેને થયું કે આ શબ્દો કોઈ સેતાન બોલી રહ્યો છે. એ તેને ઘેર પાછો ઘસડી જવા માટે લલચાવી રહ્યો છે. પણ અંતે તેને પ્રતીતિ થઈ કે આ આકાશવાણી પ્રભુની જ વાણી છે. તેથી એ ઘેર પાછો ફર્યો. થોડા વખત પછી તેણે, પોતાના ઘરમાં જ પ્રભુના સ્પર્શનો અનુભવ કર્યો.

સાચી મુક્તિ તો અંદરની એક વિશેષ મનોવૃત્તિ છે, આત્માનું વલણ છે, બહારનો કોઈ આડંબર નથી. જેમ કવિતાની મુક્તિ છંદના બંધનમાં છે, તેમ ગૃહસ્થાશ્રમમા પણ મુક્તિ પોતાને ત્યાગ – બંધનમાં બાંધવાથી માણસને મળી શકે છે

એક બીજો પણ ગૃહસ્થાશ્રમનો ગુણ છે. તે જીવનને સંપૂર્ણતા તરફ લઈ જવા માટે બહુ જ ઉપયોગી છે. એ સંપૂર્ણતા અથવ સમગ્રતા બીજી કોઈ રીતે પ્રાપ્ત થતી નથી એક વાર દીનબંધુ એન્ડ્રુઝે કહ્યુ હતું, ‘મને એક જ દુ:ખ રહી ગયું છે કે હું જીવનમા ગૃહસ્થાશ્રમની શિખામણથી વંચિત રહ્યો છું તેથી મારા જીવનમાં કઈ ખામી અથવા ફાંક રહી ગઈ છે તે હું જ જાણું છું. બધાં બંધનો તોડીને ત્યાગ કરવો સહેલો છે. પણ બંધનોમા બંધાયેલા હોઈએ ત્યારે ત્યાગ કરવો એ બહુ જ અઘરું કામ છે.”

ગૃહસ્થાશ્રમ એ પક્ષીના માળા—નીડ—ની માફક છે. એ માળામા રહીનેય પક્ષી આકાશ તરફ તાકી શકે છે અને આકાશમા ઊડી પણ શકે છે. એટલે જ તો ગૃહસ્થાશ્રમનું આટલું બધું મહત્ત્વ છે.

---

બાપુના પત્રો : [અનુસંધાન પૃષ્ઠ ૧૯ નું ચાલુ] ખબ શેકી તેને ઝીણા દળીએ ને તેમાં સહેજ ગોળ ને પાણી મેળવીએ તો તે મેલિન્સ ફૂડની ગરજ સારે છે. તેવી વસ્તુની અવેજીમાં આપણે ઘણી ચીજો બનાવી શકીએ છીએ.

તમારા ત્યાં હોવાથી ને રામી કાંતિની હાજરીથી છગનભાભીને ખબ શાંતિ રહે એ સહેજે સમજી શકાય તેવું છે.

મારાથી કે બાથી હાલ તુરત નીકળી શકાય એવું હું તો જોતો નથી. મણિલાલ હાલ અહીં છે. ફાગણ મહિનાની અધવચમાં જશે. જમનાદાસ પણ અહીં છે. હાલ હું અહીંની નિશાળના કામમાં ગૂંથાયેલો રહું છું. ૨૫ છોકરાં છે. તેમાં આઠ મુસલમાન બે પારસી ને બાકીના હિંદુ છે. હિંદુમા પાંચ મદ્રાસી ને એક કલકત્તાનો છે બાકીના ગુજરાતી. જમનાદાસ વિ. ભણાવવામા મદદ કરે છે.

રામીબાઈને કાંતિભાઈને મારા વતી પુષ્કળ બકી લેજો. બલીને કાગળ લખવાનું કહેજો.

....રામીને આપણે તદ્દન સ્વદેશી સંસ્કાર પાડીએ એ ઇચ્છવા જેવું છે. એટલે તમે ચોકલેટ ન મોકલવાનો ઠરાવ કર્યો તે ઠીક કર્યું ગણું છું. છતાં એટલી સાવચેતી આપું છું કે આવી બાબતમાં ‘બાપુ આમ ધારે છે વાસ્તે કરવું’ એવું ન કરજો. હું વિચારો બતાવું તેમાં તમને જે પસંદ પડે તે જ અમલમાં મૂકજો. તમે સ્વતંત્ર રીતે વૃદ્ધિ પામો એવું જ ઇચ્છું છું. તમારા હેતુ સરલ છે એમ હું જાણું છું એટલે તમારા વિચારો જ્યાં ભૂલ ભરેલા હશે ત્યાં એની મેળે જ સુધરી જશે. — બાપુના આશીર્વાદ.

“પ્યારાબાપુ”

# પ્રેમનો પ્રસાદ

શ્રી. ગુ. મ.

"પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનુ શીખવે છે, પણ જ્યારે હુ પ્રેમ કરું છુ, ત્યારે તે મને શૂળી પર ચડાવે છે."

એનુ નામ હતુ સુદરી તે નીલગિરિના એક વનમા રહેતી હતી. તે પાચ બચ્ચાની મા હતી. તેનો પતિ બે વરસ પહેલા ગુજરી ગયો હતો તે બાજુમા આવેલા શહેરના ગ્રથાલયનો એક નાનો કારકુન હતો પણ તેનામા એક વિશિષ્ટ ગુણ હતો



જે કોઈ ગ્રથાલયમાથી નવી ચોપડી લેવા આવતો અથવા વાચીને ચોપડી પાછી આપવા આવતો તેની સાથે એ બહુ જ વિનયપૂર્વક અને હસીને વાતો કરતો તેથી લોકોએ એનુ નામ પાડયુ હતુ — 'હમેશ હસમુખ સુબ્રામનિયમ્' જ્યારે તેનું અવસાન થયુ ત્યારે તેની ઉમર ફક્ત ૨૭ વર્ષની હતી. એક દિવસના તાવથી તે એટલો નિર્બળ થઈ ગયો હતો કે બીજે દિવસે સવારે પથારીમાથી ઊઠતી વખતે એકાએક તેનો શ્વાસ બધ થઈ ગયો

જ્યારથી સુંદરી વિધવા થઈ ત્યારથી તેનુ પોતાનુ અને પાચ બચ્ચાનુ પોષણ તેને ભારરૂપ થઈ પડયુ તેનો પતિ કઈ સપત્તિ મૂકી ગયો ન હતો, જો કે એના મૃત્યુ પછી ગ્રથાલયની સમિતિએ એના કુટુબના તાત્કાલિક ગુજરાન માટે થોડી રકમ આપી હતી પણ તે તો સાત મહિનામા જ ખરચાઈ ગઈ હતી તેથી સુદરીએ ગુજરાન માટે બે ગાયો રાખી હતી અને તેનુ દૂધ વેચીને ઘણી મુશ્કેલીથી કોઈ પણ રીતે ઘર ચલાવતી હતી.

પરતુ ગરમીની મોસમમા જ્યારે નજીકના બગલામા મુંબઈથી એક શેઠ અને શેઠાણી હવાફેર માટે આવતા, ત્યારે એની કમાણીમા વધારો થતો ખરો તે શેઠાણીની સેવિકા તરીકે એ કામ કરતી અને દર મહિને ત્રીસ રૂપિયાની કમાણી કરતી

એના પતિની માફક સુદરી પણ સદા હસતી જ રહેતી કેટલુંયે કામ હોય તોય તેના મુખ પર વિષાદની કે થાકની નિશાની દેખાતી નહી. અને તે પોતાનુ કામ પણ આનદથી અને ઝડપથી કરતી જેથી કામ કરતા કરતા તે પોતાના બચ્ચા તેમ જ પોતાના બચ્ચા જેટલી જ વહાલી ગાયોને વારવાર જોવા જઈ શકતી

સુદરીમા એક બીજો પણ ગુણ હતો તેણે અગ્રેજી એક – બે ચોપડી જેટલો અભ્યાસ કર્યો હતો, તેથી તે અંગ્રેજી બહુ જ થોડુ સમજી શકતી એની માતૃભાષા તામિલ હતી, અને એના શેઠ – શેઠાણી એ ભાષાથી અપરિચિત હતા એ કારણે શેઠ કે શેઠાણી ને સુદરીને જ્યારે કઈ પણ કહેવાનુ હોય ત્યારે તેઓ એની સાથે અગ્રેજીમા વાતચીત કરતા. સુદરી પણ કામ પૂરતું સમજી લેતી. પરતુ પ્રત્યેક વખતે શેઠ કે શેઠાણીની વાત સાભળીને તે કહેતી, "થેક યૂ." (આપનો આભાર માનુ છુ) જ્યારે કામની બાબતમા એને

રોજના પંચમહાયજ્ઞો ગૃહસ્થાશ્રમને આધારે ચાલતા હતા. તેમાં દેવતા, પિતર, જ્ઞાની, મનુષ્ય અને જીવમાત્ર – બધાંની સેવાનો અંતર્ભાવ કરેલો હતો. તે બધાંની સેવા નિત્ય નિયમથી કરનાર દંપતી જેટલી શ્રેષ્ઠતા તે કાળે કોઈનીયે માનવામાં આવતી ન હતી. આવો આ દાંપત્યધર્મ ગૃહસ્થાશ્રમ – જીવનનું પવિત્ર ધ્યેય સિદ્ધ કરવા માટે છે. તે કેવળ વૈયક્તિક, તાત્કાલિક અને ક્ષુદ્ર સુખ માટે છે એમ માનવું એ તેની વિડંબના છે. મનુષ્યે એક બાજુથી પોતાની ઉન્નતિ અને બીજી બાજુથી જગત વિષેના પોતાનાં કર્તવ્યો કરવાનાં છે. સ્ત્રીપુરુષ બંનેયે અનુક્રમે પતિવ્રત અને પત્નિવ્રત ધારણ કરી તે એકનિષ્ઠ પાળી તેમાંથી જ આગળ સંયમની ઉપાસના વધારીને અને પોતાની ચંચળતા ને અસંયમનો સંપૂર્ણ ત્યાગ કરી ગૃહસ્થાશ્રમની પરમ શુદ્ધિ સાધવાની છે. જીવનમાં જોઈતા અનેક સદ્‌ગુણોની પ્રાપ્તિ કરીને માનવતા સિદ્ધ કરવાની છે.

## ગૃહસ્થાશ્રમ — મુનિશ્રી સંતબાલજી

(૧) આર્યતત્ત્વજ્ઞાનનો પાયો અને ટોચ બન્ને બ્રહ્મચર્યમાં સમાય છે. ચાર આશ્રમોમાં પ્રથમ સ્થાન બ્રહ્મચર્યનું અને ચોથું (અંતિમ) સ્થાન સંન્યસ્તનું છે. તે એનું પ્રમાણ છે.

(૨) આથી જ ગૃહસ્થાશ્રમમાં વિકારની ઉત્તેજનાનો નહિ પણ વિકારના સંયમનો સમાવેશ છે.

(૩) ગૃહસ્થાશ્રમમાં જાયા અને પતિ તો દ્વંદ્વ સમાસ કરીને 'દંપતિ' શબ્દ બનાવાયો છે. આમ માત્ર અંતરથી જ નહિ બાહ્ય રીતે પણ બન્નેએ ઐક્ય સાધવાનું છે અને અનુભવવાનું છે.

(૪) આવું અતૂટ ઐક્ય અસંયમથી કદી જ ન સિદ્ધ થઈ શકે.

(૫) નારી અને નર બન્નેની દેહભિન્નતા અને સ્વભાવભિન્નતા એકમેકમાં ત્યારે જ અભિન્ન થઈ શકે જ્યારે બન્નેય પોતપોતાની જાતને શરીરથી ભિન્ન એવા આત્મભાવમાં તલ્લીન કરે.

(૬) સીતારામ અને રાધેશ્યામ એ બન્ને શબ્દો એવા ભાવને વ્યક્ત કરનારા શબ્દ બ્રહ્મો છે.

(૭) સ્ત્રી અને પુરુષ બન્નેનાં ઉભયનાં શરીર પરનું આકર્ષણ જો એની પાછળ ઉદાત્ત એવું ધ્યેય ન હોય તો નીચેના તત્ત્વો તરફ ઘસડી જાય છે; પણ સંયમ અને આર્યોને વારસામાં મળેલા બ્રહ્મચર્યાદિ ગુણોની સ્મૃતિ એ બન્નેને સંતાનોત્પત્તિના એકમાત્ર હેતુ સિવાય વિષય ભોગની વાસનાથી નિવારે છે.

(૮) જન્મથી માંડીને મરણપર્યંતના સંસ્કારોમાં વિવાહ સંસ્કારનું મૂલ્ય ઓછું નથી. પ્રથમ સંતાનને જ ધર્મ્ય સંતાન માનનાર આર્યધર્મ સંતાનની પણ મર્યાદા જ સૂચવે છે અને એક સંતાનને સારુ પણ વર્ષોની હદ બતાવી વાનપ્રસ્થાશ્રમમાં સ્ત્રી સાથે પતિ અને પતિ સાથે સ્ત્રીને રહેવાનું હોવાં છતાં સર્વાંગે બ્રહ્મચર્ય પાળવાનું સૂચવે છે:

આ છે આર્યોની કડક સંયમ દિશા અને એથી જ એ બોલે છે.

"ગૃહસ્થાશ્રમસમો ધર્મ: ન ભૂતો ન ભવિષ્યતિ"

ગૃહસ્થાશ્રમ ભોગાર્થે છે એ ખ્યાલ ભ્રમભરેલો છે. હિંદુધર્મની બધી વ્યવસ્થા સંયમને પોષવા માટે જ છે. એટલે કે ભોગની કદી ફરજ હોઈ ન શકે. ગૃહસ્થાશ્રમમાં પણ સાદાઈ અને સંયમ એ દૂષણ નહિ પણ ભૂષણ જ છે. પરંતુ, સંયમના આદર્શને પોષતો હોવા છતાં મનુષ્ય કેટલાક ભોગો પ્રત્યેનું આકર્ષણ રોકી શકતો નથી. ગૃહસ્થાશ્રમના ધર્મો એ ભોગોની મર્યાદા અને સેવનના વિધિને આંકી દે છે. — કિ. ઘ. મશરૂવાળા



# ગાંધી-ગુરુ

શ્રી. ગુરુદયાલ મલ્લિક

[ ભારતની સંસ્કૃતિમાં સંગમનું માહાત્મ્ય અનુપમ છે જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે એ સ્થળનું દર્શન મંગળમય, શુચિમય અને પાવનકારી બને છે.

ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહા-વિભૂતિના ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભાવિ ગૌરવશાળી બનશે. આ બન્ને મહાપુરુષોના જીવનાભિપ્રાયોને સમ્મિલિત કરીએ એમાં જ આપણું શ્રેય છે ]

"સાચો અવધૂત તો જે જગતમાં રહીને પોતાને નિર્લિપ્ત રાખી શકે તે જ છે."

"વૈરાગ્યમાં અમારી મુક્તિ નથી" એ જ ગાંધીજી અને ગુરુદેવનો જીવનમંત્ર હતો. તેઓએ પ્રાચીન સમયના રાજર્ષિઓની પેઠે સંસારમાં જ રહીને જગતનું કામ કરી મુક્તિ મેળવી. તેથી જ તેઓએ ગૃહસ્થાશ્રમના બંધનો પણ ખુશીથી સ્વીકાર્યાં.

ગૃહસ્થાશ્રમ એ આપણા ચાર આશ્રમોમાં સૌથી વધારે અગત્યનો અને અગ્ર ગણાય છે. બ્રહ્મચર્યાશ્રમમાં જે સિદ્ધાંતોમાં વિશ્વાસ રાખવામાં આવે છે એ જે સંયમોનું પાલન કરવામાં આવે છે એ બધાની સાચી કસોટી ગૃહસ્થાશ્રમમાં થાય છે. જંગલમાં એકલો રહીને માણસ સહેલાઈથી અવધૂત બની શકે છે પણ સાચો અવધૂત તો જે જગતમાં રહીને પોતાને નિર્લિપ્ત રાખી શકે તે જ છે

સાચો ગૃહસ્થાશ્રમ તો પોતાનો સ્વાર્થ ઓછો કરવા માટે અને બીજા માટે કેમ ત્યાગ કરવો એ શીખવવા સારુ એક શાળા છે. ગૃહસ્થાશ્રમનો સાચો પાયો ત્યાગ છે, ભોગ નથી એટલા માટે જે ઘરમાં ત્યાગવૃત્તિ જોવામાં આવે છે તે ઘર સ્વર્ગ સમાન છે. અને જ્યાં ભોગવૃત્તિ પ્રબળ છે ત્યાં નરક જેવું બની જાય છે. એ ત્યાગવૃત્તિ ગૃહસ્થાશ્રમમાં જેમ જેમ ખીલે છે તેમ તેમ સંન્યાસ અને વાનપ્રસ્થ આશ્રમો માટે માણસના જીવનમાં બીજ નંખાતાં જાય છે અને તે બીજ યોગ્ય સમયે ફળ પામે છે.

ગુરુદેવની એક કવિતામાં આવે છે કે એક વાર એક માણસે પ્રભુની શોધ કેમ થાય એ નક્કી કર્યું. એ માટે પોતાનું ઘર તજવાનો પણ નિશ્ચય કર્યો. એ [illegible]

કઈ કહેવાના આવતુ અથવા કોઈ વખતે શેઠ કે શેઠાણી તેના કામથી અસતોષ પામીને ગુસ્સે થતા ત્યારે પણ તે "વેરી યૂ" કહેતી અને હસતી એથી ગુસ્સે થનનો ગુસ્સો પણ તરત જ ઊતરી જતો

એક વખતે શેઠ અને શેઠાણીની સાથે મુબઈથી એક નોકર આવ્યો તેની ઉમર લગભગ ચાળીસ વર્ષની હતી તેનુ લગ્ન થયુ હતુ પણ તેને એકેય સતાન ન હતુ તેથી તે સદા ઉદાસ રહેતો હતો તણે વણા દાકતરો અને સાધુઓની સલાહ લીધી પણ તેના ઘરને કલોલતુ કરવા માટે પગલીના પાડનારનું આગમન ન થયુ એ નોકરનુ નામ હતુ સીધારામ

સીધારામ પણ પોતાના કામમા હોશિયાર હતો, અને તે પણ અગ્રેજી થોડુ થોડુ સમજતો હતો જ્યારે તેનુ કામ પૂરુ થઈ જતુ ત્યારે તે પોતાની ઓરડીમા જઈને એકલો બેસતો કોઈ કોઈ વખતે તે પોતાની માતૃભાષામા કે હિદીમા કોઈ પુસ્તક કે પત્રિકા વાચતો. પણ વાચતા વાચતા જ્યારે સુદરીના નાના બચ્ચાઓના રમવાનો અવાજ તેના કાન પર પડતો ત્યારે તેનુ હૃદય વ્યાકુળ થઈ જતું તે વાચવાનુ બધ કરતો તેની આખમા આસુ આવી જતા અને તે પ્રભુને કહેતો, 'હે પ્રભુ, મે એવુ કયુ પાપ કર્યું છે કે મને તે એકેય બાળક આપ્યુ નહી? જ્યારે આ બિચારી સુદરીને બે ટક ખાવાનુંયે પૂરતુ મળતુ નથી એને તે પાચ પાચ બાળકો આપ્યા છે! વાહ, ભગવાન, તારો ઇન્સાફ!" સીધારામ તો બાળકઘેલો હતો તેથી કોઈ કોઈ વાર તે શહેરમા જતો ત્યારે સુદરીના બાળકો માટે કઇને કંઈ રમકડુ અથવા મિઠાઈ અચૂક લઈ આવતો બચ્ચાઓ પણ તેને ખુબ ચાહતા હતા અને તેને ખુબ વહાલ કરતા અને તેને જોઈને "મામા" – "મામા" કહેતા

એક રાતે સુદરીનો સૌથી નાનો બાળક ઓચિતો સખત માદો પડયો અને જોર જોરથી રડવા લાગ્યો સીધારામે બચ્ચાના રડવાનો અવાજ સાભળ્યો અને તેનાથી રહેવાયુ નહી. તરત જ તે સુદરીની ઓરડી તરફ ગયો, બારણુ ઠોકયુ અને પૂછયુ, "બચ્ચાને શુ થયુ છે?" સુદરીએ જવાબ આપ્યો, "એના પેટમા દુખે છે"

"તો હુ દાકતરને બોલાવી લાવુ?" સીધારામે ફરીથી પૂછ્યુ

સુદરીએ પ્રત્યુત્તર આપ્યો, "દાકતરનુ ઘર તો અહીથી સાતેક માઈલ દૂર છે તમે અધારામા એકલા જગલના રસ્તે શી રીતે જશો? ભગવાન મારા દીકરાને સાજો કરી દેશે'

પણ સીધારામનુ મન માન્યુ નહી પરતુ એ શુ કરી શકે એમ છે? લાચાર બનીને તે પોતાની ઓરડીએ પાછો ફર્યો, પણ તેણે બારણુ ખુલ્લુ જ રાખ્યુ જેથી જો જરૂર પડે તો તરત જ તે સુદરીની ઓરડીએ પહોચી શકે. એવી રીતે તે આખી રાત જાગતો પડી રહ્યો

સવાર પડી પોતાને કામે બગલે ગયો દરરોજના ક્રમ મુજબ તેણે બધુ કામ કર્યું અને પછી દસ વાગે પોતાની ઓરડીએ જરા આરામ લેવા માટે પાછો ગયો જતા જતા રસ્તામા બચ્ચાની ખબર પૂછતો ગયો

તે ઓરડીમા આરામ કરતો હતો ત્યારે બગલાના બીજા નોકરે રાતે સીધારામને સુદરીની ઓરડી ભણી જતો ફક્ત જોયો જ હતો, તેણે શેઠાણીને જઈને કહ્યુ, 'શેઠાણીજી, મને તો કઈ ગડબડ ગોટાળો લાગે છે" શેઠાણી હતા ભોળા સ્વભાવના તેણે નોકરની વાત

તરત જ માની લીધી તેણે હુકમ કર્યો કે બપોરથી જ સુંદરીને બંગલામાં આવવાની અને કામ કરવાની બધી છે શેઠાણીને હુકમ સાંભળીને સુંદરીએ પોતાની ટેવ મુજબ "થેંક યૂ" કહ્યું અને હસતી હસતી તે પોતાની ઓરડીએ પાછી ફરી

જ્યારે સીધારામે આ બધી વાત સાંભળી ત્યારે તેને ઘણું દુઃખ થયું પહેલાં તો તેને એમ લાગ્યું કે તે પણ પોતાની નોકરી છોડી દે તો સારું કારણ કે સુંદરીને જે અન્યાય થયો હતો તે એનાથી સહન થતો ન હતો પણ તે પોતાના સ્વભાવ પ્રમાણે ચુપચાપ કામ કરવા લાગ્યો. કોઈની સાથે વધારે વાતચીત કરી નહીં છેવટે તેણે કામ ચાલુ રાખવાનું નક્કી કર્યું

સાંજ પડી સીધારામ કામ પરથી પરવારી પોતાની ઓરડીએ આવ્યો. ત્યાં તે બેઠો બેઠો આંસુ સારવા લાગ્યો અને પ્રભુના દરબારમાં પોતાની અરજી કરી રહ્યો હતો "હે ભલા ભગવાન, મને તે એક બચ્ચુયે ન આપ્યું, પણ બીજાના બચ્ચાઓને મેં વહાલ કર્યું એ માટે તે બચ્ચાઓની મા પર કોપ વરસાવ્યો આ તારો શો અન્યાય! તને જો આવી લીલા કરવામાં મજા પડતી હોય તો તારી એવી લીલા ફક્ત સ્વર્ગમાં જ કરતો રહે, આ ધરતી પર કરવાનું છોડી દે" એને એટલું દુઃખ થયું કે એ જમ્યા વિના રાતે સૂઈ ગયો

રાતે એક વાર સીધારામ ઊઠયો અને પોતાના મનને શાંત કરવા માટે તે જંગલમાં એકલો જઈને બેઠો કોઈ વાર ઊંચા યુકે લિપ્ટસના ઝાડો તરફ જોતો અને કોઈ વખતે આકાશના તારા તરફ સવાર થવા આવી, ધીમે ધીમે મધુર પવન વાવા લાગ્યો. ઝાડની ટોચ થોડી થોડી હાલવા લાગી. સીધારામને એમ લાગ્યું કે ઝાડ કંઈ વાત કરે છે એટલે તે ઝાડનો 'સૂ–સૂ' અવાજ સાંભળવા લાગ્યો. તેને એમ લાગ્યું કે સુંદરીને જે અન્યાય થયો હતો એની ફરિયાદ ઝાડ પણ પ્રભુને કરી રહ્યા છે શું? એવો છે તારો ન્યાય! તને તો લોકો દયાળુ કહે છે શું? એવી છે તારી દયા!'

"ત્યાં તો "કુદરતની ઘડિયાળ" કૂકડાએ બાંગ પોકારી "કૂકરે કૂક" સીધારામ ઊઠયો અને પોતાની ઓરડીએ જઈ તૈયાર થઈને બંગલે કામ કરવા ગયો તે હજી શેઠનો કામ કરવાનો ઓરડો સાફ–સૂફ કરી રહ્યો હતો ત્યારે તેના કાન પર એક ગીતના થોડા શબ્દો અથડાયા કોઈ જંગલમાંથી પસાર થઈ રહ્યું હતું અને મોટે અવાજે ગાઈ રહ્યું હતું

"અજબ દસ્તૂર હૈ ઉસકા,
મુઝે વહ ખુદ ઇશ્ક સિખાતા હૈ,
મગર જબ મૈં ઇશ્ક કરતા હું,
તો સૂલી પર ચઢાતા હૈ."

(પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનું શીખવે છે, પણ જ્યારે હું પ્રેમ કરું છું, ત્યારે તે મને શૂળી પર ચઢાવે છે)

સીધારામે એ શબ્દો સાંભળ્યા તેણે પોતાના મનમાં કહ્યું, "વાત તો સાચી છે પણ ભના એમ કેમ થતું હશે કે પૈસા વાળાઓ જ્યારે કોઈ બીજા સાથે અનીતિમય પ્રેમ પણ કરે છે ત્યારે કોઈ એને કંઈ કહેતું નથી, અને અમે ગરીબ લોકો સાચી લાગણી ધરાવીએ તોયે લોકો નિંદા કરી આગળી ચીંધે છે અને પ્રભુ પણ છાનો માનો બેસી રહે છે! શું ગરીબાઈ પણ એક ગુનો છે?'



## પ્રેમની ત્રિમૂર્તિ

ભગવાન બુદ્ધ ઈશુ બાપુ ત્રણેનુ જગતની મહાન વૈરાગ્યમયી વિભૂતિઓમા ઊંચુ સ્થાન છે આ ત્રણ મહાનુભાવ વ્યકિતએ સત્યની શોધ માટે પોતાનુ જે કઈ ભૌતિક સર્વસ્વ હતુ તે અર્પણ કરી દીધુ બુદ્ધે રાજ્યનુ સિંહાસન, ઈશુએ આ દુનિયાનો વૈભવ અને ગાધીજીએ અહિક સુખો સત્ય તેમના જીવનનુ ધ્યેય અને અહિંસા અથવા પ્રેમ તને સિદ્ધ કરવાનુ સાધન હતુ, એટલે જ તો બુદ્ધ મૈત્રી ધર્મ ઈશુએ પ્રેમ ધર્મ અને બાપુએ ભ્રાતૃત્વ ધર્મનો પ્રચાર કર્યો દરેકે પોતાના આદર્શને કુરબાનીની કસોટી પર વારવાર કસ્યો જેથી તેમને સાચા સ્વર્ગમા પ્રવેશ કરવાનો અમુલ્ય અધિકાર મળ્યો પણ તેનાથી તેઓને પૂરો સતોષ મળ્યો નહી તેઓ તો એવુ ઝખતા કે તે સ્વર્ગમા જ્યા સુધી જગતની બધી વ્યક્તિઓ પ્રવેશ ન પામે ત્યા સુધી તેમની વિવિધ સેવામયી પ્રવૃત્તિઓ અખડ ચાલુ રહે અને પાતે તે સ્વર્ગની શાતિ ન ભોગવે

જે સાચા સ્વર્ગનુ ચિત્ર તેઓના હૃદયમા વસેલુ તે સદા તેઓની આખો સામે તરતુ તેના સૌદર્યની છાયા બજુના ચિત્રમા દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે તે છાયા 'અમૃતસ્ય છાયા' જેવી છે કારણ કે તે માણસને અમર બનાવે છે ચિત્રકારે પોતાની કલ્પના શકિત અને કલાના કીમિયાથી ત્રણે વિભૂતિઓની આતરિક આત્મીયતા સારી રીત ઇંગિત કરી છે તેથી આ ચિત્રને 'અહિંસાના અવતારો' 'પ્રેમની ત્રિમૂર્તિ' અથવા સત્યની ત્રિમૂર્તિ 'નુ શીર્ષક આપી શકાય

આ ચિત્રમા એ ત્રિમૂર્તિનુ દર્શન કરતા એમ લાગે છે કે બુદ્ધ અને ઈશુ બાપુને ટેકો આપીને કહી રહ્યા છે "હે અહિંસાના પથ પર ચાલનારા અમારા સહયાત્રી, તુ આગળ ને આગળ પથ પર અગ્રસર થતો જા અમે તમારી સાથે છીએ હિમ્મત હારતો ના"



# બાના પત્રો

## "પ્રભુની ઇચ્છા હોય તેમ થાય મનુષ્યનું કાંઈ ગજું નથી."

[બા તે બાપુજીના જ એટલે બાપુજીની પ્રેમળતા અને કરુણભાવના એમનામાં પણ મૂર્ત થયા વિના કેમ રહે? બાનું હૃદય અત્યંત માતાનું જ હતું. એમાં સર્વદા વાત્સલ્યનું અનિરુદ્ધ ઝરણું વહેતું રહેતું. બની આશ્રમમાં બા તો વડીલ જ રહેતાં હતાં. જાણે આખા કુટુંબની સંભાળ એમને હાથે જ થઈ રહી છે એવું એમના મુખ પર સૌહાર્દ ભાવ પરથી સહુને લાગતું અને બાની શીળી છાયામાં સહુ નિશ્ચિંતતા અનુભવતા. જો કોઈ આપત્તિ આવી પડે તો બા એમની પાસે હાજર જ હોય અને એમની યથાશક્તિ સેવા કરીને કે એમના દુઃખમાં સહભાગી થઈને બા એને સાંત્વન આપતા. કોઈના દુઃખની અથવા પ્રવાસ કરીને મૃત્યુની જાણ થાય તો બા અચૂક પત્ર લખાવતા અને એમાં બાનું દર્દભર્યું હૃદય ઠલવાતું. આવા પ્રસંગે લખાવતાં બા ગળગળા થઈ જતા અને બાની પ્રેમસ્વરૂપ મૂર્તિનું દર્શન થતું. બાના આવા પ્રસંગે લખાયેલા પત્રો એ ખરેખર બાના વિશાળ હૈયાનું સનાતન કાવ્ય જ છે]

ચિ૦ વિજ્યા

દા ગયાના ખબર સાંભળી ઘણી ચિંતા થતી હતી. બહુ મંદવાડ ભોગવ્યો. મને તો કંઈ લખવું સૂઝતું નો'તું. છેવટે તો કૅન્સર થયું. એ રોગ તો બહુ ખરાબ. હું તો માનું છું કે એને ઈશ્વરે બહુ ન પિલાવ્યા તે સારું થયું. દુઃખ તો થાય પણ આપણો ઉપાય નહિ ત્યાં શું થાય? બહેન, ધીરજ રાખજે. હવે તારે છોકરાઓના દેખતા રડવું નહિ, કારણ છોકરાઓને બીક અને ડર પેસી જશે તો તારે વધારે ઉપાધિ થશે. હવે છોકરાઓની સાચી તું જ મા અને તું જ બાપ છે. બાકી તો ત્યાં ફૈબા છે, મા કે' તો પણ એ જ અને બહેન! જો છોકરાઓની સંભાળ રાખીશ તો કાલે સવારે ભગવાન સારું કરી દેશે. બાકી જો રડ્યા કરીશ તો એના આત્માને શાંતિ નહિ રહે અને ધીરજ રાખીશ તો શાંતિ રહેશે.

દુર્ગાબહેનને જોને કેટલું દુઃખ થયું? છતાં એ છોકરાઓના દેખતા કદી રડતા નથી. જમનલાલજી ગયા તો જાનકીબહેનને કેટલું દુઃખ થયું? એ બધું તો તું જાણતી જ હશે. બાકી તો તારે રામાયણ ભાગવત દરરોજ એક કલાક બધું છોડીને તારાથી વંચાય તો તારે વાંચવું, નહિ તો ધીરુ વાંચે, પણ હંમેશા વાંચવાનું રાખજે, અને બહેન, ખૂબ ધીરજ રાખી, છોકરાઓ ઉપર ખૂબ જ પ્રેમ રાખી, પડખામાં લઈને બેસજે. છોકરાઓ, ફૈબા, રાધા બધાને મારા આશીર્વાદ કહેજે. બસ, બાપુજી તો કોઈને કાગળ જ નથી લખતા. બાપુજીના આશીર્વાદ. તારી તબિયત સાચવજે. જે યાદ કરે તેને મારા આશીર્વાદ. આણંદલાલ તો દૂર રહ્યા એટલે ફૈબા છે તો તને ખૂબ જ ધીરજ આપશે જ. હવે તો ઈશ્વરનું નામ સાચું.

તા. ૧૪-૬-૪૩

લિ૦ મારા તથા બાપુજીના આશીર્વાદ

અ. સૌ. રમા,

ઊર્મિલાના રામશરણ પામ્યાના સમાચારથી દિલગીર થઈ છું. એવી રમતી જમતી પોપટ જેવી દીકરીના આવ્યા જવાથી તમને દુઃખ થાય એ સ્વાભાવિક છે પણ ઈશ્વરને ગમ્યું તે ખરું. એની ઇચ્છા હોય તેમ થાય, મનુષ્યનું કાંઈ ગજું નથી. તમે ધીરજ રાખજો. તે માના મનને વધારે અશાંતિ છે પણ પ્રભુના ઘર આગળ આપણો ઉપાય નથી. એ તો બિચારી આવી એવી ગઈ. તમારી પાસે રહેવું નહીં હોય નહિ તો શું કામ ચાલી જાય! બહુ શોક કરશો નહીં. તમે દુઃખી રહો તો છોકરા પણ ઉદાસ રહે માટે શાંતિ રાખી ઈશ્વરનું સ્મરણ કરશો કે જેથી આપણું તેમ જ જનાર આત્માનું કલ્યાણ થાય. — લિ૦ બાના આશીર્વાદ

૨૬ (૧૯૫૦)

' ધ્યાનમાળુ

બે પારસી ને બાકીના હિંદુ છોકરીઓમાં પાંચ
મદ્રાસી ને એવું કંઈક ... છે બાકીના
ઉપ.રાતે. ... ભણાવવામાં મદદ
કરે છે?

રામીબાઈને તેડી આવજે મારી વતી
ઉછેરી ... બાળોને ... કરવાનું
કહેજો.

બાપુના
આશીર્વાદ

[ગાંધીજીને આખું જગત મહાત્મા તરીકે માને છે. મહાત્મા એટલે સંસારથી પર એવી આધ્યાત્મિક સૃષ્ટિમાં વિહાર કરનાર મહાપુરુષ એવો અર્થ આપણે ઘણુ કરીને સમજીએ છીએ. પરંતુ ગાંધીજી તો 'બાપુ' તરીકે જ આપણા અંતરમાં સ્થાન પામ્યા છે અને એમાં જ એમની મહત્તા છે બાપુજી હિમાલય જેવા તો ખરા, પણ સાથે સાથે એટલા જ શીતળ અને શાતદાયી પણ હતા જ. બાપુજી કેટલાયે વ્યવસાયમાં હોય, કેટલીયે વાર ધ્યાનમગ્ન બાપુને જોતા થઈ આવે કે બાપુ તો કોઈ ઉચ્ચતમ સૃષ્ટિમાં વસનારા છે, પણ બાપુનું હૃદય સાચા ગૃહસ્થાશ્રમીનું જ હતું. જેમ કુટુંબના વડીલ આખા કુટુંબની સંભાળ રાખે છે અને સૌના સુખે સુખી અને સૌના દુઃખે દુઃખી થાય છે તેમ બાપુ પણ એમના સુવિશાળ કુટુંબના સુખદુઃખમાં મહભાગી થતા હતા. કેટલીયે નાની નાની વસ્તુઓ પર બાપુ પોતાના જરૂરી કામોને પડતા મૂકી અથવા ગૌણ ગણી સ્વજન જો દૂર હોય તો પત્રો લખીને પણ ધ્યાન રાખતા. નીચેનો તેમના જ્યેષ્ઠ પુત્રવધુ ઉપર લગભગ ૧૯૦૯ની સાલમાં લખેલો પત્ર શ્રી કુંવરજીભાઈ પાસેથી મળ્યો છે. જનપરિવારમાં રાચતા છતાં કુટુંબ-પરિવારના સુખદુઃખોને પળભર પણ વેગળા ન કરનાર 'બાપુ' નામની યથાર્થતા અહીં સાકાર બને છે.]

પરદેશી એક પણ વસ્તુ વાપરવી તેમાં હું તો પાપ સમજુ છું.

ચિ૦ ચંચળ,"

તમારો કાગળ ઘણે માસે મળ્યો. તમે લખવામાં ઓછું આળસ રાખો એવું ઇચ્છું છુ

ચિ૦ હરિલાલની સાથે જ રહેવાની તમારી ઇચ્છા હોય એ હું બરોબર સમજી શકુ છું તે વિષયમાં હું બીલકુલ વચમાં આવવા માંગતો નથી. તમે સુખી થાઓ ને રહો એ જ મારી ઇચ્છા હોય."

કાંતિને સારુ તમે મેલીન્સ ફૂડ વાપરો છો એ મને તો ઠીક નથી લાગતું પરદેશી એક પણ વસ્તુ હિંદુસ્તાનમાં વાપરવી તેમાં હું તો પાપ સમજુ છું. તેમાં વળી ખાવાની વસ્તુ વાપરવી એ તો હવે જરાએ રુચતું નથી. તેઓની બનાવેલી તમામ વસ્તુઓ ભ્રષ્ટ છે એમ લાગ્યા કરે છે. તેઓને ચરબી તથા દારૂ વાપરવાની બાધ નથી હોતી એટલે જ્યારે વસ્તુઓમાં દારૂ ચરબી ઈ. નથી હોતાં ત્યારે પણ તેના સ્પર્શથી મુક્ત તો નથી રહેતાં એમ મે જોયું છે. આપણાં બાળકો અગાઉ તેવી વસ્તુઓ વિના ઊછરતા એમ જાણીને માની આપણે પણ તે વસ્તુઓ વિના ચલાવવુ એવી મારી તો સલાહ છે. ઘઉંને [અનુસંધાન પૃષ્ઠ ૧૦મે]

# જીવનની સંજીવની

શ્રી. મુકુલભાઇ

બાપુજી હંમેશાં માનતા કે બાળકોને નાનપણથી સારી ટેવ પાડવી જોઈએ. નાનપણથી જ સારા સંસ્કારમાં ઉછેરવાં જોઈએ. ખાવાપીવામાં, પહેરવામા, ઊઠવાબેસવામાં ખાસ સંયમ પળાવો જોઈએ તેથી બાપુજી પોતાના પુત્રોની સંભાળ લેવા સદા જાગ્રત રહેતા ઘરમા ચાને સ્થાન જ ન હતું. ચાની બૂરી ટેવ ન પડે એની કાળજી રાખતા.

વળી બાપુજી એમ પણ માનતા કે બાળકોને માબાપથી કંઈ પણ છાનું કરવાની કે રાખવાની કુટેવ પડવા ન દેવી જોઈએ. બાળકોમા નિર્ભયતા આવવી જોઈએ અને અંતરાત્માની શરમ હોવી જોઈએ. એને એટલું તો ભાન હોવું જ જોઈએ કે એ ભલેને બીજાથી કેટલુયે છાનું રાખવા માગે તોયે પોતાના અંતરાત્માથી એ કદી પણ છાનું રાખી શકે એમ નથી. તો પછી આપણાં માબાપ કે વડીલજનથી છાનું શા માટે રાખવું કે આચરવું જોઈએ?

કોઈ કોઈ વાર દેવદાસને ચા પીવાનું મન થાય. ઘરમાં તો ચા થાય જ કયાંથી? તેથી એ તો છાંનામાનાં ફઈબા પાસે જાય અને ફઈબા છાનાંમાનાં એમને થોડી ચા પાય. ફઈબાને હંમેશ ડર તો રહેતો જ કે ગાંધીજીને જો આ વાતની જાણ થાય તો ભારે થઈ પડે!

અને એક દિવસે બાપુજીને આ વાતની શંકા આવી. તેઓ તરત જ રળિયાતબહેનના ઓરડામાં ગયા અને જુએ તો દેવદાસ ફઈબાના ખોળામાં લપાઈને ચા પીતા હતા. બાપુજી શાંતિથી અને જરા દુઃખભર્યા અવાજે બોલ્યા, "બહેન, તમે આવી ટેવ પાડો છો એ સારું ન કહેવાય. તમને કયાં જાણ છે કે માબાપથી છાની રીતે એમ વર્તતાં બાળક શીખે તો એનું કેટલું બૂરું પરિણામ આવે છે!"

બાપુજીના આ કથનમાં કેટલું સત્ય રહેલું છે! બાપુજી તો હંમેશાં પોતાના જીવનને જ દ્રષ્ટિ સમીપ રાખીને વિચાર કરતા હતા. બાપુજી પણ જ્યારે નાના હતા ત્યારે માબાપથી છાનું રાખી વર્તવાની કુટેવ પડવાથી જ બીડી પીતાં, ચોરી કરતાં, માંસ ખાતાં શીખ્યા હતા. તેથી બાપુજીને આ સત્ય પૂરેપૂરું સમજાયું હતું. આ સત્યનું ભાન બાપુજીને નાનપણથી જ હતું. માબાપને છેતરવાં એ મોટું પાપ છે એવી સમજ એમને નાનપણથી જ હતી. તેથી એમને પોતાનું આ દુરાચરણ હંમેશાં ડંખ્યા કરતું. માબાપથી તો કંઈ છાનું રખાય જ નહીં એમ તેમને હંમેશાં થતું. છેવટે પિતાશ્રીને એ બધી વાત જણાવવાની ઇચ્છા પ્રબળ થઈ. પણ મોઢેથી કહેવાની હિંમત ન જ ચાલી. એટલે ચિઠ્ઠી લખી પિતાશ્રી-પાસે પોતાની કુટેવનો એકરાર કર્યો ત્યારે જ એમને શાંતિ વળી.

આપણે પણ એ પરથી બોધપાઠ લઈએ અને બાપુજીનું વચન આંખ સામે રાખી જીવનને નિર્મળ બનાવીએ:

"ખરી શરમ દોષ કરવામાં છે; દોષ છુપાવવામાં તો દોષ બમણો થાય છે....કુવિચારોને જેવા આવે તેવા જ કાઢયા કરે તેનો સદા જય જ છે....એ વિચારોને આપણે કદી છુપાવવા નહીં."

"પ્યારાબાપુ"



# બાળકોના બાપુ

[ ગાંધીજી મહાત્મા હતા, રાજનીતિજ્ઞ હતા એ વાત તો ખરી. પણ ગાંધીજીનું ખરું સ્વરૂપ 'બાપુ' તરીકે જ વ્યક્ત થતું હતું. બાપુજી તો નાના મોટા સહુના 'બાપુ' હતા. બાપુજીને ખરેખર જોવા જ હોય તો તેઓ જ્યારે બાળકોથી વીંટળાયેલા હોય ત્યારે જ જોવા એ ખરેખર જીવનનો સુધન્ય અવસર છે. બાપુજી એટલે બાળકોના નિર્ભય સાથી, પ્રેમળ માર્ગદર્શક. બાળકો બાપુજી આગળ સંકોચ વિના, ભય વિના પોતાનું હૃદય ખુલ્લું કરતા અને બાળકપ્રેમી બાપુજી પણ તેઓને એ જ રીતે આવકારતા અને તેઓનાં જીવનને આત્માની સૌરભથી મહેકતુ કરતા હતા. ]

બાળકો અને બાળાઓ,

તમારામાં જેણે રસોડામાં મદદ કરવાનું કામ માથે લીધું છે તેને ધન્યવાદ આપું છું. તમારામાં એવી ઉમ્મરના પણ છો કે જે ધારો તો આખી જવાબદારી લઈ શકો છો. રસોડામાં જે મુશ્કેલીઓ આવે છે તેનું કારણ કેવળ આપણી તૂટીઓ છે તમારી જાણને સારુ મને યાદ આવે છે એટલા નિયમો નીચે આપી દઉં છું. એનો અમલ કરશો તો તમે જોશો કે રસોડાનું કામ મુદ્દલ અઘરું નહિ લાગે.

(૧) ગમે તે થાય કંઈ બગડે કે ફૂટે તોયે મિજાજ ન ખોવો, અધીરા ન થવું. ચિંતા ન કરવી. કારણ શોધી ને તે દૂર કરવું.

(૨) સાથી કામ પૂરું ન કરે કે આળસ કરે તેથી તેની ઉપર ચીડાવું નહિ પણ તેટલો વધારે બોજો પોતે ઉપાડી લેવો.

(૩) જે કરવું તે પાકું ને બને તેટલું પૂર્ણ કરવું.

(૪) રસોડામા રમત કદી ન કરવી, એક બીજાને હસતાં પણ ન મારવું

(૫) કામ વિના ન જ બોલવું સહુથી સારું છે પણ બોલ્યા વિના ન જ રહી શકાય તો બહુ જ ધીમે સાદે નિર્મળ વિનોદ વાર્તા કરવી. પણ ધીમે ધીમે ટેવ તો ન જ બોલવાની પાડવી.

"પ્યારાબાપુ"

(૬) વાતો કરવી જ તોયે કોઈની નિંદાની, એક બીજાની કૂથલીની વાત કદી ન કરવી.

(૭) રસોડામાં બાળકો કેવળ કછોટાવાળું ધોતિયું જ પહેરે તો બસ છે. બાળાએ પણ કચ્છ વાળીને બેસવું જોઈએ ને જાકીટ બસ છે. ઓઢણીની આવશ્યકતા રસોડામા નથી. આમ કરવાથી લુગડાંનો બચાવ થાય છે ને દાઝવાનો ભય ઓછો રહે છે. કોઈએ પહેરણ પહેર્યું હોય તો તેની બાંય કોણી લગી ચડાવી દેવી.

(૮) છીંક આવે તો રૂમાલ મોઢે રાખીને છીંક ખાવી કે જેથી થૂંકના છાંટા શેમાંયે ન ઊડે. નાક સાફ કરવું હોય તો રૂમાલ વાપરવો. પસીનો આવે તો લૂછી નાખવો. ટીપાં કશામાં ન જ પડવા દેવાય. આનો અર્થ એ થયો કે બધાંની પાસે રૂમાલ હોવો જ જોઈએ.

(૯) વાસણ વ. લુવાનો રૂમાલ તો રસોડા ખાતે નોખો જ હોય ને તે રોજ સાબુથી ધોવાવો જોઈએ.

(૧૦) રસોડામાં કામ કરનારે ખાસ કાળજીથી નખ સાફ રાખવા. વખતોવખત ઉતારવા છતાં તેમાં મેલ ભરાયો હોય તે સળીની અણીથી કાઢી નાખવો.

(૧૧) રસોઈની કંઈ ચીજ સ્વાદને ખાતર કોઈએ ન ઉપાડવી કે ચાખવી.

(૧૨) શાક વિ૦ ખારું ફિક્કું છે એ જાણવા ખાતર ચાખવું પડે તો તે ચમચા વતી સુખી હોય તે ચાખે ને ચાખીને તુરત ચમચો ધોઈ નાખે.

(૧૩) માંદાઓને સારુ કે ખાસ વ્રતવાળા સારુ ખાસ રસોઈ કરવાનું આવે તે બોજારૂપ ન માનતાં તે હર્ષપૂર્વક તૈયાર કરવું. અનુભવે માલમ પડશે કે બધા કામના વખત જાળવ્યા હશે તો બોજો લાગશે જ નહિ.

(૧૪) જે વખત પોતાને હાજર થવાનો હોય તે વખતે જ હાજર થઈ જવું. મિનિટની પણ કિંમત છે એમ જાણવું. તેથી બે મિનિટ વહેલા આવવું. મોડા કદી નહિ.

(૧૫) જેનું કામ રસોડામાં નથી તે વાતો કરવા કે અમસ્તો જોવાને પણ ન ઊભે.

(૧૬) રસોડું આખો વખત સ્વચ્છ રહેવું જોઈએ. બધી ચીજ પોતપોતાને ઠેકાણે હોવી જોઈએ. જેનું કામ થઈ રહે તે બધું સુઘડ મૂકીને જાય.

આ ઉપરાંત બીજા નિયમો તમને સૂઝી આવશે એ દાખલ કરજો. મેં આપ્યા છે તેમાંના કંઈ કાઢી નાખવા ઘટે તો વડીલોની સમ્મતિ લઈ કાઢી નાખજો. પણ જે નિયમો રાખો તેનું બરોબર પાલન કરજો. નિયમોની નકલ કરીને સહુ પોતાની પાસે રાખે.

રસોડું એ આપણે ગીતાને કેટલી અમલમાં મૂકીએ છીએ તે માપવાનું યંત્ર છે એમ મને ઘણી વાર લાગ્યું છે.

ય. મં.
૨૮–૨–૩૨.

બાપુના આશીર્વાદ

## "શરીર એ ઈશ્વરને રહેવાનું મંદિર છે."

આશ્રમમાં સંયુક્ત રસોડાની શરૂઆતમાં ગાંધીજીને ઠીકઠીક સમય આપવો પડતો. રસોડામાં માત્ર શરીરના પોષણ અર્થે સાવ સાદો ખોરાક બનતો. કેટલાંકને તે માફક આવવામાં મુશ્કેલી પણ પડતી. એ વસ્તુને વિષે ગાંધીજીએ કહ્યું : "રસોડું એ પાકશાળા છે. ત્યાં અનાજ શાસ્ત્રીય રીતે રખાય, રંધાય ને ખવાય; એટલે પ્રત્યેક ક્રિયામાં સ્વચ્છતા હોય, સંયમ હોય. ત્યાં આપણે ભોગને અર્થે ન જઈએ, ન જમીએ. શરીર એ ઈશ્વરને રહેવાનું મંદિર છે, તેને વાળીઝૂડી સાફ રાખીએ, ને તેને અનાજ આપી નિત્ય સમારીએ. આ કલ્પનાને તમે પચાવી લો તો આપણે ખાવામાં જે વિખવાદ જોઈએ છીએ તે બધો શમી જાય.'

"પ્યારાબાપુ"



બહેનો,

ઉર્મિલાના લગ્નમાંથી બીજો એક વ્રત ઉત્પન્ન થાય છે. લગ્ન થયા કે તુરત તેણે નાક કાનમાં ઘરેણાં પહેર્યાં. આ મને મુદ્દલ ન ગમ્યું. આમાં દેન રનો વાક હતો ને લેનારનો પણ. આશ્રમના રિવાજની વિરુદ્ધ આ વ્રત થઈ ઉર્મિલા પોતાને સાસરે જઈ પહેરી શકતી હતી પણ એ બિચારી રહી ન શકી. આ બનાવ મારું દુઃખ રોવા નથી વર્ણવતો પણ તેમાંથી ડાહ્યો સેવકવાને સારુ આ ઠીક ચીતર્યો છે. ઉર્મિલાનું અનુકરણ કોઈ બીજી બાળા ન કરે. ઉર્મિલાને બિચારીને આશ્રમની તાલીમ ઓછી જ મળી છે. જયસુખલાલે તેની ઉપર પૂરતું ધ્યાન નથી આપ્યું. માતા ભલી છે અને જૂનું બધું સારું નરસું તપાસ્યા વિના સંઘરનારી છે. એટલે તેનો દોષ ક્ષંતવ્ય છે. મેં ઉર્મિલા અને તેના પતિને સાવધાન કર્યાં છે. પતિ તરફથી તો નાનીસરખી ચૂડી સિવાય કંઈ જ નથી મળ્યું. પણ આશ્રમને જાણનારી સ્ત્રી કે કન્યા આવું કદી ન કરે. એમ સૂચવવા આ કિસ્સો વર્ણવ્યો છે. પણ આમાંથી બીજો સાર ખેંચાવવા માગું છું. સ્ત્રીને વિકારી પુરુષોએ પછાડી છે. તેને પોતાને લોભાવનારા હાવભાવ શીખવ્યા છે, શણગાર સજવાનું શીખવ્યું છે. સ્ત્રીએ આમાં પોતાની પરાધીનતા ન જોઈ, પોતાનું પતન ન જોયું. તેને પણ વિસાર ગમ્યા. એટલે નાક વીંધ્યું, કાન વીંધ્યા, પગે બેડી પહેરીને ગુલામ બની. નાકની વાળીથી કે કાનની વાળીથી સ્ત્રીને લઈને માણસ એક ઘડીમાં ઘસડી જાય. આમ અપંગ બનાવનારી વસ્તુ સમજુ સ્ત્રી કેમ પહેરતી હશે એ મારી અક્કલમાં બેસતું નથી. ખરી શોભા તો હૃદયની છે. આશ્રમની પ્રત્યેક સ્ત્રી બાહ્ય શોભાથી નથવણીથી બચો. પશુને નાથીએ છીએ એવું બસ નથી? હવે ૭ વાગ્યા છે એટલે બંધ કરું છું. સવારના પહોરમાં તમારું સ્મરણ કર્યું, કેમ કે તમારી પાસેથી ઘણું લેવું છે.

વર્ધા તા. ૯-૧૨-૨૯ —બાપુના આશીર્વાદ

(૧૯૧૦)

' ૧૭

કે પરમેશ્વર જ.

સત્ય જે પારસમણિ રૂપ છે, જે કામધેનુરૂપ છે તે કેમ જડે? તેનો જવાબ ભગવાને આપ્યો છે : અભ્યાસ અને વૈરાગ્યથી. સત્યની જ તાલાવેલી તે અભ્યાસ. તે વિના બીજી બધી વસ્તુ વિષે આત્યંતિક ઉદાસીનતા તે વૈરાગ્ય સત્યનું સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે. તેની કલ્પના જ માત્ર કરી શકાય.

આ રીતે ક્ષણિક દેહ માટે સત્યના સંપૂર્ણ દર્શનરૂપ શાશ્વત ધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી. તેથી છેવટે શ્રદ્ધાનો ઉપયોગ કરવાનો તો રહે જ છે. તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી.

મારે મન સત્ય એ સર્વસ્વ છે. મેં કહ્યું છે કે, સત્યને ભોગે હું સ્વરાજ મેળવવા પણ નથી ઇચ્છતો, કારણ કે એવું સ્વરાજ એ સ્વરાજ નહિ હોય, કેવળ ભરમાવનારી માયા હશે.

જગતમાં આકરામાં આકરું વ્રત સત્યનું છે લાખો મથે છે તેમાંથી કોઈક જ એ જ જન્મમાં પાર ઉતરે.

ધનનો, માનનો, કુટુંબનો, પ્રાણનો ત્યાગ કરવો પણ સત્યનો ને અહિંસાનો ત્યાગ કદી ન કરાય એવું સર્વ ધર્મનું દોહન છે.

સત્ય સ્વયંપ્રકાશ છે ને સ્વયંસિદ્ધ છે. એવું સત્યાચરણ આ વિષમ કાળને વિષે કઠિન છે પણ અશક્ય નથી એ હું જાણું છું. એવા સત્યના આગ્રહી આપણે ઘણા થોડે ઘણે અંશે પણ થઈએ તો સ્વરાજ મેળવીએ.

આપણા દરેક કાર્યમાં સત્યનો જ દૃઢતાપૂર્વક પ્રયોગ કરવો. સત્યની ઉપર પૂરી શ્રદ્ધા રાખવી ને જે સત્ય જાણવું તે તેવું મૂકતા આચરતાં કોઇથી ન ડરવું.

સત્ય વિના નિર્દોષતા સંભવે જ નહિ. એટલે સત્યનું આચરણ એ જ આપણી મુક્તિનું દ્વાર છે.

જેનું જીવન સત્યમય છે એ તો શુદ્ધ સ્ફટિકમણિના જેવું હોય. તેની પાસે અસત્ય એક ઘડી પણ ન નભે.

જેનામાં સત્ય અને સેવા પૂર્ણપણે પ્રગટ થાય તે જગતના હૃદયનું સામ્રાજ્ય જરૂર ભોગવે ને ધારેલાં કાર્ય પાર પાડે.

સત્યનો જ જય છે, એવું ઈશ્વર વચન છે, તેને અપવાદ નથી. સત્યમેવ જયતે।

---

**પ્રેમની ત્રિમૂર્તિ:**–ગાંધીજી મોહનદાસ મટી મહાત્મા બન્યા. આજે એ મહાત્મા જનહૃદયમાં ભાવનાસ્વરૂપે બિરાજે છે. એ ભાવનાને કોઈ કર્તવ્ય સ્વરૂપે, તો કોઈ શબ્દદેહે, તો કોઈ ચિત્રદેહે પ્રગટ કરવા ઝખે છે. એમાં યત્કિંચિત સફળતા મળતા મોટેરા પણ પોતાની જાતને ધન્ય ધન્ય માને છે–કૃતાર્થ માને છે. વિશ્વવ્યાપી ચૈતન્ય સાથે તદ્રૂપ થઈ ગયેલી એ વિભૂતિ હજારો વર્ષ સુધી કવિઓને ને કલાકારોને પ્રેરણા આપતી રહેશે.

અહીં બહેન પંલનીએ મોટેરાંની કલ્પના ઝીલીને તેને સાકાર ચિત્રસ્વરૂપ આપવ નો પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્નમાંથી આપણને વિશ્વમાંગલ્યરૂપ ત્રિપુટીના દર્શન કરવાના મળે છે. એ ત્રિમૂર્તિનાં મુખ ઉપર નિસીમ કારુણ્ય, અગાધ શાંતિ સાકાર કરવામાં ઉંમરની અપેક્ષાએ બહેન પંલનીને એવી સફળતા સાંપડી છે કે આ ચિત્રમાં ત્રણે મહાત્માઓના સ્થૂળદેહનું સામ્ય શોધવા જેટલો ધ્યાનભંગ થવાનો પ્રસંગ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. સંવિધાનની દૃષ્ટિએ જોઈએ તો એમાં ઓછામાં ઓછી રેખાઓની, ઓછામાં ઓછા રંગની સહાયથી બહેન પલ્લવી પોતાની ભાવના મૂર્તિમંત કરવામાં સફળ થઈ છે એમ લાગ્યા વિના નહીં રહે. જ્યાં સુધી આપણામાં આ ભાવનાશીલતા છે ત્યાં સુધી બાપુ અમર છે. ને રહેશે.—સોમભાઈ પટેલ.

[આ ચિત્ર મુંબઈની ન્યુ ઈરા સ્કૂલના વાર્ષિક 'ઉષા'ના 'બાળ–ચિત્રકળા'ના – Child Art – ના નામે પ્રગટ થનાર ખાસ અંકમાંથી લીધું છે।




# પતિમય તારામતી

શ્રી. મુ૦ ક૦

તમે માનો કે ન માનો, મારી સામે નાનપણથી સતીનો આદર્શ જો કોઈ રજૂ કરતુ હોય તો બે જ: તારામતી અને સાવિત્રી બન્નેનુ જીવન એટલે અણિશુદ્ધ નિર્મળતા ક્યાયે રજમાત્ર પણ કલુષિતતા કે ખામી નહી. સીતાજીનો જો વિચાર કરુ તો રામચદ્રજીને કોદંડ ધનુષ્ય તોડીને એમને મેળવવા પડ્યા. વળી રાવણ એમના રૂપ પર મોહ્યો! દમયતીનો વિચાર કરુ તો નળ કહે એમ 'દોહ્યલે પામી ગજગામી' વળી પાચ દેવો અને પારધિ પણ એમના પર મોહ્યા! પણ માતસ્મરણીયા સાવિત્રી તો સત્યવાનનુ આયુષ્ય અલ્પ હોવા છતાયે એમને પરણ્યા અને અચૂક નિયમપાલક યમરાજને પણ ભુલાવામા નાખ્યા! અને સતી તારામતીનુ વ્યક્તિત્વ જ નહીં. એ તો સત્યવાદી હરિશ્ચંદ્રમા જ ભળી ગયેલાં, એકરૂપ બનેલા જેમ પવનમાં સુગધ ભળી જાય છે તેમ હરિશ્ચદ્રમા તન્મય બની ગયેલા. પતિને પગલે પગલે ચાલવુ એ જ એમનુ લક્ષ. પતિના દુખમાં સહભાગી બની પતિનુ દુઃખ હળવું કરવું એમાં જ એમના જીવનની કૃતાર્થતા.

સત્યવાદી હરિશ્ચદ્રનું રાજપાટ સર્વસ્વ વિશ્વામિત્રે લઈ લીધુ. પછી વિશ્વામિત્ર કહે. "અરે, મારી દક્ષિણા તો રહી જ ગઈ!"

હરિશ્ચદ્ર કઈક કહેવા જાય છે ત્યા એમના પ્રિય પ્રજાજનો કહે "એ અમારી પાસેથી લઈ લો."

વિશ્વામિત્ર કહે, "વાહ, હવે તો હુ અયોધ્યાનો રાજા છુ તમે મારી પ્રજા છો. તમારે મારા હુકમ પ્રમાણે વર્તવુ જોઈએ હરિશ્ચદ્રને એક કોડી સુદ્ધા પણ કોઈ આપી ન શકે."

રાજા મૂઝવણમા પડ્યો. તારામતી રાજાના હૃદયની વ્યથા સમજી ગઈ તે બોલી, "સ્વામીનાથ આપનુ વચન અફર ન જાય. તમે નિશ્ચિત બનો એ ખાતર આ દેહને વેચીશું અને ઋષિજીને દક્ષિણા આપી સત્યનુ પાલન કરીશુ ચાલો, આપણે કાશી જઈએ અને ત્યાંના બજારમા ઋષિજી મને અને પુત્ર રોહિતને અને તમને વેચશે. એ રીતે આપણે એમનું દેવું ચૂકવીશું."

આમ તારામતીએ હરિશ્ચદ્રનુ સત્ જાળવવા માર્ગ દાખવ્યો અને પતિને ચિંતામુક્ત કર્યો.

સુખમાં ઊછરેલી તારામતી અને સુકોમળ રોહિત હરિશ્ચદ્ર સાથે બહુ કષ્ટ સહન કરતા

"ખાગમાપુ"

# નવો અવતાર

શ્રી. રામનારાયણ ના. પાઠક

"સદાચારી જીવન ગાળો તો મનુષ્યોમા ઉત્તમ બનશો."

આંધ્રપ્રાન્ત ખાદીકાર્ય માટે સુપ્રસિદ્ધ છે બાપુ ખાદીયાત્રા પ્રસગે આધ્રના ચિકાકોલ નામના ગામે ગયા હતા ત્યા સુદર ખાદી પ્રદર્શન ગોઠવાયુ હતુ ગાધીજી પ્રદર્શનમા ગયા. તેમણે જોયુ તો પોતપોતાના બાજઠ ઉપર કાતનાર બહેનો હારબધ બેઠી હતી તેમના કાતવા પીંજવા ના, કારીગરીવાળા સાધનો બાજુમા મૂક્યા હતા એક પુણીમાથી ત્રણસો તાર નીકળે તેવી જાડી અને મુલાયમ પુણીઓ ટોપલીમા તૈયાર રાખી હતી પચાસ સાઠ નબરથી ઓછા નબરનુ કાતનાર કોઈ ન હતુ દરેક બહેને પોતાના હાથના સૂતરની ઝીણી, સ્વચ્છ સફેદ, સાડીઓ પહેરી હતી બાજઠ ઉપર ટટ્ટાર બેસીને કાતતી એ બહેનોને જોઈને ગાધીજીનુ દિલ ઠર્યું ગાધીજી પણ એક બાજઠ ઉપર બેઠા અને કાતવા લાગ્યા પ્રદર્શનનો એ દેખાવ અદ્ભુત હતો.

ગાધીજીએ કાતવાનુ શરૂ કર્યું એક પછી એક બહેનો ઊઠીને ગાધીજી પાસે આવવા લાગી એક રૂપિયો અને કાગળમા વીંટેલી એક આંટી ભેટ મૂકી નમસ્કાર કરીને પોતાને બાજઠે ચાલી જતી.

સૌથી છેલ્લી બે બહેનો આવી તેમના અગે અગમાથી રૂપ નીતરતુ હતુ એમના ચહેરા પર દુ:ખની છાયા હતી શરમથી નીચુ જોઈને બાપુને ચરણે ભેટ ધરી કાગળ ઉપર તેમણે લખ્યુ હતુ "અમે પાપી જાતિમા જન્મ્યા છીએ પશુ પખીથી હીણા ગણાઈએ છીએ આજથી ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લઈએ છીએ"

એ વાચતા બાપુનુ હૈયુ ભરાઈ આવ્યુ તેમણે સ્નેહ ગદ્ગદ્ સ્વરે કહ્યુ 'જન્મથી કોઈ પતિત નથી તમે ખાદી પહેરો, કાતીને ગુજરાન ચલાવો સદાચારી જીવન ગાળો તો મનુષ્યોમા ઉત્તમ બનશો "આમ કહી આશીર્વાદ આપ્યા

બાપુના શબ્દો સાભળતા બન્ને બહેનોના ચહેરા ખીલી ઊઠયા એમના શરીરમા જાણે નવુ જીવન આવ્યુ ભીની આખે એ બોલી ઊઠી.

"આજથી અમને નવો અવતાર મળ્યો"

રામચદ્રજીના પવિત્ર હૃદય સ્પર્શથી શલ્યાની અહલ્યા બની તેમ અનેક પતિત બહેનો બાપુના સ્પર્શથી પાવન બની અને ભવિષ્યમા તેમના પવિત્ર નામથી અનેક જીવો પાવન થશે

સત કવિ તુલસીદાસે ગાયુ છે

રામ એક તાપસતિય તારી
નામ કોટિશત કુમતિ ઉધારી।

એ પ્રમાણે બાપુએ જાતે તો ઉપર મુજબ કેટલીક બહેનોને કેટલાક જીવોને, તાર્યા હશે પણ તેમનુ નામ, તેમનુ સ્મરણ, કરોડોને ચિરકાળ પાવન કરશે.

ગાધીજી જેનુ સર્વ રીતે કલ્યાણ ઇચ્છતા હોય તેનામા જરા સરખી ત્રુટિ હોય કે કોઈ પણ પ્રકારની વિકૃતિ હોય તે તેમને ઘણુ સાલે. એક વાર તેમના એક આત્મીય સાથીથી ઘણી ભારે ભૂલ થઈ હતી, ને તેણે પોતે જ આવીને તેનો એકરાર કર્યો હતો ગાધીજી તે ભૂલથી અતિશય દુ:ખી દેખાતા હતા પાસે બેઠેલાને પણ તે દુ:ખ દેખાઈ આવતુ હતુ તેઓ કાતતા હતા આખો વખત સૂતર તૂટ્યા જ કરે બા પાસે બેઠેલા હતાં તે બોલ્યા "ભના આજે કેમ આટલા બધા તાર તૂટ્યા કરે છે?" ગાધીજીએ કહ્યુ "હૃદયના તાર તૂટેલા હોય ત્યા સૂતરના તાર ક્યાથી આખા નીકળે?"

૬ (૧૯૫૦)

'પ્યારા બાપુ'




# મણકો - ૨ જો - સત્ય

[ ગાંધીજીના બધા લેખો અને પત્રો માંથી વીણેલ મોતીઓને ગાંધીમણકા નામથી અહીં રજૂ કરીએ તો ખોટું નહીં ગણાય આ માળા આપણે શ્રદ્ધાથી ફેરવીશું તો તેમાં આપણે સાચા સ્વરાજ્યના દર્શન કરી શકશું, ગીતાના કૃષ્ણના દર્શન કરી શકશું, અને તુલસીદાસજીના રામ પણ આમાંથી જ જડશે. સત્ય અહિંસા વગેરે આ માળાના મણકાઓ છે બાપુ આ જ માળા ફેરવતા આપણને રામરાજ્યના દર્શન કરાવવાના હતા પણ એક વિનાશકાળ પળ આવી ને એ માળા ફેરવનારનો આત્મા ગયો માળા રહી ગઈ બાપુ પાછળ ફક્ત અંજલીઓ અને આંસુઓના ધોધમાં એ માળાને વહેવડાવી ન દેતાં આપણે એને શ્રદ્ધાથી ફેરવતા શીખીએ ]

સંકલન કર્તા શ્રી. ચંદુલાલ બ. પટેલ

સત્ય શબ્દની ઉત્પત્તિ સત્‌માંથી છે સત્‌ એટલે હોવું ત્રણે કાળમાં એક જ રૂપે હસ્તી એક માત્ર પરમાત્માની છે એમ સત્યની ભક્તિ કરી તે સત્યને જેણે પોતાના હૃદયમાં સદાને સારુ વાસ આપ્યો છે તેને સતકોટિ નમન હજો

હરિશ્ચંદ્ર પોતે જાણતો હતો તે સત્યને સારુ ખુવાર થયો ને અમર થયો ઈમામહુસેને પોતે જાણ્યું તે સત્યને સારુ પ્યારો દેહ દીધો

પણ આવા પરિમિત સત્ય ઉપરાંત એક શુદ્ધ સત્ય છે જે અખંડ છે, સર્વવ્યાપક છે પણ તે અવર્ણનીય છે કેમ કે સત્ય એ જ પરમેશ્વર છે અથવા પરમેશ્વર જ સત્ય છે બીજું બધું મિથ્યા ખોટું છે

તેથી જે સત્યને જાણે છે, મનથી વાચાથી કાયાથી સત્ય જ આચરે છે તે પરમેશ્વરને ઓળખે છે તેથી જ તે ત્રિકાળદર્શી થાય છે તેને આ દેહે મોક્ષ છે

સત્ય જગતના જેટલું જ પુરાતન છે

સત્યમાં પ્રેમ હોય સત્યમાં અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય આદિનો સમાવેશ થઈ જાય છે કેવળ સગવડને ખાતર પમેરુ પાંચ ગણાવ્યા સત્યને જાણ્યા પછી હિંસા કરે તે સત્યને છોડે, સત્યને જાણ્યા પછી જે વ્યભિચાર કરે તે તો સૂરજ છતાં અંધારાની હસ્તી માનવા જેવું થયું

મારે મન સત્ય જ સર્વોપરી છે અને એમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહિ, પણ સ્વતંત્ર ચિરસ્થાયી સત્ય, એટલે

કરતાં કાશી પહોંચ્યા. ત્યાં હરિશર્મા નામે એક વૃદ્ધ બ્રાહ્મણે તારામતીને અર્ધોશેર સુવર્ણ આપી વેચાતી લીધી અને તારામતીને એની સાથે આવવા હુકમ કર્યો.

પુત્રવત્સલ તારામતીનું હૈયું રોહિતથી વિખૂટું પડતાં આક્રંદ કરી ઊઠ્યું. તારામતીએ બ્રાહ્મણની આજ્ઞા લઈ પાંચ વર્ષના રોહિત પાસે ગઈ. તે બાળકને ભેટી પડી હૈયાફાટ રોવા લાગી. કવિ રત્નદાસ એ પ્રસંગ વર્ણવતા કહે છે :

"હસી માતા, લીધો ખોળે, રોતો રહે, રે બાળ !
ભાગવીએ ભલી ભાતનું જે લાવ્યું ભૂધર ભાલ.
હઈયા સાથે ઘણું ચાંપ્યો. માવડીના પ્રાણ !
રોતો રહે, રે બાળકા વહાલા ચતુર સુજાણ !
વચન મીઠાં કહે માતા, રહેજો રાજા શરણ.
પિતા કહે તે કુવર ! કરજો, રખે ચૂકો ચરણ."

આ કરુણ દૃશ્ય જોઈને હરિશર્માનું હૃદય પણ પીગળ્યું અને તેણે રોહિતને પણ પાશેર સુવર્ણ આપી ખરીદ્યો. અને રાજા તો છેવટે ચાંડાળને ઘેર વેચાયો.

હરિશર્મા બ્રાહ્મણને ઘેર તારામતીને દાસીનું કામ કરવું પડતું. મધરાત પૂરી થઈ ન થઈ ત્યાં તો એમને ઊઠવું પડતું. રોજ મોટા કુટુંબને પહોંચી વળે એટલો લોટ દળવો પડતો. વાસણ-કુસણ માંજવાં, વાસીદું વાળવું, ખાંડવું, ભરડવું, પાણી ભરી લાવવું, એ બધા કામ તારામતીને કરવા પડતાં. તે પોતાના પતિની પ્રતિજ્ઞા ખાતર એ બધાં દુઃખ શાંતિ અને ધીરજથી સહન કરતી હતી અને પતિનું પ્રતિક્ષણ સ્મરણ કરતી હતી અને એમને હેમક્ષેમ રાખવા પ્રભુને પ્રાર્થતી હતી.

આમ દિવસો દુઃખમાં પસાર થતા હતા. એક દિવસ રોહિત બીજા છોકરાઓ સાથે બાગમાં ફૂલો વીણતો હતો ત્યારે અચાનક ઝાડીમાંથી એક મોટો નાગ નીકળ્યો અને એના પગને ડંખ્યો !

રોહિત 'ઓ બા !' કરીને ચીસ પાડીને ધરતી પર ઢળી પડ્યો. છોકરાઓ ગભરાઈ ગયા અને આ સમાચાર તારામતીને આપ્યા.

તારામતી બેબાકળી બની જઈ બાગમાં ગઈ. એનું હૈયું ચિરાઈ ગયું. તે હૈયાફાટ રડવા લાગી. હરિશર્મા પણ ત્યાં આવ્યો અને એને આવું ગમ્યું નહીં. તે તો ગુસ્સામાં કહેવા લાગ્યો : 'તારું નસીબ જ એવું એટલે તારો પુત્ર મરી ગયો. હવે આવો દેખાવ કરવો બંધ કર. જલદી જઈને મૃતદેહને સ્મશાનમાં બાળી આવ અને નોકરી પર હાજર થઈ જા.'

દુઃખી અને લાચાર તારામતી પોતાના પ્રાણસમા પુત્રને છાતી સરસો ચાંપી, ખભે મૂકી આંસુ સારતી સ્મશાનભૂમિમાં ગઈ. ઘનઘોર રાત્રિ અને ધોધમાર વરસાદ એના દુઃખમાં વૃદ્ધિ કરતાં હતાં. ત્યાં જઈ તારામતી હૃદયદ્રાવક કલ્પાંત કરવા લાગી. એ સાંભળીને સ્મશાનનો રખેવાળ આવ્યો અને બોલ્યો, "હે દુઃખી બાઈ, સ્મશાનનો કર આપી આ મૃતદેહને અગ્નિદાહ આપ."

તારામતી કરગરીને બોલી, 'ભલા માણસ, હું ગરીબ છું. મારી પાસે એક કોડી સુદ્ધાં નથી. દયા કરીને મને એમાંથી મુક્ત કર."

"બાઈ, હું નોકર માણસ લાચાર છું. મારે મારા સ્વામીને શો જવાબ આપવો ?"

ત્યાં તો વીજળી ઝબૂકી. સ્મશાનના રખેવાળે બાઈને ઓળખી. તારામતીએ રખેવાળને ઓળખ્યો. તારામતી અને હરિશ્ચંદ્ર પેટ ભરીને રોયાં. પછી હરિશ્ચંદ્રે ધીરા પડી કહ્યું, "દેવી, દેન આપ્યા વિના છૂટકો નથી. તારું આ મંગળસૂત્ર વેચીને પણ થોડા પૈસા લઈ આવ,"

તારામતી ગઈ, પણ તે વખતે રાજ્યમાં ચોરી થઈ અને એનું આળ નિરાધાર તારામતી પર ચડ્યું. એને શિરચ્છેદની સજા થઈ. સિપાઈઓ એને બાંધીને સ્મશાનના રખેવાળ પાસે લઈ આવ્યા. હરિશ્ચંદ્ર તો આ વિકટ પરિસ્થિતિ જોઈ ખૂબ દુઃખી થયો. પુત્રનો દેહ એક બાજુએ પડ્યો હતો અને હવે પોતાને હાથે જ વહાલસોયી તારામતીનો શિરચ્છેદ કરવાનું ભારે કર્તવ્ય આવી પડ્યું ! પણ કર્યા વિના કંઈ છૂટકો હતો ?

છેવટે વિશ્વામિત્રનું હૈયું પીગળ્યું અને જેવો હરિશ્ચંદ્ર ખડ્ગ ઉપાડી તારામતીને મારવા જાય છે ત્યાં તો એનો હાથ પકડી એને રોક્યો અને વિશ્વામિત્ર બોલ્યા; "ધન્ય હરિશ્ચંદ્ર, ધન્ય તારામતી ! તમારી કસોટી થઈ ગઈ તમારો વિજય થયો !"

આમ તારામતીનું સ્મરણ કરતાં બધા પ્રસંગો એક પછી એક મનઃપટ પર અંકાય છે અને તારામતીની ઉદાત્ત પતિભક્તિ અને પાવનકારી કર્તવ્ય પરાયણતા આપણા જીવનને ઉન્નત કરે છે. અને મુખમાંથી શબ્દો સરી પડે છે : 'આવા પુણ્યાત્માઓનાં મંગળ સંસ્મરણોથી જ આ ગ્રામદાયી પૃથ્વી પર જીવવાનું કંઈક મન થાય છે !"

"ગ્યારાત્મા"

# પ્યારાબાપુ

' ગાંધીજીના જીવન દર્શનનું અનુશીલન કરતું માસિક "

આ માસિકમા મુખ્યત્વે ગાધીજીના તત્ત્વ જ્ઞાનના અભ્યાસીઓના લેખો, સસ્મરણો ગાધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સસ્કૃતિનુ સાહિત્ય, ગાધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો છબીઓ, ચિત્રો તેમજ આપણા રોજિંદા જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામા આવશે

વ્યવસ્થા —

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નબર અવશ્ય જણાવવા વિનતી છે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મનીઑર્ડરથી મોકલવુ

પ્રથમ અકથી ગ્રાહક થવુ આવશ્યક છે જ્યા સુધી સિલકમા હશે ત્યા સુધી પાછલા અકો મળશે લવાજમ મ ઑ થી મોકલતા મ. ઑ ની કુપન પર પૂરુ ઠેકાણુ વગેરે સ્પષ્ટ લખવુ

એક અકના બાર આના મળેથી નમૂનાનો અક મોકલી અપાશે

ગ્રાહકો નોંધવાના સ્થળો —

(૧) શ્રી કુસુમબહેન ગાધી
રાષ્ટ્રીયશાળા, રાજકોટ

(૨) શ્રી જમુભાઈ સરવૈય ગગા મહાલ
૫૯, ભાણગગા રોડ મુબઈ ૬

(૩) શ્રી ચીમનલાલ તમાકુવાલા વગેરે
તમાકુવાલા ઍન્ડ સન્સ બુરાનપુરી, ભાગોળ સુરત

(૪) શ્રી મનસુખલાલ જીવણજી ગાધી
૩૯ નગદેવી ક્રોસ લેઇન મુબઈ

(૫) શ્રી ગીરધરલાલ દામોદરદાસ લિમિટેડ
રીડ રાડ પોલીસચોકીની સામે, અમદાવાદ

(૬) શ્રી રામકૃષ્ણ જાજુજી
તિલક ચોક સોલાપુર

(૭) શ્રી પી ટી જાની ૧૧૨ સરવિઠ્ઠલદાસ
ચેમ્બર્સ, ૧૬, એપોલો સ્ટ્રીટ મુબઈ

(૮) શ્રી વ્યવસ્થાપક ખાદી ભડાર આણદ

(૯) શ્રી મોહનલાલ મહેતા
૧૯૪ ગોવિંદ અપ્પાનાયક સ્ટ્રીટ, મદ્રાસ

(૧૦) શ્રી ઓધવજી શીવજી જોષી
૨૩૩-૩૫, ભાત બજાર, મુબઈ ૯

૧૧) શ્રી રતનશીભાઈ પ્રાગભાઈ ઠે ખટાઉ
મકનજીની દુકાને સુ જેઠામારકટ, મુ ૨

(૧૨) શ્રી રમણીકલાલ મેઘાણી
૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમા 'પ્યારાબાપુ" નુ લવાજમ નીચેના સ્થળોએ ભરી શકાશે

(૧) શ્રી પ્રભુદાસ જ વજરીઆ
પો બો ન ૧૯૬, નૈરોબી, કેન્યા કૉલોની

( ) શ્રી. રતીલાલ પના, લે રેન્સો મારકવીસ
પો બો ન ૧૨૮૭ [ પો ઈ અ ]

(૩) શ્રી અમૃતલાલ વોરા
પો બો ન ૧૯૦ કમ્પાલા [ યુગાન્ડા ]

'પ્યારાબાપુ' કાર્યાલય, ૩૫ વતન ૪૫ નહેરુ રોડ વિલેપાર્લે મુબઈ ૨૪

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાધી 'પ્યારાબાપુ મુ નહેરુ રોડ વિલેપારલે

REG NO. B 5255

વિશેષનો ગૃહસ્થસ્ય ધર્મ ઉક્તો જિનોત્તમૈઃ ।
એવં સદ્ભાવનાસારઃ પરં ચારિત્રકારણમ્ ॥

(શ્રેષ્ઠ ભાવના જેમા મુખ્ય છે, અને જે ચારિત્ર્યનું ઉત્કૃષ્ટ કારણ છે તે ગૃહસ્થનો વિશેષ ધર્મ ઉત્તમ જીનોએ આ પ્રમાણે કહ્યો છે)

— હરિભદ્રસૂરિકૃત ધર્મબિન્દુ




સ્તોકાન્ ગુણાન્ સમારાધ્ય બહૂનામપિ જાયતે ।
યસ્મારાધનાયોગ્ય સ્તસ્માદાદાવયં મત: ॥

(થોડા સારા ગુણની આરાધના કરવાથી બહુ સારા ગુણની આરાધના કરવાને માણસ લાયક બને છે; માટે પ્રથમ ગૃહસ્થધર્મ પાળવો.)

—ધર્મબિન્દુ



' ઉપવાસ અને પ્રાર્થના એ આત્મશુદ્ધિનાં મુખ્ય સાધનો છે

શરમને માર્યે પણ ઘરેણાં પહેરવાનું નહીં રાખે એમ ઇચ્છું છું. ઘરેણામાં કશી શોભા નથી. સ્ત્રી પુરુષ બન્નેનું પ્રથમ ને ખરું આભૂષણ શિયળવ્રત છે. —બાપુ



ઈશ્વર એ જ આપણો બધાનો સાચો રક્ષક, મિત્ર, સ્વામી જે કહીએ તે છે. એની ઉપર આધાર રાખતાં શીખવા સારુ આપણે રોજ પ્રાર્થના કરીએ છીએ. બાપુ

વર્ષ ૩ ૩૦ માર્ચ ૧૯૫૦ અંક ૨

## વિષયસૂચી


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ આત્મશુદ્ધિનો ઉપાય | ગાંધીજી | ૨૯ | ૯ બહેનો વચ્ચે | ગાંધીજી | ૪૭ |
| ૨ શાંતિનિકેતનના ભજનો | દે૦ વા૦ | ૩૦ | ૧૦ ગુરુવર્ય ગોખલેજી | મુકુલભાઈ | ૪૯ |
| ૩ અંતરના અંધાર ઓસરી ગયા | દિ૦ દી૦ | ૩૧ | ૧૧ પ્રાર્થના | મુ૦ કે૦ | ૫૩ |
| ૪ બાપુનું માથું કીર્તિમંદિર | નારણદાસ ગાંધી | ૩૩ | ૧૨ સર્વોદય વાણી | રવિશંકર મહારાજ | ૫૫ |
| ૫ ગુરુ ગાંધી | ગુરદયાળ મલ્લિક | ૩૫ | ૧૩ પુણ્યશ્લોક બા | પુષ્પાબહેન | ૫૬ |
| ૬ બાપુના પત્રો | ગાંધીજી | ૩૭ | ૧૪ ગાંધીમાળા | ચંદુલાલ ભ. પટેલ | ૫૮ |
| ૭ ઓ રે હૃદયહરણ! | શુ૦ મ૦ | ૩૯ | ૧૫ બાપુ સાથે છેલ્લી મુલાકાત | શ્રીમન્નારાયણ | ૫૯ |
| ૮ બાપુ એટલે આદર્શ અને .. | બબલભાઈ | ૪૧ | ૧૬ પ્રાર્થના (૭મી) | માહુલીકર.. | |


# આત્મશુદ્ધિનો ઉપાય

"આજે આપણું વાતાવરણ કજિયા, કંકાસ અને મારામારીથી ભરેલું છે તેનું કારણ એ છે કે આપણામાં સાચી પ્રાર્થનાની ભાવના રહી નથી."

જેમ શરીરને માટે ખોરાક આવશ્યક છે, તેમ જ આત્માને માટે પ્રાર્થના આવશ્યક છે. માણસ ખોરાક વિના ઘણા દહાડા ચલાવે—મૅક્સ્વિનીએ સિત્તેરથી વધારે દિવસ ચલાવ્યું —પણ પ્રાર્થના વિના માણસ ક્ષણ વાર પણ ન જીવી શકે, ન જીવી શકવું જોઈએ. તમે કહેશો કે પ્રાર્થના કર્યા વિના તો લાખો માણસો જીવે છે હા, જીવે છે ખરા, પણ એ જીવન પશુ-જીવન છે, અને માણસને માટે એ મરવું કરતાં ભૂંડું છે. મને તો શંકા નથી કે આજે આપણું વાતાવરણ કજિયા, કંકાસ અને મારામારીથી ભરેલું છે તેનું કારણ એ છે કે, આપણામાં સાચી પ્રાર્થનાની ભાવના રહી નથી. લાખો હિંદુઓ, મુસલમાનો અને ખ્રિસ્તીઓ પ્રાર્થના કરે છે એમ તમે કહેશો. એ મને ખબર છે. પણ તમે એ કહેશો એમ જાણીને જ મેં 'સાચી પ્રાર્થના' શબ્દ વાપર્યો હતો. આપણને હોઠે ઈશ્વરનું નામ લેવાની આદત પડી ગઈ છે એટલે નામ લઈ જઈએ છીએ, પણ ઈશ્વરના નામથી આપણાં હૃદય કદી ભીનાં નથી થતાં આત્મા કદી અજવાળાતો નથી. આ દંભ અને પાખંડમાંથી બચી જવાના હેતુથી અમે આશ્રમમાં 'સ્થિતપ્રજ્ઞસ્ય કા ભાષા' થી શરૂ થતા ગીતાજીના બીજા અધ્યાયના શ્લોકો બોલીએ છીએ. આ શ્લોકોનું રોજ મનન થવાથી સ્થિતપ્રજ્ઞનાં લક્ષણનું રટણ કરીને આપણી ચિત્તશુદ્ધિ થવાનો અને હૃદય ઈશ્વરાભિમુખ થવાનો સંભવ છે. જો તમારે શુદ્ધ ચારિત્ર્ય અને ચિત્તશુદ્ધિ ઉપર તમારી કેળવણીનો પાયો નાખવો હોય, તો નિત્ય, નિયમિત પ્રાત:કાળે અને સંધ્યાકાળે પ્રાર્થના જેવો સરસ ઉપાય બીજો એકે નથી. —ગાંધીજી



# શાંતિનિકેતનનાં ભજન

દેવનો રથ આજ નગરની પરિક્રમા કરવાનો હતો, એટલે રાણી રાજાને કહે, 'ચાલો રથયાત્રા જોઈ આવિએ.'

રાજારાણીની પાછળ બીજા સૌ પણ દેવદર્શન કરવા નીકળી પડ્યા, પણ એક શૂદ્રક સાવરણો બાંધવા સળી વીણતો હતો તે ન ગયો.

કોઈએ એને પૂછ્યું, 'તું દર્શન કરવા આવીશ કે?' એ બોલ્યો, 'ના, ભાઈ, ના.'

શૂદ્રકની ઝૂંપડી આગળ થઈને સૌ રથયાત્રા જોવા જાય છે. મંત્રીનો હાથી ત્યાં આવ્યો, એટલે મંત્રી કહે, 'ચાલ, શૂદ્રક, દર્શન કરવા.'

શૂદ્રક કહે, 'સ્વામિન્, રાજાઓની પેઠે દેવદર્શન હું નથી કરતો.'

'ફરી પાછો તું કેદી દર્શન કરવા પામીશ?'

'ભગવાન્ મારી ઝૂંપડીને બારણે આવશે ત્યારે.'

મંત્રી ખડખડ હસ્યો ને બોલ્યો, 'મૂર્ખા, રાજાજી પોતે દર્શન કરવા જાત્રામાં જાય છે, ને ભગવાન્ તારે દ્વારે દર્શન દેવા આવશે?'

'ભગવાન્ વિના દરિદ્રને ઘેર બીજું કોણ આવે, સ્વામિન્?'

— દે. વા.

(રવીન્દ્રનાથની કવિતા ઉપરથી)

---

હે નાથ, ત્યારે મેં કશી જ તૈયારી કરી નહોતી. વિશ્વનાં સહુ માનવો ભેગા, હે વિશ્વરાજન્, તમે પણ અજ્ઞાત રીતે હસતા હસતા મારા અંતરમાં કેટકેટલે શુભ દિવસે આવ્યા અને કેટલીય ક્ષણો ઉપર અસીમની છાપ મારી ગયા.

આજે એ તમારા હસ્તાક્ષરવાળી ક્ષણોને જોઉં છું તો તે કેટલાંય ક્ષણિક તુચ્છ સુખદુઃખથી ઘેરાઈ ને ધૂળ ભેગી સ્મૃતિમાં પડેલી હતી.

હે નાથ, ધૂળના ઢગલાભર્યું તે મારું ક્રીડાંગણ જોઈને તમે અવજ્ઞાપૂર્વક પાછા ન ચાલ્યા ગયા; ...ે રમત દરમિયાન રહી રહીને જે પગલાં સંભળાયાં હતાં તે જ આજે વિશ્વસંગીતની સાથે ચંદ્ર-...માં પણ ગાજી રહ્યાં છે.

(૧૯૫૦)

"પ્યારાબાપુ"

# અંતરના અંધાર ઓસરી ગયા

શ્રી. દિલખુશ બ. દીવાનજી

"જે માણસ પોતાના આત્માની બીજાના આત્મા સાથે એકતા જોશે તે ધર્મમા પણ ઐક્ય જોશે." —ગાંધીજી

બગાળના એક ગામડામા મુસલમાનોની વસ્તી વિશેષ હતી ત્યાંની પ્રાથમિક શાળાનુ નિરીક્ષણ કરવા લોકલબોર્ડના એક હિન્દુ ભાઈને પહેલી વાર જવાનુ થયુ. વરસાદના દિવસો હતા. રેલવે સ્ટેશનથી ઠીક ઠીક દૂર એ નાનકડું ગામડુ આવેલુ. રાત્રિના અધકારમાં એ અજાણ્યા હિન્દુભાઈ કોઈક ઘરમા રાતવાસો કરવા વિચારી રહ્યા હતા મુસલમાનોના ઘરો વિશેષ એટલે ઝટ કરતા હિન્દુના ઘરમા આશ્રય મળવો એ મુશ્કેલ હતું વરસાદ પડવા માંડ્યો એટલે એ ભાઈ આખરે એકાદ ઝૂંપડા આગળ થોભ્યા. રાત્રે નવેક વાગ્યા હશે. ઝૂંપડામાં ઝાંખો ઝાંખો દીવો બળતો હતો. હિન્દુભાઈએ ઝૂંપડીનુ બારણુ ખખડાવ્યુ તરત જ એક વૃદ્ધ મુસલમાન ભાઈએ બારણું ઉઘાડ્યું.

"કેમ ભાઈ, આવોને અદર"

"કાકા, મારે રાતવાસો તમારા ઝૂંપડામા કરવો પડશે"

"ખુશીથી ભાઈ!" એટલુ કહેતા વૃદ્ધ મુસલમાન અજાણ્યા હિન્દુભાઈને માટે સાદડી લેવા ગયા. સાદડી પર હિન્દુભાઈ બેઠા. થાકી ગયા હતા એટલે એમણે સૂવાની તૈયારી કરી. વૃદ્ધ મુસલમાન એટલામા પાણી લાવ્યા. પરંતુ હિન્દુભાઈ જૂના વિચારના હતા એટલે મુસલમાનના ઘરનું પાણી પીવું એમને ગમ્યુ નહિ વૃદ્ધ મુસલમાન ભાઈ સમજી ગયા. પાણીનો લોટો પાછો લઈ ગયા.

રાત્રિનો અધકાર વધતો ગયો. પેલા અજાણ્યા હિન્દુભાઈ તો તરત જ ઊંઘી ગયા. મધરાત થઈ થાક ઊતર્યો અને પ્રથમ ઊંઘ પૂરી થઈ એટલે એ ભાઈ જાગી ગયા. ઝૂંપડીનુ બારણું ખુલ્લુ હતું. કુતૂહલભર્યા એ ભાઈ ઝૂંપડી બહાર નીકળ્યા તો ૨૦–૨૫ વારને છેટે કઈક ઝાંખો દીવો બળતો દેખાયો. કોઈક માણસનો પડછાયો પણ દૂરથી દેખાયો મનમા વિચાર્યું, 'કોણ હશે!' પરંતુ વધુ વખત બહાર ન રોકાતા એ હિન્દુભાઈ પાછા પથારીમા સૂઈ ગયા.

સવાર થઈ અને પેલા વૃદ્ધ મુસલમાન અતિથિ પાસે આવ્યા

"કેમ ભાઈ, બરાબર ઊંઘ તો આવીને? કઈ મુશ્કેલી તો નથી પડીને?"

"ના કાકા, બહુ સરસ ઊંઘ આવી."

"ઊઠો ત્યારે, દાતણ પાણી કરશોને? ફિકર ન કરતા ભાઈ, અમારા મુસલમાનના ઘરનુ પાણી તમને ન ખપે એ હું જાણું છું. એટલે તો રાત્રે પડોશમાથી એક હિન્દુભાઈને બોલાવી લાવ્યો. અમારા ગામમાં જમીનમાં સહેજ ખોદ્યુ એટલે પાણી નીકળે તમારે માટે પડોશી હિન્દુભાઈએ જ નાનકડી કૂઈ ખોદીને પાણી મેળવ્યું. પેલા લોટામાં એ ભાઈ જ ચોખ્ખું પાણી અને દાતણ મૂકી ગયા છે. એટલે હવે તમે દાતણ પાણીમાંથી પરવારો."

હિન્દુ અતિથિ તો આ બધી વ્યવસ્થા જોઈ અજાયબ પામ્યા. વિધર્મી ગણાતા આ

"પ્યારામ"

વૃદ્ધ મુસલમાનના અંતરમાં પવિત્ર સાચો ધર્મ કેટલો બધો વસેલો છે! બારણે આવેલા અતિથિની યોગ્ય સરભરા કરવા રાત્રે પણ એ વૃદ્ધ ભાઈએ આટલી બધી તસ્દી લીધી, આટલી બધી કાળજી રાખી અને પડોશના હિન્દુભાઈ પાસે આ પાણીનો લોટો ભરાવ્યો. બીજાના ધર્મને સાચવવાની આ વૃદ્ધ મુસલમાનને કેટલી બધી કાળજી! અને છતાં આવા ધર્મિષ્ટ પવિત્ર મુસલમાન છે એટલા માટે જ એનુ પાણી પણ મને ન ખપે એ મારો હિન્દુ ધર્મ કેવો એવા વિચારો હિન્દુ અતિથિને આવ્યા. અંતરમાં કંઈક અજવાળું પડયું. ધર્મના તેજ પર ચઢેલી રૂઢિની રાખ ખંખેરાવા લાગી. સંતોષ અને પૂજ્ય ભાવની લાગણીથી એ હિન્દુભાઈનું હૃદય ભરાઈ આવ્યું.

"કાકા, તમે મારે માટે કેટલી બધી તસ્દી લીધી! હું કેવો ગમાર કે તમારા સાચા જીવનની એ સુજનતા હું પહેલાં ન જોઈ શકયો. તમે મુસલમાન છો એટલું જ ફક્ત યાદ રાખ્યું"

હવે તો કાકા, અંતરના પડળો તમારા સત્સંગથી ઓગળી ગયા. તમે જ પેલો પાણીનો લોટો લાવો અને તમારે હાથે જ એ પાણી હું વાપરીશ. પરંતુ મને એટલેથી સંતોષ નહિ થાય. ધર્મના સ્થૂલ ભેદ હવે મારે માટે ઓસરી ગયા છે. આજે તો હું તમારે ત્યાં રોકાઈ જઈશ. ચાલો તમારા રસોડામાં. આપણે હિન્દુ મુસલમાન ભેગા મળીને રાંધીશું અને સાથે બેસીને ભોજન લઈશું."

આટલું કહેતા એ હિન્દુ અતિથિ વૃદ્ધ મુસલમાનને ચરણે પડ્યો અને એમને વંદન કર્યા.

દાતણ પાણીમાંથી પરવારીને બન્ને રસોડામાં ગયા. વાતો કરતા રસોઈ બનાવી દીધી અને એ ઝૂંપડામાં હિન્દુ તેમજ મુસલમાને સાથે બેસીને બપોરનું ભોજન કર્યું.

રાત્રિના અંધકારમાં હિન્દુ અતિથિ વૃદ્ધ મુસલમાનના ઝૂંપડે ગયો હતો. જ્યારે એ ઝૂંપડી છોડીને પોતાને કામે એ ચાલ્યો ગયો ત્યારે ધર્મના અંધકાર પણ એના અંતરમાંથી સદાને માટે ઓસરી ગયા હતા.*

(*દીનબંધુ એન્ડ્રુઝે લખેલી સત્ય ઘટના પરથી)

---

એક સમયે ગંગાનદીને કાંઠે એક સાંકડા રસ્તામાં કાશીના અને કોસલના રાજાના રથ સામસામા આવી ગયા. એકનો સારથિ બીજાના સારથિને કહે: "રથ બાજુ પર લે," અને બીજાનો કહે: "તારો લે." એમ બોલતાં બોલતાં તેઓ ન્હડભડી પડયા. એક કહે, "મારા રથમાં કાશીરાજ છે." તો બીજો કહે "મારા રથમાં કોસલરાજ છે." પછી એમ ઠર્યું કે એ બેમાં જે મોટો હોય તેનો રથ સીધો જાય, અને બીજાનો બાજુ પર લેવો. પણ બેમાં મોટો કોને કહેવો? વયે મોટો તે મોટો? વયમાં તો બંને સરખા નીકળ્યા. ધન અને સત્તામાં મોટો તે મોટો! બંનેના રાજ્ય ત્રણસેં યોજન વિસ્તારનાં હતાં, અને બંનેના દેશ ફળદ્રુપ હોઈ તેઓની સમૃદ્ધિ પણ સરખી હતી. કાશીરાજના સારથિએ કહ્યું:– બેમાંથી શીલ–સદાચારના લક્ષણમાં જે ચઢીયાતો હોય એ મોટો." કોસલરાજના સારથિએ કહ્યું: "ત્યારે તો મારો રાજા મોટો–કારણ કે એ ઉગ્ર પ્રત્યે ઉગ્ર અને કોમળ પ્રત્યે કોમળ, સારા સાથે સારો અને ભૂંડા સાથે ભૂંડો છે." આ સાંભળી કાશીરાજનો સારથિ બોલ્યો: "પણ મારો રાજા તો ભૂંડાઈને ભલાઈથી જ જીતે છે." કોસલરાજના સારથિએ એકદમ પોતાનો રથ બાજુ પર હાંક્યો.

"પ્યારાબાપુ"

# બાપુનું સાચું કીર્તિમંદિર રચીએ

(પોરબંદરમાં પૂ૦ બાપુજીનો જ્યાં જન્મ થયો છે એ ઓરડાને જેમનો તેમ જાળવીને એની બાજુમાં જ શ્રી. નાનજીભાઈ ભવ્ય કીર્તિમંદિર ચણાવી રહ્યા છે. આ કીર્તિમંદિરમાં તા. ૬-૩-૫૦ના રોજ સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિના પ્રમુખ શ્રી. નારણદાસભાઈ ગાંધીએ પૂ૦ બાપુજીના તૈલચિત્રનો અનાવરણવિધિ કરતી વેળાએ જે વ્યાખ્યાન કર્યું તે નીચે આપ્યું છે.)

આજે આ ભવ્ય કીર્તિમંદિર ચણાઈ રહ્યું છે એની બાજુમાં જ આવેલ પેલો અંધારિયો ઓરડો એ આખી માનવજાતને ઉજાળનાર પૂ૦ બાપુજીનું જન્મસ્થાન છે અને બાપુની શેરીમાં જ આવેલ એક નાનકડું મકાન એ પૂ૦ બાપુનું જન્મસ્થાન છે કેવો પવિત્ર યોગ! આપણે માટે તો આ સ્થાન યાત્રાનું ધામ બને એ સ્વાભાવિક છે, પરંતુ વિશ્વયાત્રીઓ માટે પણ આ સ્થાન પવિત્ર તીર્થધામ બન્યું છે દેશ દેશાવરના પ્રવાસીઓ આ પવિત્ર સ્થળનાં દર્શન કરવા આવે છે તાજેતરમાં જ શાંતિનિકેતન અને સેવાગ્રામમાં વિશ્વશાંતિ પરિષદ યોજવામાં આવી હતી જગતભરના મુખ્ય મુખ્ય શાંતિચાહકો આ પરિષદમાં હાજરી આપવા આવ્યા હતા. એમાંના કેટલાક નામાંકિત પુરુષો આ પુણ્યભૂમિના દર્શને આવી ગયા.



આજે તો અહીં ભવ્ય મંદિર ચણાઈ રહ્યું છે અહીં આવવા માટે પહોળો રસ્તો છે વચ્ચે વિશાળ ચોક છે પણ થોડા સમય પહેલા આ પુણ્યભૂમિની યાત્રાએ આવનારને સાંકડી શેરી વીંધીને પૂ૦ બાપુનું જન્મસ્થાન શોધવું પડતું હતું બાપુના જીવનની ભવ્યતા પામેલા એક પરદેશી યાત્રીએ જગતના એ મહાપુરુષના જન્મસ્થાન પ્રત્યે ભારતવાસીઓની બેદરકારીની ટકોર કરેલી શેઠ નાનજીભાઈને કાને આ ટકોર પહોંચી. શ્રી નાનજીભાઈ પોતે પોરબંદરના વતની હોવાનું ગૌરવ ધરાવે છે પૂ૦ બાપુજી તરફ એમને ભક્તિભાવ છે એમણે આ 'પ્યારાબાપુ' સ્થાને પૂ૦ બાપુજીનું કીર્તિમંદિર રચવાનો સંકલ્પ કર્યો એમનો સંકલ્પ આજે મૂર્ત થતો આપણે જોઈ રહ્યા છીએ પોતાની સંપત્તિના સદુપયોગથી નિપજતા સંતોષ અને આનંદમાં મને પણ ભાગીદાર બનાવવા તેઓએ આજે પૂ૦ બાપુજીના જન્મસ્થાનવાળા ઓરડામાં બાપુના તૈલચિત્રનો અનાવરણવિધિ કરવા મને નોતર્યો છે આ કાર્ય માટે મારી યોગ્યતા નથી એનો મને સંપૂર્ણ ખ્યાલ છે પૂ૦ બાપુના તેજસ્વી વિચાર-પ્રવાહને ઝીલવાની શક્તિ ક્યાંથી લાવવી? જેટલે અંશે બાપુના વિચાર-પ્રવાહને સમજી શક્યા છીએ, એનું આચરણ કરવાનું સામર્થ્ય ક્યાં? આ કાર્ય માટે યોગ્યતા ધરાવનાર વ્યક્તિને શ્રી નાનજીભાઈ નોતરી શક્યા હોત. પરંતુ મારા પ્રત્યેનો તેમનો પ્રેમ હું જોતો આવું છું અને આજે એ પ્રેમનો હું પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યો છું.

પૂ૦ બાપુજીની કીર્તિ તો સારાએ વિશ્વમાં પ્રસરેલી છે એને એક ખૂણામાં સંઘરીને સંભાળી રાખવાની થોડી જરૂર છે? એને માટે આવા કીર્તિમંદિર કે કીર્તિસ્થંભ થોડા આવશ્યક છે? પરંતુ આપણે રહ્યા વ્યક્ત સ્વરૂપને પૂજનારા. બાપુના જીવનની સ્મૃતિઓ જાળવી રાખવા માટે આપણને આવા કીર્તિમંદિરની જરૂર લાગે છે આપણી એ ભૂમિકાનો શ્રી. નાનજીભાઈના દિલમાં પડઘો પડ્યો એમને આ કીર્તિમંદિરની કલ્પના સ્ફુરી. કલ્પના ઘણી ભવ્ય છે એ ભવ્ય કલ્પનાને તેઓ મૂર્તસ્વરૂપ આપી રહ્યા છે

થોડા વખતમાં આ કીર્તિમંદિરની રચના પૂરી થશે. પરંતુ એટલેથી કીર્તિમંદિરનું કાર્ય સમાપ્ત થતું નથી. શ્રી. નાનજીભાઈ માટે કીર્તિમંદિરની રચનાનું કાર્ય પૂરું થયું ગણી શકાય, પણ આપણુ સહુને માટે કીર્તિમંદિરનું ખરું કાર્ય હવે શરૂ થાય છે. મંદિરની રચના બાદ એમાં પ્રાણુપ્રતિષ્ઠા કરવાની હોય છે. આ મંદિરમાં કોઈ મૂર્તિ પધરાવવાની કલ્પના છે જ નહિ. આ મંદિરમાં અનોખી રીતે જ પ્રાણુ પ્રતિષ્ઠા થવી જોઈએ. પણ કઈ રીતે એ પ્રાણુપ્રતિષ્ઠા કરીશું ?

માનવજાતને સમૃદ્ધ બનાવવા માટે પૂ૦ બાપુએ આપણુને પ્રાર્થનાની ભેટ આપી. પ્રાર્થના એ બાપુના જીવનનું એક મહત્વનું અંગ બની ગયેલ. બલ્યાજાણ્યા અનેક જીવને એનાથી શાંતિ મળી છે. પ્રાર્થનામાં જતાં જતાં જ બાપુએ ગોળી ઝીલીને પ્રાણુ છોડ્યો. એ પ્રાર્થનાનું આપણે મહત્ત્વ સમજીએ. પ્રાર્થના એ કીર્તિમંદિરનું કાયમી અંગ બની જવું જોઈએ.

જગતની શાંતિ અને કલ્યાણુ માટે પૂ૦ બાપુએ આપણુને પ્રેમ અને અહિંસાનો મંત્ર આપ્યો છે. વેર ઝેરથી ખરડાયેલી આજની દુનિયાને પૂ૦ બાપુનો એ સંદેશો પહોંચાડવા માટે આ કીર્તિમંદિર અગત્યનું સ્થાન બનો. મારાયે વિશ્વનું આ પ્રેરણાધામ બનો.

અહિંસાના સ્થૂલ પ્રતીક તરીકે અને દરિદ્રનારાયણુની ઉપાસના માટે પૂ૦ બાપુજીએ આપણા હાથમાં રેંટિયો મૂક્યો છે. માનવીના વ્યક્તિગત વિકાસમાં, સમાજના નવા ઘડતરમાં અને દેશના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં એમ દરેક ક્ષેત્રે રેંટિયાએ કેવો મહત્ત્વનો ફાળો આપ્યો છે! જેને રોટલો જોઈતો હોય તેને રોટલો આપે, અને જેને રામ જોઈતા હોય એને રામ મેળવી આપે એવા આ રેંટિયાને અહીં આ પૂરા ભાવ અને શ્રદ્ધા સાથે મહત્ત્વનું સ્થાન મળવું જોઈએ. સેવાગ્રામમાંથી રેંટિયાનો સંદેશો વહેતો રહે એવી યોજના વિચારાઈ રહી છે. સત્યાગ્રહાશ્રમ છોડ્યા પછી સેવાગ્રામ આશ્રમ એ બાપુની તપોભૂમિ છે. પૂ૦ બાપુજીની અનેક પવિત્ર સ્મૃતિઓ જાળવી રાખવાનું એ એક પવિત્ર તીર્થધામ છે. એ આશ્રમને ચલાવવા માટે જોઈતાં નાણાં થોડા ભાવિક ધનિકો આપી રહે એમ છે, પણુ એમાં એની શોભા નથી. બાપુનો સેવાગ્રામ આશ્રમ તો હજારો કાંતનારાઓના સૂતરદાનથી ચલાવવો જોઈએ એવી કલ્પના છે. એ કલ્પના રેંટિયાના સંદેશાને વ્યાપક બનાવશે. આ યજ્ઞમાં નાના-મોટા, આબાલવૃદ્ધ સહુ કોઈ ભાગ લઈ શકે અને એ રીતે સેવાગ્રામ આશ્રમ સાથેના પોતાના સક્રિય સંબંધનો સંતોષ પણુ મેળવી શકે. જેમ સેવાગ્રામમાંથી રેંટિયાનો સંદેશો વહ્યા કરે એમ અહીંથી પણુ રેંટિયાનો સંદેશો વહેવો જોઈએ.

રાષ્ટ્રના નવઘડતર માટે પૂ૦ બાપુજીએ આપણુને રચનાત્મક કાર્યક્રમ આપ્યો છે. એ અનેક રચનાત્મક પ્રવૃત્તિઓનું કીર્તિમંદિર કેન્દ્ર બનવું જોઈએ.

આ જ આ કીર્તિમંદિરની સાચી પ્રાણુ-પ્રતિષ્ઠા.

પ્રાણુપ્રતિષ્ઠા બાદ પૂજારી જોઈએ. આપણે જ સહુએ આ મંદિરના પૂજારી બનાવવાનું છે. બાપુના સિદ્ધાંત અને શિક્ષણુને આપણે જેટલે અંશે આપણા જીવનમાં ઊતારી શકીશું એટલે અંશે આપણે સાચા પૂજારી થઈ શકીશું. કીર્તિમંદિરનો સ્થૂળ દેહ તો ભવ્ય બન્યો છે પણુ એના ઉપરથી જ એની સાચી ભવ્યતાનું માપ નહિ નીકળે. આપણે બાપુજીના સિદ્ધાંતોને કેટલે અંશે અપનાવી શકીએ છીએ, આપણે બાપુજીના પ્રેમ અને અહિંસાના સંદેશને કોઈ અંશે ઝીલી શકીએ છીએ, આપણે બાપુજીના સેવા અને ત્યાગના મંત્રને કેટલે અંશે પચાવી શકીએ છીએ એના ઉપરથી આ મંદિરની ભવ્યતા મપાશે.

ભક્તિભાવપૂર્વક આ મંદિરની રચના કરવામાં આવી છે. હવે એને અનુરૂપ વ્યવસ્થા થવી જોઈએ. આ એક મહાન જવાબદારી છે. કોણુ આ જવાબદારી ઉપાડશે ? સર્વોદય સમાજ આ વિચારે, સુદામાપુરી વિચારે, સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ વિચારે, અને સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિના અંગ તરીકે આ પ્રદેશમાં કામ કરનાર સર્વોદય આશ્રમ પણુ વિચારે.

પૂ૦ બાપુજીના જીવનકાર્યને આગળ ધપાવવામાં અને એમનું શિક્ષણુ અને સંદેશ ફેલાવવામાં આ મંદિર સહાયક બનો. સારાયે વિશ્વ માટે આ મંદિર પ્રેરણાધામ બનો. અહીંથી ઝળકતો પ્રકાશ સારાયે જગને અજવાળો. આપણે બાપુનું આવું સાચું કીર્તિમંદિર રચીએ. ઈશ્વર આપણુને બળ અને સૂઝ આપે.




શ્રી. ગુરુદયાલ મલ્લિક

*[ભારતની સંસ્કૃતિમાં સંગમનું માહાત્મ્ય અત્યુચ્ચ છે. જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે. એ સ્થળનું દર્શન મંગળમય, શુચિમય અને પાવનકારી બને છે.*

*ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહા-વિભૂતિના ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભાવિ ગૌરવશીલ બનશે. આ બન્ને મહાપુરુષોના જીવનાભિગમોને સંમિલિત કરીએ એમાં જ આપણું શ્રેય છે ]*

"જ્યારે 'મમત્વ'નું મરણ થાય છે ત્યારે જ ઈશ્વરનો માણસના હૃદય અને જીવનમાં પ્રત્યક્ષ ઉદ્ભવ થાય છે."

ગાંધીજી ઘણી વાર કહેતા કે તેઓ ખોરાક વિના થોડા દિવસ જીવી પણ શકે પરંતુ પ્રાર્થના વિના પળભર પણ જીવવું તેમને માટે અશક્ય હતું. એવી જ રીતે ગુરુદેવ પણ દરરોજ સવારે અને સાંજે પ્રાર્થના કરવાની અગત્યતા સમજતા હતા, તે એટલે સુધી કે જ્યારે છેલ્લે છેલ્લે તેમને શારીરિક કષ્ટ અતિશય સહન કરવું પડતું ત્યારે પણ તેમણે દરરોજ મૌનમાં બેસવાની પોતાની ટેવ છોડી નહીં.

તો પછી આ પ્રાર્થના એટલે શું? પ્રાર્થના શબ્દનો સાધારણ અર્થ 'માગવું' એવો કરવામાં આવે છે. પણ શું માગવું અને કોની પાસે માગવું એ બે પ્રશ્નના બરાબર ઉત્તર પર પ્રાર્થનાના સત્યનો આધાર રહેલો છે.

ત્યારે કોની પાસેથી આપણને જોઈએ તે માગવું જોઈએ? ગુરુદેવ અને ગાંધીજીને એવો વિશ્વાસ હતો કે એક એવો કાનૂન અથવા કરતાર છે જે જગતની દરેક વ્યક્તિ અને સમષ્ટિને પ્રાણગતિ, ઉન્નતિ કરવાની પ્રેરણા-શક્તિ આપે છે. એ કાનૂન અથવા કરતારને સઘળું માલૂમ છે અને તે ત્રણે કાળનો જ્ઞાતા છે તેનો ઉદ્દેશ સર્વ સૃષ્ટિનો ઉચ્ચથી ઉચ્ચતર અને ઉચ્ચતરથી ઉચ્ચતમ, આધ્યાત્મિક અને નૈતિક, વિકાસ થાય એવો છે એ જ વિકાસ-વૃત્તિ માણસનો મૂળ પ્રાણ છે. અને એ વિકાસથી જ તેના આત્માને સાચો આરામ અથવા સંપૂર્ણ સંતોષ મળી શકે છે. એવું હોવાથી માણસને એક જ વસ્તુની વિશેષ જરૂર છે, કે એ અખિલ બ્રહ્માંડના પતિ અથવા અખિલ બ્રહ્માંડની શક્તિ પાસે એવી વિનંતી અથવા પ્રાર્થના કરે કે એ તેને આધ્યાત્મિક અને નૈતિક વિકાસના પથ પર દોરે. વળી એ બ્રહ્માંડ-

ભક્તિ – શક્તિની ઇચ્છા પણ એવી જ છે, તેથી તે પ્રાર્થના કરે છે, "તારી ઇચ્છા પૂર્ણ થજો!"

"તૂં હી સબ કુછ જાને પ્રીતમ,
તેરી ઇચ્છા પૂર્ણ હો ॥

તૂં હી સબકા પ્રાણાધારા,
તૂં હી જગકા મૂલ આધારા,
તૂં હી સર્વ સકલ કરતારા,
તેરી ઇચ્છા પૂર્ણ હો ॥

માન અપમાન દોનો મેં પ્રીતમ,
સુખ દુઃખ મેં ભી, મેરે ।

જન્મમરણ મેં ભી, મેરે પ્રીતમ,
તેરી ઇચ્છા પૂર્ણ હો ॥

ચાંદ સૂરજ કો તૂં હી ચલાવે,
ફૂલફલ કો તૂં હી ફલાવે,
અણુ પરમાણુ તૂં હી નચાવે
તેરી ઇચ્છા પૂર્ણ હો ॥"

પણ પ્રભુની ઇચ્છા પૂર્ણ થાય એ માટે માણસને પોતાની સ્વાર્થી ઇચ્છાનો ક્ષય કરવો રહ્યો. તેથી દરેક ધર્મની મૂળભૂત સાધના માણસના અહંકારને ઓછો કરવા માટે હોય છે. "Die unto thyself that He may live in thee" (તું તારામાં જ મરણ પામ, જેથી પ્રભુ તારામાં વસે.) જ્યારે 'મમત્વ'નું મરણ થાય છે ત્યારે જ ઈશ્વરનો માણસના હૃદય અને જીવનમાં પ્રત્યક્ષ ઉદ્ભવ થાય છે. ત્યાર પછી તે શ્વાસે શ્વાસે 'દાસત્વ'નો ભાવ ખીલવે છે. તેનો આ 'દાસત્વ'નો ભાવ જેમ જેમ પુષ્ટ થતો જશે તેમ તેમ તેના દિલમાંથી પ્રભુના કાયમના સહવાસ માટે પ્રાર્થના અથવા પુકાર નીકળશે અને એ પ્રાર્થના જ સાચી હોય છે. તેથી જ તો પોતાના રોમેરોમમાં રામ વસે એવી ગાંધીજીની અનંત આકાંક્ષા હતી. અને ગુરુદેવે પણ ગાયત્રીનું ધ્યાન ધરી એવી જ આકાંક્ષા ખીલવી.

ભર્ગો દેવસ્ય ધી મહી
ધીયો યોના પ્રચોદયાત્ ।

દરેક વ્યક્તિના અંતરમાં તેથી આ જ સંગીત સંભળાયા કરે છે:–

"મૈં તો તેરા દાસ,
તુમ હી મેરી આસ, પ્રભુજી ॥

સબ કુછ મૈં ને તુઝ સે પાયા,
તો ભી મિટી નહીં પ્યાસ ॥

અબ તો એક હી વરદાન માંગું,
વહ હૈ તેરા સહુવાસ ॥

તૂં હી સબ કુછ જાને પ્રભુજી
ફિર મૈં ક્યું કરું પ્યાસ ॥

જો તુઝે ભાવે સો હી ભલા,
ફિર મૈં ક્યું હું નિરાશ ॥"



[રામનામનો મહિમા વર્ણવતા બાપુ કદી થાકતા જ નહીં. આ પવિત્ર નામને ફક્ત જીભ ઉપર ન રાખતા અંતરમાં વસાવીએ તો જ આપણા સહુનું અને જગતનું કલ્યાણ થયા વિના રહે જ નહીં આમ બાપુ અચૂક માનતા. શ્રી. કુસુમબહેન ગાંધી ઉપરના આ પત્રમાં પણ એ જ શ્રદ્ધાથી રામનામનો અભ્યાસ વધારવાનું બાપુ સૂચવે છે. અભ્યાસ કેમ થાય? એના જવાબમાં બાપુ કહેતા: "ગરીબોને પોતાના ગણી તેઓની સેવા કરો. શ્રદ્ધા રાખશો તો ધીરે ધીરે તમે અનુભવશો કે ઈશ્વર મંદિરો, અથવા યાત્રાનાં ધામોમાં નહીં પણ ગરીબોના હૃદયમાં વસે છે. આ ન કરી શકો તો તમે પોતે શુદ્ધ રહી સારા વિચારો કરો તો તે પણ સેવા છે." બાપુની આ જીવંત શ્રદ્ધા આપણામાં પણ વસે તો કેવું સારું!]

ચિ૦ કુસુમ,

તારો કાગળ મળ્યો. રામનામ તે રામબાણ છે એવી શ્રદ્ધા બેસી જાય તો તું કદી દુઃખી ન જ થાય. એટલે રામનામનો અભ્યાસ ખૂબ રાખજે. એ હૃદયમાં ઊતર્યા પછી તો તેનું સ્મરણ જાય જ નહીં. આરોગ્યવાનને આરોગ્યનું સ્મરણ નથી કરવું પડતું તે તેના સ્વભાવમાં હોય છે તેમ રામનામ જેના હૃદયમાં વસ્યું તેનો સ્વભાવમાં તે ઊતર્યું. — બાપુના આશીર્વાદ.

"જે ચિત્ત ઈશ્વરમાં લીન થયું નથી તે અહીંથી તહીં ભટકતું રહે છે અને ભગવાનની ભક્તિ કરવાને લાયક મંદિર બની શકતું નથી."

ઈશ્વરનાં દર્શન આંખથી નથી થતાં. ઈશ્વરને શરીર નથી એટલે તેનાં દર્શન શ્રદ્ધાથી જ થાય છે. આપણને જ્યારે હૃદયમાં કોઈ પણ જાતના વિકારી વિચાર ન થાય, કોઈ પણ પ્રકારનો ભય ન રહે અને નિત્ય પ્રસન્નતા રહે તો એ સૂચવે છે કે હૃદયમાં ભગવાન વાસ કરે છે. એ ત્યાં હંમેશાં છે જ પણ આપણે તેને જોતા નથી કેમ કે આપણામાં શ્રદ્ધા નથી અને તેથી અનેક જાતનાં સંકટો ભોગવીએ છીએ. ખરી શ્રદ્ધા આવ્યા પછી બહારથી લાગતાં સંકટો પણ એવી જેને શ્રદ્ધા છે તેને નથી લાગતાં........

........ઈશ્વર નિરાકાર છે. માણસ તેના ભાતભાતના આકારો કલ્પે છે; એટલે રામરાજને સ્વરૂપે તમારે ઈશ્વરનું દર્શન કરવું હોય તો સહુથી પ્રથમ તમારા અંતરમાં ઊંડા ઊતરી આત્મનિરીક્ષણ કરવું જોઈએ. તમારે તમારા પોતાના દોષ હજારગણા મોટા કરીને જોતાં અને તમારા પડોશીઓના દોષ જોવાનું માંડી વાળતાં શીખવું જોઈએ. સાચી પ્રગતીનો એ જ એક રસ્તો છે. બીજો નથી........

તમારા માયાળુ કાગળ માટે આભાર. જો ભગવાન પંડિતોને જ મળી શકતા હોય તો એ મહા કરુણ કહેવાય, એ તમારી વાત સાચી છે. મારી લાગણી તમારી ધારણાની સાથે મળતી આવે છે. એક વખત ઈશ્વરની શોધમાં બધા વૈજ્ઞાનિકો નીકળી પડ્યા હતા. વાત એવી છે કે એ વૈજ્ઞાનિકો હિંદુસ્તાનમાં આવ્યા. ત્યાં એમને બ્રાહ્મણોના ઘરમાં કે રાજાઓના મહેલમાં ઈશ્વર જડ્યો નહીં, પણ એક અસ્પૃશ્યની ઝૂંપડીમાં જડ્યો. તેથી જ ઈશ્વરને હું કહું છું કે મને અસ્પૃશ્ય બનાવ. પચાસ વરસની પરીક્ષા પછી અસ્પૃશ્ય બનવાને હું યોગ્ય ઠર્યો છું અને તેથી મને આનંદ આનંદ થઈ રહ્યો છે. — બાપુ.

મહાત્માપણાનો દાવો મેં કદી કર્યો નથી. તમારા સહુના જેવો જ હું એક સામાન્ય માણસ છું, અને બધાંમાં તમારા કરતાં ઘણો નબળો છું. મારી તરફેણમાં ગણાવી શકાય એવો તમારી વચ્ચે ને મારી વચ્ચેનો એક ફરક છે: સંભવ છે કે ઈશ્વર વિષેની મારી શ્રદ્ધા તમારી શ્રદ્ધાના કરતાં વધારે દૃઢ હોય. — ગાંધીજી

# ઓ રે હૃદયહરણ !

(એકાંકી નાટિકા) શ્રી. ગુ૦ મ૦

<u>દૃશ્ય પહેલું</u>

(મઢીબારણાં બંધ કરીને એક અંધારી ઓરડીમાં બેસીને કોઈ એક પ્રભુનો ભક્ત મધુર કંઠે ગાઈ રહ્યો છે. તેની ઉમર આશરે સાઠેક વરસની હશે. એકતારા પર હાથ ફરી રહ્યો છે. સમય : મધરાત.)

ઓ હૃદયહરણ !
તારાં કમલ-યુગલ – ચરણ
છે મારું એટલું એક જ શરણ,
ઓ હૃદયહરણ !!
ઓ હૃદયહરણ !!!

(રસ્તા પર તે વખતે એક સિપાઈ પસાર થાય છે બારણા આગળ થોડી વાર ઊભો રહે છે અને ગીત સાંભળે છે. જે મસ્તીથી ગાનાર ગીત ગાઈ રહ્યો છે એ ઉપરથી સિપાઈ એવું અનુમાન કરે છે કે તે કોઈ પ્રેયસીને સંબોધન કરીને અથવા તેની છબી પાસે બેસીને ગીત ગાઈ રહ્યો છે. એથી સિપાઈને ગુસ્સો ચડે છે અને તે પોતાને સ્વગત કહે છે, "આ તે વળી કઈ જાતનું ઘેલપણું ! પ્રેયસીને જ સંભારવી હોય તો દિવસે કેમ નથી સંભારતો ? રાતે ગીત ગાઈને બીજાંની ઊંઘ નાહક બગાડે છે." પછી ગુસ્સામાં બારણું ઠોકે છે. ગાનાર બારણું ઉઘાડે છે.)

સિપાઈ : "કેમ ? આ જ વખત તમને તમારા હૃદયહરણને સંભારવાને મળે છે ? આખો દિવસ શું કરે છે કે તેને સંભારવાની ફુરસદ તમને નથી મળતી ?"

વૃદ્ધ ભક્ત : "બાપુ, દિવસે મારા ગુજરાન મોટે સવારથી તે સાંજ સુધી મોર ગઢીવતરું કરવું પડે છે. તેથી મારા હૃદયહરણને સંભારવાનો મને જરાયે વખત મળતો નથી. અને તેને સંભાર્યા વિના હું શી રીતે જીવી શકું ?"

સિપાઈ : "એવો તે તમારો કયો હૃદયહરણ છે જેના સ્મરણ વિના તમે જીવી નથી શકતા ? પણ એ ક્યાં છે તે મને જરા બતાવશો ?"

વૃદ્ધ ભક્ત : "ભાઈ, તેને હું તમને શી રીતે બતાવી શકું ? જ્યારે તે તમારું હૃદયહરણ કરશે ત્યારે તમે આપ મેળે તેને જોઈ શકશો. તે એવો તો ચાલાક ચોર છે કે તે તમારું હૃદય ક્યારે ચોરી ગયો એની તમને જાણ પણ ન થશે."

સિપાઈ : "હું એ માનવા બિલકુલ તૈયાર નથી. અમે પોલીસવાળાઓ કોઈ પણ ગુપ્ત હોય – સ્વર્ગમાં કે પાતાળમાં – તેને નજરની સામે લાવ્યા વિના રહી શકતા જ નથી. પણ હું તમને ભલામણ કરું છું કે મધરાતે પાડોશીઓની ઊંઘમાં ખલેલ ન પાડો. નહીં તો કોઈ અમારા મોટા સાહેબની પાસે જઈને ફરિયાદ માંડશે, સમજ્યા ?"

(સિપાઈ પછી ત્યાંથી ચાલ્યો જાય છે અને વૃદ્ધ ભક્ત બારણું બંધ કરીને પોતાની ઓરડીમાં પાછો પ્રવેશે છે.)

વૃદ્ધ ભક્ત (સ્વગત) : "વાહ રે, હૃદયહરણ ! મને એમ લાગે છે કે શું તને મારું ગાવાનું નથી ગમતું, ખરું ને ! નહીં તો પછી મને ચૂપ રહેવાનો હુકમ શા માટે કર્યો ?"

દૃશ્ય બીજું

(બીજે દિવસ વહેલી સવારનો સમય. એક પાડોશી પોતાના ઘરનાં બારણાં ઉઘાડી ઓટલા પર ઊભો ઊભો દાતણ કરી રહ્યો છે. વૃદ્ધ ભકત પણ પોતાના ઘરની બહાર ઊભા રહીને દાતણ કરતા હતા. પાડોશીની નજર વૃદ્ધ ભકત પર પડે છે.)

**પાડોશી :** "રામરામ, ભાઈ ભક્તરાજ! કેમ છો? તબિયત તો સારી છે ને?"

**વૃદ્ધ ભકત :** "ભગવાનની કૃપા છે."

**પાડોશી :** "એ તો હંમેશ હોય જ છે. પણ તબિયત કેમ છે એ તો કહો? કારણ કે રાતે મેં તમારું નામ-જપન સાંભળ્યું નહોતું. તેથી તબિયતની ખબર ખાસ કરીને પૂછું છું."

**વૃદ્ધ ભકત :** "હવે, ભાઈ, નામ-જપન મૌનમાં કરવાનો હુકમ આવ્યો છે."

**પાડોશી :** "એવો હુકમ તમને વળી કોણે પાઠવ્યો છે?"

**વૃદ્ધ ભકત :** "પ્રભુએ!"

**પાડોશી :** "તો શું પ્રભુ ગઈ રાતે તમારે આંગણે આવ્યા હતા?"

**વૃદ્ધ ભકત :** "હા, ભાઈ."

**પાડોશી :** "તમે પણ કેવા સ્વાર્થી છો! ભગવાન તમારે બારણે આવે અને તમે અમને કંઈ ખબર પણ ન આપો, એ સ્વાર્થ નહીં તો બીજું શું કહેવાય?"

**વૃદ્ધ ભકત :** "પણ, ભાઈ, ભગવાન તો રુદ્રરૂપમાં આવ્યા હતા. તમે તો એનું રૂપ જોઈને જ બારણું બંધ કરી દઈને મોઢું સંતાડી બિછાનામાં એકદમ સૂઈ ગયા હોત!"

**પાડોશી :** "એવું તે કેવું રૂપ પ્રભુનું? તમે તો કહ્યા કરો છો કે પ્રભુ દયાળુ છે, કૃપાળુ છે એની મુખાકૃતિ મનોમય અને સુંદર છે."

**વૃદ્ધ ભકત :** "એ વાત પણ સાચી છે. પણ તમે પ્રભુને તો જાણો છો ને, લીલા કરવાનો અને બનાવવાનો એને ભારે શોખ છે અને તે પણ જુદાં જુદાં રૂપોમાં?"

**પાડોશી :** "તો શું પ્રભુ કોઈ બહુરૂપી જોગી જેવા છે?"

**વૃદ્ધ ભકત :** "જે તમે કહો છો એ પણ ખરું છે."

**પાડોશી :** "પણ એ તો કહો કે પ્રભુનું તે રુદ્રરૂપ કેવું હતું?"

**વૃદ્ધ ભકત :** "નીલા-બ્લુ-રંગ જેવાં કપડાં, પીતાંબરના રંગ જેવી પાઘડી, હાથમાં એક લાકડી અને મોઢું તો એવું જાણે કે તે કાલીમાતાના કુળમાં જન્મ્યો ન હોય!"

**પાડોશી :** "તો સીધા એમ કહો ને કે તમારે ત્યાં સિપાઈ પધાર્યો હતો? પણ તેણે તમારું નામ-જપન બંધ કરવાનો શા માટે હુકમ કર્યો? એમ કરવાની એની શી મગદૂર છે? હું જો તમારી જગ્યાએ હોઉં તો પર બારો એના ઉપરી પોલીસ-સુપ્રિન્ટેન્ડન્ટને મળીને બધી વાતનો તરત જ ખુલાસો કરી દઉં. તમને એકલા જવામાં કંઈ સંકોચ થતો હોય તો હું તમારી સાથે આવવા તૈયાર છું."

**વૃદ્ધ ભકત :** "તમારી ઘણી જ મહેરબાની, ભાઈ! તો આજે બપોરે આપણે પોલીસ-સુપ્રિન્ટેન્ડન્ટ પાસે જઈશું?"

**પાડોશી :** "હા, ત્રણ વાગે, ફાવશે ને?"

**વૃદ્ધ ભકત :** "હા, મને બરાબર ફાવશે. હું બે કલાકની રજા લઈ લઈશ અને પોલીસ-સુપ્રિન્ટેન્ડન્ટની ઑફિસની બહાર મળીશ."

**પાડોશી :** "હા, એ બરાબર છે."

દૃશ્ય ત્રીજું

(પોલીસ-સુપ્રિન્ટેન્ડન્ટની ઑફિસ. બપોરે ત્રણ વાગે.)

પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ "આવો, બેસો બોલો શું કામ છે?"

પારોશી "સાહેબ, આ મારા મિત્રને પ્રભુની ભક્તિમા રસ પડે છે તેથી રાતે નામ-સ્મરણ નિયમિત કરે છે કોઈ કોઈ વખતે ભક્તિના આવેશમા આવીને મોટેથી એ નામ-સ્મરણ કરવા માડે છે પણ ગઈ રાતે, સાહેબ, એવુ થયુ કે એક સિપાઈ ત્યાથી પસાર થતો હતો તેણે મારા મિત્રને મોટેથી નામ-સ્મરણ કરતા સાભળ્યો અને બારણુ ઠોકીને આમ મોટેથી નામ સ્મરણ કરી બીજાની ઊંઘ બગાડવા માટે એવો હુકમ કર્યો કે તેમણે મૌનમા નામ-સ્મરણ કરવુ મારા મિત્ર તો ભક્તરાજ છે તેથી એ સિપાઈનો હુકમ એમણે માની લીધો પણ મને તો એમા ભારે અન્યાય લાગે છે એટલા માટે આજે અમે આપની પાસે આવ્યા છીએ. આપને અમે વિનતી કરીએ છીએ કે એ હુકમ આપ રદ કરો."

પો૦ સુ૦ "મારા સિપાઈએ એમા કઈ અન્યાય કર્યો નથી લોકોને રાતે શાતિથી ઊંઘવાનો હક છે"

પારોશી "પણ અમને સૌને એવુ કોઈ દિવસ લાગ્યુ નથી કે એથી અમારી ઊંઘમા ખલેલ પડે છે"

પો૦ સુ૦ "એમા તમારો અગત સ્વાર્થ રહેલો હોવો જોઈએ"

પારોશી "સાહેબ, એમા વળી સ્વાર્થ કેવો હોઈ શકે?"

પો૦ સુ૦ "તમારા ભક્ત-મિત્રને ભક્તિનુ જે ફળ મળશે એમા તમે પણ ભાગ પાડી શકશો"

પારોશી "એવુ કોઈ દિવસ થતુ હશે, સાહેબ?"

પો૦ સુ૦ "કેમ નહી? ભક્તરાજને જ પૂછો ને, એ ભક્તિ શા માટે કરે છે?"

વૃદ્ધ ભક્ત "જ્યારથી મે તેને જોયો છે ત્યારથી જ મારુ હૈયુ ભક્તિથી પાગલ બની ગયુ છે અને હું તેનુ સ્મરણ કર્યા વિના રહી શકતો નથી"

પો૦ સુ૦ "એ વળી કોણ છે? તમે તેને પહેલા ક્યારે અને ક્યા જોયો?"

વૃદ્ધ ભક્ત "મે તેને હમણા જ પ્રથમ વાર જોયો"

પારોશી "આ વાત સાચી છે, સાહેબ. કારણ કે બેએક મહિના પહેલા અમે લોકોએ એમને કોઈ દિવસ નામ-સ્મરણ કરતા જોયા નથી કે સાભળ્યા નથી"

પો૦ સુ૦ "પણ રાતે નામ-સ્મરણ શા માટે કરો છો? દિવસ દરમિયાન કેમ નથી કરતા?"

વૃદ્ધ ભક્ત "દિવસ તો કામમા પસાર થઈ જાય છે રાતનો જ સમય એવો છે જ્યારે કામમાથી પરવારીને એકાતમા બેસી તેનુ સ્મરણ બરાબર થઈ શકે"

પો૦ સુ૦ "હુ એક શરતે જ આ હુકમ રદ કરી શકુ, જો તમે મને 'તે'ને બતાવશો તો."

વૃદ્ધ ભક્ત "હુ તમને 'તે' દેખાડુ તો ખરો પણ જો તમે તેને ઓળખી જ ન શકો તો?"

પો૦ સુ૦ "તમે તેને શી રીતે ઓળખ્યો હતો?"

વૃદ્ધ ભક્ત "મારા પર પ્રભુની કૃપા થઈ હતી."

પો૦ સુ૦ "તો શુ મારા પર એવી કૃપા ન થઈ શકે?"

દૃશ્ય બીજું

(બીજે દિવસ વહેલી સવારનો સમય. એક પાડોશી પોતાના ઘરનાં બારણાં ઉઘાડી ઓટલા પર ઊભો ઊભો દાતણ કરી રહ્યો છે. વૃદ્ધ ભક્ત પણ પોતાના ઘરની બહાર ઊભા રહીને દાતણ કરતા હતા. પાડોશીની નજર વૃદ્ધ ભક્ત પર પડે છે.)

**પાડોશી :** "રામરામ, ભાઈ ભક્તરાજ! કેમ છો? તબિયત તો સારી છે ને?"

**વૃદ્ધ ભક્ત :** "ભગવાનની કૃપા છે."

**પાડોશી :** "એ તો હંમેશ હોય જ છે. પણ તબિયત કેમ છે એ તો કહો? કારણ કે રાતે મેં તમારું નામ-જપન સાંભળ્યું નહોતું. તેથી તબિયતની ખબર ખાસ કરીને પૂછું છું."

**વૃદ્ધ ભક્ત :** "હવે, ભાઈ, નામ-જપન મૌનમા કરવાનો હુકમ આવ્યો છે."

**પાડોશી :** "એવો હુકમ તમને વળી કોણે પાઠવ્યો છે?"

**વૃદ્ધ ભક્ત :** "પ્રભુએ!"

**પાડોશી :** "તો શું પ્રભુ ગઈ રાતે તમારે આંગણે આવ્યા હતા?"

**વૃદ્ધ ભક્ત :** "હા, ભાઈ."

**પાડોશી :** "તમે પણ કેવા સ્વાર્થી છો! ભગવાન તમારે બારણે આવે અને તમે અમને કંઈ ખબર પણ ન આપો, એ સ્વાર્થ નહીં તો બીજું શું કહેવાય?"

**વૃદ્ધ ભક્ત :** "પણ, ભાઈ, ભગવાન તો રુદ્રરૂપમાં આવ્યા હતા. તમે તો એનું રૂપ જોઈને જ બારણું બંધ કરી દઈને મોઢું સંતાડી બિછાનામાં એકદમ સૂઈ ગયા હોત!"

**પાડોશી :** "એવું તે કેવું રૂપ પ્રભુનું? તમે તો કહ્યા કરો છો કે પ્રભુ દયાળુ છે, કૃપાળુ છે એની મુખાકૃતિ મનોમય અને સુંદર છે"

**વૃદ્ધ ભક્ત :** "એ વાત પણ સાચી છે. પણ તમે પ્રભુને તો જાણો છો ને, લીલા કરવાનો અને બનાવવાનો એને ભારે શોખ છે અને તે પણ જુદાં જુદાં રૂપોમાં?"

**પાડોશી :** "તો શું પ્રભુ કોઈ બહુરૂપી જોગી જેવા છે?"

**વૃદ્ધ ભક્ત :** "જે તમે કહો છો એ પણ ખરું છે."

**પાડોશી :** "પણ એ તો કહો કે પ્રભુનું તે રુદ્રરૂપ કેવું હતું?"

**વૃદ્ધ ભક્ત :** "નીલા-બ્લુ-રંગ જેવાં કપડાં, પીતાંબરના રંગ જેવી પાઘડી, હાથમાં એક લાકડી અને મોઢું તો એવું જાણે કે તે કાલીમાતાના કુળમા જન્મ્યો ન હોય!"

**પાડોશી :** "તો સીધા એમ કહો ને કે તમારે ત્યાં સિપાઈ પધાર્યો હતો? પણ તેણે તમારું નામ-જપન બંધ કરવાનો શા માટે હુકમ કર્યો? એમ કરવાની એની શી મગદૂર છે? હું જો તમારી જગ્યાએ હોઉં તો પર બારો એના ઉપરી પોલીસ-સુપ્રિન્ટેન્ડેન્ટને મળીને બધી વાતનો તરત જ ખુલાસો કરી દઉં. તમને એકલા જવામાં કંઈ સંકોચ થતો હોય તો હું તમારી સાથે આવવા તૈયાર છું."

**વૃદ્ધ ભક્ત :** "તમારી ઘણી જ મહેરબાની, ભાઈ! તો આજે બપોરે આપણે પોલીસ-સુપ્રિન્ટેન્ડેન્ટ પાસે જઈશું?"

**પાડોશી :** "હા, ત્રણ વાગે, ફાવશે ને?"

**વૃદ્ધ ભક્ત :** "હા, મને બરાબર ફાવશે. હું એ કલાકની રજા લઈ લઈશ અને પોલીસ-સુપ્રિન્ટેન્ડેન્ટની ઑફિસની બહાર મળીશ."

**પાડોશી :** "હા, એ બરાબર છે."

દૃશ્ય ત્રીજું

(પોલીસ-સુપ્રિન્ટેન્ડેન્ટની ઑફિસ. બપોરે ત્રણ વાગે.)

પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ "આવો, બેસો બોલો શું કામ છે?"

પારાશી "સાહેબ, આ મારા મિત્રને પ્રભુની ભક્તિમા રસ પડે છે તેથી રાતે નામ-સ્મરણ નિયમિત કરે છે કોઈ કોઈ વખતે ભક્તિના આવેશમા આવીને મોટેથી એ નામ-સ્મરણ કરવા માડે છે પણ ગઈ રાતે, સાહેબ, એવુ થયુ કે એક સિપાઈ ત્યાથી પસાર થતો હતો તેણે મારા મિત્રને મોટેથી નામ-સ્મરણ કરતા સાભળ્યો અને બારણું ઠોકીને આમ મોટેથી નામ સ્મરણ કરી બીજાની ઊંઘ બગાડવા માટે એવો હુકમ કર્યો કે તેમણે મૌનમા નામ-સ્મરણ કરવુ મારા મિત્ર તો ભક્તરાજ છે તેથી એ સિપાઈનો હુકમ એમણે માની લીધો. પણ મને તો એમા ભારે અન્યાય લાગે છે એટલા માટે આજે અમે આપની પાસે આવ્યા છીએ. આપને અમે વિનતી કરીએ છીએ કે એ હુકમ આપ રદ કરો."

પો૦ સુ૦ "મારા સિપાઈએ એમા કઈ અન્યાય કર્યો નથી લોકોને રાતે શાન્તિથી ઊંઘવાનો હક છે

પારાશી "પણ અમને સૌને એવુ કોઈ દિવસ લાગ્યુ નથી કે એથી અમારી ઊંઘમા ખલેલ પડે છે'

પો૦ સુ૦ "એમા તમારો અગત સ્વાર્થ રહેલો હોવો જોઈએ"

પારાશી "સાહેબ, એમા વગી સ્વાર્થ કેવો હોઈ શકે?"

પો૦ સુ૦ "તમારા ભક્ત-મિત્રને ભક્તિનુ જે ફળ મળશે એમા તમે પણ ભાગ પાડી શકશો"

પારાશી "એવુ કોઈ દિવસ થતુ હશે, સાહેબ?'

"પ્યારામાયુ"

પો૦ સુ૦ "કેમ નહી? ભક્તરાજને જ પૂછો ને, એ ભક્તિ શા માટે કરે છે?

વૃદ્ધભક્ત "જ્યારથી મે તેને જોયો છે ત્યારથી જ મારુ હૈયુ ભક્તિથી પાગલ બની ગયુ છે અને હું તેનુ સ્મરણ કર્યા વિના રહી શકતો નથી"

પો૦ સુ૦ "એ વળી કોણ છે? તમે તેને પહેલા ક્યારે અને ક્યા જોયો?"

વૃદ્ધભક્ત "મે તેને હમણા જ પ્રથમ વાર જોયો"

પારાશી "આ વાત સાચી છે, સાહેબ. કારણ કે બેએક મહિના પહેલા અમે લોકોએ એમને કોઈ દિવસ નામ-સ્મરણ કરતા જોયા નથી કે સાભળ્યા નથી"

પો૦ સુ૦ 'પણ રાતે નામ-સ્મરણ શા માટે કરો છો? દિવસ દરમિયાન કેમ નથી કરતા?"

વૃદ્ધભક્ત "દિવસ તે કામમા પસાર થઈ જાય છે રાતનો જ સમય એવો છે જ્યારે કામમાથી પરવારીને એકાતમા બેસી તેનુ સ્મરણ બરાબર થઈ શકે"

પો૦ સુ૦ "હુ એક શરતે જ આ હુકમ રદ કરી શકુ જો તમે મને 'તે'ને બતાવશો તો."

વૃદ્ધભક્ત "હુ તમને 'તે' દેખાડુ તો ખરો પણ જો તમે તેને ઓળખી જ ન શકો તો?"

પો૦ સુ૦ "તમે તેને શી રીતે ઓળખ્યો હતો?"

વૃદ્ધભક્ત "મારા પર પ્રભુની કૃપા થઈ હતી"

પો૦ સુ૦ "તો શું મારા પર એવી કૃપા ન થઈ શકે!"

વૃદ્ધ ભક્ત : "કૃપા તો થાય જ કે પણ એ ક્યારે થશે તે કોઈ કહી શકે એમ નથી."

પો૦ સુ૦ : "મને પહેલાં તમારા 'તે' બતાવો તો ખરા! પછી આપણે બધું જોઈ લઈશું. તો બોલો, ક્યારે બતાવશો."

વૃદ્ધ ભક્ત : "આજે સાંજે જ. એવા સારા કામમાં વળી ઢીલ કેવી?"

પો૦ સુ૦ : "તો મને તમે મારે ઘેર સાત વાગે મળજો. નમસ્કાર."

પરોશી અને વૃદ્ધ ભક્ત (બન્ને સાથે) : "નમસ્કાર!"

(પછી બન્ને બહાર ચાલ્યા જાય છે.)

દૃશ્ય ચોથું

(સાંજે સાડાસાતનો સમય. ભંગીવાડામાં લોકો કામ પરથી પાછા ફર્યાં છે અને ગપ્પાં મારી રહ્યા છે, ત્યાં વૃદ્ધ ભક્ત અને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ પ્રવેશે છે. પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટે સામાન્ય પોશાક પહેર્યો છે. વૃદ્ધ ભક્તને જોઈને કેટલાક માણસો આશ્ચર્ય પામે છે.)

એક ભંગી. "આ વળી કોણ છે?"

બીજો ભંગી. "ગાંધીમા'રાજના માણસો લાગે છે, ભાઈ. નહી તો આપણા ગરીબ જેવા ગંધાતા લત્તામાં કોણ આવે?"

પહેલો ભંગી. "પણ એ લોકો શા માટે આવતા હશે? અમે કોઈ ભણવાગણવાના નથી અને ન તો અમે દારૂ કે બીડી પીવાનું છોડવાના."

બીજો ભંગી : "પણ એવી મ લા ક આપણને એ લોકો આપે તો એમાં ખોટું શું છે?"

પહેલો ભંગી : "આપણા બાપદાદાએ કોઈ દિવસ એવું કર્યું છે ખરું?"

બીજો ભંગી : "ન કર્યું હોય, પણ જો આપણે આપણી સ્થિતિ સારી કરીએ તો એમાં આપણું ગયું શું?"

ત્રીજો ભંગી : "હવે મૂકોને તમારી પંચાત! તમારે પાનાં રમવાં છે કે નહીં?"

પહેલો અને બીજો ભંગી : "હા, હા, ચાલો. તમે જ પાનાં વહેંચો."

(ત્રણે જણ પાનાં રમવાનું શરૂ કરે છે.)

વૃદ્ધ ભક્ત : "ભાઈ, રામદાસભાઈ કામ પરથી પાછા ફર્યા નથી?"

એક ભંગી : "ખબર નથી તમે જ જઈને જોઈ આવો ને! અમારી રમતમાં શા માટે ખલેલ પાડો છો? આખો દિવસ ગદ્ધાવૈતરું કરીએ છીએ, સાંજે તો જરા જંપવા દો!"

વૃદ્ધ ભક્ત : "વારુ ભાઈ, માફ કરજો."

(ભંગીવાડાને છેડે એક ઝૂંપડીમાં રામદાસ, એમની પત્ની અને તેના ખોળામાં ત્રણેક મહિનાનો સુંદર બાળક બેઠો છે. વૃદ્ધ ભક્ત અને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટને જોઈને રામદાસ ઊભો થાય છે અને આવકાર આપે છે.)

રામદાસ : "આવો ભાઈઓ, ભલે પધાર્યા. આજે તો અમારું ઘર પાવન થયું."

વૃદ્ધ ભક્ત : "આ મારા એક મિત્ર છે. એમની એવી ઇચ્છા છે કે આજે ખાસ કરીને તમારું ઘર અને આખો ભંગી લત્તો બધે ફરીને એક વાર જરા જોઈ લેવો."

રામદાસ : "પણ એમને અહીં જોવાનું શું હોઈ શકે?"

પો૦ સુ૦ : "વાત તો સાચી છે. પણ મારા મિત્ર મને અહીં એવું કહીને લઈ આવ્યા છે કે અહીંયાં આ લત્તામાં મને તેઓ જેણે તેમનું હૃદયહરણ કરી લીધું છે તેના દર્શન કરાવશે."

રામદાસ : "તે વળી કોણ છે?"

પો૦ સુ૦ : "તમે એમને જ પૂછોને?"

રામદાસ : "ભાઈ, કોણે તમારું હૃદયહરણ કર્યું છે?"

વૃદ્ધ ભક્ત ' જેણે તમારુ કર્યું છે તેણે "

રામદાસ "મારુ તો ( પોતાની પત્ની તરફ જોઈને ) એમણે કર્યું હતુ બે વરસ પહેલા "

(એની પત્ની લજ્જા પામી પોતાનુ મુખ નીચે નમાવે છે )

વૃદ્ધ ભક્ત "ત્યારે તો એમણે તમારુ હરણ કર્યું ન હતુ પણ ફક્ત વરણ જ કર્યું હતુ હરણ તો તમારા બનેના હૃદયને તેણે (બાળક તરફ ઇશારો કરીને) કર્યા છે '

રામદાસ (બાળકને એની મા ના ખોળા માથી લઈને પોતાના ખોળામા લે છે અને વહાલભરી આખોથી એના ભણી જુએ છે )

"ઓ રે હૃદયહરણ ! "

પો૦ સુ૦ "( વૃદ્ધ ભક્તને ) ચાલો હવે ઘેર જઈએ મને મોડુ થાય છે "

વૃદ્ધ ભક્ત "ચાલો નમસ્કાર, ભાઈ રામદાસ તસ્દી માફ કરજો "

રામદાસ ( જેણે બાળકના પગ પોતાની આખો પર રાખ્યા છે અને જે વહાલમા ડૂબેલો છે ) "નમસ્કાર, ભાઈ, વળી કોઈ વાર પાછા પધારજો હો ! "

(પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ અને વૃદ્ધ ભક્ત પાછા ઘર તરફ જાય છે રસ્તામા બન્ને જણ વાતો કરે છે )

પો૦ સુ૦ "તમે મારો બધો વખત નકામો બગાડ્યો મે તો ખાસ કંઈ જોયુ જ નહી "

વૃદ્ધ ભક્ત "ભાઈ 'દૃષ્ટિ ભિન્ના|' સૌની દૃષ્ટિમા ફેર છે તેથી મે ત્યા જે જોયુ એ તમે ન જોયુ "

પો૦ સુ૦ "એટલે ? "

વૃદ્ધ ભક્ત "જ્યારે લગભગ બે મહિના પહેલા એક સાજે કામ પરથી પાછા ફરતી વખતે હુ અહીથી પસાર થતો હતો અને તે નવા જન્મેલા બાળકને એની માના ખોળામા સૂતેલો મે જોયો હતો, ત્યારે તો મને શુ થયુ હતુ એ હુ તમને શી રીતે કહી શકુ ? મારુ તો હૃદય વહાલથી ઊભરાઈ ગયુ અને ગદ્ગદિત બની ગયુ "

પો૦ સુ૦ "એવા બાળકો તો રોજ જન્મે છે અને બધે એવા બાળકો જોવામા આવે છે એટલે તમે આ ભગીના બાળકમા એવુ તે શુ જોયુ એ સમજી શકતો નથી "

વૃદ્ધ ભક્ત ' તમને બાળકો છે ખરા ? "

પો૦ સુ૦ "અડધો ડઝન "

વૃદ્ધ ભક્ત "એટલે જ "

પો૦ સુ૦ ' એટલે જ ! એની મતલબ ? "

વૃદ્ધ ભક્ત ' ભગવાને મને એક બાળક આપ્યો હતો, એ તો ઘણા વરસ પહેલા પણ બાળક જન્મ્યો કે તરત જ ભગવાને તેનુ અને તેની માનુ મારી પાસેથી હરણ કરી લીધુ ત્યારથી હુ મારા બાળકની શોધમા હતો રામ દાસના એ બાળકને જોઈને મને એમ લાગ્યુ કે મને મારો બાળક પાછો મળી ગયો છે ! "

પો૦ સુ૦ "એ તો તમારો ભ્રમ છે, જેમ તમારો હૃદયહરણ પણ ભ્રમ જ છે ! "

વૃદ્ધ ભક્ત "તમારે જેમ કહેવુ હોય તેમ કહો, મે તો તમને સાચી વાત કહી દીધી તે દિવસથી રોજ એ બાળકના પગની છબી મારા અંતરની આખો સામે રાખી હુ ધ્યાન ધરુ છુ અને ભગવાન જાણે શી રીતે મારુ હૈયુ આમ કરવાથી કોઈ બીજી અદૃશ્ય વ્યક્તિ કે વિભૂતિના, કોઈ કોઈ વાર, ચરણ-યુગલનુ દર્શન કરે છે અને હુ 'હૃદયહરણ ! દુખ હરણ ! " એવુ રટણ કરવાનુ શરૂ કરુ છુ તેમા મને ઘણો સતોષ મળે છે "

પો૦ સુ૦ "એ તો તમારુ ગાડપણ જ લાગે છે નમસ્કાર ! મારુ ઘર આવી ગયુ

વૃદ્ધ ભક્ત "નમસ્કાર ! "



"હૃદયમાંથી થતી પ્રાર્થના પોતાને સ્વચ્છ કર્યા વિના રહેતી જ નથી."

પ્રાર્થના અનેક પ્રકારની હોય છે. આપણે બેનો વિચાર કરીએ: ઈશ્વરની પાસે કાંઈ માગવાની, અને બીજી, અંતર્ધ્યાન થઈ ઈશ્વરનું અનુસંધાન કરવાની, એને આપણે ઉપાસના કહીએ છીએ. ઈશ્વરને કોઈ બાહ્ય તત્ત્વ માનીને તેની પાસે કાંઈક માગીએ કે તેને અંતર્યામી સમજી આપણે અંતરમાં જાગ્રત રહીને તેને આરાધીએ, ઉપાસીએ; પરિણામ અંતે એકનું એક જ છે. પહેલો માણસ ભક્તમાં ખપે, બીજો જ્ઞાનીમાં ખપે. આપણે ભક્તમાં ખપીએ તો જગ જીત્યા. ઈશ્વરની પાસે માગણી કરવાની હોય તોયે તે માગણી આપણી આત્મશુદ્ધિને માટેની જ હોય. આત્માનું શૌચ, આત્માનું પરિશોધન એ જ પ્રાર્થના છે. આત્મા આપણામાં મૂર્છિત સ્થિતિમાં છે, તેના ઉપર અંધકાર, અજ્ઞાનનાં કેટલાંય પડો ચડેલાં છે; તે દબાઈ રહેલો છે. પ્રાર્થના કરીને આપણે એમાંનું એક એક પડ ઉખેડીએ છીએ. એટલે જે માણસ આત્મજાગૃતિમાં – ધર્મજાગૃતિમાં – માને છે, તે માણસને માટે પ્રાર્થના એ મોટામાં મોટું તત્ત્વ છે. કેટલાક માને છે કે મંદિરમાં ગયા, આરતી ઉતારી, ભજનમાં ભળ્યા, રામનામ લીધું એટ પ્રાર્થના થઈ ગઈ. પણ ભજન, રામનામ વગે બધાં પ્રાર્થનાનાં સાધન છે, સાધ્ય ઈશ્વરન સાથે અનુસંધાન છે. એ નશ્ચેષ્ટ રહીને પણ થઈ શકે, મૂંગા રહીને પણ પ્રાર્થના કર શકાય. શબ્દ વિનાની પણ હૃદયથી થત પ્રાર્થના ચાલે, હૃદય વિનાની પણ શબ્દા ડંબરવાળી પ્રાર્થના નિરર્થક છે. આત્માન પડને ઉખેડવાનો જાગ્રત પ્રયત્ન હોય તો જ પ્રાર્થના સાર્થક છે. એમાં દંભ ન હોય, આડંબર ન હોય. જેમ ભૂખ્યા માણસને ભોજન મળ્યે સ્વાદ આવે છે, તેમ ભૂખ્યા આત્માને પ્રાર્થનાનો સ્વાદ આવવો જોઈએ. હૃદયમાંથી થતી પ્રાર્થના પોતાને સ્વચ્છ કર્યા વિના રહેતી જ નથી. હું મારા પોતાના અને મારા કેટલાક સાથીઓના અનુભવથી કહું છું કે, જેને પ્રાર્થના હૃદયગત છે તે દહાડાના દહાડા ખાધા વિના રહી શકે, પણ પ્રાર્થના વિના ન ચલાવી શકે. જો ભૂલેચૂકે પણ પ્રાર્થના વિના તેનો દિવસ જાય છે તો ચિત્તશુદ્ધિ કરીને તે પોતાના આત્માનો મળ કાઢે ત્યારે જ તેને શાંતિ થાય છે.

— ગાંધીજી



# બાપુ એટલે આદર્શ અને વ્યવહારુતાનો સુભગ સુમેળ

શ્રી. બબલભાઈ

દુનિયામાં ઘણા માણસો વ્યવહારુ હોય છે માથું ખાઈ નાખે એવા અટપટા પ્રશ્નોનો એ શામ, દામ, દંડ, ભેદ આદિ યુક્તિઓ વાપરીને પળવારમાં ઉકેલ લાવી શકે છે. આદર્શ પાછળ ગાડા થઈને બધું જતુ કરે અને આદર્શ પાર પાડવા જતાં બીજું કશું હાથમા ન રહે તો એની પણ પરવા ન કરે એવાય થોડા ઘણાં માણસો જોવા મળે છે

પણ બાપુની ખબી તો એ હતી કે આદર્શ અને વ્યવહારનો એ આબાદ મેળ બેસાડી જાણતા. અને એ મેળ પણ એવો સાધના કે આદર્શનુ તત્ત્વ જરાય ખંડિત ન થાય અને આદર્શ આદશ તરીકે આકાશમાં અદ્ધર લટકી ન રહેતા વાસ્તવિક ધરતી ઉપર એ એનું સાકાર સ્વરૂપ ધારણ કરી શકે. એથી જ આદર્શ પાછળ ફના થનારા અને વ્યવહારમાં એક્કા એવા સૌ કોઈ એમની પાસે માથું નમાવતા, અને એમનો લોક સંગ્રહ કોઈ પણ લોક નેતા કરતાં અનેક ગણો મોટો રહેતો.

એમની એ ખૂબીને લીધે જ શ્વાસ લેવામાં પણ હિંસા થાય છે એવો તાત્વિક વિચાર સ્વીકારવા છતાં દેહ મારફત જ અહિંસાને વ્યકત કરી શકાય છે એટલે દેહ ટકાવવા પૂરતી અમુક હિંસા અનિવાર્ય સમજીને અને એટલા અપરિગ્રહી અને સ્વાશ્રયી બનવું, એવી સામાન્યમાં સામાન્ય માણસને પણ અહિંસાને માર્ગે ચાલવાની પ્રેરણા એ આપી ગયા.

ગ્રામોદ્યોગ અને વિકેન્દ્રીકરણના વિકાસમાં જ ગ્રામ સંસ્કૃતિ પોષાય એવું માનવા અને કહેવા સાથે આજની દુનિયા જે કક્ષાએ પહોંચી છે એને અવગણ્યા વિના ગ્રામ દૃષ્ટિ રાખીને શહેરના તથા ગામડાના વ્યવહારો ગોઠવવા તથા કેટલાક અનિવાર્ય મોટા ઉદ્યોગોને પ્રજાતંત્રની માલિકી પૂરતા કેન્દ્રિત બનાવવા સુધીનો વ્યવહારુ માર્ગ પણ એમણે બતાવ્યો. વસ્તુનો તો ઠીક પણ વિચારનો પરિગ્રહ એ પણ એક જંજાળ છે. એવું કહેનારે એમ પણ કહ્યું કે ટ્રસ્ટીશીપની ભાવના સાથે મોટો વેપાર કરનાર વેપારી કે રાજ્ય ચલાવનાર રાજા પણ મારા સર્વોદય સમાજમાં સમાઈ શકે છે.

હિંદ અને પાકિસ્તાનના ભાગલા પડે એના કરતાં મારા દેહના બે ભાગલા પડે એ હું વધારે પસંદ કરું એવું કહેનાર પરિસ્થિતિ બદલાતાં ભાગલાનું પરિણામ ભયંકર આવશે એવું જોઈ શકતા હોવા છતાં ભાગલા સ્વીકાર્યા વિના હવે ચાલે એમ નથી એવું કહેવાની પણ હિંમત ધરે છે.

વર્ષો સુધી બ્રિટિશ સરકાર અને એની ધારાસભાઓનો અસહકાર કરનાર યોગ્ય પળે ધારાસભામાં જવું એ તો ઠીક પણ એ જ સરકારના પ્રધાનપદાં લેવા સુધીની ભલામણ કરે છે. બ્રિટિશ સરકારને સેતાની કહેનાર એની સાથે જીવ સટોસટીની લડતો આપનાર અને વર્ષો સુધી એની જેલોમાં રહેનાર એ જ બ્રિટિશ સરકારના ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટ બેટનના જીગર જાન દોસ્ત બને છે. એની નીતિ ફરતાં એ જ બ્રિટિશ સરકારના પોતાના મોઢે વખાણ કરે છે.

એક વખત એવો આવે છે કે ગાંધીજીની અહિંસક નીતિ પ્રમાણે ચાલવાની કૉંગ્રેસ કારોબારી અશક્તિ બતાવે છે સત્ય અને અહિંસા એ ગાંધીજીના જીવનનું ધ્યેય છે એમ છતાં કૉંગ્રેસ કારોબારીને તરછોડીને [અનુસંધાન પૃષ્ઠ ૫૨મે.]



[ પુણ્યાત્મા બાપુજીનું હૃદય તો પાવનકારી ગંગાના જેવું નિર્મળ અને સુખદાયી હતું. બાપુજી સ્ત્રીમાં માતાના ભાવને જ જોતા અને હૃદયથી એમને નમતા, તેથી જ નરસિંહ મહેતાના પદમાં 'પરસ્ત્રી જેને માત રે' એને બદલે 'સ્ત્રીજન જેને માત રે' એવો ભાવ આપણા હૃદયમાં સર્વદા સ્પંદિત થતો હોવો જોઈએ એમ બાપુજી ઇચ્છતા હતા.

બાપુજીએ બહેનોને લખેલા પત્રો એટલે સ્ત્રીજન–સમાજને વિકાસશીલ માર્ગે લઈ જનાર સંજીવની જ છે. એ પત્રો સ્ત્રી તેમ જ પુરુષનાં જીવનને ઉન્નત કરી શકે અને બાપુવિહોણા આપણને સુપથે દોરી શકે એમ છે ]

"જે પારકાની સેવા કરે છે તેના હૃદયમાં ઈશ્વર પોતાની મેળે આવીને વાસ કરે છે."

"ઈશ્વરભજન–પ્રાર્થના–કેવી રીતે ને કોની કરવી એ સમજાતું નથી. અને તમે તો વારંવાર પ્રાર્થના કરવાનું લખો છો. એ કેમ થાય એ સમજાવશો?"

ઈશ્વરભજન એટલે તેના ગુણનું ગાન. પ્રાર્થના એટલે આપણી અયોગ્યતાનો, આપણી અશક્તિનો સ્વીકાર. ઈશ્વરના સહસ્ર એટલે અનેક નામ છે અથવા કહો કે તે નનામો છે. જે નામ આપણને ગમી જાય તે નામથી આપણે ઈશ્વરને ભજીએ, પ્રાર્થીએ. કોઈ તેને રામ નામે ઓળખે છે, કોઈ કૃષ્ણ નામે, કોઈ તેને રહીમ કહે છે, તો કોઈ ગૉડ કહે છે. એ બધા એક જ ચૈતન્યને ભજે છે. પણ જેમ બધો ખોરાક બધાને રુચતો નથી, તેમ બધાં નામ બધાને રુચતાં નથી. જેને જેવો સહવાસ હોય છે તે જ નામે તે ઈશ્વરને ઓળખે છે, અને તે અંતર્યામી સર્વશક્તિમાન હોવાથી આપણા હૃદયના ભાવ ઓળખી, આપણી યોગ્યતા પ્રમાણે આપણને જવાબ આપે છે.

– બાપુના આશીર્વાદ

એટલે કે પ્રાર્થના કે ભજન જીભેથી ન થાય પણ હૃદયથી થાય. તેથી જ મૂંગા, તોતડા, મૂઢ પણ પ્રાર્થના કરી શકે છે. જીભે અમૃત હોય ને હૃદયે હલાહલ હોય તો જીભનું અમૃત શા કામનું? કાગળના ગુલાબમાંથી સુગંધ કેમ નીકળે? તેથી જેને સીધી રીતે ઈશ્વરને ભજવો છે તે પોતાના હૃદયને ઠેકાણે બેસાડે. હનુમાનની જીભે જે રામ હતો તે જ તેના હૃદયનો સ્વામી હતો, અને તેથી જ તેનામાં અપરિમિત બળ હતું. વિશ્વાસે વહાણ ચાલે છે, વિશ્વાસે પર્વત ઉપાડાય છે, વિશ્વાસે સમુદ્ર ઉપરથી કૂદકો મરાય છે, તેનો અર્થ એ છે કે જેના હૃદયમાં સર્વશક્તિમાન ઈશ્વર વસે છે તે શું ન કરી શકે? તે ભલે કોઢિયો હોય કે ક્ષયનો રોગી હોય, જેના હૃદયમાં રામ વસે છે તેના બધા રોગનો સર્વથા નાશ થઈ જાય છે.

આવું હૃદય કેમ થાય? મોઢેથી બોલતાં તો આપણને હરકોઈ માણસ શીખવી શકે,

પણ હૃદયની વાણી કોણ શીખવે? એ તો ભક્તજન શીખવે. ભક્ત કોને કહેવો એ ગીતાજીમાં ત્રણ જગ્યાએ ખાસ અને બધી જગ્યાએ સામાન્ય રીતે શીખવ્યું છે. પણ તેની સંજ્ઞા કે વ્યાખ્યા જાણવાથી કંઈ ભક્તજન મળી રહેતા નથી. આ જમાનામાં એ દુર્લભ છે. તેથી મેં તો સેવાધર્મ જ સૂચવ્યો છે. જે પારકાની સેવા કરે છે તેવા હૃદયમાં ઈશ્વર પોતાની મેળે, પોતાની ગરજે આવીને વાસ કરે છે. તેથી જ અનુભવજ્ઞાન મેળવેલા નરસિંહ મહેતાએ ગાયું કે,

'વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઈ જાણે રે.'

અને પીડિત કોણ છે? અંત્યજ અને કંગાળ. એ બેની સેવા તનથી, મનથી અને ધનથી કરવાની રહી. અંત્યજને અસ્પૃશ્ય ગણે તે તેની તનથી સેવા શું કરવાના હતા? જેઓ કંગાળને અર્થે રેંટિયો ચલાવવા જેટલું પણ શરીર ચલાવતા આળસ કરે, અનેક બહાનાં કાઢે, તે સેવાનો મર્મ જાણતા જ નથી. કંગાળ જે અપંગ હોય તેને સદાવ્રત અપાય, પણ જેને હાથપગ છે તેને વગ મહેનતે ભોજન આપવું તે તો તેનું બરાબર છે. જે માણસ કંગાળની સ… રેંટિયો ચલાવે છે ને તેને રેંટિયે… સારુ નોતરે છે, તે ઈશ્વરની… કરે છે. 'જે મને પત્ર, પુ… ભક્તિપૂર્વક આપે છે, તે… ભગવાને કહ્યુ છે. ભ… વસે છે એ તો… જોઈએ છીએ. પ્રાર્થના છે… ઈ… વાની… પ્ર… યુગ… કરે છે ત… હિંદુસ્તાનના બ… જે હૃદયપૂર્વક રેંટિ… સેવાધર્મ આચરે છે અને હૃદ…

---

(૧) પ્રાર્થના એટલે માત્ર ઈશ્વરનો નામોચ્ચાર જ નહિ, પણ ઈશ્વર સાથેનું અનુસંધાન.

(૨) માણસાઈવાળો એક પણ માણસ ઈશ્વરના અનુસંધાન વિનાની એક પણ ક્રિયાને ધર્મ નહિ માને.

(૩) આથી જ આવી પ્રાર્થના માટે કોઈ ચોક્કસ સમય કે વિધિનિષેધની મર્યાદાઓ નથી.

(૪) સમય અને વિધિનિષેધવાળી પ્રાર્થનાઓ માત્ર પ્રાથમિક તાલીમ માટેના વ્યાયામો છે.

(૫) આવા વ્યાયામોની આજે તો વ્યક્તિગત અને સામુદાયિક રીતે ખૂબ જરૂર છે; પરંતુ છેવટે એ તાલીમ એવી સહજ બની જવી જોઈએ કે મરતી વખતે કે મુઆ પછી શ્વાસોચ્છ્વાસ થાય પણ એ વાતાવરણમાં મૂકેલી એ માણસની પ્રાર્થના બંધ ન થઈ શકે. એનો વારસો તો વાતાવરણમાં નિરંતર ગુંજ્યા કરે અને વધ્યાં કરે.

(૬) આવી પ્રાર્થનાસિદ્ધિ વિરલને જ પ્રાપ્ત થાય છે, પણ તેની પ્રસાદી માનવને બારણે બારણે પહોંચવી જોઈએ.

(૭) આ પ્રાર્થનામાં આપવાની કે લેવાની વાત નથી, પણ અનુભવવાની વાત હોય છે.

(૮) જેનું આદિ પણ શાન્તિમાં, મધ્ય પણ શાન્તિમાં અને અંત પણ શાન્તિમાં છે તે પ્રાર્થના અમો તમો સહુમાં વાસ કરો!

— સંતબાલજી

"પ્રાર્થના"



# ગુરુવર્ય ગોખલેજી



શ્રી. મુકુલભાઈ

“ગુરુ બિન કૌન બતાવે બાટ,
બડા વિકટ યમઘાટ. ગુરુ બિન૦ ”

સાધકની દશામા પ્રત્યેક માનવીને મનમા હમેશા થયા કરે છે કે કોઈ ગુરુ હોય તો સારુ ગુરુ વિના આ વિકટ માર્ગ કોણ બતાવે ? બાપુજી પણ એક સમયે ગુરુની શોધમા હતા બાપુજી કહેતા ‘હુ ગુરની શોધમા છુ. કારણ કે ગુરુ મળતા જ માણસનો ઉદ્ધાર થાય છે’’ બાપુજી જ્યારે આવી વિભૂતિપૂજાની અવસ્થામાથી પસાર થઈ રહ્યા હતા તે સમયે એમનો સમાગમ ગોખલેજી સાથે થયો ગોખલેજીએ બાપુજીના કાર્ય પ્રત્યે અસાધારણ સહાનુભૂતિ દર્શાવી અને એમની મુક્તકંઠે કદર કરી. તેથી બાપુજી એમના પ્રત્યે આકર્ષાયા અને ગોખલેજીની રાજનીતિમા પોતાના બધા આદર્શો જોયા આમ તેઓ ગોખલેજીના શિષ્ય બન્યા સામાન્ય રીતે આપણામા એવી પરપરા મનાય છે કે મહર્ષિ રાનડેના શિષ્ય ગોખલેજી અને ગોખલેજીના શિષ્ય ગાધીજી પણ બહુ જ ઊડાણથી વિચાર કરીએ તો કાકાસાહેબ કહે છે તેમ ગોખલેજી બાપુના જીવનગુરુ નહોતા કારણ કે એક વખતે બાપુજીએ જ કહ્યુ હતુ ‘‘હુ જે ગુરુની ખોજમા છુ તે ગુરુ ભગવાન પોતેજ છે ભગવાન જ મારો ગુરુ બની શકે કેમ કે તેને પ્રાપ્ત કર્યા પછી કશી સાધના બાકી રહેતી નથી. મારુ આખુ જીવન ને મારી તમામ પ્રવૃત્તિ એ ગુરુની શોધને માટે છે’ તો પે આપણે એટલુ કહી શકીએ કે ગોખલેજી બાપુજીના ‘રાજકરણના ગુરુ’ હતા. બાપુજીએ ગોખલેજી પ્રત્યેનો પોતાનો ભાવ વ્યક્ત કરતા તા. ૨૧–૭–૨૧ ના ‘નવજીવન’મા લખ્યુ હતુ “શિષ્યત્વ એ તો નિરાળી જ વસ્તુ છે એ એક પવિત્ર અગત વિષય છે છેક ૧૮૮૮ની સાલમા હુ દાદાભાઈને ચરણે બેઠો, પણ મને એ મારાથી કેટલાયે દૂર જણાયા. હુ એમનો પુત્ર થઈ શકત. શિષ્ય એ પુત્રથી અધિક નિકટતાનો નાતો છે શિષ્ય થવુ એ નવો જન્મ લેવા જેવુ છે એ સ્વેચ્છાથી કરેલુ આત્મસમર્પણ છે ગોખલેની વાત નિરાળી જ હતી. કેમ તે હુ નહિ કહી શકુ ફર્ગ્યુસન કૉલેજના કપાઉડમા એમને ત્યા હુ એમને મળેલો જાણે કોઈ પુરાતન મિત્રને મળવાનુ થયુ હોય, અથવા તો એથીયે વધુ સાર્થ શબ્દોમા કહુ તો જાણે ઘણા વખતથી વિખૂટા પડેલ માદીકરો મળ્યા હોય ! એમની માયાળુ મુખમુદ્રાએ ક્ષણવારમા મારા મનની બધી ભીતિ હરી લીધી. મારે વિષે તેમ જ દક્ષિણ આફ્રિકાના મારા કામોને વિષે તેમણે ઝીણી ઝીણી વિગતો પૂછી. તત્કાળ તેમણે મારુ હૃદયમદિર સર કર્યુ અને જ્યારે મે તેમની વિદાય લીધી ત્યારે મારા મનમા એક જ ધ્વનિ ઊઠ્યો ‘આ જ મારો મુરશિદ !’

‘ તે દિવસથી માડી ગોખલેએ મને કોઈ દિવસ વિસાર્યો નહિ ૧૯૦૧મા હુ ફરી વાર હિદુસ્તાન આવ્યો અને અમે વધુ નિકટ સમાગમમા આવ્યા. એમણે મને બરાબર હાથમા લીધો અને ઘડવા માડ્યો. હુ કેમ બોલતો, કેમ ચાલતો, કેમ ખાતો પીતો–બધાની એ ચિતા રાખતા. મારી માએ પણ ભાગ્યે જ મારી એટલી કાળજી કરી હશે. મને ખબર છે ત્યા સુધી અમારી વચ્ચે કોઈ જાતનો પડદો નહોતો. ખરે જ પહેલી દૃષ્ટિએ પ્રેમમા પડેલાઓના જેવો અમારો સબધ હતો. રાજદ્વારી કાર્યકર્તા વિષેના મારા આદર્શોનો એ સપૂર્ણ નમૂનો હતા ”

બાપુજી ગોખલેજીના સ્વભાવ વિષે એક પ્રેમચિત્ર જ દોરે છે

"સ્ફટિક જેવા નિર્મળ, ગાય જેવા ગરીબ, સિંહ જેવા શૂર અને ખોડ ગણાય એટલી હદ સુધી ઉદાર હતા. કોઈને તે આ બધામાંથી કશું જ ન દેખાયા હોય. મારે તેની જોડે નિસ્બત નથી. મને પોતાને એમનામાં આંગળી ચીંધવા જેવી એક પણ ખામી ન દેખાઈ એ મારે માટે બસ છે. મારી નજરમાં તો તે આજ ઘડી સુધી રાજદ્વારી ક્ષેત્રમાં આદર્શ પુરુષ જ છે."

ગોખલેજી પણ હતા હીરાપારખુ. બાપુજીને જોતાં જ એમણે એમનામાં રહેલા મહામાનવનું દર્શન કરી લીધું. ગોખલેજીએ બાપુજી વિષે ઉચ્ચારેલા ઉદ્‌ગારોમાં નિર્મળ અને અપૂર્વ પ્રેમ અને આદર જ વ્યક્ત થાય છે.

"...મારી ખાતરી છે કે તેમના કરતાં વિશેષ પવિત્ર, ઉદારચરિત, શૂર, મહાનુભાવ આત્માનાં આ પૃથ્વી ઉપર અગાઉ કદી પગલાં થયાં નથી. શ્રી. ગાંધી એક એવા પુરુષ છે જે પોતે તપસ્વી જેવુ સાદું જીવન ગાળી, સત્યનિષ્ઠ, ન્યાયપરાયણ અને પ્રાણીમાત્ર તરફ પ્રેમાર્દ્ર રહી પોતાના નબળા ભાઈઓ ઉપર જાદુઈ અસર કરે છે. અને તેમને નવાં ચક્ષુ અર્પે છે. તેમને માટે કહી શકાય, કે તે એક મર્દ, અદ્વિતીય વીર, અનન્ય દેશભક્ત છે. તેમનામાં ભારતીય આર્ય-જીવનનો પરમોત્કર્ષ પ્રતિફલિત થયો છે."

આમ ગોખલેજી અને ગાંધીજી અતૂટ બંધને બંધાયેલા હતા.

શ્રી. ગોપાલ કૃષ્ણ ગોખલેજીનો જન્મ મહારાષ્ટ્રમાં રત્નાગિરિ જિલ્લામાં આવેલ કોતળુક ગામમાં ઇ. સ. ૧૮૬૬ના મે માસની ૯મીએ થયો હતો. એમના પિતા કૃષ્ણરાવ અતિ ગરીબ છતાં પાણીવાળા હતા, સત્યપ્રિય હતા. ગોખલેજીનાં માતા સત્યભામાબાઈ ભલાં, ભોળાં અને ભક્તિશીલ હતાં. ગોખલેજીને પોતાનાં પ્રેમાળ માતા ઉપર અત્યંત સ્નેહ હતો. ગોખલેજી મોટા થયા અને એમનાં બાનું અવસાન થયું. ત્યાર પછી એમનો એવો નિયમ હતો, કે જ્યારે જ્યારે બાની મૃત્યુશય્યાવાળા ઘર પાસેથી તેઓ પસાર થતા ત્યારે પળ વાર ત્યાં ઊભા રહી બાનું સ્મરણ કરી વંદન કરવાનું કદી ચૂકતા નહિ. પતિ-વ્રતા સત્યભામાબાઈ પોતાના પતિના અવસાન પછી પતિનું એક ધોતિયું પુણ્ય સ્મૃતિચિહ્‌ન રૂપે બહુ જ જતન અને ભક્તિથી સાચવતાં. આ ગુજરી ગયા પછી એમને પ્રિય એવું એ સ્મૃતિચિહ્‌ન ગોખલેજીએ ઘણા આદરપૂર્વક સંભાળી રાખ્યું હતું. ગોખલેજીનાં વાણી અને વર્તનની કોમળતા અને મધુરતા આ પ્રેમાળ બાનો જ વારસો હતો.

ગોખલેજી નાનપણથી જ સત્યભાષી હતા. દશ વર્ષની વયે કાગલ ગામમાં તેઓ શાળામાં ભણતા હતા ત્યારે બનેલો એક પ્રસંગ એમના ઉચ્ચ શીલનું દર્શન કરાવે છે. એ શાળામાં એક દિવસ એમના બધા દાખલા ખરા પડયા એથી એમને પહેલો નંબર શિક્ષકે આપ્યો. બાળક ગોખલેજીની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. તેઓ રડી પડયા! કારણ કે તેમને થયું કે એમને મળેલા આ માનને તેઓ પાત્ર ન હતા. રિવાજ પ્રમાણે શિક્ષકે વર્ગના વિદ્યાર્થી-ઓને ઘેરથી થોડા દાખલા ગણી લાવવાનું કહ્યું હતું. બાળક ગોખલેજીને એમાંનો એક અઘરો દાખલો ખૂબ મહેનત કરી તોયે આવડયો નહિ. તેથી ઘર-માંના કોઈની મદદ લઈને તેમણે એ દાખલો કર્યો. હવે શાળામાં બધા વિદ્યાર્થીઓનો એ દાખલો ખોટો પડયો. ગોખલેજીનો જ ખરો હતો. તેથી શિક્ષકે રાજી થઈ એમને પહેલો નંબર આપ્યો. પણ સત્યપ્રિય ગોખલેજી આમ શી રીતે થવા દે? તેમણે તો રડતાં રડતાં બધી સાચી વાત શિક્ષકને કહી. બાળ-પણમાં દર્શાવેલી આવી સત્યપ્રિયતા ખરેખર એમના જીવનઘડતરના પાયારૂપ જ બની.

ગોખલેજીનો વિદ્યાકાળ પણ મુશ્કેલીઓમાં જ પસાર થયો હતો. ગોખલેજી ૧૩ વર્ષના હતા ત્યારે એમના પિતાશ્રીનું અવસાન થયું. કુટુંબ પર ભારે આપત્તિ આવી પડી! પણ ગોખલેજીના મોટા ભાઈ ગોવિંદરાવે ગોખલેજીની લાજ રાખી. ગોવિંદ-રાવે પોતાનો અભ્યાસ છોડી દઈને અઢાર વર્ષની ઊગતી વયે પોતાની મોટાઈ બતાવી અને કાગલ દરબારમાં જ માસિક પંદર રૂપિયાની કારકુની સ્વીકારી. તેમણે કહ્યું, "મારે અભ્યાસ છોડવો પડયો એટલે બસ છે; ગોપાળ પાસે પણ છોડવવાની જરૂર નથી. તેને હું મારા પગારમાંથી અરધા પૈસા દર મહિને મોકલીશ. અને બાકીના અડધામાંથી અમે

સુખેદુ એ અમારુ ગાડુ ગબડાવીશુ ' પણ અહી ગોખલેજીના ભાભીનો ઉલ્લેખ કરવો ઉચિત છે તે પોતાના દિયરનો પક્ષ લેતા હતા ને પોતાના ઘરેણા વેચીને તેમણે ગોખલેજીને સહાય કરી હતી

મોટાભાઈ પોતાને ખાતર કેવા અગવડભર્યા ગુજરાન ચલાવે છે એ વિચાર તેમના મનમા સદા જાગૃત રહેતો અને ગમે તેવુ કારણ આવી પડે તોપણ ઠરેલી રકમ ઉપરાંત વધારાની એક પાઈ પણ ઘેરથી મગાવવી નહી એવુ વ્રત જ લીધુ ન હોય એમ ગોખલેજી વર્તતા હતા.



આમ તપશ્ચર્યામય વિદ્યાર્થીજીવન ગાળી ગોખલેજી સન ૧૮૮૧મા ૧૫ વર્ષની વયે મેટ્રિક થયા અને ત્યાર પછી જેમ તેમ કરી બી એ સુધી તેમણે અભ્યાસ કર્યો

ગોખલેજી ત્યાર પછી 'ન્યુ ઈગ્લીશ સ્કૂલ'મા જોડાયા અને એમના જીવનને નવો જ વેગ મળ્યો લોકમાન્ય તિલક વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર અને ગોપાળ ગણેશ આગરકર વગેરે અગ્રગણ્ય વ્યક્તિઓના સપર્કમા ગોખલેજી આવ્યા. આગરકરની આખ ગોખલેજી પર ઠરી અને એક દિવસ તેમણે ભારતની રાષ્ટ્રીય અસ્મિતાના પહેલા જ્યોતિર્ધર મહર્ષિ મહાદેવ ગોવિદ રાનડે પાસે ગોખલેજીને લઈ ગયા અને કહ્યુ, "આપને માટે આ સર્વોત્તમ કાચો મસાલો છે'

તે દિવસથી ગોખલેજીએ રાનડેના ચરણ સહાયા તે જિદગીના છેડા સુધી છોડયા નહિ ત્યાર પછી તો ગોખલેજી સામાન્ય શિક્ષકમાથી વધીને એક સમર્થ દેશનેતા બન્યા. પરતુ જેમ જેમ પોતે મોટા થતા ગયા તેમ તેમ એમને પોતાના ગુરુ વધારે મોટા, વધારે અદ્ભુત ભાસતા ગયા.

આ બને ગુરુશિષ્યનો સબધ કેટલો ગાઢ હતો એનો ખ્યાલ આ નાનકડા પ્રસગ પરથી આવશે

ગોખલેજી રાનડેને દર બુધવારે અચૂક મળતા એક વખત શરીરની સ્વસ્થતા ન હોવાથી ગોખલે પોતાનો બુધવાર ચૂકયા રાનડેને એટલુ પણ ખપ્યુ નહિ તેમણે ટકોર કરી "અરે બાબા! ગયેલી સ્વસ્થતા તો દવા લીધે પાછી આવે છે પણ ગયેલો બુધવાર કદી પાછો ફરવાનો નથી '

ગોખલેજીનો રાનડે પ્રત્યેનો પૂજ્યભાવ વર્ણવતા બાપુજી આત્મકથામા કહે છે

'રાનડે પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ તો વાતવાતમા જોઈ શકાય 'રાનડે આમ કહેતા' એ તો એમની વાતચીતમા લગભગ 'સૂત્ર ઉવાચ' જેવુ હતુ'

ગોખલેજી અને ગાધીજીનો સબધ પણ ગુરુ શિષ્ય જેવો જ લગભગ હતો ગોખલેજીએ ગાધીજીની દક્ષિણ આફ્રિકાની લડતમા ઘણો જ રસ લીધો હતો અને એનો સૂર વારવાર મહાસભામા ઉપાડયો હતો. ગોખલેજીએ એ બાબતમાં એટલો પરિશ્રમ ઉઠાવ્યો હતો કે એની અસર એમના શરીર ઉપર પણ થઈ બાપુજીની પણ ઇચ્છા દક્ષિણ આફ્રિકાનુ કાર્ય પૂરુ થયા પછી ગોખલેજીની નીચે સેવા કરવાની હતી. તેઓ ગોખલેજી પાસે ગયા. ગોખલેજીની તબિયત સારી ન હતી તોયે તેમણે ગાધીજીના માનમા ભારત સેવક સમાજના સર્વ સભ્યોનો ફળાહારનો મેળાવડો રાખવામા આવ્યો હતો. ગોખલેજીનો આનદ આજે માતો નહોતો ખાટલે પડ્યાં પડ્યાં પણ મેળાવડાની વિગતોમા તેમણે જીવ પરોવ્યો સાદાઈ જાળવીને મેળાવડો ગોઠવ્યો. વળી સાથે સાથે તેમનો આત્મા પ્રસન્ન થવાનુ આજે બીજુ કારણ પણ હતુ ગાધીજીને ભારત સેવક સમાજના સભ્ય બનાવવાની તેમની ઉમેદ હતી. મેળાવડા પહેલા ગાધીજી અને બીજા સભ્યો સાથે એમણે મત્રણા કરી. બાપુજીની પણ ઇચ્છા તો હતી જ પણ સભ્યોને લાગ્યુ કે સોસાયટીના આદર્શો અને તેની કામ કરવાની રીતો બાપુજીથી જુદા હતા. બાપુજીએ એ મુશ્કેલી ગોખલેજીને જણાવી ગોખલેજીએ પણ વધુ દબાણ કરવાનુ છોડયુ અને બાપુજીને કહ્યુ અમારા સભ્યો સહુ સ્વતત્ર

અને મક્કમ વિચારના છે. તેમના ઉપર મારે દબાણ કરવું ન ઘટે. પણ તમે વિધિસરના સભ્યો થાઓ કે ન થાઓ, હું તો તમને સમાજના સભ્ય જ ગણીશ. તમારે તમારા કાર્યને માટે જે જોઈએ તે સમાજની તિજોરીમાંથી નિ:સંકોચે લેજો."

ફળાહારનો મેળાવડો ગોખલેજીની સૂચનાઓ પ્રમાણે ગોઠવાયો. ગોખલેજીના શરીરમા શકિત રહી નહોતી, છતાં આજે એમને પથારીમા પડ્યા રહેવુ બિલકુલ ગમ્યુ નહિ. ને હઠ કરી મેળાવડામા જવા સારુ ઊઠયા. પણ એટલા શ્રમથી એમને ભોંઓ આવી ગયો.

પછી તો ધીમે એમની તબિયત લથડતી જ ગઈ. તેમણે સમાજના સભ્યોને ભેગા કરી છેવટનો સદેશો ક્ષીણ પણ ગભીર સ્વરમા આપ્યો: "મારી પાછળ પૂતળા ઊભાં ન કરશો. મારુ જીવનચરિત્ર લખવામા વખત ન ગુમાવશો. તમે જો સાચા ભારતસેવકો હો તો ભારતની સેવામા તમારા જીવન રેડજો. ભારત સેવક સમાજને મજબૂત બનાવી શોભાવજો. એ જ મારું સ્મારક છે."

અને છેવટે ગોખલેજી સન ૧૯૧૫ની ૧૯ મી ફેબ્રુઆરીએ દેવલોક પામ્યા.

જીવનભરના પ્રતિપક્ષીના અવસાન સમયે લોકમાન્ય તિલક પણ માન અને પ્રેમથી સદ્‌ગતને શ્રદ્ધાંજલિ આપતાં બોલ્યા:

"હિંદનો હીરો, મહારાષ્ટ્રનું રત્ન, કર્તૃત્વશાળી નરવીર આજે ગયો!"

આ વખતે બાપુજી શાંતિનિકેતન હતા. શાંતિનિકેતન શોકમા ડૂબી ગયું. બાપુજી તે જ દિવસે પૂના જવા નીકળ્યા. દીનબંધુ એન્ડ્રુઝ બર્દવાન સુધી આવ્યા. તેમણે બાપુજીને હિંદુસ્તાનમાં સત્યાગ્રહ કરવા વિશે પૂછ્યુ, ત્યારે બાપુજી બોલ્યા: "આનો જવાબ આપવો મુશ્કેલ છે. મારે એક વર્ષ તો કાંઈ કરવાપણું છે જ નહી. ગોખલેજીએ મારી પાસેથી વચન લીધું છે કે, એક વર્ષ લગી મારે દેશમાં ભ્રમણ કરવુ. કોઈ જાહેર પ્રશ્ન પર વિચાર ન બાંધવો, ન બતાવવો. આ વચન હું અક્ષરશ: પાળવાનો છું."

આમ ગોખલેજી જેવા બાપુજીના એક માર્ગદર્શક નરવીરના જીવનની સુવાસ આપણા જીવનને પુલકિત કરે છે અને આજે પણ એમનું પ્રેમળ સ્મરણ થતા માથું ભાવથી નમે છે અને એક કવિના ઉદ્‌ગારો એમના અવસાન વખતે નીકળેલા તેનું સ્પંદન મનમાં જાગે છે:

"આજ આકાશના ઘુમ્મટમાં સ્વર્ગથી
કો મહાત્માની મહાજ્યોત ભારો;
આજ આમ મંદિરે કો ફિરસ્તા તણી
વીજવર્ણી પ્રભા કઈ પ્રકાશે."

"જે આત્માની શોધમાં છે તેને બધું તેની મેળે મળી રહે છે."

---

બાપુ એટલેઃ– [અનુસંધાન પૃ૪ ૪૧થી ચાલુ] એ એનાથી અળગા નથી પડી જતા. કારણ કે એ જાણે છે કે અહિંસાને વ્યાપક બનાવવી હશે તો આ સાથીઓ મારફત જ એ થવાનું છે. જેટલી એમની શક્તિ છે એટલી સ્વીકારીને એ જ્યાં છે ત્યાંથી એમને આગળ લઈ જવાનો પ્રયાસ કરવો એમાં જ અહિંસાનો વિજય છે એવું મૂળ ધ્યેય લક્ષી તત્ત્વજ્ઞાન હરહંમેશ એમની સાથે રહેતું આથી જ એમના જીવનમાં અનેક વિરોધાભાસ દેખાવા છતાં એ વિકાસને માર્ગ લઈ જનારા નીવડ્યા છે.

અહં અને મમતાને નિર્મૂળ કરનાર પુરુષ જ, પ્રાણી માત્રમાં ઈશ્વરના દર્શન કરનાર વ્યક્તિ જ અને જેના દિલમાં સારી માનવજાત પ્રત્યે સતત વહેતો પ્રેમનો ઝરો ભર્યો છે એવો મહાપુરુષ જ આદર્શ અને વ્યવહારુતાનો આવો સુભગ સુમેળ જમાવી શકે.

તાબાપુ"

# પ્રાર્થના

શ્રી. મુ૦ ક૦

મને બાપુજીને ખૂબ ખૂબ ખૂબ જોવાનું જો ગમતું હતું તો એ પ્રાર્થનામાં જ ધવલ વસ્ત્રમાં આચ્છાદિત એમની તામ્રવર્ણી તેજસ્વી કાયા જાણે પ્રચંડ ગગનમાર્ગે શાંતિની અડગ મૂર્તિ સમી દેખાતી. હું તો બસ બાપુને જ જોયા કરું અને તે નમે હું મારાપણું જ ખોઈ બેસતો અને.. અને.. બધાં અનિષ્ટ તત્ત્વો કોણ જાણે ક્યાંય જતાં રહેતાં મન પ્રફુલ્લિત બનતું અને એમને વારે વારે પગે લાગવાનું મન થઈ જતું આજે પણ પ્રાર્થના કરવા આંખ મીંચું કે તરત જ બાપુની એ શાંત મુદ્રા



નેત્ર સામે ખડી થઈ જાય છે અને મન પ્રસન્નતા અનુભવે છે.

બાપુજીને પ્રાર્થના પ્રાણસમી વહાલી હતી. બાપુજી તો કહેતા: "મારું એક પણ કાર્ય પ્રાર્થના વિના થતું નથી. માણસ માત્ર તો ભૂલ કરે જ છે. તે પોતાના પગલા વિશે સુનિશ્ચિત તો ન જ હોઈ શકે."

તેથી પ્રાર્થના કરવાથી આપણામાં સ્પષ્ટ દૃષ્ટિ આવે છે અને આપણું કાર્ય અહંભાવ રહિત બને છે. પ્રાર્થના માટે શૂન્યવત્ થવાની આપણામાં વૃત્તિ હોવી જોઈએ. પ્રભુને જ એક માત્ર આધાર માનવો જોઈએ તેથી જ બાપુજીએ એક વાર કહ્યું હતું "પ્રાર્થના તો આપણી નિરાધાર અવસ્થાના જ્ઞાનનું અને પ્રભુ સિવાય કોઈ ઉપર પણ અંતિમ શ્રદ્ધા ન મૂકી શકાય એવી મનોસ્થિતિનું પરિણામ છે."

'આશ્રમજીવન'માં બાપુજી પ્રાર્થના વિષે લખતા કહે છે: 'એ મનપૂર્વક ન થાય તો બધું ખોટું સમજવું. જમતી વખતે ઘણે ભાગે કોઈ સૂતું જોવામાં નથી આવતું પ્રાર્થના જમણ કરતા કરોડ ગણી વધારે ઉપયોગી વસ્તુ છે.. ખાવાનું છૂટે પણ પ્રાર્થના ન છૂટે ખાવાનું છોડવું કેટલીક વાર શરીરને સારુ લાભદાયક છે પ્રાર્થનાનું છૂટી જવું કદી લાભદાયક હોય જ નહી."

તેથી બાપુજી પ્રાર્થના સવાર સાંજ અચૂક કરતા. પણ સાચું કહીએ તો બાપુજીના અંતરમાં અહોરાત પ્રાર્થના જ ગુંજતી હતી. બાપુજી તો કહેતા: "મૈં જો રોજ બોલતા હૂં, જો બહસ કરતા હૂં, વહ ભી પ્રાર્થના હી હૈ" તોયે બાપુજી બે વાર સમૂહ પ્રાર્થના

તો કરતા જ હતા. જો બાપુજી પ્રાર્થના ચૂકે તો એમને કેટલી તીવ્ર વ્યથા થતી એનો ખ્યાલ શ્રી. કાકાસાહેબે 'બાપુની ઝાંખી'માં આપ્યો છે.

એક વાર બાપુજી, મહાદેવભાઈ અને કાકાસાહેબ રાતે બહારથી થાકેલા હોવાથી ભૂલમાં પ્રાર્થના કર્યા વિના સૂઈ ગયા. સવારે ચાર વાગ્યે પ્રાર્થના કરવા મહાદેવભાઈ અને કાકાસાહેબ ઊઠયા. હાથ મો ધોઈ પ્રાર્થના શરૂ કરે તે પહેલાં બાપુએ પૂછયું, "રાતે સૂતા પહેલાં તમે પ્રાર્થના કરેલી?" કાકાસાહેબે કહ્યું, "રાતે આવ્યો ત્યારે એટલો થાકી ગયો હતો કે પડ્યો તેવો ઊંઘી ગયો. પ્રાર્થનાનું યાદ જ ન આવ્યું......."

મહાદેવભાઈએ કહ્યું, "હું પણ પ્રાર્થના કર્યા વગર જ સૂઈ ગયેલો. પણ આંખ મળે તે પહેલાં યાદ આવ્યું એટલે ઊઠી પથારીમાં બેસીને જ પ્રાર્થના કરી લીધી. કાકાને ન જગાડ્યા."

પછી બાપુએ પોતાની વાત કહી: "હું કલાક દોઢ કલાક હરીફાઈમાં બેઠો. ત્યાંથી આવ્યો ત્યારે એટલો થાકી ગયો હતો કે હું પણ પ્રાર્થના કરવાનું ભૂલી ગયો અને એમ ને એમ ઊંઘી ગયો. બે અઢી વાગ્યે આંખ ઊઘડી ગઈ ત્યારે યાદ આવ્યું કે સાંજની પ્રાર્થના કરી નથી. મને એવો આઘાત લાગ્યો કે આખું શરીર ધ્રૂજવા લાગ્યું. પરસેવાથી રેબઝેબ થઈ ગયો. ઊઠીને બેઠો, ઘણો પસ્તાવો કર્યો. જેની કૃપાથી હું જીવી રહ્યો છું, મારા જીવનની સાધના કરું છું તે ભગવાનને જ ભૂલી ગયો! આ કેવી ગફલત! ભગવાનની ક્ષમા માગી પણ ત્યારથી ઊંઘ નથી આવી. આમ ને આમ બેસી રહ્યો છું."

બાપુજીના જીવનમાં પ્રાર્થના તાણાવાણીની પેઠે વણાઈ ગઈ હતી. એ નિર્મળ વારસો આપણામાં ઊતરે એવી પ્રભુને પ્રાર્થના.

---

પવિત્ર ઉત્સવનો દિવસ હતો. હંમેશાની પેઠે ભજનો ગાઈને અને શાસ્ત્રોનું પારાયણ કરીને એ દિવસને ઉજવવાને સારુ ભક્તજનો મંદિરમાં ભેગા થયા હતા. જ્યારે ગાનારાઓના સુર સુગંધની પેઠે રૂપેરી ઝાંઝ અને નગારાના અવાજ સાથે ભળી જઈને ઊંચે આકાશે ચઢ્યો, ત્યારે જે હૈયા પર સાંસારિક વાસનાનો થર જામી ગયો હતો. તેને વિશુદ્ધ કરે એવું સંવેદનશીલ પ્રેરણાનું મોજું તેઓના હૈયાને સ્પર્શી ગયું.



તરત જ ગાન બંધ થયું. આખો જનસમૂહ એ માનસિક તંદ્રામાંથી જાગી ઊઠ્યો. પુરુષો અને સ્ત્રીઓ આશ્ચર્યમુગ્ધ બની આંખો ચોળવા લાગ્યાં. તેઓએ પોતાની વચ્ચે મેઘધનુષના જેવા રંગવાળાં ચીથરામાં ઢંકાયેલા ભિખારીની દિવ્ય મૂર્તિ ઊભેલી જોઈ. નવાઈ પામીને તેઓ અરસપરસ પૂછવા લાગ્યાં: 'આ કોણ છે?' પણ કોઈએ જવાબ આપ્યો નહીં, કારણ કે તેઓ બધાં જ આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં હતાં.

પછી મંદિરના પૂજારીને પોતાની જવાબદારીનું ભાન થતાં તે ઊભો થયો અને શ્રોતાઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો: 'ભાઈઓ આજે તમને સદ્ભાગ્યે શરમથી ને દુઃખ સાથે કહેવું પડે છે કે મંદિરમાંના પ્રભુને પહેરવાને વસ્ત્ર નથી, એમનાં જૂનાં વસ્ત્રો જીર્ણ થઈ ગયાં છે."

ઘણા ભક્તજનોની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેઓમાં બે જણ એ શહેરના શ્રીમંતો હતા. તેઓએ પોતાની ચામડાની થેલી ખોલી અને કેટલીક ચલણી નોટો કાઢીને મંદિરના પ્રભુને માટે રેશમી વસ્ત્રો ખરીદવાને મંદિરના પૂજારીને આપી. પૂજારીને આનંદ થયો અને આખા જનસમૂહે તાળીનો ગડગડાટ કર્યો. બંને શ્રીમંતોનાં મુખડાં પોતાની ઉદારતાથી ઝળકવા લાગ્યાં. પણ, હાય, મંદિરને બારણે ભીખ માગવા ઊભેલા જીવતા ભિખારીને એક તાંબાનો પૈસો કે સહાનુભૂતિ આપવાને સારુ એક પણ ભક્તને મન ન થયું. — ગુ૰ મ૰



"જ્યાં ગરીબ–તવંગરના ભેદ ન હોય, બધા જ મહેનત કરીને ખાતા હોય, ત્યાં જ સાચું સુખ હોય."

ૐ સહનાવવતુ । બન્નેનું સાથે રક્ષણ થાઓ। બન્નેનું એટલે ગુરુ અને શિષ્યનું, ગરીબ અને તવંગરનું, સ્ત્રી અને પુરુષનું, નબળા અને સબળાનું જો આ બન્ને જણ એક બીજાને દબાવશે તો એકેયને શાંતિ નહીં મળે

સહ નૌ ભુનક્તુ । બન્ને સાથે ભોગવીએ બન્ને એટલે આખો સમાજ જેમ આખા શરીરમાં એક પણ અંગ વધુ પડતું જાડું થઈ જાય તો તે શરીરને માટે સુખકર્તા નહીં નીવડે, કારણ કે તે તો સોજો ચડ્યો કહેવાય, તેમ સમાજમાં પણ એક જણ ગાદીતકિયે બેસે અને બીજો કાળી મજૂરી કરી ભૂખે પડ્યો પડ્યો રહે, તો તે સમાજ સુખી નહીં કહેવાય એટલે જ્યાં ગરીબ–તવંગરના ભેદ ન હોય, બધા જ મહેનત કરીને ખાતા હોય, ત્યાં જ સાચું સુખ હોય આવા આપણે થઈએ, તે માટે જ ઈશ્વરને કહીએ છીએ કે, અમે સાથે ભોગવીએ તેમ તું કર

સહ વીર્યં કરવાવહૈ ।– સાથે પરાક્રમ કરીએ સાથે એટલે એમ નહીં કે બ્રિટન અને રશિયા ભેગા થઈને જર્મનીને હરાવે પણ સાથે એટલે આખું જગત એક થઈને શાંતિ સ્થાપવામાં પોતપોતાનો યોગ્ય ફાળો આપે "પ્યારામનુ"

તેજસ્વિનાવધીતમસ્તુ ।– અમારું ભણતર તેજસ્વી થાઓ

મા વિદ્વિષાવહૈ ।– અમે કોઈનોય દ્વેષ ન કરીએ અમે બધા ભેગા થયા છીએ તે એક બીજાનો દ્વેષ કરવા માટે નહીં એટલે અમે એકબીજાનો દ્વેષ ન કરીએ

ૐ શાંતિ શાંતિ શાંતિઃ । આપણે 'શાંતિ' ત્રણ વખત બોલીએ છીએ કારણ કે આપણે શરીર મન અને આત્માની શાંતિ મેળવવાની છે–આપણે આપણી, સમાજની, અને જગતની શાંતિ મેળવવાની છે-આપણે આધિભૌતિક આધિદૈવિક અને આધ્યાત્મિક શાંતિ મેળવવાની છે

પણ આ શાંતિ શી રીતે પ્રાપ્ત થાય? માત્ર મંત્ર ભણીને? ના, મંત્ર ભણી જવાથી તો કંઈ ન મળે તે માટે તો ઉપર બતાવેલી પાંચે ક્રિયાઓ–સહનાવવતુ, સહ નૌ ભુનક્તુ, સહ વીર્યં કરવાવહૈ, તેજસ્વિનાવધીતમસ્તુ અને મા વિદ્વિષાવહૈ–એમને આચરણમાં મૂકીએ, તો જ આપણે ઇચ્છેલી શાંતિ મળે

શિક્ષણ આવું કરવા માટે આપણા મન દ્વેષરહિત થવા જોઈએ તેમ થાય તે માટે આપણે ઈશ્વરની પ્રાર્થના કરીએ છીએ

— રવિશંકર મહારાજ

# પુણ્યશ્લોક બા

શ્રી. પુષ્પાબહેન

બાપુના સુખદુઃખનાં સાથીસમાં બાનું મંગળ સ્મરણ આજે કરતા મારું હૃદય પાવનકારી બને છે. બાપુજી તો છે આપણા માર્ગદર્શક. એમનું જીવન સામાન્ય માનવીમાંથી મહાત્મા સુધીની કઠોર આત્મપરીક્ષામાંથી પસાર થયું અને છેવટે સુધન્ય બન્યું. જો આપણે એમના પ્રયોગશીલ, ઉદાત્ત અને ઉન્નત જીવન પ્રત્યે દૃષ્ટિ કરીએ તો બાનું સ્મરણ આપણી આંખ સામે તરી આવે છે. બા જ એક એવાં હતાં જેમણે બાપુજીને એમના ખરા સ્વરૂપમાં નિહાળ્યા હોય. બા જ બાપુજીના જીવનની બધી બાજુનાં સાક્ષી હતાં. બાએ જ બાપુજીને એક સામાન્ય જન તરીકે તેમ જ કરોડો હિંદીઓના તારણહાર તરીકે નિહાળ્યા હતા. બાપુજીનું જીવન તો ખુલ્લી નોંધપોથી જેવું જ હતું, એટલે એમના જીવનના ઘણા પ્રસંગો વિશે આપણે જાણીએ છીએ. પણ બા તો બાપુજીનું અર્ધું અંગ જ હતાં. બા જ બાપુજીનું હૃદય બરાબર સમજી શકે એમ હતાં. બાપુના હૃદય સમીપ તો ઘણા જઈ શકયા હશે, એમના નિકટના અનુયાયી પણ થયા હશે, તન્મય પણ થયા હશે તોયે બાપુના હૃદયની સમીપતર તો બા જ હતાં. બાપુ જ્યારે ઉપવાસ કરતા હોય ત્યારે આપણને ચિંતા થતી કે આપણા બાપુ ચાલ્યા જાય તો! પણ બાની ચિંતાનો આપણે ખ્યાલ કરીએ તો બાપુ જતાં તેઓ એકલાં પડી જાય તેમ હતું, એમનું સર્વસ્વ જ જતું રહે એમ હતું. તેથી એમના બાપુ પ્રત્યેના ભાવની તુલનામાં કોઈનોયે ભાવ આવી શકે એમ નથી. આજે આપણી વચ્ચે બાપુ નથી. પણ બાપુ શું આપણને હમેશાં યાદ આવે છે? શું બાપુ વિના આપણને જીવન નીરસ લાગે છે? જીવનમાં શુ બધે સૂનકાર છવાયેલો લાગે છે? પણ જો આજે બા હોત અને બાપુ ગયા હોત તો બાની સામે જોતાં જ એમના હૃદયમાં વ્યાપેલી ઊંડી વ્યથા અને એકલતા જોઈને આપણુ દુઃખ તો સાવ તુચ્છ છે, ગણનાપાત્ર પણ નથી એમ થયા વિના રહે નહિ. ખરેખર આજે બા હોત તો એમને કોણ આશ્વાસન આપી શકત! પોતાના પતિને સૌને છોડીને અકસ્માત જતો જોઈ એમના અંતરની વ્યથાને કોણ સાંત્વના આપી શકયું હોત! આ વિચાર આવતાં હૈયું રડી ઊઠે છે અને બાપુના ઉચ્ચતમ જીવનની પાછળ રહેલાં બાની મૂગી તોયે ભવ્ય મૂર્તિનું આપણને દર્શન થાય છે.

બાપુ અને બા એકબીજાનાં પૂરક હતાં. બાએ જો બાપુનાં મનોમંથનમાં સાથ ન પૂર્યો હોત, એમની પ્રયોગકાળની દશામાં એમની કઠોરતા અને પતિપણું મૂગે મોઢે સહન કર્યું ન હોત, બાપુજીના ભેખધારી જીવનની સાથે સાથે પોતાની અનેક ઇચ્છા, આકાંક્ષા અને ઉમળકાનો ત્યાગ કરી બાએ ભેખ લીધો ન હોત, ઉપવાસ, માંદગી જેવા ગંભીર અને જીવન–કટોકટીના પ્રસંગોએ બાએ એમની નિઃસ્વાર્થભાવે અને સહૃદયતાથી મૂગી સેવા ન કરી હોત અને એમના પ્રગતિશીલ જીવનને નિહાળી, આનંદ દર્શાવી અને સહભાગી બની બાપુને પ્રેરણા ન આપી હોત તો શું ગાંધીજી આપણા બાપુ બન્યા તે થઈ શકયા હોત ખરા? બા અને બાપુ મળીને જ એક અખંડ પ્રેરણાદાયી મૂર્તિ મારા અંતર સામે આવીને ઊભી રહે છે. બાપુજીને લીધે બા છે, અને બાને લીધે બાપુજી છે.

"પ્યારાબાપુ"

બાપુની સાથે બા સાડાસાત વર્ષની નાની વયથી રહ્યા બાપુ અને બાએ જીવનની તડકી છાયડી એકબીજાના સાથી તરીકે નિહાળી હતી બા અને બાપુજી જાણે હમેશા આપણી વચ્ચે રહેશે એવું સૌને લાગ્યા કરતુ બા તો બાપુના પણ બા જ હતા આપણા બા જેમ આપણી સભાળ લે છે તેમ બા પણ બાપુની સભાળ લેતા હતા બાપુને શુ ગમશે અને શુ નહિ, બાપુજીને શાની જરૂર છે, બાપુજીની શી ઇચ્છા છે, બાપુજી કેવી અગ્નિ–પરીક્ષા માથી પસાર થઈ રહ્યા છે, બાપુજી કેવી ઊડી વ્યથા અનુભવી રહ્યા છે એ સૌની બાને જાણ હતી તેથી બાપુના ઉપવાસ વખતે કે બાપુની માદગી વખતે બા જો બાપુ પાસે હોય તો બધા નિશ્ચિત બનતા બાપુને બાની કેટલી જરૂર છે એની ખરી જાણ તો સૌને ત્યારે જ થઈ જ્યારે બા સૌને મૂકીને ચાલ્યા ગયા તે વખતે સૌને લાગ્યુ કે બા તો નથી હવે બાપુની સભાળ કોણ લેશે? શી રીતે બાપુના હૃદયની વાત આપણે સમજી શકીશુ? ખરેખર, બા વિનાનું બાપુનુ જીવન કલ્પી શકાય એમ નથી પણ સૌની ઇચ્છા પ્રમાણે કઈ બધુ થાય છે? કાળચક્રના ઘસારા સૌને સહન કરવા પડે જ છે એમા બા શી રીતે અપવાદ તરીકે રહી શકે? બા પણ બાપુને અને આપણને સૌને મૂકીને પ્રભુ પાસે ચાલ્યા ગયા!

બા કહેતા "હુ ક્યા હવે વધારે જીવવાની છુ? બાપુના ખોળામા હુ મરુ એટલુ જ હવે મારે જોઈએ છે"

એ જ રીતે બા કોના ખોળામા જશે તે વિશે બાના મરણ પહેલા બે ત્રણ દિવસ ઉપર જ વાત નીકળતા બાપુજીએ કહેલુ "જે ભાગ્ય શાળીની સેવા એકનિષ્ઠ હશે તેના જ ખોળામા બા જશે એ તો ભગવાન જ જાણે છે" અને એ ભાગ્ય બાપુજી સિવાય બીજા કોનુ હોઈ શકે?

"પ્યારા બાપુ"

બાપુજી બાની ચિતા પાસે જ બધો વખત રહ્યા હતા ત્યાથી કોઈએ આરામ લેવા જવાનુ કહ્યું ત્યારે તેમણે ચોખ્ખી ના પાડી, "બાસઠ વર્ષના સાથીને આ ઘડીએ આવી રીતે હુ છોડી શકુ ખરો? બા પણ એ માટે મને માફ ન કરે" હૃદયમા તો તીવ્ર વેદના થતી હતી છતા હસીને બોલતા હતા!

રાતના બાપુજી સુશીલાબહેનને કહેવા લાગ્યા, "બા વિહોણા જીવનની હુ કલ્પના જ નથી કરી શકતો હુ ઇચ્છતો હતો ખરો કે બા મારા હાથમા જ ચાલી જાય, જેથી મને ચિતા ન રહે કે મારી પછી એનુ શુ થશે પરતુ એ મારા જીવનની અવિભાજ્ય અગ હતી એના જવાથી મારા જીવનમા જે ખાલીપણુ પેદા થયુ છે તે કદી ભરાઈ શકવાનુ નથી ઈશ્વરે મારી કેવી કસોટી કરી? અને બા મારા જ ખોળામા ગઈ તથી તો મારા હર્ષનો પાર નથી"

આમ બા, બાપુના સહધર્મચારિણી બા, બાપુના ખોળામા માથુ મૂકી હમેશને માટે ચાલ્યા ગયા બા કેટલા ભાગ્યશાળી હતા! બાપુની જ આખ સામે સૌભાગ્યને અખડ જાળવી રાખી, બાપુએ જ કાતેલી સાડી ઓઢીને બાપુજીના દેખતા જ એમનો ક્ષર દેહ પચમહાભૂતમા ભળી ગયો આ આખા પ્રસગનુ સ્મરણ થતા આખો ભીની થઈ જાય છે બાની ઉગ્ર તપસ્યાના ફળ રૂપે એમના અતરની અભિલાષા છેવટે સાર્થક થઈ

આજે બાનુ સ્મરણ કરતા બાપુનુ પણ સહેજે સ્મરણ થાય છે અને એમના આપણે કાલાઘેલા બાળકો જ છીએ, તેથી બા અને બાપુજી આપણને સ્વર્ગમાથી હમેશા પ્રેરણા આપતા રહે અને માર્ગદર્શક વિનાના અધારામા અથડાતા, વિમાર્ગે વળતા આપણને સુપથે દોરે એવી અતરની અભિલાષા પૂર્ણ થાય તો સારુ!



# મણકો - ૨ જો - સત્ય

સંકલન કર્તા ::: શ્રી. ચંદુલાલ બ. પટેલ

સીધો રસ્તો કદાચ પ્રથમ અગમ્ય લાગે તો પણ અવ્યાવહારિક તો નથી જ. સત્યના જેવો દુનિયામા બીજો વ્યાવહારિક પદાર્થ નથી. સીધી લીટીના જેવી ટૂંકી લીટી બીજી જગતમા કોઈ દોરી શકયું જ નથી.

દરેક ધર્મનો વિચાર કરીને મેં દઢભાજક કાઢ્યો છે. કેટલાક સિદ્ધાંત અચલિત જેવા માલૂમ પડે છે, અનુભવ તેનો અનાદર નથી કરી શકયો. ભક્ત તુલસીદાસે અર્ધ દોહામાં કહી દીધું છે કે "દયા ધર્મકા મૂલ હૈ." 'સત્ય સિવાય બીજો ધર્મ નથી.' એ સનાતન વાકય છે. કોઈપણ ધર્મે આ સૂત્રોનો ઇન્કાર નથી કર્યો. દરેક સૂત્ર જેને વિષે શાસ્ત્રવાકયનો દાવો કરવામાં આવે તેને સત્ય-રૂપી એરણ ઉપર દયા રૂપી હથોડા વતી ટીપી જોવું જો તે નક્કર લાગે ને તૂટી ન જાય તો યોગ્ય માનવું. તેમ ન લાગે તો હજારો શાસ્ત્ર-વાદીઓની સામે 'નેતિ' 'નેતિ' કહ્યા કરવું.

તમારું જીવન આદર્શમય બનાવો. રોમમાં તો આદર્શ પણ ફરી ગયો છે. પરંતુ હિંદમાં તે આદર્શ ભૂલવામાં આવ્યો નથી. હિન્દુ કે મુસલ-માન આપણે સર્વે આપણા પૂર્વજોનાં વારસદાર છીએ. અને એ વારસો ત્યારે જ સંભાળી શકીશું કે જ્યારે જીવનના આદર્શો પર સતત લક્ષ આપવામાં આવશે. આપણા પૂર્વજોમાં સાત્વિક-વૃત્તિ પ્રધાનપદ ભોગવતી હતી. પરંતુ આજે તે નાશ પામેલી જણાય છે. જ્યાં જોઈએ ત્યા દંભી જીવન જણાય છે. હરકોઈ કાર્ય પ્રસંગે અસત્ય બોલવાનું ડગલે અને પગલે થઈ ગયું છે તે દૂર કરવું, અને જીવન સત્યમય બનાવવું જોઈએ.

સત્ય તો શૂળીયે પણ તેવું ને તેવું જ ઝળકવું જોઈએ. જે ત્રણે કાળે સત્ય જ આચરવા ઇચ્છે છે તેનાથી ઉતાવળ ન થાય. વળી સત્યાચરણી અજાણ્યે પણ અસત્ય ન વદે, ન આચરે. તે અસત્ય કરવા કે કહેવા અસમર્થ બની જાય છે.

તુલસીદાસે પોતાને શઠની ઉપમા આપી તે હું બરોબર સમજી શકું છું. એ મારગ શૂરાનો છે, કાયરનું ત્યાં કામ નથી. ચોવીસે કલાક જે પ્રયત્ન કરે, ખાતાં, બેસતાં, સૂતાં, કાતતાં, શૌચ જતાં–દરેક ક્રિયા કરતાં જે કેવળ સત્યનું જ ચિંત્વન કરે તે જરૂર સત્યમય બને. અને જ્યારે સત્યનો સૂર્ય કોઈમાં સંપૂર્ણ પ્રકાશે છે ત્યારે તે છૂપો રહેતો નથી. ત્યારે તેને બોલવાપણું કે સમજવાપણું રહેતું નથી. અથવા તો તેના બોલવામાં એટલું જોર હોય છે, એટલો જીવ ભર્યો હોય છે કે તેની અસર લોકો ઉપર તુરત થાય છે. (ક્રમશઃ)

"પ્યારાબાપુ"

# બાપુ સાથે મારી છેલ્લી મુલાકાત

શ્રીમન્નારાયણ અગ્રવાલ

૧૯૪૮ના જાન્યુઆરીની ૯મી એ હું દિલ્હી ગયો હતો. સાંજના હું બિરલાભવનમાં ગયો હતો, અને પ્રાર્થના સભામાં હાજર રહ્યો હતો. પ્રાર્થના પછી હું ગાંધીજીના ખંડમાં ગયો, ને તેઓને પ્રણામ કર્યાં. વર્ધાની સંસ્થાઓ અંગે મારે તેઓની સાથે કેટલાક મુદ્દાઓ ચર્ચવાના હતા. પણ ગાંધીજી થાકેલા ને ચિંતાતુર જણાયા, એટલે હું થોડો વખત બેસી રહ્યો. છેવટે તે દિવસે એમની રજા લીધી. ' બાપુજી, આવતી કાલે ફરીથી અહીં આવીશ," મેં કહ્યું. "ભલે, આવતી કાલે સાંજે આપણે કેટલાક પ્રશ્નો અંગે વાતચીત કરીશું " બાપુજી ધીમેથી બોલ્યા.

૧૦મી જાન્યુઆરીએ પ્રાર્થના સભામાં ઘણી ઓછી હાજરી હતી. શરૂઆતમાં કેટલાક અર્ધ ગાંડા નિરાશ્રિતોએ કોલાહલ મચાવ્યો, પણ ગાંધીજીએ તેઓને શાંત પાડયા, અને સખ્ત ઠપકો આપ્યા પછી શાંતિથી બેસાડવા પડયા. પોતાનો ગુસ્સો ઠંડો પાડવાને ધીરજ ધરવા તેઓને ગાંધીજીએ સમજાવ્યા ને ક્રોધિત શબ્દોથી કોઈ અર્થ સરવાનો નથી; એવું જણાવ્યું.

અંકુશો દૂર કરવાના પ્રશ્ન પર બોલતા ગાંધીજીએ ઘણા લાગણીવશ થઈ કહ્યું, " અમુક લોકો મને કહે છે કે અંકુશો કાઢી નાખવા એ પ્રજાહિતમાં નથી, અને હું જે અહેવાલો મેળવું છું તે સત્યથી વેગળા હોય છે. હું કંઈ ફિરસ્તો નથી. હું કહું છું એટલા માટે જ તમારે કોઈ બાબત સ્વીકારી લેવી ન જોઈએ. તમારે તમારી નજરે જોવું જોઈએ, અને બુદ્ધિ વાપરવી જોઈએ. તમારી બુદ્ધિને અસ્વીકાર્ય એવું કંઈ કદાપિ મારા જેવા હજાર મહાત્માઓ કહેતા હોય, તો તમારે એને તડકે ફગાવી દેવી જોઈએ. તમે આ પ્રમાણે વર્તશો તો જ સ્વતંત્રતા જાળવી શકશો, ને એને લાયક બનશો."

પ્રાર્થના પછી બાપુ સાથે હું એમના ખંડમાં ગયો. ગાંધીજીએ અમુક તાત્કાલિક મહત્વના પત્રો જોયા, અને તેઓના પત્રવ્યવહારનું સંચાલન કરતા શ્રી. બીરોનને એ અંગે સૂચનાઓ આપી. પછી મને બહાર પૂરતી ઠંડી હોવાથી ખંડમાં જ એમની સાથે ફરવાનું સૂચવ્યું. મેં તેઓની ચોક્કસ લથડતી તબિયત અંગે થોડી વાર પૂછપરછ કરી, દેશના ભાગલા પછી કામના સૌથી વધુ બોજાને લીધે તેમજ સતત ચિંતાને લીધે તેઓના મોઢા પર સ્પષ્ટ કાળાશ વર્તાઈ આવતી હતી. પછીથી અમે વર્ધાની સંસ્થાઓ અંગે ઘણા મુદ્દાઓ બાબત વાતચીત કરી. મહિલાશ્રમ અંગે ગાંધીજીએ જણાવ્યું:

" આપણા રચનાત્મક કામકાજ અંગે કંઈ પણ સરકારી મદદ સ્વીકારવાની હું વિરુદ્ધમાં છું. સાથે સાથે પ્રજા પાસેથી પણ આપણે દર વર્ષે પૈસાની ભીખ ન માગવી જોઈએ. આશ્રમે બુનિયાદી કેળવણીના સિદ્ધાંતો અનુસરવા જોઈએ, અને સ્વાશ્રયી સંસ્થા બનવા માટે પોતાના તમામ પ્રયાસો કરી છૂટવા જોઈએ."

હિંદુસ્તાની પ્રચારના ભાવિ અંગે પોતાનો આત્મા નિચોવતાં બાપુ બોલ્યા:

"મને લાગેવળગે છે ત્યાં સુધી દેશના ભાગલા પડવાથી હિંદુસ્તાનીના પ્રશ્ન અંગેના મારા મંતવ્યમાં મને સહેજ પણ ફેરફાર થયો નથી. મારી નજર સમક્ષ ભાવિ હિંદનું જે ચિત્ર પહેલું હતું, તે જ હાલમાં છે. નાગરી ને ઉર્દૂ એ બન્ને લીપીવાળી હિંદુસ્તાની શીખવા માટે હું આગ્રહ રાખું છું. હિંદના રાજકીય અને ભૌગોલિક રીતે ભાગલા પડયા હશે, પણ સંસ્કૃતિની દૃષ્ટિએ હું કોઈ ભાગલા સ્વીકારવાનો ઈન્કાર કરું છું!"

કોંગ્રેસ કારોબારી સમિતિને ભાગલા નહિ સ્વીકારવા માટે ગાંધીજીએ કેવી દલીલ કરી હતી તે આપણે સૌ જાણીએ છીએ, કારણ કે એનાથી આંતરિક તેમજ આંતરરાષ્ટ્રીય રીતે કોકડું વધુને વધુ ગૂંચવાશે. જ્યારે દિલ્હીમાં કોંગ્રેસે જુનની મહા-

સમિતિની બેઠકમાં એમની સલાહ સાંભળ્યા વગર ભાગલાનો સ્વીકાર કર્યો. ત્યારે ગાંધીજી માટે રાત ને દિવસ ચિંતાના થઈ પડ્યા. ભંગી કૉલોનીમાં એમની સાથે રહેવાનો મને ઘણા દિવસ સુધી મોકો મળ્યો હતો; અને દેશના ભાગલા પડતાંની સાથે એમનામાં જે નોંધપાત્ર ફેરફાર થવા લાગ્યો, એનું અમે પૂરેપૂરું નિરીક્ષણ કરતા હતા. સૌથી ધ્યાન ખેંચનારી બીના તો એ છે કે ભાગલાના ઊંડા આઘાત પછી તેઓ સહજ ને મીઠી મજાક કરવાની ચેતના ગુમાવી બેઠા.

"બાપુજી, આપ પાકિસ્તાનની મુલાકાત લેવા ઇચ્છો છો?" મેં પૂછ્યું

"હા, જો હું પાકિસ્તાન જવાની સ્થિતિમાં હોત, તો આ ઘડીએ જ ત્યાં જવા ઇચ્છું છું, પણ જ્યાં દિલ્હી જ મારી નજર સમક્ષ ભડકે બળતું હોય, ત્યાં હું કરાંચી શી રીતે જઈ શકું? જ્યારે દિલ્હીના હિંદુઓ ને શીખોને ઠંડા પાડવામાં હું નિષ્ફળ-નિવડ્યો હોઉં, ત્યારે પાકિસ્તાનના મુસ્લીમોને હું શું કહી શકું?" બાપુના દરેક શબ્દમાં ખેદ ને હતાશા હતી. એમના ગળે લાગણીનો ડુમો બાઝ્યો હતો.

બાપુજી, દેશના ભાગલા સામે આપણો સખ્ત વાંધો છે એ હું સારી રીતે જાણું છું તે છતાં આપે મહાસમિતિને કારોબારીનો નિર્ણય માન્ય રાખવાની સલાહ આપી. આપના આ વલણથી આપણાં ઘણા આપ્તજનોમાં પણ ગેરસમજૂતી પેદા થવા પામી છે. આપે મહાસમિતિને જુદી સલાહ આપી હોત, તો હિંદનો આખો ઇતિહાસ જુદો હોત. આવું ઘણા લોકો સાચેસાચ માને છે! ભાગલા પડ્યા પછી આપના વિચારોમાં કોઈ ફેરો આવવા પામ્યો છે!" મેં પૂછ્યું.

"સહેજ પણ નહિ," બાપુજી એકદમ બોલી ઊઠ્યા. "ભાગલા પહેલા હું જે પરિણામોને કલ્પી શક્યો હતો; તે જ્યારે મારી નજર સમક્ષ પ્રત્યક્ષ રીતે આવી ખડા રહેતાં હોય, ત્યારે મારા વિચારોમાં શી રીતે ફેરફાર થઈ શકે! પણ કૉંગ્રેસ અંગે મારી નીતિ બાબત જે ગેરસમજૂતી પેદા થવા પામી છે એ જાણી મને ખેદ થાય છે. બધાનાં સ્પષ્ટીકરણ માટે હું મારા વિચારો તદ્દન સ્પષ્ટ રીતે તમારી સમક્ષ મૂકું છું." પછી ગાંધીજી ધીમા પણ મક્કમ અવાજે એક પછી એક વાક્યો બોલવા લાગ્યા.

"કૉંગ્રેસ કારોબારી સમિતિને મેં હંમેશાં રાષ્ટ્રીય પ્રધાનમંડળ તરીકે માની છે. દરેક સ્વતંત્ર ને લોકશાહી રાષ્ટ્રની સરકારને પરદેશી રાજ્યો સાથે કરારો અંગે વાટાઘાટો કરવાની જરૂરી સત્તા હોય છે, ને હોવી જોઈએ. નહિ તો, જો પ્રધાનમંડળને દરેક અગત્યની વાટાઘાટો વખતે મુદ્દા અંગે ધારાસભાની મંજૂરીની જરૂર પડે, તો તમામ રાજકીય કામ અશક્ય થઈ પડે. હાલના સંજોગોમાં કારોબારીએ હિંદના ભાગલા ક્યારનાય સ્વીકારી લીધા છે. આ કરાર સાથે ત્રણ પક્ષો સંબંધ ધરાવે છે: બ્રિટીશ સરકાર, મુસ્લીમ લીગ ને કાગ્રેસ. જ્યારે બ્રિટીશ સરકાર અને મુસ્લીમ લીગ સાથે નાજુક ગુફતેગો ચાલી રહી હોય, અને હંમેશા પરિસ્થિતિ એટલી પ્રવાહી હોય, ત્યારે કારોબારી મહાસમિતિને કે જે ધારાસભાની ગરજ સારે છે એ અંગે કંઈ પૂછી ન શકે. ધારાસભા કે મહાસમિતિને પ્રધાનમંડળ કે કારોબારીના નિર્ણયને મંજૂર કર્યા વગર બીજો કોઈ ઉપાય નથી. એ કારોબારી સમિતિ સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર કરી સભ્યો પાસે તાકીદે રાજીનામાં માગી શકે. પણ લોકશાહી દેશ તરીકે હિંદ એના પ્રધાનમંડળના નિર્ણયને સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. આ તદ્દન સ્પષ્ટ શબ્દોમાં બંધારણીય પરિસ્થિતિ છે. જો હિંદ આ આંતરરાષ્ટ્રીય શિરસ્તાને ન અનુસરે તો દુનિયા એની હાસી ઉડાવે આ કારણને લીધે જ મેં ઘણી જ આનાકાની ને સખ્ત આઘાત પછી હિંદના ભાગલા અંગે કારોબારીના નિર્ણયને સ્વીકારી લેવાની મહાસમિતિને સલાહ આપી. હું કૉંગ્રેસનો છેદ ન ઉડાવી શક્યા દઉં, અને એ રીતે હિંદને દુનિયાંની હાસીને પાત્ર થવા દઉં!"

ગાંધીજી જ્યારે આ શબ્દો ઉચ્ચારતા હતા ત્યારે તેઓ ધીરગંભીર હતા. આનાથી વધુ સાચા પ્રજાસત્તાકવાદીનો જ્વલંત દાખલો ઇતિહાસ બતાવી શકે એમ નથી ને શકશે પણ નહિ એની મને ખાત્રી છે. ગાંધીજી ભાગલાના વિચાર સામે સંપૂર્ણ

રીતે વિરોધી હતા પણ ગમે તેવો એ અંગે નિર્ણય હોવા છતાં કોંગ્રેસના આ ઠરાવને ગાંધીજીએ માથું ઝુકાવ્યું, કારણ કે કોંગ્રેસ એ પોતાની ઘડેલી જ સંસ્થા છેવટે હતી ને!

"તમે જાણતા નથી કે મારા હૃદયમાં કેટલી ઊંડી વ્યથા થઈ રહી છે!" મારી સામે જોઈને ગાંધીજી કરુણ સ્વરે બોલી ઊઠ્યા "દરેક દિવસ મારે માટે હવે ભારે છે!"

થોડી વાર વિચારમગ્ન રહ્યા પછી ગાંધીજી ધીમા અવાજે બોલ્યા, "દિલ્હી આજે કાળી ચિત્કાર અને હુતાશનથી ભડકે બળી રહ્યું છે. હિંદુઓ ને શીખો મગજનું સમતોલપણું ગુમાવી બેઠા હોય એમ લાગે છે. મારી વિનવણીઓ તેઓને કોઈ અસર કરતી નથી. એક એવો પણ સમય હતો કે જ્યારે મારા શબ્દોની પ્રજા પર જાદુઈ અસર થતી હતી. અત્યારે એની કોઈ અસર હોવાની ઝાંખી થતી નથી!"

પછી તેઓ શાંત રહ્યા. અમે લગભગ ૩૦ મિનિટથી ખંડમાં ફરતા હતાં. એમના અમૂલ્ય સમયનો આટલો બધો ભાગ લેવાનો મારો ઇરાદો નહોતો. પણ તે દિવસે ગાંધીજીએ અર્ક પત અવાજે પોતાના હૃદયની વ્યથા કહી. એટલામાં બરાબર સાત વાગે, હંમેશના કાર્યક્રમ મુજબ પંડિત નહેરુ ખંડમાં દાખલ થયા એટલે હું બાપુની રજા લેવા ઉતાવળો થયો, ને સાથેના ખંડમાં આવી ગયો.

જ્યારે અંધારી રાતે હું બિરલાભવન છોડી જતો હતો, ત્યારે બાપુના આ શબ્દો મારા કાનમાં ગુંજવા લાગ્યા.

'તમે જાણતા નથી શ્રીમન કે મારા હૃદયમાં કેટલી ઊંડી વ્યથા થઈ રહી છે! મારી સામે જોઈને ગાંધીજી બોલી ઊઠ્યા. "દરેક દિવસ મારે માટે હવે ભારે છે"

હું છેલ્લાં બાર વર્ષથી ગાંધીજીના સતત સંપર્કમાં રહ્યો છું પણ ગાંધીજીને આવા ધીરગંભીર મેં કોઈ વખત જોયા નથી. તે છતાં ભારે દિવસોનો આટલો જલદી અંત આવી જશે એનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો, અને તે પણ બાપુ સાથેની મારી આખરી મુલાકાત પછી બાર જ દિવસના ટૂંકા ગાળામાં.

ગાંધીજી નિઃશંક જીવનમાં મહાન હતા પણ મૃત્યુમાં એનાથી વધુ મહાન હતા પણ દુનિયા તો એમના મૃત્યુથી હજારો વર્ષ સુધી ગરીબ જ રહેશે.

અનુવાદક – ગો. ચા. પટેલ.

"ઈશ્વર પણ જે લોકો હથિયાર નાખે છે તેમના દિલમાંથી તે ભયને દૂર કરે છે."

---

## ગ્રાહકો નોંધવાનાં નવા સ્થળો:

(૧) શ્રીમતી તારાલક્ષ્મી ત્રીવેદી
આનંદ તરંગ પર્ણકુટી, વડોદરા

(૨) શ્રી. નાનુભાઈ મણિયાર
૪૫, નહેરુ રોડ, વિલે-પારલે (પૂર્વ)

(૩) ઇન્દ્રધનુ,
મિશન રોડ, અમદાવાદ

(૪) એન. એમ ત્રિપાઠી લિ૦
૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ

(૫) શ્રી આર આર શેઠની કુ૦.
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ

(૬) શ્રી બચુભાઈ
કોંગ્રેસ ખાદી ભંડાર, કાલબાદેવી, મુંબઈ

(૭) શ્રી અમૃતલાલ મુળજીભાઈ
સાકરપેઠ, સોલાપુર

(૮) શ્રી. શાંતિલાલ દવે
માધવવાડી, ૧૦૨, ઈ દાદર ૧૪

REG. NO B 5255

વંદઉં ગુરુ પદકંજ, કૃપાસિંધુ નરરૂપ હરિ ।
મહામોહ તમપુંજ, જાસુ બચન રવિકરનિકર ॥

ગુરુ કે જે કૃપાના સમુદ્ર અને નરરૂપધારી વિષ્ણુ ભગવાન છે અને જેમના વચન સૂર્યકિરણની માફક મહામોહ-અજ્ઞાનરૂપી અંધકાર-સમૂહનો નાશ કરે છે, તેમના ચરણકમળની હું વંદના કરુ છું. —રામાયણ




જડ ચેતન જગ જીવ જત, સકલ રામમય જાનિ ।
બંદઉં સબકે પદકમલ, સદા જોરિ જુગ પાનિ ॥

આ સંસારમાં જડ અને ચેતન જેટલા પ્રાણી છે, તે સર્વને રામમય જાણી હું હંમેશાં મારા બેઉ હાથ જોડી તેમના ચરણકમળમાં પ્રણામ કરું છું.

—રામાયણ

# પ્યારાબાપુ

૦

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારસરણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીનાં અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદાં જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે

વ્યવસ્થા :—

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ. ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મનીઑર્ડરથી મોકલવું.

પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે લવાજમ મ. ઑ. થી મોકલના મ. ઑ. ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:—

(૧) શ્રીમતી તારાલક્ષ્મી ત્રીવેદી
આનંદ તરંગ પર્ણકુટી, વરોદરા

(૨) ઇન્દ્રધનુ,
મિશન રોડ, અમદાવાદ

(૩) શ્રી. ચીમનલાલ તમાકુવાલા, ૧૨મી
તમાકુવાલા એન્ડ સન્સ, ખુરાનપુરી,
ભાગોળ, સુરત

(૪) શ્રી. મનસુખલાલ જાદવજી ગાંધી
૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ

(૫) શ્રી ગીરધરલાલ દામોદરદાસ લિમિટેડ
રીડ રોડ, પોલીસચોકીની સામે, અમદાવાદ

(૬) શ્રી. રામકૃષ્ણ જાજુજી
તિલક ચોક સોલાપુર

(૭) એન. એમ ત્રિપાઠી લિ૦
૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ

(૮) શ્રી. વ્યવસ્થાપક ખાદી ભંડાર આણંદ

(૯) શ્રી. આર. આર. શેઠની કં૦
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ

(૧૦) શ્રી. ઓધવજી શીવજી જોષી
૨૩૩-૩૫, ભાત બજાર, મુંબઈ ૯

(૧૧) શ્રી. અચુભાઈ દવે
કોંગ્રેસ ખાદી ભંડાર, કાલબાદેવી, મુંબઈ

(૧૨) શ્રી. રમણીકલાલ મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમાં "પ્યારા બાપુ" લવાજમ નીચેના સ્થળોએ ભરી શકાશે.

(૧) શ્રી. પ્રભુદાસ જ. પજરીઆ
પો. બો. નં. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની

( ) શ્રી. રતીલાલ ચાલા, લોરેન્સો માર્કવીસ
પો. બો. નં. ૧૨૮૭, [ પો. ઈ. આ. ]

(૩) શ્રી. અમૃતલાલ વોરા
પો. બો. નં. ૧૯૦, કમ્પાલા [ યુગાન્ડા ]

'પ્યારાબાપુ' કાર્યાલય. રૂપાયતન, ૬૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ ૨૪

પ્રકાશક અને મુદ્રક. ધીરેન ગાંધી "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૩ ૩૦ એપ્રીલ અંક ૩

## આચાર ધર્મ

રામચંદ્રજી વનવાસે જવા તૈયાર થયા ત્યારે દશરથ રાજાએ તેમને કહ્યું કે, કૈકેયીને આપેલા વચનની ફિકર નહિ, વચનભંગ થવા છતા રામચંદ્રજીએ વનમા ન જવું આ લૌકિક અને સ્થૂલ પુત્ર-ભાવથી ઉત્પન્ન થયેલી ઇચ્છાનો અનાદર કરી રામચંદ્રજીએ વનવાસ જઈ ખરી પિતૃભક્તિ કરીને દશરથનુ તેમ જ પોતાનુ નામ અમર કર્યું. હરિશ્ચન્દ્રે પોતાની સ્ત્રીને વેચી રોહિતને ગળે તલવાર મૂકવા સુધી પણ તત્પર રહી સ્ત્રીભક્તિ અને પુત્રપ્રેમ બતાવ્યા પ્રહ્‌લાદે પિતાની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી પિતૃ-ભક્તિ કરી તેનો ઉદ્ધાર કર્યો. મીરાબાઈએ કુંભારાણાને ત્યજી કુંભારાણાને જ પોતાના ભક્ત બનાવ્યા. દયાનંદે પોતાના માબાપ પાસેથી નાસી, થયેલી સગાઈ તોડી, પાછળ મોકલેલા માણસોના હાથમાંથી પણ છટકી જઈ માતૃ-અને પિતૃ-ભક્તિ કર્યા. બુદ્ધદેવ પોતાની યુવાન ભાર્યાને સૂતી મૂકીને પોતે ચાલી નીકળ્યા.

અવા ઘણા દાખલા આપણને મળી આવે છે. તેનુ ચિંતવન કરી તમને જે સંકટ પડયું છે તેવે સમયે આપણે અન્તર્વિચાર કરી ખરી નીતિના ધોરણે જે યોગ્ય લાગે તે કરવુ રહ્યુ છે શ્રવણને સારુ સૂક્ષ્મ અને સ્થૂલ ભક્તિ એક જ પ્રવાહની હતી, એટલે આપણે તેનો દાખલો ઘણી વેળા લઈ ખરુ શું છે તે નથી જોઈ શકતા સત્ય માર્ગે ચાલનારને હમેશા સત્ય માર્ગ અણીને વખતે સૂઝી આવે છે વૈરાગ્યના પદો વગેરે આપણે વાચીએ તે જો આપણને ધર્મસંકટો સમયે ઉપયોગી ન થાય, તો આપણે તે માત્ર પોપટની માફક વાચી ગયા જ ગણાઈએ. તે વિચાર્યા તો ન જ હોય ગીતાજી વાંચવા છતાં જો તે આપણને અંત સમયે મદદ ન કરે તો ગીતાજી વાચ્યા તે ન વાચ્યા બરોબર છે. તેથી જ હું હમેશાં કહેતો આવ્યો છુ "થોડુ" વાચો પણ જે વાચો તે વિચારો ને તેનુ રહસ્ય સમજી તે પ્રમાણે કરવા તૈયાર રહો.



ગાંધીજી



# આશ્રમનાં ભજનો

પ્રભુ મેરે અવગુણ ચિત્ત ન ધરો ।
સમદર્શી હૈ નામ તિહારો ચાહે તો પાર કરો ॥
એક નદિયા એક નાર કહાવત મૈલો હિ નીર ભર્યો ।
જબ મિલ કરકે એકબરન ભયે સુરસરિ નામ પર્યો ॥
એક લોહા પૂજામેં રાખત એક ઘર બધિક પર્યો ।
પારસ ગુણઅવગુણ નહિ ચિંતવત કંચન કરત ખરો ॥
યહ માલા ભ્રમજાલ કહાવત સૂરદાસ સગરો ।
અબકી બેર મોહિં પાર ઉતારો નહિ પ્રણ જાત ટર્યો ॥

હે ભગવાન્, મારા અવગુણ મનમાં ન આણતા, કેમ કે તમે સમદૃષ્ટિવાળા છો, અને ઇચ્છો તો જેમ પુણ્યશાળીને તેમ પાપીને પણ સંસારસાગરને ઓલે કાંઠે લઈ જાઓ છો.

એક નદી છે, ને એક નાળું છે, જેમાં મેલું પાણી ભર્યું છે, પણ જ્યારે બેય મળીને એકરંગ થાય છે ત્યારે સુરસરિતા (દેવનદી) એવું નામ પડે છે.

એક લોઢું દેવસેવાની સામગ્રીમાં હોય છે, ને એક ખાટકીને ઘેર પડ્યું છે, પણ સ્પર્શમણિ ગુણઅવગુણ ચિંતવતો નથી, અને બેયને સુવર્ણરૂપ બનાવે છે.

સૂરદાસ કહે છે, કે આ સંસાર ખોટો છે અને માણસને ફસાવનારી જાળ જેવો છે આણુફેરે મને એ સાગરને પેલે પાર ઉતારો, જેથી પતિતને પાવન કરવાની તમારી પ્રતિજ્ઞા છે તે ખોટી ન પડે. દ. વા.

# મન—મૃત્યુદાતા ને જીવનદાતા

એક કઠિયારો હતો તે દૂરના જ ગલમાથી ચ દનવૃક્ષના લાકડાનો ભારો કાપીને શહેરમા વેચવા આવતો પણ ચ દનના લાકડા કોણ વેચાતા લે? આખો દિવસ તે ભટકતો તો પણ તેને કોઈ ઘરાક મળતુ નહિ, એટલે તો નિરાશ થઈને પાછો ઘેર જતો એક દિવસ તેણે નગરજનને પૂછયુ 'ભાઈ' મારી પાસે આ ચ દનના લાકડાનો ભારો છે. તે કેઈ ખરીદતુ નથી. તેનો કોઈ ઘરાક મળશે?'

'ભાઈ, ચ દનનુ લાકડુ તે કોણ રોજ વાપરે? એ તો કોઈ રાજા મહાપુરુષ મરે તો તેની ચિતા માટે ઉપયોગમા આવે. બ ડી કોઈ ખરીદે નહિ'

કઠિયારાને થયુ કે લાવને આ ભારો લઈને રાજમહેલની બહારના ચોકમા બેસુ રાજાનુ મૃત્યુ થ ય તો તરત જ મારો ભારો વેચાઈ જશે.

કઠિયારો હવે રોજ સવારના રાજમહેલની બહારના ચોકમા ભારો લઈને બેસે રાજા રોજ સવારમા ઊઠીને ઝરૂખામાથી નજર કરે તો આ કઠિયારાને ચ દનના લાકડાના ભારા સાથે બેઠેલો જુએ કઠિયારાને રાજાને જોતા જ મનમા થાય કે હવે ક્યારે આ રાજાનુ મૃત્યુ થાય ને મારો ભારો ખપે

બીજી બાજુથી રાજાને પણ કુતૂહલ થયુ કે આ કઠિયારો હમણા કેમ રોજ સવારના અહી બેસે છે ને સાજ સુધી બેસી રહે છે તેણે એક નોકરને ખાનગી રીતે તપાસ કરવા મોકલ્યો નોકરે સહજભાવે કઠિયારાને અહી બેસવાનુ કારણ પૂછયુ ને કઠિયારાએ એવા જ સહજભાવે તેનો જવાબ આપ્યો નોકરે આ જવાબ રાજાને ખચકાતા ખચકાતા કહ્યો

રાજાને મનમા થયુ 'બિચારો કઠિયારો! કેવી આતુરતાથી લોળે લ વે તે મારા મૃત્યુની રાહ જોઈ રહ્યો છે!' રાજાના મનમા આ વાત નિરતર ઘોળાવા લાગી ને જ્યારે જ્યારે ઝરૂખા બહાર નજર કરીને આ કઠિયારાને જુએ ત્યારે એ જ વાત—ચ દનનો ભારો અને પોતાનુ મૃત્યુ એ તેની આખ આગળ તરવરવા લાગ્યુ

દિવસે દિવસે રાજાનુ શરીર બગડવા લાગ્યુ કઈ ન કળાય એવો વ્યાધિ તેના શરીરને પીડવા લાગ્યો. રાજ્યના સારા સારા વૈદ્યો ને રાજવૈદ્ય આનુ નિદાન કરવા લાગ્યા પણ શરીરના કોઈ ભાગમા રોગનુ ચિહ્ન ન હતુ છતા રાજા દહાડે દિવસે સુકાતો જતો હતો, એ વાત નક્કી

રાજવૈદ્ય આ વ્યાધિનુ મૂળ શોધવા ખૂબ પ્રયત્નો કર્યા મહેલમા બનતા નાનામોટા તમામ બનાવોની તપાસ કરી આખરે એક નોકર પાસેથી આ કઠિયારાની વાત જાણવા મળી વૈદ્યને રોગનુ મૂળ હાથ લાગ્યુ હોય એમ લાગ્યુ

એક દિવસ તે સવારના પો'રમા રાજા પાસે ગયો રાજાની નાડ હાથમા લીધી ખૂબ બારીકાઈથી તે તપાસી વૈદ્યે કહ્યુ 'મહારાજ આખરે તમારા વ્યાધિનો ઉપાય મને હાથ લાગ્યો છે પણ તે ઉપચાર તમારે કાયમ કરવો પડશે'

'શુ?'

'તમારે રોજ સવારના પહોરમા ચ દન વૃક્ષનુ તાજુ લીલુ દાતણ કરવુ જોઈશે આ દાતણ ક્યાથી મળે, તેની આપણે તપાસ કરાવવી પડશે'

રાજાએ તરત જ પેલા નોકરને કહ્યુ 'જો, જોઈએ પેલો કઠિયારો આવ્યો છે?'

કઠિયારાને જ્યારથી ખબર પડી કે રાજાની

તબિયત બગડવા માંડી છે, ત્યારથી તે લગભગ ચોવીશે કલાક ત્યાં જ બેસી રહેતો. કોણ જાણે ક્યારે રાજાનો દેહ પડે ને તે વખતે પોતે હાજર ન હોય તો?

કઠિયારો ત્યાં જ બેઠો હતો, નોકર તેને રાજા પાસે તેડી ગયો.

'જો ભાઈ કઠિયારા,' રાજવૈદે કહ્યું. 'તું આ ચંદનના લાકડાં ક્યાંથી લાવે છે?'

'દૂર જંગલમાંથી, મહારાજ.'

'જો, ત્યારે રોજ વહેલી સવારે ચંદનવૃક્ષ ઉપરથી તદ્દન તાજું લીલું દાતણ કાપીને સવારમાં રાજા ઊઠે ત્યારે તેમને હાજર કરી દેવાનું છે. અને તે દાતણની તને રોજની સોનામહોર મળશે તે તારે દાતણ આપીને રોકડી લઈ લેવી.'

કઠિયારાના આનંદનો પાર ન રહ્યો. બીજે દિવસથી રાજાને લીલું ચંદનનું દાતણ મળવા લાગ્યું. દાતણ આપવા આવતા કઠિયારાના મોં ઉપર આનંદ ને આશા ઉભરાતાં હતાં. જાણે કે તેની આંખો બોલતી હતી, 'હે ભગવાન! આ રાજા સો વરસનો થાય ને મારું દાતણ રોજ ખપે!'

રાજાના મૃત્યુની રાહ જોઈને બેસતા કઠિયારાના મોંને બદલે રોજ તેના લાંબા જીવન માટે ભોળે ભાવે ઝંખતા કઠિયારાનું દાતણ એ રાજાના તમામ રોગને હરનારું ઔષધ થઈ પડયું. — મૂળશંકર ભટ્ટ

આ માસની છબી

# એ ધન્ય ઘડી

બાપુ સંતપુરુષ હતા એ સાચું પણ બીજા સાધુ સંતોની જેમ બાપુએ કદી નથી કહ્યું કે સંસાર છોડી એકાંતમાં બેસી ઈશ્વરને ભજો. બાપુનો ઈશ્વર તો જનસમૂહમાં રહી દરિદ્રનારાયણની સેવા કરવી એમાં જ વસેલો છે અને તેથી જ બાપુ સમૂહમાથી કદી વેગળા રહી જ નથી શકયા. સંત પુરુષોને શાંતિ ગમે છે. બાપુને પણ ગમતી. પણ બાપુ જ્યાં જાય ત્યાં શંભુમેળો હોય જ. આશ્રમમાં હોય કે બહાર, રસ્તા ઉપર હોય કે ટ્રેનમાં, લોકોનાં ટોળેટોળાં દર્શનાર્થે ઊભાં જ હોય. કેટલીક વાર તો ટ્રેનમાં મેં બાપુને લોકોના જયજયકારનો અવાજ સહન ન કરી શકવાથી કાનમાં આંગળાં નાખી શાંતિથી ઊભા રહી લોકોને દર્શન દેતા જોયા છે. આવા પ્રસંગોએ સહેજે થતું: "ખરેખર, કીર્તિ એ તો લોકોત્તર વિભૂતિઓની અપરિહાર્ય શિક્ષા જ છે." પણ જેની આંખોમાં પ્રાણીમાત્ર માટે કરુણા જ વરસે છે તેને થોડું જ આવું થાય? તે તો પોતાને ત્રાસ લાગે છતાં સહન કરવામાં જ સુખ અનુભવે છે.

આવા આપણા બાપુને એકલા ફરવા જતા ભાગ્યે જ કોઈએ જોયા હશે. એક દિવસે સેવાગ્રામમાં બાપુ અચાનક મુકરર કરેલા સમયથી થોડા વહેલા ફરવા નીકળી પડ્યા. સાથે કોઈ ન હતું. ધવલ વસ્ત્રમાં લાકડીના ટેકે શાંત, પ્રસન્ન છતાં ગંભીર વદને પ્રયાણ કરતા બાપુ આ પૃથ્વી ઉપર જાણે બુદ્ધનો અવતાર જ કેમ ન હોય! ખરેખર એ જીવનનો સુધન્ય અવસર હતો. આવાં પુનિત પ્રસંગોની છબીઓ લેવાનું હું કદી ન ચૂકતો. આ માસની છબી એવા જ એક સુઅવસરે ઝડપાયેલી છે. ત્યાં પણ કુદરતે ક્યાં બાપુને એકલા રહેવા દીધા છે! બીજા છોડની સાથે તુલસીનો છોડ પણ મલકીને જાણે કેમ ન કહી રહ્યો હોય કે અમે કેવા બડભાગી છીએ! અમે પણ એ સંતની ચરણરજથી પુનિત બની રહ્યા છીએ. અને વળી તેની વાતને ટેકો આપતું હોય તેમ તાડનું ઊંચું વૃક્ષ પણ ઝંપદા પાછળથી ડોકિયું કરી રહ્યું છે!

આમ આ માસના ચિત્રનું દર્શન મંગળમય અને પાવનકારી બને છે......... સંપાદક

# નયી તાલીમ અને નવો સમાજ

શ્રી. અમલભાઈ મહેતા

આજે નયી તાલીમની જરૂર ઊભી થઈ છે કેમ કે આપણે નવો સમાજ ઘડવા માગીએ છીએ. આપણે એવો સમાજ ઘડવા માગીએ છીએ કે એમાં બધાનું કલ્યાણ થાય. એનું નામ જ સર્વોદય સમાજ

એમ તો સમાજમાં દરેક વ્યક્તિ પોતાના ભલા માટે જ મથી રહી હોય છે પણ એ બધી મથામણ છતાં સમાજમા સુખ શાંતિ વધેલા દેખાતાં નથી આનું કારણ શું છે? કારણ સાવ સાદું અને નજરે ચડે એવું જ છે. સૌ કોઈ આજે સુખસંપત્તિ ચાહે છે પણ એ માટે કરવી જોઈતી મહેનતમાથી લગભગ બધા જ છટકવા માગે છે. પરિણામ એ આવે છે કે જે નબળા છે એમને સબળા ખાતર અને અભણ છે એમને ભણેલા ખાતર વધારે મહેનત કરવી પડે છે. આનો અર્થ એ થયો કે બીજા મહેનત કરે અને હું એના ફળ ભોગવું. આવું કરવું એ બેહૂદુ છે. પણ મારે જો એ કરવુ જ હોય તો એ બેહૂદું ન દેખાય એવી યુક્તિ અજમાવવી રહી. એટલે ગરજથી, ભયથી કે લાલચથી બીજા સતત મારા માટે કામ કર્યા કરે એવો હું મારી બુદ્ધિનો દાવ લડાવુ. આવો દાવ લડાવું તો જ ખરાબ દેખાયા વિના હું બીજાની મહેનતનાં ફળ ખાઈ શકુ આજે આપણા સમાજનો બહુ મોટો ભાગ આમ અણહકનું ખાવાની યુક્તિ લડાવી રહ્યો છે અને એથી જ સમાજમાં વેરઝેરની લાગણી વધતી જાય છે.

નયી તાલીમ મારફત આપણે આપણા “પ્યારાબાપુ” સમાજમા એવા વિચારને સ્થિર કરવા માગીએ છીએ કે અમારે અણહકનુ નથી ખાવુ, અમારે અમારી જ મહેનતના ફળ ચાખવા છે. પણ આ વિચારમા માનનારાએ શરીરશ્રમ માટેનો શોખ કેળવવો પડે છે, શરીરશ્રમ કરવાની આદત અને આવડત કેળવવી પડે છે અને શરીરશ્રમ સાથે બુદ્ધિનુ તત્ત્વ મેળવવું પડે છે. આ ત્રણેય ચીજો આજે આપણા સમાજમાથી અદશ્ય બનેલી દેખાય છે એથી જ આપણો સમાજ આજે પશુ બની બેઠો છે.

એક બાજુ બુદ્ધિ વાપર્યા વિના નીરસપણે કેવળ શરીરશ્રમ કરનારાઓનો એક મોટો વૈતરુ કરનારો શોષિત અને અબુધ વર્ગ પેદા થયો છે અને બીજી બાજુ તણખલું તોડીને એના બે કકડા પણ ન કરે એવો એક નાનો પણ શોષક અને બુદ્ધિજીવી વર્ગ પેદા થયો છે આ બન્ને વર્ગોની આંખો નિરંતર એક બીજા સામે લડ્યા કરે છે. બન્ને પ્રવૃત્તિ કરે છે પણ બન્ને પાંગળા છે. નયી તાલીમ મારફત આપણે આ શરીરશ્રમ અને બુદ્ધિનો સુમેળ જમાવીને જીવનમાં નવો આનંદ પ્રગટાવવા માગીએ છીએ. નયી તાલીમનો વિદ્યાર્થી શરીરશ્રમથી પાછો નહિ પડે, એ જે કાંઈ શરીરશ્રમ કરશે તે રસપૂર્વક કરશે અને શરીરશ્રમના કાર્યમાં પણ એની બુદ્ધિ વાપરશે. આજે આપણા સમાજમાં જે બે અસ્વાભાવિક અને વિરોધી દેખાતા વર્ગો પેદા થયા છે એમની અસ્વાભાવિકતા અને વિરોધીતત્ત્વને દૂર કરીને નયી તાલીમ એ બન્ને વચ્ચેનું અંતર નિવારવા માગે છે. નયી તાલીમ લઈને તૈયાર થયેલો નાગરિક

કોઈને ચૂસવાનો કે છેતરવાનો વિચાર સરખો નહિ કરે અને કોઈથી ચુસાવાની કે છેતરાવાની નબળાઈ પણ નહિ દાખવે એવી અપેક્ષા રાખવામાં આવી છે.

વિચારપૂર્વક શરીરશ્રમ કરનાર સ્વાભાવિક રીતે સાદાઈ તરફ વળે છે. "વધારે ભોગવો અને વધારે પેદા કરો." એવા આજ કાલ વહેતા મુકાયેલા વિચાર પ્રવાહને સર્વોદયની સંસ્કૃતિ આવકારતી નથી. સર્વોદયની સંસ્કૃતિનો પ્રધાન સૂર છે તેન ત્યક્તેન ભૂંજિથા: ત્યાગીને ભોગવી જાણ. બીજાનું જે થવાનું હોય તે થાય. હું જીવું અને હું ભોગવું એવો સ્વાર્થી વિચાર કદી ભારતીય સંસ્કૃતિને રુચ્યો નથી.

સર્વેઽત્ર સુખિન: સન્તુ સર્વે સન્તુ નિરામયા: ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિદ્ દુ:ખમાપ્નુયાત્॥

આ જગતમા સર્વે પ્રાણી પદાર્થ સુખી થાઓ, સર્વ કોઈ કલ્યાણને જુઓ – પામો અને કોઈને કાંઈ પણ દુઃખ થાઓ નહિ. ટૂંકમાં બધાં જીવે અને હું પણ જીવું એ છે આપણી સર્વોદય સંસ્કૃતિનો આદર્શ.

આપણા આવા ઉમદા આદર્શને સિદ્ધ કરવો હોય તો આપણા ગામડાંઓને ભોગે શહેરોને તાજા કરવાની વાત એમાં આવી શકે નહિ. ગામડાંઓ જીવે અને શહેરો પણ જીવે. પણ કોઈ કોઈના ભોગે નહિ. સૌ સૌના પગ પર અને છતાં સરખે સરખાના પરસ્પરાવલંબન ભાવથી.

હિન્દુસ્તાન ગામડાંઓનો દેશ છે એનાં ગામડાંઓને પગભર કરવા હોય તો એના ઉદ્યોગ ધંધાની ખીલવણી કરવી જોઈએ. કેન્દ્રિત ઉદ્યોગ ધંધા નહિ પણ વિકેન્દ્રિત ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગો જ હિંદુસ્તાનના ગામડાંઓને પગભર બનાવી શકે. આપણા સમાજ જીવનથી અસ્પૃષ્ટ રાખે, આપણી આજુબાજુ પથરાયેલી કુદરતથી અલિપ્ત રાખે, અને જે ઉદ્યોગો ઉપર આપણા ગામડાંઓનું જીવન નિર્ભર છે એ ઉદ્યોગથી વંચિત રાખે એ કેળવણી આપણી સ્વાભાવિક કેળવણી નહિ કહેવાય. આજ સુધી આપણે આવી અસ્વાભાવિક કેળવણી મેળવી છે અને એને લીધે જ આપણે ત્યાં કામ કરનારા કરોડો હાથો હોવા છતાં આપણે નિરાધારતા અનુભવી રહ્યા છીએ. આપણા સ્વાભાવિક જીવનમાં ખપી જાય એવી કેળવણીની રચના માટે જ ઉપર જણાવ્યાં ત્રણેય તત્ત્વો ઉપર નયી તાલીમ ખાસ ભાર મૂકે છે.

વાંચતાં લખતાં અને ગણતાં શીખવું એ કેળવણી મેળવવાનું એક સાધન છે. પણ એ કેળવણીનું સર્વસ્વ નથી. માણસ પોતાનો અને પોતાના સમાજનો સર્વાંગી વિકાસ સાધવાની આવડત કેળવે એ છે મનુષ્યની સાચી કેળવણી. એ કેળવણીનો પાયો છે ચારિત્ર્ય. અને ચારિત્ર્ય કાંઈ મગજમાં માહિતી એકઠી થાય એટલાથી નથી કેળવાતું. એ માટે તો શરીર મન બુદ્ધિ અને આત્માને વિકાસ થાય એવી પ્રવૃત્તિઓ યોજાવી જોઈએ જવાબદારી ઉઠાવવાનો આત્મવિશ્વાસ વધારે, લીધેલું કામ સારામાં સારી રીતે પાર પાડવાની આવડત કેળવે અને બાળકના સદ્ગુણોનો ઉત્કર્ષ કરે એ છે મનુષ્યની ખરી કેળવણી. આવી કેળવણીનું બીજું નામ નયી તાલીમ. આ નયી તાલીમ અપાય તો જ આપણી કલ્પનાનો નવો સમાજ ઊભો થાય.

"પ્યારાબાપુ"




શ્રી. ગુરુદયાલ મલ્લિક

[ભારતની સંસ્કૃતિમાં સંગમનું માહાત્મ્ય અમુચ્ય છે જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે એ સ્થળનું દર્શન મંગળમય શુચિમય અને પાવનકારી બને છે
ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહા-વિભૂતિના ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભવિ ગૌરવશીલ બનશે. આ બંને મહાપુરુષોના જીવનઝિલાણાને મંત્રિમંડિત કરીએ એમાં જ આપણું શ્રેય છે ]

"માનવને માન આપવું ઘટે, નહીં તો ઈશ્વરનું અપમાન થશે"*

મહાપુરુષોનું એક વિશેષ લક્ષણ હોય છે દરેક માણસને કોઈ પણ ભેદભાવ વિના અંતરથી સાચું માન આપવું, તેની માનવતાની કદર કરવી એનું કારણ એ છે કે તેઓ દરેક વ્યક્તિમાં એક જ હસ્તી કે શક્તિ—જે સર્વત્ર છે બધામાં જેનો વાસ છે—ને જુએ છે ગુરુ નાનકના શબ્દોમાં કહીએ તો

"સબ મે રામ રહ્યો એકાકી।
સકલ સંગહુમરી બનઆઈ ॥"

એટલા માટે જ તો પ્રભુના ભક્તો કહે છે, સબ ઘટ તીર્થ હરિદ્વાર કાહે જાઈ?" પણ એવો અનુભવ કરવો સહેલો નથી. એ કંઈ વરસોની નહીં પણ જન્મજન્માન્તરની સાધનાનું પરિણામ અને પ્રભુની કૃપાનું ફળ છે

ગાંધીજી અને ગુરુદેવે પહેલા પોતાની અંદર પ્રભુને અનુભવવાનો, તેનો સ્પર્શ પામવાનો પ્રયત્ન કર્યો. પછી બીજાઓમાં પ્રભુના દર્શન કર્યા પ્રભુની પ્રીતિ અને નીતિ અને હિતેચ્છુતા એ ત્રણે ત્રિવેણીથી પોતાને પવિત્ર કરીને તેઓ બીજામાં પ્રભુને જોઈ શક્યા

દરેકમાં પ્રભુનો વાસ છે એવો દૃઢ વિશ્વાસ રાખવાને કારણે જ અસ્પૃશ્યતા-નિવારણ માટે ગાંધીજી અને ગુરુદેવે જીંદગી ભર લડત લડી, જેમ ગાંધીજીના 'ફિનિક્સ' આશ્રમમાં તેમ ગુરુદેવના શાંતિનિકેતન આશ્રમમાં શરૂઆતથી જ દરેક જ્ઞાતિના વિદ્યાર્થી અથવા વ્યક્તિને સમાન ગણવામાં આવતા હતા ગાંધીજીની બાબતમાં બન્યું હતું એમ ગુરુદેવને પણ ઘણા લોકોએ મહેણાં મારેલા 'તમે તો બ્રાહ્મણને અને ભંગીને એક જ પાટલે બેસાડવા માગો છો એમ તે કદી બનતું હશે?' પણ રૂઢિવશ સમાજના વિરોધનો વિચાર ન કરતા તેઓ જે સત્ય છે તેને અંત સુધી વળગી રહ્યા.

* "પ્યારાબાપુ"

ગાંધીજી અને ગુરુદેવ ફક્ત હિંદુ–મુસલમાનનો મિલાપ નહીં પરંતુ આખી માનવજાતિનો મિલાપ ઇચ્છતા હતા, તેનું પણ કારણ એ જ હતું કે માનવને માન આપવું ઘટે, નહીં તો ઈશ્વરનું અપમાન થશે. હિંદુ અને મુસલમાન વચ્ચે–ખાસ કરીને આપણા દેશમાં–પ્રીતિ વધે એમ તેઓ બંને જાણતા હતા, કારણ કે અપ્રીતિનું ફળ બહુ કડવું હોય છે એવી તેઓને પ્રતીતિ થઈ હતી. એ સારુ તેઓએ જેટલું બની શકે એટલું કર્યું. પણ જ્યાં રાજનીતિને નામે ઝેર ફેલાવવામાં આવે અને ભાઈને ભાઈથી જુદા પાડવામાં આવે ત્યાં પ્રીતિનો પોકાર કોણ સાંભળે?

ગાંધીજી અને ગુરુદેવનું એ જ માનવ–માન આતિથ્યમા અને રોગીની સેવામાં પણ જોવામાં આવે છે. જેઓ કોઈ વખતે સાબરમતી કે સેવાશ્રમ અને શાંતિનિકેતનમાં મહેમાન તરીકે રહ્યા છે તેઓ સારી પેઠે જાણે છે કે તેઓની કેટલી સંભાળ લેવામાં આવતી હતી. તેઓની દરેક જરૂરિયાત, નાનામાં નાની જરૂરિયાત પણ, પૂરી પાડવામા આવતી જેથી તેઓને પૂરતો આરામ મળે. અને કોઈ વાર મહેમાન માંદો પડે તો દવા–દારૂ તેમ જ બીજી સેવા ઉપરાંત ગાંધીજી અને ગુરુદેવ દર્દીની ખબર દિવસમાં કેટલીયે વાર પુછાવતા અને જ્યારે જ્યારે બની શકતું ત્યારે પોતે પણ દર્દી પાસે આવીને જોઈ જતા. તેઓ બંને દર્દીને ધીરજ અને શાંતિ આપવા સારુ કોઈ ને કોઈ રમૂજી ચર્ચા કરતા અને તેને હસાવતા. તેથી તેનું દર્દ થોડા વખત માટે તો દૂર થઈ જ જતું. દર્દીની પાસે જતી વખતે કોઈ દિવસ તેને ખુશ કરવા માટે તેઓ કદાપિ ફૂલ લઈ જતા નહીં. બંનેને ફૂલ તોડવામાં આઘાત લાગતો. "ફૂલ તો ઝાડ પર જ શોભે." એવું તેઓ માનતા હતા. કારણ કે તેઓ બંને સૌન્દર્યના સત્યશીલ ઉપાસક હતા. અને સૌન્દર્યની વ્યાખ્યા શું કોઈએ એવી નથી કરી કે જે વસ્તુ જ્યાં છે ત્યાં જ રહેવી જોઈએ?

*

અમુક નિર્ણય પર આવવા માટે કોઈએ ઉતાવળિયું થવું નહી. તેણે પોતાની આખુ સ્થિતિ સારી રીતે તપાસવી જોઈએ, અને અમુક નિર્ણય ઉપર આવવાથી કેવા સંજોગો ને મુશ્કેલીઓ ઊભાં થશે તે બાબત લક્ષમાં લઈને, તેમનો ભેટો કરવા સંપૂર્ણ રીતે લાયક થવુ પડશે. મારા નિશ્ચયનું સ્વરૂપ હું પૂર્ણ રીતે સમજ્યો છું. હું છેવટના નિર્ણય પર આવ્યો છું, અને મને તે બાબતમા જરાયે શંકા અને ભય નથી, એવી તેની ખાતરી થવી જોઈએ. આવી રીતે મન તૈયાર થાય તો, જે નિર્ણય ઉપર અવાય છે તેમાંથી કદી ચસકાતું નથી, અને તે નિર્ણયની મદદથી હરકોઈ મનુષ્ય, યોગ્ય સમયે, પોતાનો દૃઢ સંકલ્પ પાર પાડી શકશે.

ઉતાવળિયા નિશ્ચયો નિષ્ફળ નીવડે છે. જે કાંઈ આવી પડે તે સહન કરવા મનને મજબૂત બનાવવું જોઇએ.

ઉન્નત માર્ગે જવા નિશ્ચય કર્યો કે તરત જ માયાના બળો કસોટી કરવા માંડે છે. વધુ ઉન્નત અને ઉમદા જીવન ગાળવાના નિર્ણય ઉપર મનુષ્ય આવે છે ત્યારે તેમના માર્ગમાં માયા દેવી એવાં પ્રલોભનો–લાલચો અને મુશ્કેલીઓ લાવી દે છે કે, શું કરવું એ સમજાતું નથી, એ સ્થિતિ તેમનાથી સહેવાતી નથી, અને આ કારણને લીધે ઘણા મનુષ્યોએ પોતાનો નિર્ણય જતો કર્યો છે, એવુ આપણે જાણ્યું છે.

# ગાંધીજી અને રસ્કિન

પ્રો૦ પ્રિયરંજન સેન

ચરખો, બળદગાડી, ગ્રામોદ્યોગ, તેલ પીલવાની ઘાણી, ગાય, ઉત્પાદનની વૃદ્ધિ તથા શીઘ્રતાની પ્રતિ ઉપેક્ષા વગેરે એવા વિષયો છે જે તરફ ગાંધીજીનું વધારે ધ્યાન કેંદ્રિત થતું હતુ આજના જમાનામાં કોઈ પણ વ્યક્તિને સારુ આવી વિચારધારા રાખવી કેટલી આશ્ચર્યની વાત છે ગમે તે હોય તોયે આધુનિક ઉન્નતિશીલ યુગમા ગાંધીજીને પ્રતિક્રિયાવાદી મનવામા આવે છતા ભારતની જનતાના તેઓ પૂજ્ય હતા અને પરદેશી લોકો પણ એમની પ્રશંસા કરતા હતા જીવનને કલબદ્ધ કરીને સાધારણ મનુષ્ય ભલે પોતાને મન ફાવે એવા વિચારો ધરાવતો હોય, પણ ગાંધીજી એનાથી બહુ દૂર હતા પરંતુ એક રીતે જોતા ગાંધીજી મનુષ્યોમા સૌથી વધારે આધુનિક હતા તેઓ પરિવર્તનશીલ દશાઓમા જાગૃત હતા. તેઓ જીવનના વિભિન્ન ક્ષેત્રોમા સત્ય વાતોને પ્રત્યક્ષ રૂપમા વર્ણવતા હતા અને મનુષ્યોના આંતરિક ભાવોને તરત જ પારખી લેતા હતા સત્યની શોધ કરવી એ એમનુ સર્વદા ધ્યેય રહ્યુ એમના કેટલાયે મિત્રોએ તથા વિવેચકોએ એમને સલાહ આપી હતી કે તેઓ હિમાલયમા જઈને શાંતિ અને સત્યની શોધ કરે તો સારુ પરંતુ તેમણે આમ કરવા હંમેશા ના પડી હતી તેમણે હંમેશા પવિત્ર વિચારોને આવકાર્યાં એમના પર પૂર્વ તેમજ પશ્ચિમની મહાન વ્યક્તિઓનો ઊંડો પ્રભાવ પડ્યો હતો. એવી મહાન વ્યક્તિઓમા ટૉલ્સ્ટૉય થોરો અને રસ્કિન વગેરે હતા

રસ્કિનનો જે પ્રભાવ ગાંધીજી પર પડ્યો હતો એ સબંધમા ગાંધીજીએ પોતે આત્મકથામા આ પ્રમાણે લખ્યુ છે

"એવા પુસ્તકોમા જેણે મારી જિન્દગીમા તત્કાળ મહત્ત્વનો રચનાત્મક ફેરફાર કરાવ્યો એવુ તો રસ્કિનનુ 'અન્ટુ ધિસ લાસ્ટ' પુસ્તક જ કહેવાય "

અહી આ લેખમા ગાંધીજીની ત્રણ મુખ્ય વિચારધારાઓ પર રસ્કિનનો જે પ્રભાવ પડ્યો હતો એ પર વિચાર કરવામા આવ્યો છે

એમા સહુથી પ્રથમ પ્રગતિશીલ વિચારધારા એ આધુનિક ઉન્નતિ છે જ્યારે ગાંધીજીના 'હિંદ સ્વરાજ'નુ સહુથી પહેલુ પ્રકાશન થયુ હતુ, ત્યારે એનો બહુ ઉગ્ર વિરોધ કરવામા આવ્યો હતો. રેલવેની સડકો, વીજળી તેમજ આધુનિક વ્યવહારના સાધનો ન હોય એવી અતિરિક્ત કલ્પના કોઈ પણ વ્યક્તિ હિંદ વિશે કરી શકે જ નહી એવી માન્યતા પ્રચલિત હતી. પરંતુ ગાંધીજી હિંમતભેર હિંદના ગામડાઓની વહારે ધાયા અને તેમણે નવી જ પદ્ધતિએ માનવજાતિના વિશ્વાસનુ ખંડન કર્યું રસ્કિને પણ પોતાના સમયમા 'મારુ ઇગ્લેન્ડ' (સુખી ઇગ્લેન્ડ)ના દોષોનો વિરોધ કર્યો હતો અને રેલવે આદિથી જે પ્રગતિ થઈ હતી એનુ ખંડન કર્યું હતુ 'મોડર્ન પેંટર્સ' નામક પુસ્તકમા તેઓ લખે છે:

"ગતિ એ – કંઈ પ્રગતિ નથી. એક કલાકમા સો માઈલની મુસાફરી કરવી કે એક મિનિટમા એક હજાર વાર કાપડ તૈયાર કરવુ એ આપણને લેશમાત્ર પણ શક્તિશાળી, સુખી અથવા જ્ઞાની બનાવશે નહી જેટલુ

માનવી જોઈ શકે છે એના કરતાં કેટલુંયે વધારે આ દુનિયામાં અસ્તિત્વ ધરાવતું હતું. એ હંમેશાં મન્દ ગતિએ ચાલતું હતું. વેગપૂર્ણ ગતિમાં એ જરાયે સારું દેખાશે નહીં... વેગપૂર્ણ જવાથી બંદૂકની ગોળી કંઈ પણ વધારે સારું કામ આપતી નથી, અને મનુષ્ય, જો સાચા અર્થમાં મનુષ્ય હોય તો, પોતાની મન્દ ગતિમાં કોઈ ત્રુટિ જોશે નહીં, કારણ કે એનું ગૌરવ ગતિમાં નહીં પરંતુ અસ્તિત્વમાં છે."

બીજી વાતનો સંબંધ સૌના પ્રત્યે સમાન ન્યાયની સાથે છે. ગાંધીજી તેમજ રસ્કિન એ બન્ને મહાન પુરુષો માને છે કે કેવળ થોડીઘણી વ્યક્તિઓની વિલાસિતાનાં સાધનો પૂરાં પાડવાં એ ઠીક નથી, પરંતુ જીવનોપયોગી સમસ્ત વસ્તુઓની ઉત્પત્તિ અને તેનો ઉપભોગ સમાન રૂપે થવાં જોઈએ. રસ્કિનની 'અન્ટુ ધિસ લાસ્ટ' નામક પુસ્તકનો આ જ મુખ્ય વિષય છે જેના પ્રભાવનું વર્ણન ગાંધીજીએ પોતાની આત્મકથામાં કર્યું છે. ગાંધીજીએ લખ્યું છે :

"મારી એવી માન્યતા છે કે જે વસ્તુ મારામા ઊંડે ભરેલી હતી તેનું સ્ફટ પ્રતિબિંબ મેં રસ્કિનના આ ગ્રંથરત્નમાં જોયું, ને તેથી તેણે મારી ઉપર સામ્રાજ્ય જમાવ્યું ને તેમાંના વિચારોનો અમલ મારી પાસે કરાવ્યો.

'સર્વોદય'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો:

(૧) બધાના ભલામાં આપણું ભલું રહેલું છે.

(૨) વકીલ તેમ જ વાળંદ બન્નેના કામની કિંમત એક સરખી હોવી જોઈએ, કેમ કે આજીવિકાનો હક બધાને એક સરખો છે.

(૩) સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

પહેલી વસ્તુ હું જાણતો હતો. બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મેં વિચાર જ નહોતો કર્યો. પહેલીમાં બીજી બને સમાયેલી છે એ મને 'સર્વોદયે' દીવા જેવું દેખાડ્યું. સવાર થયું ને હું તેનો અમલ કરવાના પ્રયત્નમાં પડ્યો."

૧૯૦૪ની આ વાત છે. ગાંધીજી રેલવે મુસાફરી માટે ઝડપથી તૈયારી કરતા હતા. તે વખતે અચાનક મિ. પોલાકે 'અન્ટુ ધિસ લાસ્ટ' પુસ્તક માર્ગમાં વાચવાને માટે ગાંધીજીને આપ્યું હતું અને કહ્યું હતું, "તમને આ પુસ્તક ગમશે." આ એક ક્ષણિક ઘટના હતી જેનો ગાંધીજી પર આટલો ઊંડો પ્રભાવ પડ્યો!

આધ્યાત્મિક રૂપ : રસ્કિનના 'અન્ટુ ધિસ લાસ્ટ'નો પ્રભાવ ગાંધીજી પર ઊંડો પડ્યો હતો એના ફળ રૂપે એમણે એ પુસ્તકનો તરજુમો કર્યો અને એ પુસ્તક 'સર્વોદય' નામે પ્રસિદ્ધ કર્યું, આ પુસ્તક રસ્કિનના વિચારોને જેવા છે તેના સ્વરૂપમાં મૂકતું નથી, પરંતુ રસ્કિનના વિચારોને જનતાની સામે ધરવાને માટે જ એમણે એ લખ્યું છે. પુસ્તકની ભૂમિકામાં ગાંધીજી લખે છે કે રસ્કિન પોતાની સમકાલીન વ્યક્તિઓનો નેતા હતો. તેણે એ પ્રસ્થાપિત કર્યું હતું કે મનુષ્યનાં કેવળ શારીરિક અને સાંસારિક સુખની ચિંતા કરવી અને નૈતિકતાને ભૂલી જવી એ ઇશ્વરને ઠગવા જેવું છે. રસ્કિને કળા–કૌશલ્ય તથા ચિત્રકળા પર કેટલાંયે પુસ્તકો લખેલાં છે. પરંતુ એ સૌમાં 'અન્ટુ ધિસ લાસ્ટ' એનું સર્વોત્તમ પુસ્તક ગણાઈ. છે. જ્યાં જ્યાં અંગ્રેજી ભાષાનો પ્રચાર છે ત્યાં ત્યાં એનો બહોળો ફેલાવો થયેલો છે. એમાં દર્શાવવામાં આવ્યું છે કે નૈતિક નિયમોનું પાલન કરવું એમાં જ માનવજાતિનું કલ્યાણ છે. રસ્કિને સોક્રેટિસના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો છે.

"પ્યારાબાપુ"

ગાંધીજીના ઉપર્યુક્ત વિચારો પરથી એમ માલૂમ પડે છે કે આધ્યાત્મિક વિચારોમાં પણ ગાંધીજી અને રસ્કિનમાં સમત્વ સ્થપાયેલું હતું

આધુનિક સમયમાં મિલમાલિકો તથા શ્રમજીવીઓના સંબંધનો સવાલ આપણે માટે ઘણો મહત્ત્વનો છે. એ સંબંધમાં ત્રીજી જુલાઈ ૧૯૩૭ના 'હરિજન'માં ગાંધીજીએ લખ્યું છે : "જો મૂડીવાદીઓ અને શ્રમજીવીઓએ બન્ને પોતાના વિચારો અને બુદ્ધિને સમાન રૂપે કસે અને સાચા દિલથી એકબીજાની શક્તિ પર વિશ્વાસ રાખે તો તો સામાન્ય વ્યવસાયમાં તેઓ એકબીજાના આદર તથા પ્રશંસા મેળવવાનો અનુભવ કરવા માંડશે."

બીજી ઑગસ્ટ ૧૯૪૨ના 'હરિજન'માં ગાંધીજીએ લખ્યું છે કે, બુદ્ધિથી જે લાભ થાય છે તેનો સ્વચ્છંદ પ્રયોગ કરવાનો કોઈને પણ અધિકાર નથી. તે રાષ્ટ્ર અથવા સામાજિક વિધાનનું એક અંગ છે, તેથી તે પોતાની બુદ્ધિનો પ્રયોગ કેવળ પોતાને સારુ જ નહીં પરંતુ સમસ્ત વિધાનને સારુ કરી શકે છે જેનું તે અંગ છે અને જેની અનુમતિ પર તે જીવન વ્યતીત કરી રહ્યો છે."

રસ્કિન સ્થાનિક જનતાને માટે પોતાની બધી સુકોમળ ભાવનાઓની સાથે અને સામન્ત પ્રથા પ્રત્યેના આદરને કારણે લાલચુ મિલમાલિકો, દગાબાજ વેપારીઓ તથા રાજાઓના પ્રશંસકોનું વર્ણન કરવામાં બહુ તીક્ષ્ણ છે. જે વર્ગનું નામ એમણે 'વ્યવસાયના કેપ્ટન' રાખ્યું છે એ વર્ગ એવો છે જે પોતાનું ધન, પદવી તથા શક્તિ પોતપોતાના લાભ અથવા પ્રયોગને માટે નથી રાખતો પરંતુ તેને નૈતિક વિશ્વાસના રૂપમાં અપનાવ્યાં છે.

રસ્કિન કેવળ કલ્પનાવિહારી ન હતો. એમનામાં અન્તરાત્માની પ્રેરણા હતી જે એમને અધીર કરતી હતી એ કારણે રસ્કિન જે વસ્તુની કલ્પના કરતો હતો તેને કાર્યરૂપમાં પરિણત કરતો હતો. તેથી જ કળા સંબંધી વ્યાખ્યાન આપતાં પહેલાં એમને મિસ ઑક્ટાવિયા હિલમાં જે સમ્પત્તિ મળી હતી તેની ગલીઓમાં એમણે ઝાડુથી સાફસૂફી કરી હતી, તેની ગંદકી દૂર કરી હતી. પરંતુ એ વિચારોનું જે બીજ રસ્કિને ફેંક્યું હતું તે વિશાળ વટવૃક્ષના રૂપમાં મહાત્માજીની ભીતરમાં પ્રસર્યું. મહાત્મા ગાંધીજીએ એ જ કામમાં પોતાનું આખું જીવન જોડી દીધું અને એનું ફળ આજે એ મળ્યું કે અસંખ્ય વ્યક્તિઓના જીવન અને વિચારોમાં વ્યાવહારિક પરિવર્તન ઉત્પન્ન થયું.

મહાત્માજીએ કહ્યું છે : "તલવાર એક બાજુએ ફેંકી દીધા પછી" મારા વિરોધીઓને અર્પણ કરવા માટે મારી પાસે પ્રેમના પ્યાલા સિવાય બીજું કંઈ પણ નથી. એ પ્યાલાને ધરીને એને હું નજીક લાવવા માગું છું. હું માનવ માનવ વચ્ચે સ્થાયી વેર જોઈ શકતો નથી અને વળી હું આવાગમનના સિદ્ધાંતમાં વિશ્વાસ રાખું છું તેથી હું એ આશા પર જીવું છું કે જો આ જીવનમાં ન થઈ શકે તો પછી કોઈ બીજા જીવનમાં આ દુનિયામાં જન્મીને સમસ્ત માનવજાતિને પ્રેમ પૂર્વક આલિંગન કરાવવામાં સફળ થઈશ."



# રેંટિયો…… ………… ………… ………[મનની દવા તરીકે]

શ્રી. શિવશંકર પ્રા. શુક્લ

"જ્યારે જ્યારે માનસિક દુઃખ થાય છે ત્યારે ત્યારે હું રેંટિયો પકડું છું."

૧૯૨૧માં અમે ખાદી તો પહેરી. શરૂ શરૂમાં અદમ્ય ઉત્સાહથી કાંતવાનું પણ શીખી લીધું પણ પછી કાંતવામાં કંઈ બહુ શ્રદ્ધા રહી નહીં. વિદ્યાપીઠમાં તે વખતે કાંતવાનું ફરજિયાત હતું પણ તેના તરફ વિદ્યાર્થીઓનો કંઈક અણગમો હતો અને ઘણા તો માત્ર વેઠ ઉતારતા. પૂણીઓ મિલની વપરાતી. જો કે આશ્રમના વાતાવરણમા મેં ઘણી વાર નિયમિત કાંત્યું હશે પણ પાછળથી એ ઉત્સાહ તૂટી ગયો. માત્ર ખાદીનું વ્રત ટકી રહ્યુ....



પણ ૧૯૪૩માં હુ માંદો પડ્યો. અશક્તિને લીધે બીજું કાર્ય થઈ ન શકે એટલે મેં મારા મનથી જ રેંટિયો હાથમાં લીધો. રોજ એક આંટી ઊતરે ને એટલું કાર્ય કર્યાનો સંતોષ મને થાય. નવરું પડયું પડયું કેવળ રોગના જ વિચારો કર્યા કરતું મન આમ રેંટિયાના ઉત્પાદક કામમાં રોકાઈ ગયું. વળી કાંતતે કાંતતે હું બીજા સારા વિચારો પણ ખૂબ કરતો. બાપુજીની દાંડીયાત્રાનાં પ્રકરણો મેં એ રીતે વિચારી કાઢ્યાં ને ગોઠવી રાખ્યાં. જેમ જેમ મારી પાસે આંટીઓનો ઢગલો થતો ગયો તેમ તેમ મને થયું કે હિંદનાં લાખો માણસો આવા આવા નાના નાના ઢગલા કરે રાખે તો કેટલું બધું કાપડ થાય! એ સૂતરનું કાપડ વણાઈને આવ્યું ત્યારે મારા મનને ખૂબ જ આનંદ થયો. એટલે કાંતવાને મેં મનને રોકવાના એક ઉપાય તરીકે ઉપાડી લીધું.

ત્યાર પછી મારા મનને ભારે આઘાત પહોંચે એવા બનાવો મારા જીવનમાં બન્યા. મારું મન એ વ્યથામાં જ રોકાઈ રહે; કશું કામ ન થાય. વાંચી પણ શકાય નહીં. ત્યારે ફરી મેં રેંટિયાનું શરણ લીધું. રોજ એક બે આંટી કાઢવા માંડી, બીજી બાજુ ભગવાનના નામસ્મરણમાં ચિત્ત પરોવ્યું એટલે મનને ઉત્પાદક કાર્યમાં રોકાઈ જવું પડયું તેથી ને નામસ્મરણને પ્રતાપે એ માનસિક વ્યથામાં મને ભારે સહારો મળી ગયો. માણસને કંઈક લખવું હોય તો તેણે તેના ઉપર ખૂબ જ વિચારવું પડે છે. એકલું ચાલતે ચાલતે આ વિચાર કરવાનું કાર્ય બહુ સારી રીતે બને છે. તેમજ કાંતતે કાંતતે પણ બને છે. મારે ઘણી વાર વિચારવું હોય છે ત્યારે હું કાંતવા બેસી જાઉં છું, તેમાં કંતાય છે ને વિચારાય છે પણ ખરું.

આજે પણ મને જ્યારે જ્યારે માનસિક દુઃખ થાય છે ત્યારે ત્યારે હું રેંટિયો પકડું છું. રેંટિયા પરની આ મારી આપમેળે ઊગેલી શ્રદ્ધા દિવસે દિવસે વધતી જાય છે તેમ મને એની આર્થિક શક્તિનું પણ દર્શન હવે સ્પષ્ટ થવા લાગ્યું છે. એટલે આ રીતે માણસ એને સ્વબુદ્ધિથી સમજીને પકડશે તો ઘણું મેળવી શકશે.



સત્યને પહોંચવું એટલે
પરમેશ્વરને પહોંચવું એટલે
પરમ સુખ મેળવવું એટલે
મોક્ષ મેળવવો.

સત્યવિના બીજ જગતમાં
બીજું કંઈજ નથી. તેથીજ
શાસ્ત્રકારોએ જગતને
માયારૂપે વર્ણવ્યું છે.

આ સત્યને કેમ પમાય?
તેની શોધ પાછળ વ્યક્તિ
નો ત્યાગ કરવો જોઈએ.
તેણે ધનનો, માનનો,
માતાપિતાનો, વગેરેનો

પૂજતો, તેમના આવરણ
આપણે ત્યાગ કરવાની
તો તૈયારી હોવી જોઈએ.
જે પ્રયત્ન આપણે
જોખમ આપણે ધન
માન મેળવવા કરીએ
છીએ તેના હજાર-મા ભાગ
પ્રયત્ન આપણે જોખમ
સત્ય મેળવવા, ખોળવા કરીએ
છે. એમ છતાં સત્ય એ
આત્માનો સ્વભાવ હોવા
છતાં એનું જ્ઞાન મેળવવામાં
સતત પ્રયત્નો આવશ્યક છે.
તા. ૯-૨૮ મોહનદાસ ગાંધી

"સત્ય વિના આ જગતમાં બીજું કંઈ જ નથી."

"સત્ય મારો ધર્મ છે અને અહિંસા તેની સિદ્ધિનું સાધન છે"

[બાપુનું જીવન એટલે સત્યનું અથાક શોધન. આપણાં ઉપનિષદો કહે છે : 'સત્યસ્ય રૂપમ્ નિહિતમ્ ગુહાયામ્' સત્ય તો અંતરના અંતરતમ ખૂણે છુપાયેલું છે. એ અતલ મહાસાગરમાંથી મરજીવા જ એને હાથ કરી શકે. બાપુજી પણ એવા જ મરજીવા હતા અને તેથી જ એમના મુખમાંથી સત્ય વિશેના વાક્યો ચિરકાલીન કાવ્યની પેઠે અત્યુચ્ચ સંવેદના આપણા હૃદયમાં જગાડે છે અને સત્યની ગહન ફિલસૂફીનું આપણને દર્શન કરાવે છે.

સત્ય વિષેનું આ અપ્રસિદ્ધ લખાણ 'દેશોદય' નામના હસ્તલિખિત માસિક માટે પૂ. બાપુએ ખાસ લખી આપેલું તેના તંત્રી શ્રી. શાંતિલાલભાઈ દવે લાંબો સમય સાબરમતી આશ્રમમાં રહેલા. આ લખાણ તેમના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.]

સત્યને પહોચવુ એટલે પરમેશ્વરને પહોચવુ એટલે પરમ સુખ મેળવવુ એટલે મોક્ષ મેળવવો

સત્ય વિના આ જગતમા બીજુ કઈ જ નથી. તેથી જ શકરાચાર્યે જગતને માયા રૂપે વર્ણવ્યું છે

આ સત્યને કેમ પમાય ? તેની શોધ પાછળ સર્વસ્વનો ત્યાગ કરવો જોઈએ તેથી ધનનો, માનનો, માતાનો, પિતાનો, સ્ત્રીનો, પુત્રનો, મિત્રનો અવસર આવ્યે ત્યાગ કરવાની તૈયારી હોવી જોઈએ.

જે પ્રયત્ન અને જે જોખમ આપણે ધન, માન મેળવવા ખેડીએ છીએ તેના હજાર ગણા પ્રયત્ન અને જોખમ સત્ય મેળવવા, ખેડવા ઘટે છે એમ છતા સત્ય એ આત્માનો સ્વભાવ હોવાથી એટલુ જ્ઞાન મળ્યા પછી સહજ પ્રયત્ને સાધ્ય વસ્તુ છે — મોહનદાસ ગાધી

એક વિદ્યાર્થીએ બાપુને કાગળ લખ્યો

સત્યને રસ્તે ચાલવામા મનને શી શાંતિ થાય છે ? હરિશ્ચદ્ર ધર્મરાજ યુધિષ્ઠિર, રામ, સીતા ઇત્યાદિ અનેક સ્ત્રીપુરુષોએ સત્યનો આશરો લઈ મૃત્યુ પર્યંત દુખમાં જ જીવન વ્યતીત કર્યું છે આમાથી આપ હરિશ્ચદ્રને કદાચ બાતલ રાખશો પણ બીજાનુ કેમ ? યુધિષ્ઠિર છેક મૃત્યુ સુધી દુખી જ રહ્યા છે રામે પણ દુખમાં જીવન પૂરુ કર્યું પતિતપાવની સીતાદેવીને પણ દુખમાંજ મરવુ પડ્યુ. આ બધુ સત્યને પ્રતાપે જ ! ખુદ આપનો જ દાખલો લઉ સરકાર સાથે આપ સત્યથી વર્તો છો સો તે અસત્યનો ઉપયોગ કરી આપની નિર્મળતાનો લાભ અનેક વખત લઈ રહી છે, અને આપ તે વિરુદ્ધ કંઈ કરી શકયા નથી આ જ બતાવે છે કે સત્તા આગળ સત્ય પાણી ભરે છે

બાપુએ તેને લખ્યુ "સત્યના પાલન મા જ શાતિ રહેલી છે સત્યનો બદલો સત્ય જ છે કીમતીમા કીમતી વસ્તુ વેચનારને તેનાથી વધારે કીમતી વસ્તુ જેમ ન મળી શકે, તેમ સત્યના કરતા બીજુ વધારે સત્યવાદી શુ ઇચ્છે ? હરિશ્ચદ્રને હુ બાતલ રાખવા ઇચ્છતો નથી, પણ તે અને ધર્મરાજ ઇત્યાદિ દુખી રહ્યા એમ કહેવામા જ ભૂલ છે તેમણે દુખમા સુખ માન્યુ હતુ, એટલે આપણે જેને દુખ માનીએ છીએ તે તેમણે વધાવી લીધુ. આવા કારણોથી જ ભક્તકવિએ ગાયુ

"હરિનો મારગ છે શૂરાનો,
નહીં કાયરનુ કામ જોને "

સત્ય જેમ સૂર્યની માફક તપાવે છે તેમ પ્રાણનુ પણ સિંચન કરે છે સૂર્ય એક ઘડીને સારુ પણ તપતો રહી જાય તો આ સૃષ્ટિ જડવત્ બની જાય તેમ સત્યરૂપી સૂર્ય પણ એક ક્ષણભર પણ તપતો રહી જાય તો આ જગતનો નાશ થાય આપણે જગતમા અસત્ય જોયા કરીએ છીએ એ ખરુ પણ એ તો અદરનો મેલ જેમ બહાર નીકળ્યા જ કરે છે તેમ છે કરોડો સ્વભાવે જ સત્યનો ઉપયોગ કરે છે એ વાત કદી ભુલાવી ન જોઈએ મારો પોતાનો અનુભવ તો અપવાદ વિનાનો છે, અને તે એમ સૂચવે છે કે મારામા કઈ નિર્મળતા રહી હોય તેનો દુરુપયોગ છેવટ લગી કોઈ પણ નથી કરી શકયુ એથી ઊલટુ જેઓ મારી સત્ય નિષ્ઠાનો દુરુપયોગ કરવા ઊભા થયા છે તેમણ પોતાની પ્રતિષ્ઠા ખોઈ છે અને બીજુ પણ ઘણુ ખોયુ છે સત્ય વચનને સારુ, સત્ય વિચારને સારુ, અને સત્ય આચારને સારુ મુસીબતો આવી છે, પણ કોઈ દહાડો મે દુખ અનુભવ્યુ નથી તેમાથી મે પરમ સુખ અને શાતિનુ જ સિંચન કર્યું છે મારા અસત્યનો એક દાખલો મે જગતની પાસે મૂકયો છે એ જ્યા સુધી મારામા ભર્યું હતુ ત્યા લગી મને એ કોતરી ખાતુ હતુ એનો નિકાલ કરી શુદ્ધ થયો ત્યારે જ હુ શાતિ પામ્યો આવા બીજા પણ કેટલાક દૃષ્ટાત મારા પોતાના જીવનના મને યાદ છે જગતનો અને મારો અનુભવ તો એમ શીખવે છે કે સત્તા આગળ સત્ય પાણી ભરતુ નથી, પણ સત્તાને હમેશા સત્યની દાસી થઈને રહેવુ પડે છે"

[illegible]

# લોકતંત્રનું લક્ષણ

-કર્તા : : લિઓનાર્ડ વુલ્ફ : : અનુવાદક : : દેસાઇ વાલજી ગોવિંદજી

## [૪] સમાનતા

લોકતન્ત્રના અંગભૂત બે આદર્શનો વિચાર આપણે કરી લીધો; (૧) સામાન્ય માણસોનું રોજનું સુખ, અને (૨) સમાનતા. હવે ત્રીજા આદર્શનો આપણે વિચાર કરિએ: (૩) સ્વતન્ત્રતા અથવા છૂટ.

લોકતન્ત્રવાદી માને છે કે બને ત્યાં લગી એકેએક જણને જે કરવું હોય તે એને કરવા દેવું જોઈએ. એટલે એક તો સમાજે અને રાજયકર્તાએ વ્યક્તિના કામમાં જેમ બને તેમ ઓછુ વચ્ચે પડવું, અને બીજું, પોતાને ગમે તે કરવાના બીજા લોકોના અધિકારને એકેએક જણે માન આપવું જોઈએ, અને તેથી બીજા આપણા પ્રત્યે જેવું વર્તન રાખે એમ આપણે ઇચ્છિએ એવું વર્તન આપણે એના પ્રત્યે રાખવું આ સિદ્ધાંત આચરવો જોઈએ. શું કરવું તેનો નિર્ણય કરવામાં પ્રત્યેક માણસને સરખો ભાગ હોવો જોઈએ. પરંતુ લોકતન્ત્રવાદી એમ નથી માનતો કે રાજયકર્તાએ વ્યક્તિની સ્વતન્ત્રતા ઉપર હાથ જ નાખવો નહિ. આમ માનનારો અતન્ત્રવાદી કહેવાય. લોકતન્ત્રવાદી તો એમ કહે કે રાજયકર્તા અને સમાજ વ્યક્તિની સ્વતન્ત્રતામાં જેમ બને તેમ ઓછું માથું મારે, પણ બીજી વ્યક્તિઓ તથા સમાજ સમસ્તના હિતાર્થે વ્યક્તિની સ્વતન્ત્રતા ઉપર વારવાર કાપ મૂકવો પડે છે. પરંતુ આમ કાપ મૂકવાનું થાય ત્યારે આપણું વલણ છૂટ પ્રત્યે હોવું જોઈએ અને શંકાનો લાભ વ્યક્તિને આપવો જોઈએ.

એકેએક જણને જેમ કરવું હોય એમ તેને કરવા દેવું આ વિચારને પ્રતાપે થએલા ૧૯૦૦ પછીના ફેરફારના થોડાક દાખલા આપું.

૧૯૦૦ લગી ઘણાખરા લોકો માનતા કે પુરુષો જેમ ઇચ્છે એમ સ્ત્રીઓએ કરવું, પણ છેલ્લી પેઢીમાં સ્ત્રીઓ સ્વતન્ત્ર બની છે, એ જ પ્રમાણે બાળકના શિક્ષણમાં પહેલાં એમ માનતા કે એને ન કરવું હોય એવું એને કરતાં શીખવવું, પણ હવે એમ માને છે કે જે કરતાં છોકરાંને આનન્દ આવે તે રૂડી રીતે કરતાં શીખવામાં એને મદદ કરવી.

લોકતન્ત્રવાદી આટલું માન્ય રાખે છે કે જેને જેમ કરવું હોય તેમ કરતાં પ્રત્યેક માણસને રાજયકર્તાએ અમુક રીતે રોકવા જોઈએ, અને સામાન્ય હિતને અર્થે પ્રત્યેક માણસ આગળ અમુક વસ્તુ કરાવવી જોઈએ. વ્યક્તિની સ્વતન્ત્રતા ઉપર અમુક અંકુશ મૂકવાથી દેશમાં સ્વતન્ત્રતાનું પ્રમાણ વધે છે. એકેએક જણને રસ્તાની ડાબી કોર હાંકવાની પોલિસ ફરજ પાડે છે, તો મોટરવાળા જુએ છે કે એકેએક જણને જેમ હાંકવુ હોય તેમ હાંકવા દિએ તેના કરતાં મોટર હાંકવામાં પોતાને ઘણી છૂટ રહે છે. બધા માબાપને નાનાં છોકરાંને નિશાળે મોકલવાની ફરજ રાજયકર્તા પાડે તો છોકરાંને મોટાં થયા પછી પોતાનો ધંધો પસંદ કરવામાં વધારે છૂટ રહે છે. એટલે હમણા હમણા જેમ છૂટ વધી છે, તેમ રાજ્ય તરફના અંકુશ પણ વધ્યા છે. તમારાં જન્મ, આરોગ્ય, કેળવણી, વીમો, ઘડપણની જીવાઈ અને દફન આ બધામાં રાજયકર્તા નિયમન કરે છે. તમારે કેટલા કલાક કામ કરવું, કયાં અને કયારે દારૂ પીવો, દુકાનો કયારે ઊઘાડવી તથા બંધ કરવી આ બધું રાજયકર્તા નક્કી કરે છે, તાર, ટપાલ, ટેલિફોન. રેડિઓ, રેલ્વે વગેરે વગેરે રાજયકર્તાના હાથમાં હોય છે. આ પદ્ધતિ સમાજવાદ કહેવાય છે, અને સમાજવાદી માને છે કે લોક સમસ્તના હિતાર્થે રાજ્ય કે સમાજ ઉદ્યોગ ચલાવે અને આપણી અમુક પ્રવૃત્તિઓને નિયમમાં રાખે, વ્યક્તિઓની હરીફાઇ વસુ તેને ન છોડે.

લોકતન્ત્રવાદી અને સમાજવાદીના આદર્શ પરસ્પરવિરોધી છે એવું નથી. લોકતન્ત્રવાદી સમાજવાદીને કહેશે, કે 'આખા સમાજનું હિત વ્યક્તિના હિત કરતાં પણ વધારે મહત્ત્વનું છે તે સાચું', એટલે રાજયકર્તા ભલે વચ્ચે પડે ને નિયમન કરે, પણ એક જ શરતે કે વ્યક્તિનુ સુખ અને છૂટ વિસારે ન પડે. રાજ્યના નિયમનથી બધી વ્યક્તિઓનાં સુખ, સમાનતા ને છૂટ વધતાં હોય તો જ એ નિયમન મને ખપે.'

સમાજવાદી કરતાંયે સહિયારાવાદી (કૉમ્યુનિસ્ટ) અને ફાસિસ્ટ આગળ જાય છે ને માને છે કે લોકોને ખબર ન પડે એટલે તે રાજ્યકર્તાના હુકમ પ્રમાણે ચાલે.



# હિંદુ-મુસલમાન



(ગાંધીજીના અપ્રસિદ્ધ વાર્તાલાપ)

શ્રી ચંદ્રશંકર પ્રા. શુક્લ

[તા. ૭-૧૧-૧૯૩૩ રોજ વર્ધા હિંદુ મહાસભાના અગ્રવાન ભાઈ પરમાનંદ તેમના કામને અંગે વર્ધા આવેલા. તેઓ ગાંધીજીને મળવા આવ્યા. તેમની બેની વચ્ચે નીચેનો વાર્તાલાપ થયો. એમાં ગાંધીજીના કોમી સવાલ વિષેના વિચારો તો જાણવા મળે જ છે પણ પોતાથી જુદા વિચાર ધરાવનાર એની સાથે પણ ગાંધીજી કેટલી મીઠાશથી વાતચીત કરતા તેનો પણ એક નમૂનો આમાં આપણને મળે છે.]

ગાંધીજી મારી પાસે હમણાં જ એક કાગળ આવ્યો હતો, તેમાં લખનારે મને પૂછેલું 'હિંદુ મહાસભા શું કરે છે એ તમે જાણો છો?' મેં જવાબમાં લખ્યું 'હું નથી જાણતો પણ તમે જો એ વિષેનું કોઈ સાહિત્ય મોકલો તો હું તે જોઈ જઈશ.' કહે છે કે અજમેરમાં પરિષદ થઈ ત્યાં મુસલમાનોને ગાળો દેવા સિવાય બીજું કંઈ થયું નહીં.

ભાઈ પરમાનંદ ગાળો અમે તો નથી દેતા. આર્યસમાજીઓએ દીધી હોય તો કોણ જાણે. અમે અમારી સભાઓમાં હિંદુ કોમની ફરિયાદો તો કરીએ છીએ. આર્યસમાજનો ધર્મપ્રચાર ચાલતો હોય તેમાં તો મુસલમાનની વાત આવી જવાની.

ગાંધીજી મૌલાના આઝાદે કુરાનનો જે ઉર્દૂ અનુવાદ કર્યો છે તેનો હિંદી અનુવાદ થયો છે. રાજેન્દ્રબાબુએ તેની પ્રસ્તાવના લખેલી છે. એમાં કુરાનમાંથી સારી સારી વાતો આપેલી છે. એ ચોપડી ફેલાતી આપણા લોકોએ રોકી.

ભાઈ પરમાનંદ એમ કેમ બને? મને ખબર પડી હોત તો હું એ વસ્તુ થતી અટકાવત. સારી ચોપડીઓ કેમ ન વેચાય? આ વિષે હું લખીશ. કુરાનની સારી વાતો કેમ ન ફેલાય? અન્યાયની વાત કેમ થાય?

[આ વાત ચાલતી હતી ત્યાં શ્રી જમનાલાલજી આવી ચઢ્યા. તેમણે મિત્રભાવે વિનોદ સાથે ભાઈ પરમાનંદને ઉદ્દેશીને આ વચનો કહ્યાં.]

જમનાલાલજી આપ વર્ધામાં આવો ને મને ખબર ન આપો એ કેવી વાત! કેવું અપમાન! એ આપના મનમાં કેટલું વેરઝેર છે તે સૂચવે છે।

ભાઈ પરમાનંદ મારી ભૂલ થઈ ગઈ

જમનાલાલજી એનું પ્રાયશ્ચિત્ત એ કે મારે ત્યાં આપે એક દિવસ રહેવાનું

[ભાઈ પરમાનંદે ગાંધીજી સાથેની વાતચીતનો દોર આગળ ચલાવતાં હિંદુ-મુસ્લીમ પ્રશ્નનો ફરી ઉલ્લેખ કર્યો.]

ગાંધીજી હિંદુ-મુસ્લીમ એકતા ન હોય તોપણ હું કહું છું કે એકતા છે એમ માનીને આપણે કામ કરવું. એકતા નથી નથી એમ માનતા એકતા થતી જ નથી. તમામ કોમી

ઝઘડાઓમાં ન્યાય થાય એ જોવાની આપણી ફરજ છે. ન્યાય એટલે આપણે માનીએ તે નહીં, પણ પાંચ નિષ્પક્ષ માણસો ઠરાવે તે. એવો ન્યાય આપણે કબૂલ રાખીએ, તો એકતા થયા વિના ન જ રહે. એકતા થવાની જ છે એમ માનીને કામ કરીએ તો એકતા થશે. હું કહું છું કે 'આ કાળમાં હું હારી ગયો છું, ને મારા એકલાથી જે કંઈ થાય તે કરું છું.' એનો અર્થ એ નથી કે હું નિરાશ થયો છું. પણ હું જો પ્રચાર કરવા માંડું તો એ કામ બગડે.

ભાઈ પરમાનંદ: દેશમા આજે ત્રણ પક્ષ છે. મુસલમાનોને મેળવવાનો પ્રયાસ અંગ્રેજો અને આપણે બન્ને કરી રહ્યા છીએ તેમાં મુસલમાનો અંગ્રેજો જોડે મળી ગયા, ને આપણે એકલા રહી ગયા. મુસલમાનો અંગ્રેજોના મળતિયા બની જાય, તો મુસલમાનો જોડે આપણી એકતા કેવી રીતે થાય? મુસલમાનો જોડે પ્રેમ અને ન્યાયનો વહેવાર કરવો જોઈએ એ હું માનું છું. પણ એ તો નિષ્ક્રિય એકતા થઈ. જ્યાં કામ કરવાનું હોય ત્યા મુસલમાન અંગ્રેજો જોડે ભળી જઈ આપણો વિરોધ કરે ને વિઘ્નો નાખે, તો આપણે કેમ માની શકીએ કે આપણી વચ્ચે એકતા છે? સર પુરુષોત્તમદાસે વિલાયતમાં મને કહ્યુ: 'હોરે મને કહ્યુ કે, 'મુસલમાન અમારા મળતિયા છે; અમે એમને પડતા મૂકવાના નથી.' એ લોકો બધી વાતોમાં ઝફરુલ્લા વગેરેને પૂછે છે. સપરૂ જયકરને કે મને કોઈ પૂછતું નથી.'

ગાંધીજી: મારું ચોક્કસ માનવું છે કે હું જે વાત કરું છું તે આકાશની વાત નથી કરતો, પણ વ્યવહારની વાત કરું છું. આપે કહી તે જોડાણની વાત હું ક્યારનો સમજી ગયો છું. લંડનમાં પણ આપણા લોકોને મેં એ કહેલું. પણ આપણે કેમ એવું પાગલપણું કરીએ જેને લીધે અંગ્રેજો અને મુસલમાનો એકબીજાના મળતિયા બને? આ જોડાણનો અર્થ એવો તો નથી જ કે એ બે એક જેવા થઈ ગયા છે. અંગ્રેજોને હિંદુસ્તાન ખાવું છે, મુસલમાનને ખાવું નથી. આપણે મુસલમાનને હિંદુસ્તાનમાંથી હઠાવવા ધારીએ તોયે હઠાવી શકવાના નથી. અંગ્રેજો તો હરિજનોને પણ પોતાના મળતિયા બનાવે છે. આજે જ મેં વાંચ્યું કે પારસીઓને પણ ગોતની પાંખમાં લીધા છે. આમ એ બધાને પોતાના મળતિયા બનાવતા રહે તો પણ આપણે તો માનવું જોઈએ કે આપણે બધા એક છીએ. એ આપણને તોડવા માગે ને આપણે માનીએ કે આપણે તૂટીશું, તો આપણે તૂટવાના. આપણાં મનમાં તો એમ હોવું જોઈએ કે ભલે પારસીઓ ખાનસાહેબ, સરદાર કે સર થાય; એમાં મારે ગુમાવવાનું શું છે? પારસીઓ સાથે તો મારે દક્ષિણ આફ્રિકાથી સારું ચાલતું આવ્યું છે. મુસલમાન, હરિજન, પારસી, હિંદી ખ્રિસ્તી બધાની સાથે જોડાણ કરવાની અંગ્રેજોની પેરવી ચાલી રહી છે. પણ મુસલમાન સાથેનું જોડાણ આપણી આંખમાં આવે છે, કેમકે મુસલમાનથી આપણે ડરીએ છીએ હરિજન અને પારસીથી આપણે નથી ડરતા. મુસલમાનનો ડર આપણાથી નથી છૂટતો. હું હિંદુસ્તાન આવ્યો ત્યારથી જોતો આવ્યો છું કે આપણામાં મુસલમાનનો ડર છે, અને તે જતો નથી. સરહદ પર જે મુસલમાન પડ્યા છે તેમનો ડર આપણને છે. હિન્દુસ્તાનમાં આપણી હસ્તી આપણે કાયમ રાખવા માગતા હોઈએ, તો એ ડર ક્યારેક છોડવો જ જોઈએ; અને તો જ આપણી વચ્ચે સમાધાન થશે ને મિત્રતા

સ્થપાશે બીજા સાથે આપણુ જોડાણુ થશે, પણ મુસલમાન જોડે ડર છોડયા વિના નહી થાય મુસલમાન બહુ બહુ તો હોદ્દો લેશે એટલુ જ ને? એક જમાનો એવો હતો જ્યારે ૨૫૦ કલેકટર અંગ્રેજ હતા એને બદલે ૨૫૦ કલેકટર મુસલમાન હશે એટલુ જ ને? એ ગમે તેવા તોયે આપણે જ છીએ 'અમને અંગ્રેજ કલેકટર પાસેથી ઈન્સાફ મળે, પણ મુસલમાન પાસેથી નહી મળે,' એવી વાતો મારી પાસે માણસોએ કરી છે મારા મન પર એની ઊલટી અસર પડી છે કે આ ડરથી બોલે છે આપણે જો મુસલમાનનો ડર નહી છોડીએ, તો મુસલમાન અંગ્રેજની ખુશામત કરશે હિંદુ અંગ્રેજના મળતિયા બનવા માગે તોયે નહી બની શકે

ભાઈ પરમાનંદ હિંદુમા હજારે એક એવો કોઈ હશે જે સરકારનો મળતિયો બને. મુસલમાનનો ડર કેવી રીતે દૂર થાય? ડરનુ કારણ નબળાઈ છે તે દૂર કરીએ તો જ ડર દૂર થાય હિંદુનુ સંગઠન વધારીએ તો જ મુસલમાન જોડે સંપ થાય સંગઠન વિના હિંદુમા બળ નહી આવે

ગાંધીજી આપે કહી તે વાત ખરી છે, પણ એનુ કારણ આપ માનો છો તે નથી. હિંદુ જનતામા જાગૃતિ આવી ગઈ છે, તેથી અંગ્રેજોના સ્વાર્થ જોડે તેનો મેળ નહી બેસે 'અમે આબાદ થઈએ, પણ અમારો દેશ પહેલો આબાદ થાય' એમ કહેનારા ઘણા હિંદુ મળશે. મુસલમાનમા પણ એવા માણસો



છે, પણ થોડા હુ રાષ્ટ્રવાદી (નૅશનાલિસ્ટ) મુસલમાનોને કહેતો કે 'મુસ્લીમ જનતા તમારી પાછળ નથી' પણ તેઓ મારુ કહેવુ ખરુ માનતા નહોતા હવે એમને એ વાતનો પૂરતો અનુભવ થયો છે હિંદુ જનતામા એવુ નથી અંગ્રેજો જોડે સહકારની વાત હિંદુ જનતા નહી માને, જ્યારે મુસ્લીમ જનતા માનશે એટલે હિંદનું અંગ્રેજ સાથે જોડાણ નહી થાય એને હુ ઈશ્વરની કૃપા માનુ છુ

ભાઈ પરમાનંદ વિલાયતમા લૉઈડ, ચર્ચિલ વગેરેએ અમને કહ્યુ કે 'તમે જો અમને ટેકો આપો તો અમે તમને કોમી નિર્ણય સામેની તમારી લડતમા ટેકો આપીએ' અમે કહ્યુ અમારાથી એ નહી બને'

ગાંધીજી અંગ્રેજોએ કારભાર ચલાવ્યો છે, એટલે તેઓ અનુભવે જુએ છે કે અમારી પાસે કેટલા ઓછા હિંદુ આવે છે હિંદુનુ સંગઠન થવુ જોઈએ એમ હુ માનુ છુ એમનો ભય દૂર થવો જોઈએ

ભાઈ પરમાનંદ ભય તો છે જ ગઈ સાલ અમારા પ્રાંતમા ૩૩ સાહુકાર કતલ થયા. એમ કતલ થયા જ કરે છે મુસ્લીમ રાજ્યવહીવટ એ રીતે ડરાવે છે

ગાંધીજી સંગઠન તો સારી વસ્તુ છે પણ સવાલ એ છે કે તે કેવી રીતે થવુ જોઈએ? હુ સંગઠનનો વિરોધ નથી કરતો

ભાઈ પરમાનંદ અંગ્રેજની જોડે મળીને કામ કરવાનુ અમે કોઈ માનતા નથી સંગ

ઠનમા આપ જે. વાત ખોટી બતાવશો તે અમે છોડીશું.

ગાંધીજી: હિંદુનું સંગઠન એ જ હોઈ શકે કે હિંદુની ખામીઓ દૂર કરવી. આજે હું એક ગામડામાં ગયો હતો. ત્યાં ૫૦૦માં ૫ ઘર સવર્ણનાં છે. ત્યાં જે હરિજનો છે તેમનામાં પણ સંગઠન નથી.

ભાઈ પરમાનંદ. આર્યસમાજે જ્યારથી શુદ્ધિનું કામ શરૂ કર્યું છે ત્યારથી કેટલાયે 'શુદ્ધ' થયાં તેમાંના કેટલાકે કહ્યું કે "તમે જો ડોમ (પંજાબ તરફના હરિજન)ને 'શુદ્ધ' કરશો, તો અમે 'શુદ્ધ' નહીં થઈએ!"

ગાંધીજી: આપણું સંગઠન આપણી ત્રુટીઓ દૂર કરવામાં રહેલુ છે. એટલું કરવાનુ કામ જો આપણે કરીશું, તો ડર ચાલ્યો જશે. હિંદુઓનું સગઠન થવું જોઈએ, કુસ્તી કરવી જોઈએ. માણસો દુર્બળ રહે એવું હું નથી ઇચ્છતો. આજે સવારે મે એક હરિજન પહેલવાનની કસરત જોઈ. પણ આજે તો સંગઠનનું કામ એવી ઢબે થાય છે જાણે આપણે ગુંડાશાહી કરવા માગીએ છીએ. મુસલમાન કરે છે એમ આપણે કરવા જઈએ છીએ. ધારો કે મુસલમાન ગુંડાશાહી કરે છે એટલા માટે જો આપણે ગુંડાનું લશ્કર ઊભું કરીએ, તો એમાં ફરક શો રહ્યો? મેં આ વિષયમાં મારી હાર બે રીતે કબૂલી છે. એક તો મુસ્લીમ જનતા પર મારી અસર નથી. હિંદુ જનતા પર મારો કંઈ પ્રભાવ નથી એમ નહીં; પણ તે જોઈએ એટલો નથી. આપની પાસે મારું ધાર્યું હું ન કરાવી શકું. આપની જોડે, તેમજ મુંજે અને નરેંદ્રનાથ જોડે એક પ્લૅટફૉર્મ પર ઊભી શકું તો મને ગમે. પણ આજે નથી ઊભી શકતો, કેમકે આપણા જુદા સૂર નીકળે. તેથી માલવીયજીએ ખરું કહ્યું કે 'એને હિંદુમહાસભામાં ન બોલાવવો જોઈએ.'

ભાઈ પરમાનંદ: આપ એકતા કરી શકો એવા છો, છતાં આપ ન કરી શક્યા. આપના જેવો બીજો કોઈ થાય ત્યારે ખરો. સવર્ણ હિંદુને નીચે ઊતારવા જેવા જોઈએ જેથી તેઓ હરિજન સાથે ભળે. હિદુમાં એટલી નમ્રતા આપ ઉપજાવો. હિંદુ સંગઠન એ જ કે સવર્ણ હિંદુ સમજે કે આપણે અને હરિજન એક છીએ.

ગાંધીજી: મારો કાર્યક્રમ જ એ છે. જે કામ ચાલી રહ્યું છે તે આ જ કામ છે. આપ આવ્યા એ મને બહુ પ્રિય લાગ્યું. આપણે આ વાત થઈ છે એને વિષે આપને વિશેષ કહેવું હોય તો આપ જરૂર મને લખજો. આપણો સંપર્ક આટલાથી પૂરો નથી થતો. મળવાની તક મળે તો મળજો. પત્રવહેવાર પણ કરજો.

ભાઈ પરમાનંદ: આપ કહેશો ત્યારે મળીશ.

ગાંધીજી: આ ઝઘડો કેમ ન મટે?

ભાઈ પરમાનંદ: આપ હિંદુને માટે જે કરી શકશો તે બીજો કોઈ નહીં કરી શકે. બંને એકબીજાની બાજુ જોઈ લઈએ. હરિજનોને સવર્ણ હિંદુ જોડે એક કરવામાં હિંદુ મહાસભા કેમ પાછી હઠી શકે? હું તો આ વિષયમાં હિંદુઓને ઘણી જગાએ ખખડાવું છું. સમગ્ર સવર્ણ હિંદુને નીચે લાવવા જોઈએ.



<u>નાનાં કામોની ચીવટ</u>

# બાળકોના બાપુ

શ્રી. મુ૦ ક૦

બાપુજી હંમેશાં નાનામા નાની બાબતને પણ મોટામાં મોટું સ્વરૂપ આપી જોતા. નાની બાબતમાં થયેલી ગફલત બાપુજીને અસહ્ય થઈ પડતી. એમાયે એમની નીકટના માણસો આવી ભૂલ ન કરે એની બાપુજી ખૂબ અપેક્ષા રાખતા. જો એવી ભૂલ કોઈથી થઈ જાય તો બાપુજી વ્યથિત થઈ જતા, ઊંડે ઊંડે દુઃખ અનુભવતા અને એ નાની કચાશને તેઓ એટલું મોટું સ્વરૂપ આપી દેતા કે એમની પાસે રહેનારાઓ પણ અકળાઈ જતા. બાપુજી બધો દોષ પોતાના ઉપર વહોરી લેતા અને કહેતા કે મારામા જ હજી કયાંક ખામી છે તેથી તમારામાં પણ એ કચાશ આવી ગઈ. બાપુજી હંમેશાં એમ માનતા કે જે નાનાં કામોને સારી રીતે પાર પાડે છે તે જ મોટા કામો પણ કરી શકે છે. તેથી નાના કામોમા કોઈ જરાયે બેદરકારી બતાવે તો બાપુ વ્યથા પામતા અને કોઈ કોઈ વાર એમના લોહીનું દબાણ પણ વધી જતું.

લંડનનો એક પ્રસંગ છે. એક દિવસ મીરાબહેન મુકામ પરથી મધ લાવવાનુ ભૂલી ગયા. મુકામ કાર્યાલયથી સાત આઠ માઈલ દૂર હતો અને બાપુજીના ભોજનનો સમય થઈ ગયો હતો. તેથી તેમણે બજારમાંથી ચાર આનાની મધની શીશી મંગાવીને ભોજન સાથે મૂકી દીધી.

બાપુજી તો નાની નાની બાબત તરફ પણ બરાબર જોતા. બાપુજીનુ ધ્યાન તરત જ નવી શીશી પર ગયું. બાપુજીએ પૂછયું, "આ શીશી કયાંથી?"

મીરાંબહેને બધી વાત કહી. બસ, થઈ રહ્યું! બાપુજી વ્યથા પામતા કહે:

"પૈસાની આ બરબાદી શા માટે? શું લોકોએ આપેલા પૈસાનો આપણે આમ દુરુપયોગ કરીએ છીએ? એક દિવસ દિવસ મધ ન હોત તો શું હું ભૂખ્યો રહી જાત!"

ત્યાર પછી આ નાની ગફલત પણ ન થવી જોઈએ. એ વિશે લંબાણથી સમજાવવામાં

"પ્યારાબાપુ"

આવ્યું. તે સમયે બાપુજી સામે હિંદના મોટા મોટા કૂટ પ્રશ્નો પડેલા હતા. તોયે મધ વિષે ઘણી વાર સુધી વ્યાખ્યાન અને ઠપકો ચાલ્યાં. આમ બાપુજી નાના પ્રશ્નને પણ મોટા પ્રશ્ન જેટલા જ કૂટ માનતા અને એ તરફ બધાનું ધ્યાન ખેંચતા.

બીજો એક પ્રસંગ છે. સેવાગ્રામમાં દક્ષિણ હિંદના એક દૂરના ગામમાંથી એક હરિજન છોકરો શીખવા માટે આવવાનો હતો. બાપુની તે વખતે તબિયત સારી ન હતી. શ્રી. મહાદેવભાઈએ બાપુને પત્ર આપ્યો. એમાં પેલો વિદ્યાર્થી ક્યારે સેવાગ્રામમાં આવવાનો છે એ લખ્યું હતું. અને એ આ પ્રદેશથી અજાણ્યો હોવાથી કોઈ સ્ટેશન પર લેવા આવે એવું જણાવવામાં આવ્યું હતું. મહાદેવભાઈએ એ બધો બંદોબસ્ત કરવાનું સ્વીકારી લીધું પણ કામના બોજાને લઈ કોઈને સ્ટેશને મોકલવાનું તેઓ ભૂલી ગયા.

તે દિવસે સાંજે ગાંધીજીના લોહીનું દબાણ ઘણું વધારે હતુ. બીજે દિવસે દાકતરોની સલાહ અનુસાર બાપુજી મૌન રાખીને આરામ કરતા હતા. અગિયાર વાગ્યા પછી મહાદેવભાઈ બાપુજી પાસે ગયા કે તરત જ બાપુજીએ પહેલો સવાલ લખીને પેલા હરિજન છોકરાની બાબતમાં પૂછ્યું, "પેલા છોકરાનું શું થયું ? એને લેવા માટે કોઈ સ્ટેશન પર ગયું હતું કે નહી ?"

મહાદેવભાઈ લજ્જા પામી કંઈ જવાબ આપી શકયા નહીં. તેઓ તરત જ તપાસ કરવા ગયા કે તે છોકરો આવ્યો છે કે નહીં ? તે છોકરો આવી ગયો હતો. તેલુગુ બોલનારો કોઈ સાથી પણ એને મળી ગયો હતો. એણે સમયસર ભોજન પણ લીધું હતું અને બધાની સાથે એ ભળી ગયો હતો.

પરંતુ બાપુજીએ તો એને બોલાવ્યો.

"એને પૂછોકે એ સવારે અહીં ક્યારે ઊતર્યો ?" પેલા ભલા છોકરાએ તો જાણે કંઈ બન્યું જ ન હોય એમ જવાબ આપ્યો, "આજે સવારે."

"નહીં, કેટલા વાગે ? સ્ટેશનથી અહીં આવતાં કેટલો સમય લાગ્યો અને આ સ્થળ કોણે બતાવ્યું ?"

છોકરાએ કહ્યું, "હું સ્ટેશન પરથી સીધો અહીં જ આવ્યો."

"સ્થળ શોધવામાં કોઈ તકલીફ તો નહીં પડી?"

"ના. જી. એક માણસે મને રસ્તો બતાવ્યો હતો."

"પેલા માણસ સાથે તેં કઈ રીતે વાતો કરી ? તને હિંદી આવડે છે ?"

"જી હા. થોડી થોડી આવડે છે."

"એને પૂછો કે શર્માની ચિઠ્ઠી લઈ આવ્યો છે ?" છોકરાએ ચિઠ્ઠીની સાથે આણેલાં ફળ વગેરે બાપુજી આગળ ધર્યાં. પછી બાપુજીએ લખી જણાવ્યું, "હવે એને ........ની પાસે લઈ જાઓ અને એમને કહો કે એની સાથે મિત્રતા કરે અને એને જે કંઈ જોઈએ તે આપે."

આ રીતે બાપુજીની તબિયત આટલી નાજુક હોવા છતાંયે આવી નાની બાબત તરફ એમનું ધ્યાન અચૂક ગયું અને એ છોકરા પાસેથી બધી વાત જાણ્યા પછી જ એમને સંતોષ થયો. તોયે એમના મુખ પર આ નાની ભૂલને લીધે થયેલું દુઃખ જણાઈ આવતું હતું.

બાપુજીની આ સારી ટેવને લીધે એમની પાસે રહેનારા માણસો બાપુજીની વસ્તુની બાબતમાં ખૂબ કાળજી રાખતા અને જરા ગફલત થઈ જાય તો બાપુજીને કેટલું ઊંડું દુઃખ થતું એ તરફ તેમનું ધ્યાન ખેંચાતું અને વધુ સાવધ બનવા તેઓ સતત મથતા.

આજે બાપુજી તો આપણી વચ્ચે નથી. પરંતુ આપણે જો બાપુનાં સાચાં બાળકો બનવું હોય તો આપણે નાનાં કામો પણ મોટાં કામોની માફક સંભાળથી કરવાં જોઈએ અને એમાં બેદરકારી બતાવીએ તો બાપુજીના આત્માને કેટલું દુઃખ થશે એનો જો ખ્યાલ કરીએ તો આપણા માટે એટલું બસ છે.

"પ્યારાબાપુ"

# સાચી... જ્યોત... પ્રગટાવો...

[પૂ૦ બાપુના જન્મસ્થાને રામનવમીના પવિત્ર દિવસે પૂ૦ નારણદાસભાઈ ગાંધી પ્રાર્થના અને સમૂહ કાંતણની શરૂઆત કરવા પધાર્યા હતા. તે જ પ્રસંગે પૂ૦ કાકાસાહેબ ગાંધી સ્મારક સંગ્રહના કામને અંગે પધારતા તેઓની હાજરી અને મંગળ પ્રવચનનો અમૂલ્ય લાભ પોરબંદરવાસી બાપુ ભક્તોને મળ્યો હતો. સવારના શાંત અને પ્રસન્ન વાતાવરણમાં સમૂહ પ્રાર્થના થયા બાદ પૂ૦ નારણદાસભાઈએ પ્રાર્થના અને રેંટિયાનું મહત્ત્વ સમજાવતાં પ્રેરક પ્રવચન કર્યું હતું તેનો સાર નીચે આપ્યો છે ]

"પૂ૦ બાપુજીના જન્મસ્થાને આજે રામનવમીના પવિત્ર દિવસે પ્રાર્થના અને રેંટિયાનો સામુદાયિક કાર્યક્રમ રાખ્યો છે તેમાં એવી આશા રાખવામાં આવી છે કે આ કીર્તિમંદિરમાં પ્રાર્થના અને રેંટિયાને મહત્ત્વનું સ્થાન અપાય.

બાપુએ જેટલી રચનાત્મક પ્રવૃત્તિઓની અહીં રચના કરીને બાપુનો જીવન સંદેશ આ સ્થળેથી જગતભરને આપવો જોઈએ. તેની રચના તો આ કીર્તિમંદિરનું કામ પૂરું થાય ત્યારે જ વ્યાપક રૂપે કરી શકાય. પણ બાપુના તૈલ ચિત્રની અનાવરણ વિધિ કરતી વખતે મેં સૂચવ્યું હતું તેમ બાપુની જન્મતિથિ દર માસની વદ બારશ હોઈ દરેક મહિનાની વદ બારશના દિને અહીં પ્રાર્થના અને સમૂહ કાંતણનો કાર્યક્રમ રાખવો જોઈએ. અને તેની શરૂઆત આજ રામનવમીના પવિત્ર દિવસે કરીએ છીએ એ શુભ ચિહ્ન છે આ પ્રસંગે કાકાસાહેબની હાજરી એ એક સુયોગ છે તે આપણે માટે પ્રેરણાદાયી ગણાય.

પોરબંદરવાસી શેઠશ્રી નાનજીભાઈએ આ કીર્તિમંદિર બનાવ્યું તો હવે કોઈ પોરબંદરવાસી એ જ અહીં પ્રાર્થના અને રેંટિયાના કાર્યક્રમને અપનાવી લેવો જોઈએ. અહીંની રહીશ કોઈ પણ વ્યક્તિએ દરરોજ નિયમિત રીતે પ્રાર્થના અને કાંતણનો કાર્યક્રમ રાખવો જોઈએ. અને ઓછામાં ઓછી ૬૪૦ તારની એક આંટી કાંતવી જોઈએ. આ સ્થળે જે જે નેતા યાત્રાએ આવે તેઓ પણ અમુક સમય કાંતે અને તેમનું સૂતર અહીંના સંગ્રહ સ્થાનમાં મૂકાવું જોઈએ.

આ સ્થળે દેશપરદેશના યાત્રાળુઓ આવશે. તેમને બાપુનો જીવન સંદેશ અહીં ચાલતા રચનાત્મક કાર્યથી જ આપી શકાય આ કામ પોરબંદરના જ વતની એવા કોઈ ભાઈ અગર બહેન ઉપાડી લેશે એવી મને આશા છે પણ તેવી કોઈ વ્યક્તિ તૈયાર ન થાય તો હું કાંતવાને માટે અશક્ત ન બનું ત્યાં સુધી દરરોજ મારા તરફથી ૬૪૦ તાર આ મંદિરને નિમિત્ત કાંતીશ. અને તે આંટી અહિં ધરાય એવો સંકલ્પ કરું છું

આજે સવારે બાપુના ચિત્રના દર્શને હું ગયો ત્યાં મેં ઘીની અખંડ જ્યોતિ જોઈ મને પોતાને લાગે છે બાપુએ જે જ્યોત પ્રગટ કરી છે તેને ચાલુ રાખવા ઘીની જ્યોતિની જરૂર નથી. તેને માટે આ સ્થળે અખંડ પ્રાર્થના અને રેંટિયા ચાલુ થવાં જોઈએ આ સ્થાનેથી એ સંદેશ જગતભરમાં ફેલાવો, જેવી રીતે પાવર હાઉસના વિદ્યુત બળથી હજારો દીવા પ્રગટે છે અને પ્રકાશ પથરાય છે તેમ આ સ્થળે ચાલતા પ્રાર્થના અને સમૂહ કાંતણની પ્રેરણાથી જગત ભરમાં પ્રાર્થના અને રેંટિયાનો પ્રકાશ પથરાઈ જાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે "

પૂ૦ નારણદાસભાઈના પ્રેરક પ્રવચન બાદ પૂ૦ કાકાસાહેબ કાલેલકરે તેના સમર્થનમાં મનનીય પ્રવચન કર્યું હતું તેમના વિસ્તૃત પ્રવચનનો પ્રધાનસૂર પ્રાર્થના અને રેંટિયાની પ્રચંડ શક્તિથી આજના વિશ્વ-યુદ્ધને ટાળી શકાય એ બતાવી આપનારો હતો. તેમાંથી કેટલાંક યાદગાર પ્રેરણાદાયી વચનો અહીં ઉતારીએ

'જે સ્થળે પૂ૦ બાપુ અને તેમના પિતાશ્રીએ રામનામની ધૂન ચલાવી હતી તે સ્થળે આજના રામનવમીના અતિ પવિત્ર [ અનુસંધાન પૃષ્ઠ ૮૬મે ]

# કહાની અમર છે

શ્રી. નવલભાઈ શાહ

ભારતીય સંસ્કૃતિની જાહોજલાલીનો કાળ હતો. દેશ બધી રીતે આબાદ હતો. હિંદુસ્તાનનો વેપાર આખી દુનિયા પર ફેલાયેલો હતો. દેશ-પરદેશનાં વહાણો હિંદુસ્તાનના બંદરોએ આવતાં હતાં. અહીંનું કોતરકામ અને મલમલ પરદેશ લઈ જતાં અને ત્યાંની સમૃદ્ધિ અહીં છોડી જતાં.

ધારાનગરી એવું જ મોટું વેપારનું કેન્દ્ર હતું. એકએક વેપારી રોજ લાખો રત્નોનો વેપાર ખેડતો હતો. એ નગરમા શાંતનુ નામે પ્રતિષ્ઠિત વેપારી રહેતો હતો. તેની મોટી પેઢીઓ ચાલતી હતી. હજારોની વણઝાર જતી હતી અને આવતી હતી.

કાળની ગતિ ન્યારી છે! શાંતનુનો વેપાર તૂટયો, તે ખાલી થઈ ગયો. અને માણસને જ્યારે આપત્તિ આવે છે ત્યારે તે એકલી આવતી નથી. દિવસે દિવસે તે એટલો તૂટતો ગયો કે ખાવાના પણ સાંસા પડવા લાગ્યાં. એની પત્નીનાં ઘરેણાં વેચી વરસેક કાઢયું, પણ જ્યાં એક બાજુ ખર્ચનો જ પ્રવાહ ચાલતો હોય અને આવક ન હોય ત્યાં કેટલા દિવસ ચાલે? એનામાં વેપારની શકિત હતી, બુદ્ધિ હતી, આવડત હતી, પણ હવે તેની પાસે વેપારને માટેની મૂડી નહોતી. કોઈની પાસે માગવા જતાં તેનું દિલ ચાલતું નહોતું. તેણે નોકરીએ રહેવાનો વિચાર કર્યો, પણ આવો મોટો વેપારી આવી રીતે નોકરીએ રહેવાની વાત કરે તેય લોકો હસી કાઢે. આમ ન મળે ધંધો કે ન મળે નોકરી. ઘરેણાંગાંઠાય પૂરાં થયાં. બે દિવસના ઉપવાસ પણ થયા.

આ જ નગરમાં જિનદાસ નામે એક બીજો વેપારી રહેતો હતો. તેની સ્થિતિ શાંતનુના જેવી જ હતી, પણ દિવસે દિવસે તે સુધરતી જતી હતી, જિનદાસને બધી વાતે સુખ હતું.

એક દિવસનો પ્રસંગ છે: શાંતનુ નાહીધોઇને પૌષધશાળાએ (અપાસરે) પહોંચે છે. આમ તો તે પૌષધશાળામાં બેઠો હોય છે, પણ તેના અંતરમાં પૈસાની મૂંઝવણો ઘોળાયા કરે છે. કોઈની પાસે માગવા જતાં દિલ ચાલતું નથી. શું કરવું તેય સમજાતું નથી.

બરાબર આ જ સમયે જિનદાસ પણ તે જ સ્થાને પ્રવેશ કરે છે અને કપડાં ઉતારી પ્રભુભકિતમાં લીન થાય છે. આર્થિક ચિંતાના વમળમાં શાંતનુનું મન પ્રભુમાં લાગતું નથી, તેની આંખ ખૂલી જાય છે. તેની નજર જિનદાસે કાઢેલા મલમલના અંગરખા ઉપર પડે છે. એ મલમલ નીચે ચમકતી સોનાની વસ્તુ એકાએક શાંતનુના મનને ખેંચી લે છે. શાંતનુ આજુબાજુ જુએ છે. ત્યાં કોઈ જ હોતું નથી. તે તેના મન સાથે મંથન અનુભવે છે. તેના દિલમાં થાય છે: આવી રીતે જીવવા કરતા આ સોનાની વસ્તુઓ લઈ લેવામાં શો વાંધો? પૈસા હશે તો કાલે પૈસા આવશે; અને એ વસ્તુ જિનદાસને પાછી આપી દેવાશે.

માણસનું મન કેવું હોય છે? તે પોતાને ગમતી દલીલોના તરંગો સહેલાઇથી ઊભા કરી શકે છે, અને એ વિતર્કોની સૃષ્ટિમાં જ માણસ ફસાય છે. જ્યારે કોઇપણ વિકૃતિને વશ થઇ વિકલ્પો કરવામાં આવે છે ત્યારે માણસ પોતાની વિચારવાની શકિતને ગુમાવે છે. વિવેક જાય એટલે રહ્યું શું? અને ખૂબીની વાત તો એ છે કે માણસનું મન આવા વિતર્કોમાંથી જ પોતાની નબળાઇને માટે બળ મેળવી લે છે.

ભગવાનનું ભજન પડતું મૂકી શાંતનુ ચુપકીથી ઊભો થાય છે. આજુબાજુ જોઈ ધીમેથી એ અંગરખામાં હાથ ઘાલે છે અને સોનાનો ગઠો ઉપાડી લઈ તે માર્ગે પડે છે. તે બહાર નીકળે છે પણ આખે રસ્તે તેને અનેક વિચારો આવ્યા જ કરે છે. ઘડીકમાં થાય છે: 'અહા! મેં આ શું કર્યું! કોઈ સ્થળે નહિ અને પવિત્ર ધર્મસ્થાનમાં જ પાપ કર્યું! આ પાપમાંથી હું ક્યારે છૂટીશ? મને આ કુબુદ્ધિ કેમ સૂઝી?' બીજી ક્ષણે તેને થાય છે: 'કાંઈ નહિ. એમાં પાપ શું? મારે ક્યાં એને સંઘરી રાખવું છે! કાલે ઊઠીને પૈસા આવશે તો એ પહેલી

તકે એને પાછા આપીશ.' આમ એક બાજુ પાપ એના દિલને ડંખે છે, જ્યારે બીજી બાજુએ એ એના મનને મનાવે છે. આમ મંથનમાં જ તે ઘેર પહોંચે છે મૂંગી જેમ તે તેની પત્ની પાસે જાય છે અને તેના હાથમાં આ સોનાનું ઘરેણું મૂકી દે છે

પોતાના પતિને આમ અવાક ઊભેલો જોઈ પત્ની તરત સમજી જાય છે અને પૂછે છે 'પણ તમે આ શું કર્યું ?' શાતનુ કંઈ જ બોલી શકતો નથી છેવટે તે પોતાની ભૂલ કબૂલ કરે છે અને પોતાની પત્ની આગળ બધી વાત પ્રગટ કરે છે

પત્ની એને આશ્વાસન આપતા કહે છે 'કાંઈ નહિ જે થયું તે ખરું, પણ હવે તમે એક કામ કરો. આપણે પૈસા તો જોઈએ જ છે તો આ ગહો તમે જિનદાસને ત્યાં જ ગીરે મૂકી આવો

'અરે! આ તું શું બોલી ? એને ત્યાં જ મૂકવા જાઉં તો એ તરત સમજી જાય!

'ભલેને સમજે, પણ જો એકવાર આપણે એ ગહો બીજાને આપીશું તો તે પાછો મળેય ખરો અને ન યે મળે.'

શાતનુનું મન જિનદાસને ત્યાંથી પૈસા લાવવાને માનતું નથી, પણ આખરે તે પત્નીના આગ્રહને વશ થાય છે અને સોનાનો ગહો લઈ જિનદાસને ત્યાં જવા ઊપડે છે

આ બાજુ જિનદાસ કપડા પહેરે છે પણ એને ગહો મળતો નથી એના દિલમાં થાય છે કે કદાચ હું ઘર ભૂલી આવ્યો હોઈશ. તે ઘેર આવી તપાસ કરે છે પોતાની દીકરીને બોલાવી સુવર્ણભંડાર ખોલાવે છે દીકરી તરત જ કહે છે 'પણ બાપુજી! તમે તો પહેરીને જ ગયા હતા.' એટલામાં એની પત્ની આવી પહોંચે છે. પૂછપરછ ચાલે છે ધર્મ-સ્થાનમાં તે સમયે શાતનુ સિવાય બીજું કોઈ જ ન હતું એમ જ્યારે શેઠ કહે છે ત્યારે એકદમ શેઠાણી બોલી ઊઠે છે 'હા હું તમને એક વાત તો કહેવાની ભૂલી જ ગઈ હમણા થોડા દિવસ પર જ શાતનુની પત્ની આપણે ત્યાં આવ્યા હતાં. એમને પાંચસો રૂપિયાની જરૂર હતી. હું તમને તો કહેવાનું જ ભૂલી ગઈ'

જિનદાસ વિચારમાં પડી જાય છે એને થાય છે મારો જ એક સ્વધર્મી આવી આફતમાં છે ? મને ખબર સુદ્ધાંય નથી ? બરાબર આ જ સમયે શાતનુ જિનદાસના ઘરમાં પ્રવેશ કરે છે જિનદાસ જાણે કંઈ જ ન બન્યું હોય એમ વરતી શાતનુને સ્નેહથી આવકારે છે અને પૂછે છે 'કેમ શાતનુ હમણા તો કાંઈ દેખાતા નથી ? સામાન્ય વાતો ચાલે છે જતા જતા જિનદાસ આગ્રહપૂર્વક કંઈ જરૂર હોય તો કહેવાનું કહે છે શાતનુ ઘરથી તો પૈસા લેવાને નીકળ્યો હતો પણ તેની જીભ ઊપડતી નહોતી. પરંતુ જિનદાસના આગ્રહે તેની જીભ ખુલી કરી તેણે કહ્યું મારે એક હજાર. . .'

શાતનુ પૂરું બોલી રહે ત્યાર પહેલા જ જિનદાસ પોતાની દીકરી કુંજીને બોલાવી અને પૈસા મંગાવ્યા. શાતનુએ પોતાના ગજવામાં રાખેલો ગહો જિનદાસને આપ્યો. કુંજી એ ગહોને ઓળખી ગઈ, પણ કાંઈ બોલી નાખે અને શાતનુનું અપમાન થાય ત્યાર પહેલા જ જિનદાસે એને ઇશારો કર્યો અને શાતનુને કહ્યું 'ભાઈ, આમાં આ ગહોની શી જરૂર છે? તમારે ત્યાં પૈસા છે તે મારે ત્યાં જ પડ્યા છે ને ? ગહો નહિ મૂકો તોય ચાલશે.'

ભારે રકઝકને અંતે જિનદાસે ગહો પોતાના ઘરમાં રાખ્યો. શાતનુ હજાર રૂપિયા લઈ પોતાને ઘેર પહોંચ્યો. એ ઘેર જતો હતો પણ રસ્તામાં પશ્ચાત્તાપથી એનું તો દિલ ભરાઈ રહ્યું હતું એટલે ઘર પહોંચતા જ એની આંખો આંસુથી છલકાઈ ગઈ શાતનુની પત્નીએ આ દૃશ્ય જોયું ને પૂછ્યું શું તમારું અપમાન કર્યું ?'

શાતનુ કાંઈ જ ન બોલી શક્યો. તેણે હજાર રૂપિયાની પોટલી તેની પત્નીના પગ આગળ મૂકી

પત્નીએ આશ્વાસન આપતા કહ્યું 'દુઃખ તો થાય પણ ધીરજ રાખો. હવે ઊડીને સારા દહાડા આવશે. અને આપણે પૈસા અને ગહો બન્ને પાછા આપી દઈશું.'

આ પૈસાથી શાતનુએ વેપાર શરૂ કર્યો. આવડત તો હતી જ. એટલે ધીમે ધીમે આવક પણ વધતી ગઈ રોજની આવકમાંથી પત્ની થોડા થોડા પૈસા બાજુ પર કાઢે અને એકઠા કરે વર્ષેક થયું ત્યાં

અને તે જ લેવી જોઈએ. અને પછી તે કહે છે કે આ જગતમાં મનુષ્યમાત્રને ત્રણ પદાર્થોની અને ત્રણ ગુણની આવશ્યકતા છે. જે એ કેળવી ન જાણે એ જીવવાનો મંત્ર જ નથી જાણતો. અને તેથી આ છ વસ્તુ કેળવણીના પાયારૂપ હોવી જોઈએ. તેથી મનુષ્યમાત્રે બચપણથી,–પછી તે બાળક હોય કે બાળા,– સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, અને સ્વચ્છ માટી કોને કહેવાં, તે કેવી રીતે રાખવાં, અને તેનો શો ઉપયોગ છે તે જાણવું જ જોઈએ. તેમ જ ત્રણ ગુણોમાં તેણે ગુણજ્ઞતા, આશા અને પ્રેમને ગણાવ્યાં છે. જેનામાં સત્યાદિને સારુ કદર નથી, જે સારી વસ્તુને ઓળખી નથી શકતા, તે પોતાના ગુમાનમાં ભમે છે અને આત્માનંદ પામી શકતા નથી. તેમ જ જેનામાં આશાવાદ નથી, એટલે જે ઈશ્વરી ન્યાયને વિષે શક્તિ રહે છે, તેનું હૃદય કોઈ દિવસ પ્રફુલ્લિત નહીં રહી શકે. અને જેનામાં પ્રેમ નથી, એટલે અહિંસા નથી, જે જીવનમાત્રને પોતાનાં કુટુંબી ગણી નથી શકતો તે જીવવાનો મંત્ર કદી સાધી ન શકે.

આ વસ્તુની ઉપર રસ્કિને પોતાની ચમત્કારી ભાષામાં બહુ લંબાણથી લખ્યું છે. એ તો વળી 'કોઈ વખતે હું આપણો સમાજ સમજી શકે એવી રીતે આપી શકું' તો ઠીક જ છે. આજે તો આટલેથી જ સંતોષ માની લઉં છું. સાથે એટલું કહી દઉં કે જે આપણે આપણા ગ્રામ્ય શબ્દોમાં વિચારતા આવ્યા છીએ અને જેને આચારમાં મૂકવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ એ જ બધું લગભગ રસ્કિને પોતાની પ્રૌઢ અને ખેડાયેલી ભાષામાં અને અંગ્રેજી પ્રજા સમજી શકે એવી રીતે મૂક્યું છે. અહીં મેં સરખામણી બે જુદી ભાષાની નથી કરી, પણ બે ભાષાશાસ્ત્રીની કરી છે. રસ્કિનના ભાષાશાસ્ત્રના જ્ઞાનની સાથે મારા જેવા મુકાબલો ન કરી શકે. પણ એવો કાળ અવશ્ય આવશે કે જ્યારે ભાષામાત્રનો પ્રેમ વ્યાપક થશે; ત્યારે ભાષાની પાછળ ભેખ લેનારા શાસ્ત્રીઓ રસ્કિન જેવા નીકળી પડશે; ત્યારે તેઓ, જેવું પ્રભાવશાળી અંગ્રેજી રસ્કિને લખ્યું, તેવું પ્રભાવશાળી ગુજરાતી લખશે. –ગાંધીજી

યરોડા મંદિર

તા. ૨૮–૩–'૩૨

"જે ઈશ્વરી ન્યાયને વિષે શક્તિ રહે છે તેવું હૃદય કોઈ દિવસ પ્રફુલ્લિત નહીં રહી શકે."

## અનુક્રમણિકા

૩૦ એપ્રીલ ૧૯૫૦


૧ આચાર ધર્મ ... ૫૪
૨ શાંતિનિકેતનનાં ભજનો ... ગાંધીજી ૬૧
૩ મન-મૃત્યુ દાતા ને જીવનદાતા ... દે૦ વા૦ ૬૨
૪ એ ધન્ય ઘડી ... ... ૬૩
૫ નવી તાલીમ અને નવો સમાજ ... સંપાદક ૬૪
૬ ગુરુ ગાંધી ... બબલભાઈ ૬૫
૭ ગાંધીજી અને રસ્કિન ... ગુરુદયાલ મલ્લિક ૬૭
૮ રે દિયો ... પ્રિયરંજન સેન ૬૯
... શિવશંકર શુક્લ ૭૨
૯ બાપુના પત્રો ... ૫૪
૧૦ લોકતંત્ર ... ... ગાંધીજી ૭૩
૧૧ હિંદુ–મુસલમાન ... લિઓનાર્ડ કુલ્ક ૭૬
૧૨ બાળકોના બાપુ ... ચંદ્રશંકર શુક્લ ૭૭
૧૩ સાચી જ્યોત પ્રગટાવો ... ... મુ૦ કો૦ ૮૧
૧૪ કદાની અમર છે (વાર્તા) ... ... ૮૩
૧૫ જોન રસ્કિન ... નવલભાઈ શાહ ૮૪
૧૬ આ માસની (છબી) ... ... ગાંધીજી ૮૭
... નવીન ગાંધી ...

અને તે જ સમજાય એ અને પછી તે કહે છે કે આ જગતમાં મનુષ્યમાત્રને ત્રણ પદાર્થોની અને ત્રણ ગુણની આવશ્યકતા છે. જે એ કેળવી ન જાણે એ જીવવાનો મંત્ર જ નથી જાણતો. અને તેથી આ છ વસ્તુ કેળવણીના પાયારૂપ હોવી જોઈએ. તેથી મનુષ્યમાત્રે બાળપણથી,—પછી તે બાળક હોય કે બાળા,— સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, અને સ્વચ્છ માટી કોને કહેવાં, તે કેવી રીતે રાખવા, અને તેનો શો ઉપયોગ છે તે જાણવું જ જોઈએ. તેમ જ ત્રણ ગુણોમાં તેણે ગુણજ્ઞતા, આશા અને પ્રેમને ગણાવ્યાં છે. જેનામાં સત્યાદિને સારુ કદર નથી, જે સારી વસ્તુને ઓળખી નથી શકતા, તે પોતાના ગુમાનમાં ભમે છે અને આત્માનંદ પામી શકતા નથી. તેમ જ જેનામાં આશાવાદ નથી, એટલે જે ઈશ્વરી ન્યાયને વિષે શંકિત રહે છે, તેનું હૃદય કોઈ દિવસ પ્રફુલ્લિત નહીં રહી શકે. અને જેનામાં પ્રેમ નથી, એટલે અહિંસા નથી, જે જીવનમાત્રને પોતાનાં કુટુંબી ગણી નથી શકતો તે જીવવાનો મંત્ર કદી સાધી ન શકે.

આ વસ્તુની ઉપર રસ્કિને પોતાની ચમત્કારી ભાષામાં બહુ લંબાણથી લખ્યું છે. એ તો વળી કોઈ વખતે હું આપણો સમાજ સમજી શકે એવી રીતે આપી શકું તો ઠીક જ છે. આજે તો આટલેથી જ સંતોષ માની લઉં છું. સાથે એટલું કહી દઉં કે જે આપણે આપણા ગ્રામ્ય શબ્દોમાં વિચારતા આવ્યા છીએ અને જેને આચારમાં મૂકવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ એ જ બધું લગભગ રસ્કિને પોતાની પ્રૌઢ અને ખેડાયેલી ભાષામાં અને અંગ્રેજી પ્રજા સમજી શકે એવી રીતે મૂક્યું છે. અહીં મેં સરખામણી બે જુદી ભાષાની નથી કરી, પણ બે ભાષાશાસ્ત્રીઓની કરી છે. રસ્કિનના ભાષાશાસ્ત્રના જ્ઞાનની સાથે મારા જેવા મુકાબલો ન કરી શકે. પણ એવો કાળ અવશ્ય આવશે કે જ્યારે ભાષામાત્રનો પ્રેમ વ્યાપક થશે; ત્યારે ભાષાની પાછળ ભેખ લેનારા શાસ્ત્રીઓ રસ્કિન જેવા નીકળી પડશે; ત્યારે તેઓ, જેવું પ્રભાવશાળી અંગ્રેજી રસ્કિને લખ્યું, તેવું પ્રભાવશાળી ગુજરાતી લખશે. —ગાંધીજી

યરોડા મંદિર તા. ૨૮–૩–'૩૨

"જે ઈશ્વરી ન્યાયને વિષે શંકિત રહે છે તેનું હૃદય કોઈ દિવસ પ્રફુલ્લિત નહીં રહી શકે."

## અનુક્રમણિકા .......................................... ૩૦ એપ્રીલ ૧૯૫૦


| | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | આચાર ધર્મ | ગાંધીજી | ૬૧ |
| ૨ | શાંતિનિકેતનનાં ભજનો | કે૦ વા૦ | ૬૨ |
| ૩ | મન-મૃત્યુ દાતા ને જીવનદાતા | ... | ૬૩ |
| ૪ | એ ધન્ય ઘડી | સંપાદક | ૬૪ |
| ૫ | નયી તાલીમ અને નવો સમાજ | બબલભાઈ | ૬૫ |
| ૬ | ... | ગુરુદયાલ મલ્લિક | ૬૭ |
| ૯ | બાપુના પત્રો | ગાંધીજી | ૭૩ |
| ૧૦ | લોકતંત્ર | લિઓનાર્ડ વુલ્ફ | ૭૬ |
| ૧૧ | હિંદુ-મુસલમાન | ચંદ્રશંકર શુક્લ | ૭૭ |
| ૧૨ | બાળકોના બાપુ | મુ૦ કે૦ | ૮૧ |
| ૧૩ | સાચી જ્યોત પ્રગટાવો | ... | ૮૩ |
| ૧૪ | કહાની અમર છે (વાર્તા) | નવલભાઈ શાહ | ૮૪ |
| | ... | ગાંધીજી | ૮૭ |
| | ... | નવીન ગાંધી | ... |

REG. NO. B. 5255

પરહિત સરસિ ધર્મ નહિ ભાઈ, પરપીડા સમ નહિ અધમાઈ ।
નિર્ણય સકલ પુરાન વેદ કર, કહેઉઁ તાત જાનહિં કોબિદ નર ॥

હે ભાઈ! પારકાના હિત સમાન ધર્મ નથી, અને બીજાને દુઃખ આપવા સમાન પાપ નથી. હે તાત! સઘળા વેદ તથા પુરાણોએ આવો નિર્ણય કર્યો છે અને તે પંડિતો પણ જાણે છે —રામાયણ



નર સરીર ધરિ જે પરપીરા, કરહિં તે સહહિં મહાભવભીરા ।
કરહિં મોહબસ નર અઘ નાના, સ્વારથરત પરલોક ન સાના ॥

જે મનુષ્ય શરીર ધારણ કરી બીજાને દુઃખ આપે છે, તે સંસારમાં અત્યંત વિપત્તિ ભોગવે છે. જે મનુષ્ય અજ્ઞાનને વશ થઈ અનેક પાપ કરે છે તથા સ્વાર્થ વિષે પ્રીતિ કરે છે તેનો પરલોક નાશ પામે છે. —રામાયણ



શ્રી રમણ મહર્ષિ

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૩ ૩૦ મે અંક ૪


## શ્રી મહર્ષિનો ઉપદેશ

'હે સાધક! વિપત્તિઓને શાંતિથી અને એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક વેઠી લે કે તે પણ ઈશ્વરની પ્રસાદી જ છે કે જે તારા મનને સ્થિર કરવા માટે જ આવે છે

'જ્યારે કોઈ કામ સફળ થાય ત્યારે એમ મની ગર્વિષ્ઠ ન થવું કે 'આ કામ મારી મહેનતથી જ પાર પડ્યું છે' પણ ખાતરીથી એમ જ માનવું કે 'એ બધી ઈશ્વરની જ કૃપા છે'

'જ્યારે ધારેલી સફળતા ન મળે ત્યારે એમ માનવું નહિ કે કામ નિષ્ફળ નીવડ્યું છે, દરેક કાર્યનું સાચું ફળ એવી સમજણમાં સમાયેલું છે કે કર્મો માણસની મહેનતથી નહીં પણ ઈશ્વરની કૃપાથી જ પાર પડે છે'

'સાધક બીજાના દોષો ન જોતા માત્ર ગુણો જ જુએ તો તેનું મન શાંત અને જીવન આનંદી બને'

'શુભ ફળ મેળવવા ખાતર પણ સાધકે પોતાને ફાવે તેમ વર્તવું ન ઘટે. ફળ ગમે તેવું શુભ હોય પણ જો કાર્ય દોષિત રીતે કરેલું હોય તો તે પાપ જ ગણાય.'

'મનનો નાશ થાય નહીં ત્યાં સુધી આત્મનો સાક્ષાત્કાર થતો નથી મન વિચારોના સમુદાય સિવાય બીજું કશું જ નથી અને સર્વ વિચારોમાં પ્રથમ અને અગ્ર વિચાર મૂળ અહં વિચાર છે આથી 'હું કોણ?'ની વિચારણા દ્વારા જ મનનો નાશ થાય છે મનને નિરંતર અંતર્મુખ રાખી આત્મનિષ્ઠ થવું એ જ આત્મનું સાધન છે' 'મનના સ્વરૂપની દૃઢ અને સતત ખોજ કરવાથી, મન હેરવાઈને અહં – અહં રૂપ બની જાય છે આ જ વસ્તુત આત્મા છે.'

'સ્થૂળ દેહમાં જે અહંરૂપે સ્ફુરે છે તે જ મન છે આ અહં ભાવ પ્રથમ ક્યાંથી ઊપજે છે એની વિચારણા કરવાથી માલૂમ પડે છે કે તે હૃદયમાં ઊપજે છે'

'બહિર્મુખ મનના સંયમને તથા હૃદયમાં તેની સ્વસ્થિતિને અંતર્મુખ દૃષ્ટિ કહે છે જ્યારે મન હૃદયમાં સ્વસ્થ થાય છે, ત્યારે 'હું' અદૃશ્ય થાય છે અને શુદ્ધ ચૈતન્ય અથવા આત્મા જેમની સમસ્ત અવસ્થાઓમાં વિદ્યમાન હોય છે, તે એકલો જ પ્રકાશી રહે છે જેમાં અહં વિચારનો લગીરે અંશ હોતો નથી તે આ દશા તે જ આપણું સત્ય સ્વરૂપ છે તે જ મૌન છે અને તે જ સત્ય જ્ઞાન છે



મી



# શાંતિનિકેતનનાં ભજનો

ઑધાર એ લો ખોલે, તાઈ તો ઘરે ઉઠ્લો આલો જ્વલે
ભુલે છિલેમ દિને, રાતે નિલેમ ચિને,
જેને છિ કા'ર લીલાય આમાર વક્ષ દોલાય દોલે, દોલે
—ઑધાર

ઘૂમ હારા મોર બને, વિહંગ ગાન જાગ્લો ક્ષણે ક્ષણે
જખન સક્લ શબ્દ હોયે છે નિઃસ્તબ્ધ
વસંત વાય, મોરે જાગાય પલ્લવ-કલ્લોલે, કલ્લોલે
—ઑધાર

મારા હૃદયમાં દુઃખરૂપી અંધકાર છવાયો તેથી તો એ મંદિરમાં દીપક સળગી ઊઠ્યો !

જેને હું સુખસૂર્યના પ્રકાશમાં ભૂલી ગયો હતો તેને, એ સૂર્ય અસ્ત થઈ ને રાત પડતાં મેં ઓળખી લીધો.

અને ત્યારે જ મેં જાણ્યું કે મારું હૃદય લાગણીના હિલોળા લઈ રહ્યું છે તે કોની લીલાનો પ્રતાપ છે !

અને એ દુઃખ રાત્રિમાં મારી ઊંઘ ઊડી ગઈ; મનરૂપી વનમાં ક્ષણે ક્ષણે પંખીઓનું ગાન સંભળાવા લાગ્યું; પછી જ્યારે જગતના સર્વ અવાજો શાંત થઈ ગયા ત્યારે મારી ઉર-વાડીમાં વસંત ફૂટી અને પાંદડાંના કલ્લોલથી તેણે મને મારી તંદ્રામાંથી જગાડ્યો.

(ગુરુદેવની કવિતા ઉપરથી) — શ્રી કુરંગી દેસાઈ

# અહિંસાના સાનિધ્યમાં વેરઝેર શમી ગયા.......................

શ્રી. દિલખુશ બ. દીવાનજી

વીલીયમ પેન સત્યાગ્રહી હતા. ૧૬૮૨ પછી એ અમેરીકાના પેનસીલવેનીયા પ્રદેશમા એમના ક્વેકર મિત્રો સાથે જઈને રહ્યા. ક્વેકર પંથ ઈશુને માર્ગે ચાલનારા સુધારક ખ્રિસ્તીઓનો બનેલો હતો. જ્યારે પેન અને એમના સાથીઓ પેનસીલવેનીયામાં જઈને રહ્યા ત્યારે ત્યાંના બીજા સંસ્થાનોમાં ખ્રિસ્તી પરદેશીઓ તેમ જ મૂળ વતની રેડ ઈન્ડીયન વચ્ચે ભારે તકરારો ચાલતી અને ખૂનખાર લડતો પણ થતી. નવા વસાહતીઓ મૂળ વતનીઓને ખૂબ દારૂ પીવડાવી અનુકૂળ કરારનામા પર સહી કરાવી લેતા. બીજા અનેક પ્રકારના જુલમો પણ ગોરા વસાહતીઓ એ મૂળ વતનીઓ પર કરતા હતા. બન્ને પ્રજા પરસ્પર ભયમાં રહેતી અને હિંસાના છમકલા થયાં જ કરતા.

વીલીયમ પેનના પેનસીલવેનીયા સંસ્થાની આસપાસ આવું હિંસક ભયગ્રસ્ત વાતાવરણ હતું. પરંતુ પેન તો સત્યાગ્રહી હતા. ઈશુના પ્રેમ ધર્મનો પ્રયોગ જીવનમાં તેમજ સમાજના વ્યવહારમાં કરવા માટે પેને અને એમના મિત્રોએ સંકલ્પ કરેલો. જ્યારથી એ બધા અમેરિકામાં વસાહત કરીને વસ્યા ત્યારથી જ મૂળ વતનીઓ સાથે એમણે પ્રેમને માર્ગે બધા વ્યવહારો કરેલા. સ્વાર્થ માટે કોઈ પણ પ્રકારનો ગેરવર્તાવ મૂળ વતનીઓ સાથે ન જ થવો જોઈએ એનો સંપૂર્ણ આગ્રહ રાખવામાં આવતો. પેનને ખ્યાલ હતો કે મૂળ વતનીઓમાં તો ભારે હિંસક વૃત્તિઓ હતી જ એમના હિંસક હુમલાઓ પોતાના પ્રદેશ પર પણ થશે એવું પૂરું ભાન પેનને

"પ્યારાબ" "

હતું. પરંતુ આવા સંજોગોમાં પણ વીલીયમે અહિંસાને રસ્તે જ કામ લેવાનો નિર્ધાર કરેલો. બીજા બધા જ ગોરા સંસ્થાનોમાં લશ્કરી રક્ષણની વ્યવસ્થા થઈ હતી. કિલ્લાઓ અને શસ્ત્ર-સજ્જ લશ્કરો રહેતા. ફક્ત વીલીયમ પેનના સંસ્થાનમાં આવો કશો જ પ્રબંધ રાખવામાં ન આવ્યો. કારણ કે સ્વરક્ષણ માટે પણ હિંસાના કોઈ પણ પ્રકારમા વીલીયમ પેનને બિલકુલ શ્રદ્ધા ન હતી. આસપાસના ગોરા વસાહતીઓને પેનના આ અહિંસક વર્તનની બહુ નવાઈ લાગતી. વીલીયમ પેને તો ત્યાંના ગુલામીના રિવાજને પણ તિલાંજલિ આપી દીધી હતી. ગુલામોને મુક્ત કરતી વખતે એમની ભૂતકાળની સેવા માટે સારી રકમ પણ આપેલી.

ચોમેર હિંસાનુ ભરપૂર વાતાવરણ હતું. એની વચમા પેનસીલવેનીયામાં વિશુદ્ધ અહિંસાનો પ્રયોગ સ્વરક્ષણની બાબતમાં પણ ચાલતો હતો. બીજે બધે ગોરાઓના જાનમાલ જોખમમાં હતા. એ પર હુમલા થતા જ રહ્યા. ફક્ત પેનેસીલવેનીયામા કોઈ પર હુમલો ન થયો. કોઈનું ખૂન ન થયું, કોઈ પણ પ્રકારની લૂંટ ન થઈ. વીલીયમ પેને પ્રગટાવેલા પ્રેમના વાતાવરણમાં બધુ સુરક્ષિત હતું.

પરંતુ એક વખતે કોઈક જંગલી ખૂન તરસ્યા મુળ વતનીનું ટોળું એકાએક વેરઝેર સાથે એ શાંત વસાહત પર હુમલો કરવા આવી પડયું. તે પ્રસંગે પેન અને તેના મિત્રો ભગવાનની પ્રાર્થના કરતા પોતાના વસાહતની સરહદ પર બેઠા હતા. એમને ખબર પડી

ગઈ કે ઝનૂની ટોળું આવી રહ્યું છે. આવી પડેલી આ ભયંકર આફત પ્રસંગે પણ કવેકર ભક્તો શાંત રહ્યા. કશો ભય ત્યાં વ્યાપ્યો નહિ. પ્રાર્થના ચાલુ જ રહી. કોઈએ કશો ખળભળાટ ન કર્યો. ઝનૂની ટોળું તો નજીક જ આવી ગયું. ટોળાના મૂળ વતનીઓ તો શસ્ત્રો લઈને હુમલો કરવા જ આવેલા. પરંતુ ભક્તિમય વાતાવરણમાં નિર્ભયતાથી બેઠેલા અને પ્રાર્થના કરતા વસાહતીઓને જોઈને જ તેઓ થંભી ગયા. આવેલા હુમલો કરવા, પણ શાંતિથી પ્રાર્થનામાં જ બેસી ગયા. પ્રાર્થના તો એ વિચિત્ર અતિથિઓના સહવાસમાં ચાલુ જ રહી. વાતાવરણ વધુ શાંત બન્યું. પ્રાર્થના આખરે પુરી થઈ. કવેકર મિત્રો ઊભા થયા. અને રિવાજ પ્રમાણે 'ઝનૂની' અતિથિઓ સાથે હાથ મેળવી એમને જણાવ્યું. "ભાઈઓ અમે તો આપણા સૌના પિતા–પરમકૃપાળુની પ્રાર્થનામાં રોકાયા હતા."

પેલા, "ઝનૂની" ભાઈઓએ જવાબ આપ્યો. "અમે પણ તમારી સાથે પ્રાર્થના કરવા જ બેસી ગયા હતા."*

*'યંગ ઈન્ડિયા'ના ૨૧–૧–૨૫ ના લેખ ઉપરથી

# એક સાધકની ઈચ્છા

હે ભગવાન! તું મને સુખી રાખીશ નહિ, કારણ કે સુખ મનુષ્યના વિકાસનો શત્રુ છે. દુઃખ મનુષ્યને ઉત્કર્ષ તરફ લઈ જાય છે, અને સુખ પતન તરફ દોરી જાય છે. સુખમાં મનુષ્યની પ્રવૃત્તિઓ બહિર્મુખ બને છે અને દુઃખમાં અન્તર્મુખ. સુખમાં માનવી પોતાની સંપત્તિ માટે ગર્વ કરે છે, દુઃખમાં પોતાની સુકૃતિઓ માટે. સુખમાં હું બીજાના ઉત્કર્ષની ઈર્ષ્યા કરું છું જ્યારે દુઃખમાં શ્રદ્ધા. સુખમાં મારા વિચાર ઐશ્વર્યની સાધના તરફ ઢળે છે, જ્યારે દુઃખમાં શીલ તરફ. સુખના દિવસો અમારા માટે મસ્તીના હોય છે, જ્યારે દુઃખમાં અન્યની. સુખ અમારી દૃષ્ટિ પર પડદો નાખી દે છે, જ્યારે દુઃખ ઉજ્જવળ બનાવે છે. સુખમાં અમે ભવિષ્યના સ્વર્ગની કલ્પના કરીએ છીએ, જ્યારે દુઃખમાં પોતાના પાપનું પ્રાયશ્ચિત કરીએ છીએ. સુખ અમારા વૈભવનું સ્મારક છે, જ્યારે દુઃખ અમારી દીનતાનું. સુખ અમને તેના મોહ – મંત્રમાં પરવશ બનાવે છે, જ્યારે દુઃખ અમને મુક્તિ – તરફ લઈ જાય છે. સુખમાં અમારી બુદ્ધિ ભ્રષ્ટ બની જાય છે, જ્યારે દુઃખમાં નિર્મળ. સુખ અમને તેના બોજથી દબાવી દે છે, જ્યારે દુઃખ ઊડીને ઊભા થવા માટે હલકા ને સ્ફુર્તિવાળા બનાવે છે. સુખમાં અમારાં હૃદય કલુષિત બને છે, જ્યારે દુઃખથી ઉદાર બને છે. સુખમાં અમને અમારા અધિકારોનું સ્મરણ થાય છે, જ્યારે દુઃખમાં પોતાની આત્મશક્તિનું. સુખમાં અમારી ઇચ્છાઓ બળવાન બની જાય છે, જ્યારે દુઃખમાં અમને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. જ્યારે સુખ અમારા બંધનનું કારણ છે, જ્યારે દુઃખ મોક્ષનું. સુખ અમારા જીવનક્ષેત્રનું અવરોધક છે, જ્યારે દુઃખ સહાયક છે.

દુઃખે તો ઈસુને અમર બનાવ્યા. રામકૃષ્ણ તથા બુદ્ધને આદર્શ બનાવ્યા અને એ જ રીતે ગાંધીજીને મહાત્મા બનાવ્યા; જ્યારે સુખવૈભવે દશાનન – રાવણ–ને મદાંધ બનાવ્યો, કંસને અન્યાયી બનાવ્યો અને દુર્યોધનને અનાચારી બનાવ્યો!

હે પરમાત્મન્! મને સુખ ન આપતાં દુઃખ જ આપજે.

"પ્રાસ આપ"

# શ્રી રમણ મહર્ષિ

શ્રી છગનલાલ યોગી

[જગતભરમાં સુપ્રસિદ્ધ થયેલા તિરુવણ્ણામલૈના સંત અને જ્ઞાની શ્રી રમણ મહર્ષિ લાંબી માંદગી ભોગવ્યા બાદ એપ્રિલની ૧૪મી તારીખે સાંજે પોતાના આશ્રમમાં નિર્વાણ પામ્યા. આધુનિક યુગના આ એક વિરલ અને જ્ઞાની સંતના જીવન કાર્ય વિષે તેમના આશ્રમમાં જ રહેતા એક ભાત શ્રી. યોગીભાઈએ ઘણા પ્રસંગો લખ્યા છે. માનવતા પરથી જેની શ્રદ્ધા ઊઠી નથી ગઈ, એવાઓને માટે શ્રી મહર્ષિ ધ્રુવ તારક સમા છે. એમને લગતી જાણવા જેવી થોડીક વાતો અહીં અપાઈ છે.]

પિતા સુંદરમ્ અય્યર અને માતા અળગમ્માળના વચેટ પુત્ર વેંકટરામન તે જ આજે જગતભરમાં સુવિખ્યાત થઈ ચૂકેલા શ્રી રમણ મહર્ષિ. તેમનો જન્મ મદુરાથી ત્રીસ માઈલ દૂર આવેલા દક્ષિણ ભારતના એક પ્રસિદ્ધ તીર્થધામ તિરુચ્ચુળિ ક્ષેત્રમાં ઈ. સ. ૧૮૭૯ના ડિસેમ્બર માસની ૩૦મી તારીખે રાતે એક વાગે થયો હતો. તેમની આજની મહત્તાનો ખ્યાલ આપે તેવું કોઈ લક્ષણ તેમના બાળપણ દરમિયાન દેખાયું ન હતું.

વેંકટરામનના જીવનનો પ્રથમ નોંધવા લાયક બનાવ સને ૧૮૯૫ના નવેમ્બરમાં બન્યો. યાત્રાએ જઈ આવેલા પોતાના એક સબંધીને તેમણે પૂછ્યું: "આપ ક્યાં જઈ આવ્યા?" તેનો જવાબ મળ્યો, "અરુણાચલ." અરુણાચલના આ નામશ્રવણની તેમના મન પર કોઈ ચમત્કારિક અસર થઈ. એ જાદુઈ નામ સાંભળતાં જ એમનું હૃદય આનંદથી થનગની ઊઠ્યું. પણ આ આનંદ થોડો વખત જ ટક્યો અને સામાન્ય જીવનની ઘટમાળ ફરી પાછી ચાલુ થઈ ગઈ. એવામાં 'પેરિયપુરણમ્' નામનું પુસ્તક તેમના હાથમાં આવ્યું. એમાંનાં તામિલ શિવભક્તોનાં ચરિત્રો વાંચી એમના અંતરમાં ઊંડું મંથન જાગ્યું, છતાં બાહ્ય દૃષ્ટિએ તો જીવન સામાન્ય રીતે જ વહ્યાં કર્યું.

ઈ. સ. ૧૮૯૬ના જુન માસના મધ્યમાં વેંકટરામનની મનોદશામાં અણધાર્યું પરિવર્તન થયું. એક દિવસ તે મદુરામાં પોતાના કાકાને ઘેર મેડે એક ઓરડીમાં બેઠા હતા, એવામાં એકાએક મૃત્યુના ભયે તેમને ઘેરી લીધા અને પોતે હમણાં જ મૃત્યુવશ થશે એમ તેમને લાગ્યું. એ વખતે તેમની તબિયત સાવ તંદુરસ્ત હતી. આવો ભય જણાવા છતાં એ સંપૂર્ણ જાગૃત હતા અને પોતાને થઈ રહેલા આ વિચિત્ર અનુભવનુ તેમને પૂરેપૂરું ભાન હતું. તેમનુ મન અંતર્મુખ થયુ અને તે આ ગૂઢ રહસ્ય ઉકેલવામાં ગૂંથાય ગયા. તેમને થયેલા એ અસાધારણ અનુભવનું વર્ણન તેમના જ શબ્દોમાં આ રહ્યું:

"મૃત્યુભયના આ આઘાતે મને અંતર્મુખ બનાવ્યો. મેં વિચાર્યું, 'મોત તો આવ્યું. મોત એટલે શું? મરણ પામે છે કોણ? આ શરીર.' આમ વિચારતાં મૃત્યુનાં ચિહ્નો દેખાવા માંડ્યાં છતાં આ જડ શરીર અને એનાથી ભિન્ન "હું"નું મને પૂરેપૂરું ભાન રહ્યું. હાથ પગ લાંબા કરી જોયા તો તે લાકડા જેવા જણાયા. શ્વાસોચ્છ્વાસ અટકી ગયો હતો અને શરીરમાં જરાય ચેતન રહ્યું ન હતું. 'તો ઠીક, આ શરીર તો મરણ પામ્યું. એને સગાઓ સ્મશાનભૂમિમાં લઈ જઈ બાળીને ખાક કરશે પરંતુ આ શરીરના મરણથી 'હું' મર્યો ખરો? શું શરીર તે જ 'હું'? શરીર તો જડ અચેતન પડ્યું છે છતાંયે 'હું' મારા

વ્યક્તિત્વનો અને અહંનો અનુભવ શરીરથી તટસ્થ રહીને કરી શકું છું. 'હું' દેહાતીત આત્મા છું.' આ બધું કંઈ બુદ્ધિજન્ય ન હતું પણ જીવંત સત્યનો પ્રત્યક્ષ અનુભવ હતો, જે આજ દિવસ સુધી અસ્ખલિત જ રહ્યો છે."

આ અવર્ણ્ય અનુભવમાં અર્ધોએક કલાક વીત્યો હશે અને પછી મૃત્યુનો ભય જેવો એકાએક આવ્યો હતો તેવો જ એકાએક ઓસરી ગયો. વેંકટરામન સ્વસ્વરૂપમાં લીન થયા. રોજીંદા જીવન પર આ અનુભવની ઊંડી અસર થઈ. અભ્યાસમાંથી મન ઊઠી ગયું અને મિત્રો તથા સગાંવહાલાં પ્રત્યે ઉદાસીનતા આવી. તેમને જે કંઈ પીરસવામાં આવતું તે એ બેદરકારીથી ખાઈ લેવા લાગ્યા. હવે તેમણે મીનાક્ષીના મંદિરમાં દરરોજ નિયમિત જવા માંડયું અને નટરાજ અથવા મીનાક્ષીની મૂર્તિ સમક્ષ કલાકોના કલાકો ધ્યાનમાં ગાળવા લાગ્યા. એ વખતની એમની સ્થિતિનું વર્ણન એમના જ શબ્દોમાં વાંચીએ :

"હું કોઈ કોઈ વખત ભગવાનની પ્રાર્થના કરતો કે આપની દૈવી કૃપા મારી પર ઢળો અને ત્રેસઠ તામિલ સંતોની જેવી ભક્તિ મારામાં આવો. સામાન્ય રીતે તો હું આત્માના ગહન સ્વરૂપમાં ડૂબી જતો અને મારાથી કશી જ પ્રાર્થના થઈ શકતી નહિ આ દશામાં આંખમાંથી અશ્રુઓ દડદડ પડતાં; એ અશ્રુ સુખનાં યે ન હતાં કે દુઃખનાં યે ન હતાં."

આવી દશામાં દોઢ મહિનો વીત્યો. એ અરસામાં ઘરના માણસોનો તેમની સામે વિરોધ જાગ્યો. શિક્ષકો પણ તેમની પર ચીડાવા લાગ્યા. તા. ૨૯મી ઑગસ્ટે એક મહત્ત્વની ઘટના બની. અભ્યાસ પ્રત્યે બેદરકારી બતાવવા માટે શિક્ષકે તેમને વ્યાકરણનો એક પાઠ ત્રણ વખત લખી લાવવાની સજા કરી. બે વાર તો પાઠ લખ્યો. અને ત્રીજી વાર લખતી વખતે તેમના મને એકાએક બંડ ઉઠાવ્યું; તેમણે લખવાનું બંધ કર્યું, બધી ચોપડીઓ બાજુ પર હડસેલી અને આંખ મીચીને તે ધ્યાનમાં બેસી ગયા. આ બધું જોઈ રહેલા તેમના મોટાભાઈ નાગસ્વામી ચીડાયા અને વેંકટરામનને ઠપકો આપતાં બરાડી ઊઠયા : "આવી રીતે વર્તે તેને વળી આ બધી ચીજોની શી જરૂર?" મહેણું સચોટ વાગ્યું. વેંકટરામને મનમાં વિચાર્યું, "મોટાભાઈની વાત ખરી છે; મારું આ ઘરમાં શું કામ છે?" અને તે જ ક્ષણે મહિનાઓ પહેલાં સાંભળેલું અરુણાચલનું જાદુભર્યું નામ તેમને યાદ આવ્યું. તેમણે નિશ્ચય કરી લીધો.

"આજે ખાસ વર્ગ છે, માટે હું હમણાં નિશાળે જાઉં છું," એમ કહી વેંકટરામન ઊઠયા. નાગસ્વામીએ કહ્યું, "નીચે પેટીમાંથી પાંચ રૂપિયા લેતો જજે અને કૉલેજમાં મારી ફી ભરી દેજે." મોટાભાઈની આ સૂચનામાં વેંકટરામને ઈશ્વરનો ગૂઢ સંકેત માન્યો. અરુણાચલ અથવા તિરુવણ્ણામલૈ ક્યાં આવ્યું તે જોવા માટે તેમણે એક જૂનો નકશો જોયો અને ત્યાં પહોંચવા માટે ત્રણ રૂપિયા બસ થશે એમ ધારી, વધારાના બે રૂપિયા તથા એક ચિઠ્ઠી નજરે પડે તે રીતે ઘરમાં મૂકીને વેંકટરામને રેલ્વે સ્ટેશન ભણી પ્રયાણ કર્યું.

એ યાદગાર વિદાયચિઠ્ઠી આ રહી :

હું મારા પિતાની ખોજમાં એમની આજ્ઞાનુસાર અહીંથી પ્રયાણ કરું છું. આ, સત્ય કાર્યમાં પ્રવેશી રહ્યો છે એટલે કોઈએ આ કાર્ય માટે ચિન્તા કરવી નહિ. આને શોધવા માટે કંઈ પણ નાણું ખર્ચવું નહિ.

તમારી કૉલેજ ફી મેં ભરી નથી. બે રૂપિયા આ સાથે પાછા મૂક્યા છે. એ જ ....

"પ્યારાબાપુ"

આ વિદાયચિઠ્ઠી આજ લગી શ્રીરમણાશ્રમમા સાચવી રાખી છે ચિઠ્ઠીના શબ્દો અર્થપૂર્ણ છે શરૂઆત પહેલા પુરુષ સર્વનામ 'હું'થી કરી પણ તરત જ 'હુ' ને બદલે 'આ' શબ્દ વાપરી તટસ્થા અનુભવી અને છેવટે સહી પણ ન કરી, કારણ કે સહી કરવા જેટલો યે અહભાવ તેમનામા રહ્યો ન હતો.

પોતાના પરમ પિતાની લગનમા જ વેકટરામને રેલવે મુસાફરી શરૂ કરી અને પૂરી કરી અને ઈ સ ૧૮૯૬ ના સપ્ટેમ્બરની ૧લી તારીખની સવારે તે તિરુવણ્ણામલૈ પહોચ્યા. સ્ટેશનમાથી બહાર નીકળી ધબકતે હૈયે અને ઉતાવળે પગલે તે શ્રીઅરુણાચલેશ્વરના મદિરમા ગયા. મદિરના બધા દરવાજા એમનુ સ્વાગત કરવા માટે જ જાણે ખુલ્લા હતા, અને નવાઈ જેવુ એ હતુ કે તે વખતે મદિરમા કોઈ જ ન હતુ આથી પોતાના આગમનની ખબર ભગવાન શ્રીઅરુણાચલેશ્વરને આપવા માટે તે મદિરના ગર્ભદ્વારમા નિર્વિઘ્ન જઈ પહોચ્યા પોતાની જાતને શ્રી અરુણાચલેશના ચરણોમા સદા માટે સમર્પણ કરતા એ બોલ્યા

"પિતાજી ! આપની આજ્ઞાનુસાર આ દીન આવી પહોચ્યો છે આપ જ એના રક્ષક છો"

વેકટરામનુ વય તે વખતે ૧૭ વર્ષનુ હતુ ત્યારથી તેમના નિર્વાણદિન લગી શ્રી રમણમહર્ષિ એ તિરુવણ્ણામલૈમા જ સ્થિર વાસ કર્યો હતો કોઈ દિવસ બહાર ગયા ન હતા.

શ્રીઅરુણાચલેશ્વરની સન્નિધિમાથી નીકળી થોડુક આમતેમ ફરી, આપણા તાપસકુમાર મદિરના હજાર થાભલાવાળા મડપમા ધ્યાનસ્થ થઈને બેઠા ત્યા લોકોએ તેમને જપવા દીધા નહિ અને તોફાની છોકરાઓ તેમને કનડવા લાગ્યા. આ રજાડમાથી બચવા માટે એ "પાતાળલિગ" નામના ભોયરામા જઈને બેઠા આ ભોયરુ અધારિયુ અને ભયાનક હોઈ, તેમા ઊતરવાની કોઈ હિમત કરતુ નહિ. ત્યા વેકટરામને કેટલા દિવસ ગાળ્યા તે કોઈ જાણતુ નથી, પરતુ લોકોએ તેમને પહેલ વહેલા જોયા ત્યારે તેમના શરીરની દશા હૃદયદ્રાવક હતી તેમની બન્ને જાઘો ભોયરામાના જીવજતુઓએ કોરી ખાધી હતી જખમમાથી વહેતા લોહીપરુથી આજુબાજુની જમીન પણ ખરડાઈ ગઈ હતી એમ છતા એમનો આત્માનદ એટલો સભર હતો કે એમને દેહનુ લગારે ભાન ન હતુ તેમને ન હતુ દુખ કે ન હતી પીડા, હતો એક માત્ર આત્મસાક્ષાત્કારનો વિશુદ્ધ અને ઉત્કટ આનદ

આ ઘટનાનુ શુભ પરિણામ એ આવ્યુ કે લોકો પર તેમની આ આકરી તપશ્ચર્યાની ભારે અસર થઈ અને કેટલાક ભલા સાધુઓ તેમની સભાળ લેવા લાગ્યા આ વખતે લોકો વેકટરામનને બ્રાહ્મણસ્વામી, બાળસન્યાસી વિ૦ જુદાજુદા નામે ઓળખતા હતા, કારણ કે કોઈ ને તેમના નામની કે પૂર્વજીવનની કશી જ માહિતી ન હતી પાતાળલિગના ભોયરામાથી બહાર આવ્યા પછી વેકટરામન સુબ્રહ્મણ્ય મદિર, પુષ્પવાટિકા, વાહનમડપ, મગૈપિળ્ળૈયર મદિર, ગુરુમૂર્તમ વિગેરે સ્થળોએ રહ્યા. એ ગુરુમૂર્તમમા રહેતા હતા એ વખતે એક ભક્તે હઠ લીધી એટલે તેમણે પોતાનુ નામ તથા ગામ કાગળની એક કાપલી પર 'વેકટરામન તિરુચ્ચુળિ' એમ તેમણે લખી આપ્યુ, કારણ કે વેકટરામન તિરુવણ્ણામલૈમા પગ મૂક્યો ત્યારથી મૌન જ પાળતા હતા. આ સમાચાર થોડા સમયમા મદુરા પહોચ્યા અને ત્યાથી વેકટરામનના કાકા તેમની તપાસ કરવા તિરુવણ્ણામલૈ આવ્યા કાકાએ જોતાવેત [અનુસધાન પૃ ૧૧૦મે]

કર્યા પછી ગાંધીજી પાસે આ વાત આવી. કોણુ લાવ્યું ? કોણે કોણે ખાધાં વગેરે પુછાયું. પ્રથમ તો તેને બહુ મહત્ત્વ ન અપાયું. ફક્ત સામાન્ય ધોરણુ બહાર કયા વિદ્યાર્થીઓ વર્ત્યા તે જાણુવા પૂરતો જ પ્રયત્ન હતો. પણુ પાછળથી એવું જણાયું કે એક શિક્ષિકા બહેન પણુ તેમાં સામેલ હતાં. ગાંધીજીને પ્રથમ તો એ વાત સાચી લાગી જ નહિ. પણુ એક બે વિદ્યાર્થીઓએ ખાતરીથી કહ્યું એટલે ગાંધીજી શંકાશીલ બન્યા. ગાંધીજીને તે બહેન પ્રત્યે ભારે શ્રદ્ધા હતી, છતાં પણુ તેમણે તે બહેનને પૂછયું. તેમણે બહુ ચાલાકી અને લાગણીભરી વાણીથી તે વાત સત્ય હોવાનો ઇન્કાર કર્યો. તેમના ઇન્કારથી આ નજીવો પ્રશ્ન વધારે ગંભીર બન્યો. વિદ્યાર્થી જૂઠા કે તે જૂઠાં ? એમાંથી કોઈ પણ પક્ષ આમ હેતુપૂર્વક અસત્ય બોલે તે અસહ્ય ગણાય. વિદ્યાર્થીઓ વધારે મક્કમતાથી કહેવા લાગ્યા. બીજી બાજુ પેલાં બહેને વધુ દૃઢતાથી તેનો ઇન્કાર કરવા માંડયો. એક ગુનો થઈ જવો એ અકસ્માત હોઈ શકે છે. પણુ થઈ ગયેલા દોષને છુપાવવો અને તે માટે અસત્ય બોલી તેનો ઇન્કાર કરવો એથી કરેલો ગુનો અનેક ગણો ગંભીર બને છે. અહીં પણુ એવું બન્યું. અને દરેક ક્ષણુ વધુ ગંભીર બનતી ગઈ. અંતે ગાંધીજીએ દેવદાસને બોલાવ્યા, પાસે ઊભા રાખ્યા અને પૂછયું : "દેવા, તું આ વિષે શું જાણે છે? બહેને ભજિયાં ખાધાં હતાં ?" દેવદાસ શો જવાબ આપે? ગાંધીજીના હૃદયમાં તે બહેન પ્રત્યે એવી ખાતરી હતી કે તેને માટે કાંઈ દોષારોપ કરવો એ પણુ વિદ્યાર્થીઓ માટે ધર્મસંકટ હતું. આ વિચારથી દેવદાસ રડવા લાગ્યા ખૂબ ડૂસકાં ભરવા લાગ્યા. ગાંધીજીએ પૂછયું: "દેવા, તું આટલો બધો રડે છે કેમ? જે સત્ય હોય તે કહે." દેવદાસે ડૂસકાં ભરતાં જવાબ આપ્યો કે, હું સત્ય વાત તમને કહીશ પણુ તમે મને જૂઠો માનશો, તેથી મને રડવું આવે છે." ગાંધીજી બોલી ઊઠયા : તું અત્યારે તો સાચું જ બોલીશ એવી મને ખાતરી છે. જે સત્ય હોય તે જ કહે." દેવદાસે દૃઢતાથી જણાવ્યું કે : "બહેનને ભજિયાં ખાતાં મેં જોયાં છે."

બસ, હવે ખલાસ થયું. ગાંધીજી તો વિચારવમળમાં ક્ષણેક પડી ગયા. આટલી હદ સુધી વિદ્યાર્થીઓ જૂઠું બોલતા હોય તો તે ભયંકર છે, અને પેલાં બહેન જૂઠું બોલતાં હોય તો તે તેથી પણુ વધારે ભયંકર છે. આખા ખંડમાં શાન્તિ પથરાઈ ગઈ હતી, ગમગીની છવાઈ રહી હતી. ઘડી પછી શું થશે તેના વિચારમાં બધા હતા. એટલામાં ગાંધીજી નિશ્ચયાત્મક શબ્દોમાં બોલ્યા : "મારી પાસે સત્ય વાત તો આવવી જ જોઈએ. તેથી વિદ્યાર્થી સાચા છે કે બહેન સાચાં છે તેનો નિર્ણય બન્ને પક્ષ તરફથી કરવામાં નહિ આવે ત્યાં સુધી હું અનશન વ્રત લઈશ." આ નિર્ણય સાંભળી અમારા પર જાણે વીજળી પડી હોય એવા અવાક અમે બની ગયા. આનું પરિણામ કેવું આવશે તેના સારામાઠા તર્કવિતર્ક થવા લાગ્યા. શ્રી કૅલનબૅક તો ચિંતામાં જ પડ્યા. રાત્રીના સાડા નવ થયા, ગાંધીજીએ મને પૂછયું : "તમને શું લાગે છે ?" મેં કહ્યું : "તે બહેન આવું ન કરે. અને ભૂલથી થઈ ગયું હોય તો પણુ આટલી હદ સુધી છુપાવે નહિ. દેવદાસ ઘણી વખત અસત્ય બોલ્યા છે એમ મારો અનુભવ છે. છતાં આજે મારા ઉપર તેમના બોલવાની કાંઈ જુદી અસર થઈ છે. અને હું પણુ હવે શંકાશીલ બન્યો છું. છતાં હું ચોકકસ તપાસ કરીશ." પછી બધાં સૂઈ ગયાં. મેં અને મગનલાલ ગાંધીએ રાત્રે બાર [અનુસંધાન પૃ ૧૦૬મે]

બકરા મારીને [illegible]
નો ઉપયોગ કરવામાં
શું હિંસા નથી જ તો?
બકરાં [illegible]
આપણે રોકી નથી શકતા.
રોકી શકાય ત્યારે એની
તાંત વિના ચલાવાય.
કુદરતી મોતથી મરતાં
બકરાંની તાંત [illegible]
[illegible]
[illegible]
[illegible]
૧૫/૩૨ બાપુ

[બાળકોની જિજ્ઞાસાવૃત્તિને સંતોષવી એ માબાપની ફરજ છે. બાપુ આ ફરજ સારી રીતે સમજતા અને ગમે તેવા કામમા પડયા હોય તો પણ બાળકોના પ્રશ્નોને તેઓ સરસ ભાષામાં ખૂબી ન સમજાય ત્યા સુધી ફરી ફરી જરા પણ કંટાળ્યા વગર સમજાવતા.

આશ્રમમા તો અનેક જાતના પ્રશ્નો બાપુ પાસે ચર્ચાય. બાળકોનાં કોમળ માનસ ઉપર ઘણી વાર તેની અસર પડતી અને કેટલીકવાર તો મોટા માણસો પૂછે એવા પ્રશ્નો બાળકો પણ પૂછી બેસતા. બાપુને તો આવા પ્રશ્નો બાળકો પૂછે એટલે તો ખૂબ જ રસ પડે અને હસતાં હસતાં કહે, "ન સમજાય ત્યાં સુધી ફરી ફરી પૂછજો."

ફરતી વખતે બાળકોની બાપુ સાથે બરોબર દોસ્તી જામતી અને બાળકો બાપુને વિવિધ પ્રશ્નો પૂછી ધરી વળતા. એક બાળક કહે, "બાપુજી, તમને કોઈ પગે લાગે છે ત્યારે જોરથી તમે ધબ્બો મારો છો એ હિંસા ન કહેવાય?" વળી બીજો બાળક પૂછે: "બાપુ, મેં મશ્કરીમાં મોહનની વસ્તુ ઉપાડી લીધી તો શું મે ચોરી કરી કહેવાય?" વળી કોઈ પૂછે: "કોઈને કંઈ ખાવાની ઇચ્છા થઈ પણ મળતી નથી એટલે એ ખાઈ શકતો નથી તો તેણે અસ્વાદ વ્રતનો ભંગ કર્યો કે નહીં?" આમ આશ્રમના વ્રતોને બાળકો પોતાની રીત પ્રમાણે સમજવાનો પ્રયત્ન કરતાં.

નીચેનો હિંસા અહિંસા ઉપરનો પ્રશ્ન બાળકને રૂ પીંજતાં પીંજતાં ઊઠે છે. તેને થાય છે, "આ પીંજણમા વપરાતી તાંત તો બકરાના આંતરડામાથી બનેલી છે એ મારાથી [અનુસંધાન પૃષ્ઠ ૧૦૪મે]



[ પુણ્યાત્મા બાપુજીનુ હૃદય તો પાવનકારી ગંગાના જેવુ નિર્મળ અને સુખદાયી હતુ બાપુજી સ્ત્રીમાતાના ભવને જ જોતા અને હૃદયથી એમને નમતા. તેથી જ નરસિંહ મહેતાના પદમા પરસ્ત્રી જેને માત રે એને બદલે 'સ્ત્રીજન જેને માતરે' એવો ભાવ આપણા હૃદયમા સર્વદા સ્પંદિત થતો હોવો જોઈએ એમ બાપુજી ઇચ્છતા હતા.

બાપુજીએ બહેનોને લખેલા પત્રો એટલે સ્ત્રીજન – સમાજને વિકસશીલ માર્ગે લઈ જનાર સંજીવની જ છે એ પત્રો સ્ત્રી તેમ જ પુરુષના જીવનને ઉન્નત કરી શકે અને જ પુણ્યશીલા આપણને સુપથે દોરી શકે એમ છે ]

બહેનો,

હવે તો તમે બહુ ઓછી રહી પણ જગતમા ભરતી ઓટ તો થયા જ કરે છે આપણને ગીતામાતા શીખવે છે કે ભરતી ઓટ, ટાઢ, તડકો, સુખ, દુખ સરખા સમજવા માતના શિક્ષણનો પદાર્થપાઠ હાલ મળે છે તે બધા પચાવો એટલે ગીતામાતાને ખોળે માથુ મૂક્યુ સફળ થયુ ગણાય

કેટલીક બાબતોમા મે જોયુ કે યુરોપના લોકો ગીતા જાણ્યા વિના તે પ્રમાણે વર્તે છે અત્યારે તો એક જ વાત યાદ આવે છે તે લખી નાખુ છુ લન્ડનની બહાર હુ જ્યા જ્યા ગયો ત્યા મિત્રોને ત્યા ઊતરતો એ બધા ઠીક સ્થિતિના ગણાય તેઓને ત્યા નોકરો તે નોકરો જેમ નહિ કુટુબીની જેમ રહેતા મે જોયા નોકરોની ઉપર કામનો બોજો ન પડવા દેય, પોતે પણ સાથે સાથે કામ કરે સવારના વહેલુ ઊઠવુ હોય તો નોકરને ન ઉઠાડતા પોતે જ ઉઠેલી હોય ઘણે ઠેકાણે આ નોકરો જૂના મે જોયા. લગભગ દરેક ઠેકાણે એઓને મારી સાથે મેળવતા તેઓની સુઘડતાનો તો પાર જ નહિ આ બધુ જોઈને મારા મનમા આ મિત્રોને વિષે બહુ માન વધ્યુ આ નોકરોના પગાર તો સારા હોય તેમા નવાઈ જ શી ? આપણા નોકરોની સાથે આપણા વ્યવહારમા આપણે આ કોટીને નથી પહોચ્યા એમ આપણે કબૂલ કરવુ જોઈએ એમ મને તો લાગે છે આ સામ્યનો યોગ કહેવાય અર્જુને આની કઠિનતા ભગવાનને કહી સભળાવી ભગવાને કહ્યુ એ યોગ કઠિન છતા એ યોગ અભ્યાસ અને વૈરાગ્યથી સધાય છે આપણે તે સાધિયે

ય. મ ૫–૨–૩૨

બાપુના આશીર્વાદ

આત્મનો ઉદ્ધાર આત્મા જ કરી શકે છે આત્માનો બધુ આત્મા જ છે સ્ત્રીઓનો ઉદ્ધાર સ્ત્રીઓ જ કરી શકે. એ માટે તપશ્ચર્યાની જરૂર છે પુરુષ કરતા સ્ત્રીઓમા વધારે તપશ્ચર્યા છે એ વાત સાચી પણ એ જ્ઞાનપૂર્વકની તપશ્ચર્યા જોઈએ. અત્યારે તો મજૂરોની જેમ એ પરાણે કામ કરે છે.

'બાપુના પત્રો'

બાપુના પત્રો : [ અનુ૦ પૃષ્ઠ ૧૦૨થી ચાલુ ] કેમ વપરાય ? એમાં તો હિંસા છે ! " બાળકના આ પ્રશ્નને બાપુ નીચેનો પત્ર લખી સમજાવે છે. આપણા સૌના માટે આ મનનીય થઈ પડશે. ]

ચિ૦ ધીરુ....ન સમજાય ત્યાં લગી એ જ પ્રશ્ન પૂછયા કરવાની ટેવ સરસ ગણાય. તાંત માટે બકરાં મારે તો તે તાંતનો ઉપયોગ ન જ કરાય. પણ તાંત માટે જ એક પણ બકરાને માર્યાનું મેં કદી જાણ્યું જ નથી. બકરાંનો વધ કરોડો માણસના ખોરાક સારુ હિંદુસ્તાનમાં જ થાય છે, બહાર થાય છે તે જુદો. તેમાંથી દુનિયાને જોઈએ તેના કરતાં વધારે તાંત પેદા થાય છે. આમ અનાયાસે મળતી તાંતનો ઉપયોગ કરવામાં હું હિંસા નથી જોતો. બકરાના વધને આપણે આજે રોકી નથી શકતા. રોકી શકાય ત્યારે એની તાંત વિના ચલાવીએ. કુદરતી મોતથી મરતા બકરાંની તાંત ત્યારે મળે. આજ તો બકરા કુદરતી રીતે ભાગ્યે જ મરવા પામે છે. હજુ ન સમજ્યો હોય તો પૂછજે. ૧–૯–૩૨, બાપુ

એક વિદ્યાર્થીએ બાપુને લખ્યુ

" આપ ચિત્તની એકાગ્રતાનો કોઈ ઉપાય બતાવશો ? કોઈ ખાસ બાબતમાં એકાગ્રતા કરવા માટે આપ શા ઉપાયો લો છો ? "

ચિત્તની એકાગ્રતા અભ્યાસથી થાય. શુભ અને ઈષ્ટ વિષયમાં લીન થવાથી એકાગ્રતાનો અભ્યાસ થઈ શકે છે. જેમ કોઈ દરદીની સેવામાં એકાગ્ર બને છે, કોઈ અત્યંજોની સેવામાં, કોઈ રેંટિયો ચલાવવામાં, અને કોઈ ખાદી પ્રચારમાં. શ્રદ્ધાપૂર્વક રામનામ ઉચ્ચારવાથી એકાગ્ર થઈ શકાય.

" એકાગ્ર કેમ થવાય ? ઈશ્વરના અગણિત નામમાં કયું લેવું ? "

એકાગ્ર થવાનો સારામાં સારો ઉપાય આ છે : જે શારીરિક કામ કરવું તેમાં તન્મય થઈ જવું. અને તે સરસ કરવાનો પ્રયત્ન કરતાં તેમાં તન્મય થવાય જ. ઈશ્વરનામમાં જેની આપણને ટેવ હોય તે સૌથી વધારે ઉપયોગી સમજવું. રામનામ મને બહુ પ્રિય છે.

૧. પરમ શ્રેય માટે શું વાંચવું ? ૨. ચિત્તની એકાગ્રતાના માર્ગ ? ૩. આપને અંતરનો સંદેશ ન મળ્યો તો મારા જેવાને તો શી રીતે મળે ? ૪. પરમાત્માની ઝાંખીના ઉપાય ? ૫. પ્રવૃત્તિથી શાંતિ થાય ?"

(૧) ગીતાજી અને રામાયણ વિચારપૂર્વક વંચાય તો તેમાંથી બધું મળી રહે છે.

(૨) હૃદય પવિત્ર કરવા અને એકાગ્ર થવાને સારુ મજકૂર પુસ્તકોનું વાચનમનન અને જ્યારે શુભ કાર્યમાં ન રોકાયેલા હોઈએ ત્યારે રામનામનું રટણ બહુ મદદગાર છે.

(૩) આપણે તો પ્રયત્નવાન રહીએ. અને શ્રદ્ધા રાખીએ કે પ્રયત્નનું ફળ મળ્યા વિના રહેવાનું જ નથી.

(૪) રાગદ્વેષાદિનો સર્વાંશે ક્ષય થવો એ જ ઈલાજ આત્મદર્શનનો છે.

(૫) શુભ પ્રવૃત્તિથી પરમ શાંતિ અવશ્ય મળી શકે છે.

" પરમેશ્વરનું ધ્યાન ધરવું જોઈએ કે નહીં ? જો ધ્યાન ધરવું જોઈએ તો કઈ રીતે ? "

પરમેશ્વરનું સ્વરૂપ બુદ્ધિ વડે જાણીને હૃદયમાં ઉતારવા સારુ ધ્યાન ધરવું આવશ્યક છે જ. પરમેશ્વર નિરંજન નિરાકાર ધ્યાનથી પણ પર છે. અવ્યક્ત માર્ગ દેહધારીઓને સારુ દુઃખમય છે, તેમ તેનું સગુણ વ્યક્તરૂપે ધ્યાન ધરીએ. આ યુગમાં, આ દેશમાં તે દરિદ્રનારાયણરૂપે જોવામાં આવે છે. તેથી તેનું ધ્યાન દરિદ્રોની સેવા કરીને જ ધરાય. દરિદ્રોની સેવા અનેક રીતે થતી હશે. પણ ભારતવર્ષના દારિદ્ર્યની જડ આળસ અને બેકારી છે. તેથી તે આળસ કાઢવા લોકોને શુદ્ધ ઉદ્યમ આપવા રેંટિયો ચલાવી તેમને ચલાવવા પ્રેરીએ, પ્રત્યેક શ્વાસે એ નારાયણનું ઉચ્ચારણ કરીએ, પ્રત્યેક આંટે એ નારાયણને સંતુષ્ટ થતો, હસતો જોઈએ.




**શ્રી. ગુરુદયાલ મલ્લિક**

[ભારતની સંસ્કૃતિમાં સંગમનું માહાત્મ્ય અત્યુચ્ચ છે. જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે. એ સ્થળનું દર્શન મંગળમય, શુચિમય અને પાવનકારી બને છે.

ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહા-વિભૂતિનાં ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભાવિ ગૌરવશીલ બનશે. આ બન્ને મહાપુરુષોના જીવનાભિલાષોને સમ્મિલિત કરીએ એમાં જ આપણું શ્રેય છે.]

હાસ્ય પણ એક જાતની પ્રાર્થના છે, કારણ કે જેમ પ્રાર્થનામાં માણસ અમુક સમય માટે અહંકારના આવેશથી મુક્ત થઈ જાય છે, તેમ હાસ્યમાં પણ તેને એવી મુક્તિ મળે છે. અને જેવી રીતે પ્રાર્થનાથી માણસનું ચિંતાગ્રસ્ત મન હલકું થઈ જાય છે, તેમ હાસ્યથી પણ તેના માથા પર જે ભાર છે તે થોડો હલકો થાય છે એવું માણસને લાગે છે તેથી એમ કહી શકાય કે પ્રાર્થના અને હાસ્ય માણસનાં બે ફેફસાં (Lungs) છે જેમ કોઈ મોટા શહેરમાં જ્યાં વસતી વધારે હોય છે ત્યાં લોકોના શારીરિક જીવન માટે રમવા અને હરવાફરવાની ખુલ્લી જગ્યાઓ, બાગ-બગીચા વગેરે તેનાં ફેફસાં છે. એક થાકેલા અને મૃતપ્રાય થયેલા માણસને પ્રાણવાયુ અથવા ઓઝોન (Ozone) આપવા માટે ડાક્તરો સલાહ આપે છે, એવી જ રીતે મહાપુરુષો આપણને પોતાના જીવનમાંથી પ્રાર્થના અને હાસ્યનું મહત્ત્વ શીખવે છે

ગુરુદેવ અને ગાંધીજીના જીવનમાં પણ આ પ્રત્યક્ષ દેખાય છે જેમ ગાંધીજી કહેતા કે હાસ્ય વિના તેઓ ગાંડા થઈ જાત અને જે કામનો બોજો તેમને દરરોજ ઉપાડવો પડતો તે તેઓ બરદાસ્ત ન કરી શકત અથવા બરાબર ન કરી શકત, તેમ ગુરુદેવ પણ હાસ્યકૌતુક વિના પોતાના જીવનનો ભાર હલકો ન કરી શકત તેમના સાહિત્યમાં હાસ્યરસ વારંવાર જોવામાં આવે છે, જેમ ગાંધીજીની દરરોજની વાતોમાં વારવાર હાસ્યની લહેર ઊછળતી.

એક વાર એક જુવાન એક જ્ઞાની પુરુષ પાસે ગયો અને બોલ્યો, "મહારાજ, મને આધ્યાત્મિક જીવન જીવવાનો માર્ગ બતાવો." તે જ્ઞાની પુરુષે કહ્યું, "બજારમાંથી 'A Book of Jokes' (ટુચકાની ચોપડી) ખરીદીને લઈ આવો અને તેમાંથી દરરોજ સવાર સાંજ એક એક joke (ટુચકો) વાંચો."

જુવાન તો જરા આશ્ચર્ય પામ્યો, કારણ કે એને તો એમ લાગ્યું કે આધ્યાત્મિક

પુરુષો હંમેશાં ગંભીર રહે છે અને હંમેશાં 'લાંબુ મોઢું' (Long face) રાખીને બેસે છે. પણ સત્ય તો એનાથી ઊલટું છે. સાચા આધ્યાત્મિક અને જ્ઞાની પુરુષમાં હાસ્યરસ મહત્ત્વનો ભાગ ભજવે છે. પ્રાર્થનાની જેમ તે એમનો પ્રાણ છે.

હાસ્ય એ પ્રભુની મનુષ્યને મળેલી અમૂલ્ય ભેટ છે. અને એમ કહેવાય છે કે જે માણસમાં સંગીત સાંભળવાની શક્તિ નથી હોતી, તે ઘણી વાર કાવતરાં કરવામાં હોશિયાર હોય છે, તેવી જ રીતે જે વ્યક્તિમાં હાસ્યનો અભાવ હોય છે તે ઘણી વાર સાચી સહાનુભૂતિ અથવા સહિષ્ણુતા નથી ધરાવતો.

પ્રાર્થનાથી માણસનું મુખ ઉજ્જવળ થઈ જાય છે, તેમ હાસ્યથી પણ મુખ પર જ્યોતિ જોવામાં આવે છે. જેમ પ્રાર્થનામાં ઊંચનીચનો ખ્યાલ નથી રહેતો, બધાં એક કક્ષાનાં આપણી ચેતનામાં થઈ જાય છે, તેમ હાસ્યમાં પણ સમાનતા અથવા એકતાનો ભાવ ઊપજે છે. તેથી કહી શકાય "Prayer is the laughter of the spirit, like humour, it is leveller and a lever." "પ્રાર્થના એ આત્માનું હાસ્ય જ છે; હાસ્ય અને પ્રાર્થના 'એકમેવ અદ્વૈતમ્' છે. એ તો સમાનતા સ્થાપનારું અને જીવનદાયી તત્ત્વ છે."

---

બાળકોના બાપુ : [અનુસંધાન પૃષ્ઠ ૧૦૦થી ચાલુ] વાગ્યે નિર્દોષ વિદ્યાર્થીઓને ભરનિદ્રામાંથી એક પછી એક ઉઠાડીને પૂછવા માંડ્યું. તે બધા તરફથી એકસરખી માહિતી મળી. અને અમને પણ ખાતરી થઈ કે વિદ્યાર્થીઓનું કહેવું સત્ય છે.

છતાં જ્યાં સુધી પેલાં બહેન પોતે ગાંધીજી પાસે સ્વીકાર ન કરે ત્યાં સુધી શું? અને અંતે પ્રભુએ તે બહેનને સત્ય વાત કહી દેવાની હિંમત આપી. બીજે દિવસે દશ વાગ્યે તે બહેને ગાંધીજી પાસે જઈ પ્રણામ કરી પોતાના દોષનો સ્વીકાર કર્યો.

આ પ્રસંગ વાંચી ઘણાઓને નવાઈ લાગશે. તેઓને એમ લાગશે કે આવી નજીવી બાબતમાં ગાંધીજીએ અનશન વ્રત લીધું તે વિચિત્ર કહેવાય. પણ આ નજીવો જણાતો પ્રસંગ કેટલો ગંભીર હતો તે તો ફિનિક્સના વાતાવરણમાં રહેનાર સમજી શકે.

આ પ્રસંગ પછી બીજે દિવસે ગાંધીજી જોહાનિસબર્ગ ગયેલાં ત્યાંથી આ પ્રસંગ વિષે તેમણે નીચેનો પત્ર લખેલો :

"....બહેનને મેં જે માળ ઉપર કલ્પી હતી ત્યાંથી તેને ઊતરવું પડયું છે. છતાં તે પુણ્યાત્મા તો છે જ એમ મનમાં રહે છે. તેના સદ્ગુણ ઘણા છે. તેને આપણે કેળવવા એ આપણી ફરજ છે. તેનું પાપ અને કામ તો જબરું હતું. તેને યાદ ન દેવાય એમ આપણે વરતવાનું રહ્યું છે. તેને ઘરકામમાં પ્રવીણ થવામાં ઉત્તેજન આપજો. છોકરાંઓ કોઈ તેનું અપમાન ન કરે એમ જોજો........રાતની કથા રાખજો. છોકરાંઓને પાંચ વાગ્યે ઉઠાડવાનો બોજો રા............ ઉપર ગણીશ. — બાપુના આશીર્વાદ





# કળા અને સંસ્કૃતિ



## બાપુજી શું કળા પ્રત્યે વિમુખ હતા?

શ્રી. નિર્મળકુમાર ઘોષ

[ સત્ય અને અહિંસાની ઉગ્ર સાધના દ્વારા બાપુજી સૌન્દર્યનું દર્શન કરતા હતા. બાહ્ય રૂપ કરતા આંતર-રૂપને જ બાપુજી વધારે પ્રાધાન્ય આપતા હતા. તેથી બાપુજીના અંતરમાં કલાવિદ્-આત્મા રહેતો હતો એનું થોડાને જ દર્શન થતું હતું બાપુજી તો દ્રષ્ટા હતા સત્ય દ્વારા સુન્દરતાને જોનારા હતા. પરંતુ આજે જ્યાં જ્યાં બાપુજીના વિચારોનું થોડેઘણે અંશે પણ અનુસરણ થાય છે ત્યાં માત્ર જીવનની શુષ્કતા જ દૃષ્ટિએ પડે છે બાપુજીનું જીવન સાધનાશીલ હતું તોયે શુષ્ક ન હતું બાપુમાં કલાની દૃષ્ટિ હતી જીવનમાં શું કે વ્યવહારમાં શું, ક્યાંયે લેશમાત્ર વિસંવાદિતા દેખાતી કે તરત જ બાપુજી અકળાઈ ઊઠતા. બાપુજીમાં રહેલી કલાદૃષ્ટિ બધે સંવાદિતા ઝંખતી હતી. પણ આજે બાપુજીને અનુસરનારાઓમાં એ દૃષ્ટિ નથી. તેથી બાપુજીના વિચારો પ્રાણ વિનાના હોય એમ લાગે છે એમાં જીવનની તાજગી દેખાતી નથી. એ કારણે જ ઘણા લોકો આજે બાપુજીના વિચારોથી દૂર ભાગતા હોય એમ લાગે છે. આ વિભાગમાં બાપુજીમાં પણ કલા અને સંસ્કૃતિને નીરખવાની પ્રાણવંત દૃષ્ટિ હતી એ દર્શાવવાનો આશય છે અને એ રીતે જીવનમાં સંયમશીલ, સત્યશીલ આનંદ રહેલો છે એનું દર્શન કરાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરીશું ]

ઘણા માણસો એમ માને છે કે બાપુજીને કળાની કે સૌન્દર્યની દૃષ્ટિ ન હતી. એમનું જીવન ઉગ્ર તપસ્યાથી એટલું પ્લાવિત હતું કે એમનામાં સુકોમળ લાગણીઓને સ્થાન જ રહ્યું ન હતું આવી માન્યતાવાળી વ્યક્તિઓમાં નંદબાબુ પણ એક હતા પણ એક એવો પ્રસંગ બન્યો જેનાથી નંદબાબુને પોતાનું મંતવ્ય બદલવું પડ્યું.

એક વખતે મહાસભાના અધિવેશન વેળાએ બાપુજીએ નંદબાબુને સુશોભન કરવા નિમંત્રણ આપ્યું અને જણાવ્યું કે તેમણે ગામડામાં મળતી વસ્તુઓનો જ ઉપયોગ કરીને સુશોભન કરવું ગામડાની કળા અને ગ્રામ-ઉદ્યોગને લગતું પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવ્યું. બાપુજી પ્રદર્શનની મુલાકાતે આવ્યા ત્યારે બાપુજીએ પ્રદર્શનમાં પ્રવેશ કર્યો ત્યારે નંદબાબુ એમનું સ્વાગત કરવા ગયા હજી પ્રદર્શનમાં બધી વસ્તુઓ સુવ્યવસ્થિત ગોઠવાયેલી ન હતી અને હજી થોડો આમતેમ ફેરફાર કરવાનો બાકી હતો.

બાપુજી જેવા એક ઓરડામાં પ્રવેશ્યા કે તરત જ એમણે એક સૂચન કર્યું એ સૂચનથી નંદબાબુ તેમ જ એમના સહાયકો લજ્જા પામ્યા વાત એમ હતી કે જે ટેબલો ઉપર પ્રદર્શનમાં જોવા સારુ વસ્તુઓ ગોઠવવામાં આવી હતી એની નીચે એક ટોપલી રહી ગઈ હતી. સામાન્ય મહેમાનોને પ્રદર્શન બતાવતા પહેલા એને ખસેડી લેવાનું ઉતાવળને લીધે કોઈને સૂઝ્યું ન હતું ગાંધીજીનું એ તરફ ધ્યાન ગયું અને એમણે કહ્યું કે આ

સ્થળની શોભામાં એ ટોપલી આંખને ખૂ ચે એવી છે. પછી તો એને તરત જ ખસેડી લેવામાં આવી!

બાપુજી બહુ જ ઝીણવટથી પ્રદર્શનમાં મૂકેલી વસ્તુઓને તપાસતા એક ટેબલ પાસેથી બીજા ટેબલ તરફ જતા હતા. સાથે નંદબાબુ પણ હતા. અને બાપુજીને આમ આ બધી વસ્તુઓમાં તેમ જ તેના કારીગરોમાં આટલો ઊંડો રસ લેતા જોઈ ને એમને આશ્ચર્ય થયું. પણ થોડી વાર પછી નંદબાબુએ જોયું કે બાપુજી શૂન્યમનસ્ક થઈ ગયા હતા અને પ્રદર્શનના મંડપની નીચેની લીંપેલી ભૂમિ તરફ એકીટશે જોઈ રહ્યા હતા. મંડપના ઉપર સૂકાં પાંદડાનું છાપરું કરવામાં આવ્યું હતું. સૂર્ય પૂરેપૂરો તપતો હતો. તેથી સૂર્યનાં કિરણો પાંદડાંની વચ્ચે થઈને અંદર પ્રવેશી લીંપેલી ભોંય પર આકર્ષક ભાત પાડતાં હતાં. બાપુજીનું ધ્યાન ત્યાં તલ્લીન બન્યું હતું. થોડી વાર પછી તેઓ બોલ્યા, "નંદલાલ, તમે આના જેવું તો ન જ કરી શકો, ખરું ને?"

ત્યારે જ કલાવિદ્ નંદબાબુએ જાણ્યું કે બાપુમાં સૌન્દર્યની કેટલી ઊંડી દૃષ્ટિ હતી. એ દૃષ્ટિને જાણવા બાહ્ય રૂપ કે ચિહ્નની જરાયે જરૂર ન હતી. તોયે બાપુમાં એ દૃષ્ટિ હતી જ. કદાચ એનું પ્રાથમિક કાર્ય જ એ હોય કે એણે બાપુજીનાં સમગ્ર જીવન અને આચરણને અતીવ સુંદર અને મહાકાવ્યના વૈભવવાળા કાવ્યમાં ફેરવી નાખ્યાં હતાં.

ઘણા જ ઓછા પ્રસંગોએ બાપુજીએ કળા વિષેના પોતાના વિચારો દર્શાવ્યા છે. પણ જ્યારે જ્યારે આવા પ્રસંગોએ બાપુએ જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે જીવનને અનુલક્ષીને તારવેલી વિશિષ્ટતાથી સભર ભરેલા છે. હવે બાપુજીના જ થોડા વિચારોને નીચે દર્શાવી હું કૃતકૃત્ય થાઉં.

"કોઈ પણ વસ્તુની બે બાજુઓ હોય છે : બાહ્ય અને આંતરિક. આ તો મારે મન માત્ર દર્શાવવા ખાતર જ. ખરી રીતે જ્યાં સુધી બાહ્ય બાજુ આંતરિક બાજુને સહાય ન કરે ત્યાં લગી એ બાહ્ય બાજુનો કંઈ અર્થ નથી. આમ બધી સાચી કળા એ તો આત્માનો આવિષ્કાર જ છે. માનવી અંતરાત્માનો આવિર્ભાવ કરી શકે એટલું જ બાહ્ય રૂપનું મૂલ્ય છે. આવા પ્રકારની કળા જ મને સૌથી વધારે અપીલ કરે છે. પણ હું જાણું છું કે ઘણા લોકો પોતાને કલાકાર તરીકે માને છે, અથવા મનાય છે, પરંતુ તેમનાં સર્જનમાં આત્માની ઊર્ધ્વગામી આકાંક્ષા અને તાલાવેલીનું જરાયે દર્શન થતું નથી.

"બધી સાચી કળા આત્માને અંતર્યામીની ઝાંખી કરાવવા સહાયરૂપ થવી જોઈએ. મારી પોતાની બાબતમાં હું જોઉં છું કે મારા આત્માની ઝાંખી કરવામાં મને બાહ્ય રૂપોની જરૂર જણાતી નથી. મારા ઓરડાની દીવાલો ભલે શોભા વિનાની હોય અને એના પર છાપરુંયે ન હોય, જેથી સૌન્દર્યના અનંત અવકાશમાં વેરાયેલા અસંખ્ય તારાઓનું હું દર્શન કરી શકું. પ્રકાશિત તારાઓથી આચ્છાદિત આકાશ ભણી જ્યારે હું જોઉં છું ત્યારે મને જે ભવ્ય દૃશ્ય જોવા મળે છે એવું દૃશ્ય મનુષ્યની સભાન કળા કયાંથી કરાવી શકે? આનો અર્થ એવો નથી કે હું, બધા મારે વિષે માને છે એમ, કળાની કૃતિઓની અવગણના કરું છું. પરંતુ મને પોતાને તો એવું લાગે છે કે કુદરતના સૌન્દર્યના શાશ્વત પ્રતીકોની તુલનામાં કળાની એ કૃતિઓ કેટલી ઝાંખી પડી જાય છે!

"બધાં સત્યો, માત્ર સત્ય વિચારો જ નહીં, પરંતુ સત્યશીલ મુખાકૃતિઓ, સત્યદર્શી ચિત્રો અને ગીતો અતીવ સુંદર હોય છે. લોકો, ઘણું કરીને, સત્યમાં રહેલ સૌન્દર્યને નીરખતા જ નથી, સામાન્ય માણસ તો એનાથી દૂર જ ભાગે છે અને એમાં રહેલ સૌન્દર્ય પ્રત્યે ઉદાસીન રહે છે. જ્યારે જ્યારે માણસ સત્યમાં સુંદરતા જોશે ત્યારે ત્યારે સત્ય કળાનો ઉદ્‌ભવ થશે."

# વિશ્વશાંતિ માટે પ્રાર્થના

શ્રી પુરાતન બુચ

અમેરિકાના પ્રમુખ ટ્રુમેને વિશ્વશાંતિ માટે તા. ૩૦ મી મેના દિને પ્રાર્થના કરવાનો આદેશ આપ્યો એ સૂચવે છે કે પશ્ચિમની પ્રજાઓ ભયંકર સંહારના શસ્ત્રોની સાથે સાથ માનવ કલ્યાણના માર્ગે – પ્રાર્થનાને પથે પણ પ્રયાણ જારી રાખવાની ઝંખના સેવે છે પરંતુ પ્રાર્થનાનો પયગામ દુનિયને જેઓએ પોતાના જીવન પ્રણાય દ્વારા આપેલો છે એવા બુદ્ધ, ઈશુ તથા ગાંધી જેવા સંતપુરુષો કહી ગયા છે કે એકી સાથે ઈશ્વર અને શેતાનને બન્ને રાજી રાખવાનો પ્રયાસ મિથ્યા છે. ઈશ્વરને રાજી રાખવાનો માર્ગ પ્રાર્થનાનો છે ને શેતાનને રીઝવવાનો માર્ગ સંહારનો છે એમ એ મહાપુરુષો ચેતવી ગયા છે

અમેરિકાનો વિશ્વની શાંતિ માટેનો પ્રયત્ન કાંઈ ઓછો નથી બીજા વિશ્વયુદ્ધ પછી વિશ્વની શાંતિ સચવાય એ કાજે શક્ય તેટલા પ્રયાસો કર્યાં છે ને હજુયે કર્યે જાય છે પરંતુ શાંતિનો આધાર સંહારક શસ્ત્રોની સજાવટ કરવા ઉપર અવલંબે છે એવી અમેરિકાની માન્યતા તેના પ્રમુખ તરફથી જાહેર થતી રહી છે એને અને પ્રાર્થના કરવાના આદેશને કોઈજ નિકટ કે દૂરનો સંબંધ નથી એ ભૂલવું ન જોઈએ

છતાં, હિંદની પ્રજાએ છેલ્લી પચ્ચીસી દરમિયાન ગાંધીજીની પ્રેરણા નીચે શાંત–અહિંસક માર્ગે જે પ્રગતિ કરી છે તે ભાવના હજુયે હિંદી પ્રજાના હૃદયમાં ભરેલી છે તેથી અમેરિકી પ્રમુખની વિશ્વશાંતિ અર્થેની પ્રાર્થનામાં સહુ અવશ્ય સાથ આપશે જ

ગાંધીજીનું આખું જીવન પ્રાર્થનામય હતું હિંદની પ્રાચીન યજ્ઞભાવનાને તેઓએ પોતાના જીવનકર્મ દ્વારા વ્યક્ત કરી હતી. એ ઉપરથી કહી શકાય તેમ છે કે પ્રાર્થના એટલે કેવળ ઈશ્વરનું ધ્યાન-ચિંતન જ નહિ, પરંતુ ઈશ્વર પ્રીત્યર્થે, અન્યના કલ્યાણ કાજે, કરેલું નાનું સરખું કાર્ય એ સાચી પ્રાર્થના છે

વિશ્વની શાંતિ કાજે પ્રાર્થના કરવાની આ આધુનિક રીત દ્વારા ગાંધીજી બતાવી ગયા છે કે જીવનને જેટલું સરળ, અપરિગ્રહી બનાવી શકાય તેટલું બનાવીને સર્વના કલ્યાણની દૃષ્ટિએ કાર્ય કરતા રહેવું આ દૃષ્ટિએ પ્રાર્થનામય જીવન ગાળનારા માનવીઓનો સમુદાય જેટલો વધે તેટલી વિશ્વની શાંતિ સચવાવાની સંભાવના વધુ એમ કહી શકાય કારણ કે આધુનિક જીવનમાં માનવી અન્યની શાંતિ તથા સુખને જોખમમાં મૂકીને જ પોતાની શાંતિ શોધવા મંથન કરી રહેલ છે ગાંધીજીએ પૂર્વની સંસ્કૃતિમાંથી શોધેલી જીવન દૃષ્ટિ અનુસાર અન્યને કાજે ત્યાગમય જીવન વ્યતીત કરીને જ સાચી ને ચિરંજીવ શાંતિ આપણે નિર્માણ કરી શકીએ. ત્યાગની ભાવનાને હિંદી પ્રજાએ લગભગ આત્મસાત્ કરી છે એ જોતા દુનિયાના આગળ વધેલા અમેરિકા જેવા મિત્રદેશના પ્રમુખ વિશ્વશાંતિ અર્થે ત્યાગમય આચરણ કેળવવાની એટલે કે પ્રાર્થના કરવાની સૂચના બધા દેશની પ્રજાઓને કરે એ હિંદને તો સદાય માન્ય હોય.

હિંસા અને રાગદ્વેષથી લગભગ થાકીને હારી ગયેલી જેવી માનવજાતિને પ્રાર્થનાના પથે વાળવામાં હિંદી પ્રજા સફળ થાય તો દુનિયા ઉપર ભયંકર વિનાશ વરસવાની જે આંધી ચડી રહેલી છે તેને દૂર કરવામાં નિમિત્ત બની શકે એમ કહેવામાં હરકત નથી.

શ્રી રમણ મહર્ષિ : [અનુ૦ પૃ૪ ૯૫ થી ચાલુ] વેંકટરામનને ઓળખી કાઢ્યા અને તેમને ઘેર આવવા માટે સમજાવ્યા. વેંકટરામને કઈ જ જવાબ આપ્યો નહિ. કાકાએ ઘેર પાછા ફરી માતાને બધી વાત કહી, એટલે વિરહઘેલાં માતાજી પુત્રને મળવા અરુણાચલ દોડી ગયાં. તે સમયે વેંકટરામન પવળકુન્રુ નામની ટેકરી પર રહેતા હતા. માતાજી ત્યાં પહોંચ્યાં ત્યારે વેંકટરામન એક શિલા પર આડા પડ્યા હતા. માએ જોતાં વેંત પોતાના પુત્રને ઓળખ્યો અને તેમને ઘેર પાછા ફરવા માટે ખૂબ કાકલૂદી કરી. પણ તાપસકુમારે તો મૌન જ સેવ્યું. ભક્તોએ માતાને લખીને જવાબ આપવાની વિનંતી કરતાં તેમણે આ પ્રમાણે લખી આપ્યું :

"કર્તા પ્રત્યેક જીવને તેના પ્રારબ્ધ અનુસાર ચલાવે છે. જે થવાનું નથી તે પ્રયત્ન કરવા છતાં યે થશે નહિ; જે થવાનું છે તે થયા વિના રહેશે નહિ. આ જ સત્ય છે. માટે ચૂપ રહેવું એ જ ઉત્તમ છે."

માતાજી નિરાશ થઈ ઘેર પાછા ફર્યાં. માતાના ગયા પછી વેંકટરમન અરુણાચલ પર આવેલી વિરુપાક્ષ ગુફામાં રહેવા ગયા. અહીં કેટલા જીજ્ઞાસુઓના આગ્રહને વશ થઈ, તેમણે પહેલી જ વાર ફક્ત લખીને ઉપદેશ આપવો શરૂ કર્યો. ઉપદેશ અને માર્ગદર્શન માટે એમની પાસે શરૂઆતમાં આવનારાઓમાં સ્વ. શ્રી ગંભીરમ શેષય્યર અને સ્વ. શ્રી શિવપ્રકાશમ પિળ્ળૈ હતા. આ બન્ને ભક્તોએ કાળજીપૂર્વક સંઘરેલી શ્રી મહર્ષિજીનાં બોધ વચનોની નોંધો 'આત્માનુસંધાન' અને 'હું કોણ?' નામની બે પુસ્તિકારૂપે બહાર પડી ચૂકી છે.

ઈ. સ. ૧૯૦૭ ના નવેમ્બર માસમાં સંસ્કૃતના પ્રખર પંડિત અને શિઘ્રકવિ કાવ્યકંઠ શ્રી ગણપતિ શાસ્ત્રી કોઈ દૈવી આદેશને વશ થઈ, બ્રાહ્મણસ્વામીના દર્શનાર્થે વિરુપાક્ષ ગુફાએ ગયા. દંડવત્ પ્રણામ કરી શાસ્ત્રીજીએ તરુણ સ્વામીજીનાં બન્ને ચરણ પકડી લીધાં અને વિનયપૂર્વક બોલ્યા, "જે કઈ વાંચવાનું હતું તે વાંચ્યું, વેદાન્તનો પણ સંપૂર્ણ અભ્યાસ કર્યો; મન ધરાય ત્યાં સુધી જપજાપ કર્યા, પરંતુ તપનું ખરું રહસ્ય હાથ ન લાગ્યું, આથી આપનાં ચરણોમાં શરણ શોધતો આવ્યો છું."

સ્વામીજી થોડોક વખત શાસ્ત્રીજીની સામે જોઈ જ રહ્યા અને પછી બોલ્યા, 'અહંનો ઉદય ક્યાં થાય છે તે તપાસતાં મન તેમાં લીન થાય છે; આ જ તપ છે. મનમાં મંત્ર જપતી વખતે એ મંત્રના સ્વર જ્યાં ઊઠે છે ત્યાં મન એકાગ્ર કરવાથી મનનો લય થશે; આ જ તપ છે" આ ઉપદેશથી શ્રી ગણપતિજીને પરમ સંતોષ થયો. સ્વામીજીનું નામ વેંકટરામન અથવા વેંકટરમણ છે એમ જાણતાં, શાસ્ત્રીજીએ તેમનું નામ 'ભગવાન શ્રી રમણ મહર્ષિ' રાખ્યું. આમ શ્રી ગણપતિ મુનિએ આ નામ પાડ્યા પછી વેંકટરામન શ્રી રમણ મહર્ષિને નામે જ ઓળખાવા લાગ્યા. આજે જગતના દૂરદૂરના દેશોમાં સુદ્ધાં આ નામ પહોંચી ગયું છે. ભક્તો તેમને માત્ર 'ભગવાન' જ કહે છે. શ્રી ગણપતિ મુનિનો જે મોટો શિષ્ય સમુદાય હતો તે બધા હવે શ્રી મહર્ષિજીના ભક્તો બની ગયા. શ્રી ગણપતિજીએ અને અન્ય ભક્તોએ શ્રી મહર્ષિજીને અનેક પ્રશ્નો પૂછ્યા અને પોતાની શંકાઓનાં સમાધાન મેળવ્યાં. એ બધાનો સંગ્રહ કરી શ્રી ગણપતિ મુનિએ 'શ્રી રમણગીતા' નામનું સંસ્કૃત પુસ્તક રચ્યું, જેના અનેક અનેક ભાષાઓમાં અનુવાદો બહાર પડ્યા છે.

આ બધા વખત દરમિયાન માતાજી વારંવાર તિરુવણ્ણામલૈ આવતાં. અને ૧૯૧૪ની

"પ્રારબ્ધ"

એક મુલાકાત દરમિયાન માતાજી ખૂબ બિમાર પડયા અને ત્રણેક અઠવાડિયા બહુ પીડાયા તે વખતે શ્રી મહર્ષિજીએ પોતે માતાજીને વિરુપાક્ષ ગુફામા રાખ્યા અને ખબ માવજતથી તેમની શુશ્રૂષા કરી જરા ઠીક થતા માતાજી માનામદુરા ગયા પણ થોડા જ વખતમા પાછા ફર્યાં સને ૧૯૧૬મા માતાજી કાયમને માટે શ્રી મહર્ષિજી પાસે આવીને રહ્યા શ્રી મહર્ષિજીએ પોતાનુ રહેઠાણ વિરુપાક્ષ ગુફામાથી બદલીને સ્કન્દાશ્રમની વિશાળ જગ્યામા રાખ્યુ ત્યારથી માતાજીએ આશ્રમ વાસીઓની રસોઈનુ કામ પોતાને માથે ઉપાડી લીધુ પોતાના આ પ્રખ્યાત પુત્ર જોડે છ વરસ રહ્યા એ દરમિયાન માતાજીનુ આધ્યાત્મિક ઘડતર એકધારુ ચાલી રહ્યું હતુ જ્યારે તેમનો અન્તકાળ આવ્યો તે વખતે તેમનામા સમર્પણવૃત્તિ પૂરેપૂરી ખીલી ઊઠી હતી. સને ૧૯૨૨ના મેની ૧૯મી તારીખે સવારથી રાતના આઠ વાગ્યા લગી શ્રી મહર્ષિ માતાજીના બિછાના પાસે જ બેઠા હતા પોતાનો જમણો હાથ માના હૃદય પર અને ડાબો હાથ માથા પર રાખી, માનો જીવાત્મા પરમાત્મામા ભળી ચિરંતન શાન્તિ પામ્યો ત્યા સુધી શ્રી મહર્ષિજી એકાગ્રપણે બેસી જ રહ્યા આમ આ આત્મનિષ્ઠ પુત્રે ભક્તહૃદયી માતાને મુક્તિ અપાવી હતી. તે આખી રાત સ્કન્દાશ્રમમા ભજનકીર્તન ચાલ્યુ સવારે માના મૃતદેહને અરુણાચલની બીજી બાજુ આવેલા પાલિતીર્થ પાસે દાટવામા આવ્યો અને તે જગ્યા પર સમાધિ બનાવી તેના પર એક લિંગની સ્થાપના કરવામા આવી. આજે આ સમાધિ પર શ્રી માતૃભૂતેશ્વરનું ભવ્ય મંદિર, માતાજીના નિર્વાણની આ અદ્ભુત ઘટનાના સ્મારકરૂપે ખડુ છે

સમાધિસ્થાન ગિરિની તળેટીમા હતું અને સ્કન્દાશ્રમ ગિરિ પર હતો, છતા છ મહિના સુધી લગભગ દરરોજ શ્રી મહર્ષિ ઉપરથી નીચે આવતા અને પછી એક દિવસે તે નીચે આવ્યા તે આવ્યા જ, પાછા ઉપર ગયા જ નહિ તે દિવસથી હાલના રમણાશ્રમની શરૂઆત થઈ તે વખતે શ્રી માતૃભૂતેશ્વરના લિંગ પર ફક્ત એક મઢી હતી વખત જતા આસપાસ કેટલાક ઝૂંપડા ઊભા થયા ધીરે ધીરે પાકા મકાનો બંધાવવા લાગ્યા છેલ્લા ૨૮ વર્ષમા શ્રી રમણાશ્રમનો વિસ્તાર અને વિકાસ ઘણો વધ્યો છે આજે આશ્રમમા શ્રી માતૃભૂતેશ્વરનુ મંદિર, કાર્યાલય, પુસ્તકાલય, ભોજનાલય, રુગ્ણાલય પાઠશાળા અને ગોશાળા એટલા પાકા મકાનો હોવા ઉપરાત બીજા થોડાક કાચા મકાનો પણ છે અતિથિઓને રહેવા માટે અતિથિગૃહો પણ છે અને તેઓના ભોજનની વ્યવસ્થા આશ્રમના ભોજનાલયમા જ થાય છે

* * *

સંવત ૨૦૦૬ના ચૈત્ર વદી ૧૩ને શુક્રવાર તા ૧૪–૪–૫૦ની રાત્રે ૮–૪૭ વાગે ભગવાન શ્રી રમણમહર્ષિ નિર્વાણ પામ્યા તે સમયે એક ભારે તેજસ્વી તારો દક્ષિણ – પશ્ચિમ દિશામાથી નીકળી શ્રી રમણાશ્રમ અને અરુણાચલ પહાડ પર થઈને શ્રી અરુણાચલેશ્વરના મંદિર પરથી પસાર થતો થતો ઉત્તર પૂર્વ દિશામા અદૃશ્ય થઈ ગયો હતો.

સાર્કોમા (Sarcoma) જેવો મહા પીડાકારક રોગ હોવા છતા શ્રી મહર્ષિના મુખ પર કદી પણ દુઃખની રેખા યે જોવામા આવી ન હતી. એમની સહજ સ્થિતિનું આ એક સબળ પ્રમાણ હતુ

* * *

છેલ્લા કેટલાક વર્ષોથી શ્રી રમણમહર્ષિની કીર્તિ ચારે દિશામા ખૂબ જ ગવાવા લાગી હતી. આપણા દેશના જુદા જુદા પ્રાતોમાથી તેમજ યુરોપ અમેરિકાના જુદા જુદા દેશોમાથી અનેક જીજ્ઞાસુઓ શ્રી મહર્ષિના

દર્શનાર્થે આવતા હતા. આ બધા શા માટે આવતા હતા? આ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ આપવો કઠિન છે છતાં એટલું તો સૌ કબૂલ કરે છે કે શ્રી મહર્ષિની સન્નિધિમાં રહેવાથી અલૌકિક શાંતિ અને આનંદ અનુભવાતાં હતાં અને આશ્રમમાં ફરીથી જવાનો દિવસ ક્યારે આવે તેની તેઓ રાહ જ જોતા હતા. શ્રી મહર્ષિજીની ચમકતા તારા જેવી તેજસ્વી આંખોની દૃષ્ટિનો પ્રભાવ એટલો અસાધારણ હતો કે જે કોઈ વ્યક્તિ પર એ દૃષ્ટિ ઠરતી તેના હૃદય પર તેની અદ્ભુત અસર થતી. કોઈ અવ્યક્ત, મૂક અને શાંતિકર લહરીઓ, વાતાવરણમાં ફેલાઈને તેમના કલ્યાણમય સાન્નિધ્યમાં બેસનારાં સ્ત્રી પુરુષોનાં સંતપ્ત હૈયાંને ઠારતી.

સાચા સાધકો કોઈ ગૂઢ રીતે શ્રીમહર્ષિજી પ્રત્યે આકર્ષાયા હતા અને એમના સાન્નિધ્યમાં પરમ શાંતિ અનુભવતા હતા. તેમનામાં આત્યંતિક અનાસક્તિ અને ભારે આત્મ-વિલોપન હોવા છતાં કરુણા, સહાનુભૂતિ તથા સમભાવનો જરાયે અભાવ ન હતો. આથી જે અનેક બળ્યાં ઝળ્યાં માનવીઓ સાન્ત્વનની આશાએ તેમની પાસે જઈ પોતાની ગૂંચો અને મુશ્કેલીઓ રજૂ કરતા, તેઓને શ્રી મહર્ષિ બરાબર સમજી શકતા.

શ્રી રમણ મહર્ષિની કૃપાદૃષ્ટિમાં એટલું બધું સમત્વ હતું કે હરકોઈ તેમના સાન્નિધ્યમાં જઈને બેસી શકતું. તેમની પાસે ઊંચનીચનો, રાયરંકનો, પંડિતમૂર્ખનો, સ્ત્રી પુરુષનો કે વૃદ્ધબાળકનો ભેદ જ ન હતો. માત્ર મનુષ્યો જ નહિ પરંતુ જીવજંતુઓ અને પશુપક્ષીઓ પ્રત્યે પણ તેઓશ્રીની એક સરખી પ્રેમદૃષ્ટિ જોવામાં આવતી.

જેવી રીતે સૂર્ય એક જ સ્થળે રહ્યો રહ્યો સતત પ્રકાશ્યા કરી, જગતને પ્રકાશ અને ભૂતમાત્રને જીવનશક્તિ પૂરાં પાડે છે તેવી જ રીતે જ્ઞાનભાસ્કર શ્રી રમણ મહર્ષિ અરુણાચલમાં રહ્યા રહ્યા સમગ્ર માનવજાતિને જ્ઞાન-પ્રકાશ અને આધ્યાત્મિક શાન્તિ પૂરાં પાડતા. કરુણાનું આ વિતરણ બારે માસ ચાલુ જ રહેતું. હરકોઈ વ્યક્તિ તેનો લાભ લઈ શકતી. ત્યાં ગયેલું કોઈ ખાલી હાથે પાછું ફરતું નહિ; પોતાની ગ્રહણશક્તિ મુજબ કંઈને કંઈ મેળવીને જ આવતું.



## તમે યુનેસ્કો [UNESCO] વિષે જાણો છો?

યુનેસ્કો એ યુનાઈટેડ નેશન્સ એજ્યુકેશનલ સાયન્ટિફિક એન્ડ કલ્ચરલ ઑરગનાઈઝેશન એનું ટૂંકું નામ છે. આ મોટી સંસ્થા સંયુક્ત રાજ્યોનું કેળવણીવિષયક, વિજ્ઞાનવિષયક અને સંસ્કૃતિવિષયક મંડળ છે. આ મંડળની સ્થાપના ઈ. સ. ૧૯૪૫માં કરવામાં આવી અને તેની પહેલી બેઠક ૧૯૪૬માં પારીસમાં ભરવામાં આવી.

યુનેસ્કો યુનોની જ એક પેટા સંસ્થા છે. યુનેસ્કોની સ્થાપનાના ખરડામાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે, "જો યુદ્ધો માણસોના મનમાં જ ઉદ્ભવતાં હોય તો વિશ્વશાંતિના પાયા પણ માણસોના મનમાં જ ચણાવા જોઈએ." આબાળવૃદ્ધ માણસોના મનમાં આવા વિશ્વ શાંતિના પાયા ચણાવા એ યુનેસ્કોનું કામ છે.

# ‘રેંટિયાએ તો મારુ ઘડપણ સુધાર્યું.”

શ્રી. રતુભાઈ અદાણી

નારણદાસકાકાના ખંડમા દાખલ થઈએ એટલે એમની બેઠક પાસે બારડોલી રેંટિયો પડ્યો જ હોય ટપાલ વાચવા લખવાના કે એવા બીજા કામમા પોતે રોકાયેલા હોય ત્યારે રેંટિયો બંધ રહે પણ જેવું એ કામ પૂરૂ થયુ એટલે કાકાનો રેંટિયો ગુંજવા લાગે મળવા આવનાર મિત્રો, કાર્યકરો, વિદ્યાર્થીઓ કે જિજ્ઞાસુઓની સાથે કાકા રેંટિયો કાતતા કાતતા વાતો કરે

એક દિવસ કાકા પોતાના ખંડમા લેખન કાર્ય પતાવીને રેંટિયો કાતતા હતા એવે વખતે એક સાઠેક વર્ષના વૃદ્ધ ગૃહસ્થ એમને મળવા આવ્યા આવીને સામેના આસને બેઠા કાકા આવનાર ગૃહસ્થને ઓળખતા હતા

“કા ! હમણા શું કામકાજ ચાલે છે ?” નારણદાસકાકાએ ગૃહસ્થને પૂછ્યુ

‘ હમણા તો આટાફેરા છે ” ગૃહસ્થે જવાબ આપ્યો

“ કેમ ! નોકરી નથી કરતા ?”

“ બે વરસ થયા પેન્શન ઉપર ઊતરી ગયો છુ ”

“ એમ ! મને તો ખબર નહી ત્યારે હવે શુ કરો છો ?”

“ કંઈ જ નહી કેવળ આટાફેરા. સવારે નાહી ધોઈને બે એક કલાક પૂજાપાઠમા ગાળુ છુ બાકી તો નવરા કેમેય દિવસ પસાર થતો નથી આમ તેમ મળવા હળવામા દિ’ કાઢી નાખુ ” ગૃહસ્થે કહ્યુ

“ અહિ આવતા જાઓ, તમારો દિવસ ક્યા પસાર થઈ ગયો એની તમને ખબર પણ નહી પડે ” કાકાએ સ્મિત કરતા કરતા કહ્યું

‘ આજે સહેજે મનમા ઊગી નીકળ્યુ એટલે અહી ચાલ્યો આવ્યો. જે તમારો થોડો ઘણો સત્સગ થયો ” ગૃહસ્થે ભારપૂર્વક કહ્યુ

મારા સત્સગમા તમારુ કંઈ ન વળે. સત્સગ કરવો હોય તો હુ તમને સત્સગ કરવા જેવી ચીજ આપુ હું એનો સત્સગ કરી જ રહ્યો છુ ” કાકા બોલ્યા.

‘ અરે તો તો ઘડપણ સુધરી જાયને નારણદાસભાઈ ! ” ગૃહસ્થના મો ઉપર આનંદની રેખા ચમકી આશાની મીટ માડી એ કાકા સામુ જોઈ રહ્યા

“ મારે મન સત્સગ કરવા જેવી ચીજ એ આ રેંટિયો છે એક વખત એમા રસ ઉત્પન્ન થયા પછી તમે એ છોડી નહી શકો ” કાકા શ્રદ્ધાપૂર્વક બોલ્યા

“ રેંટિયો ! હવે ઘરડેઘડપણે રેંટિયો શો ફાવે ?” ગૃહસ્થ એકદમ નિરાશ થઈ ગયા

એમ નિરાશ થવાની જરૂર નથી તમ જેવા કંઈક ઘરડા ભાઈ બહેનો રેંટિયો શીખી ગયા છે તમને રેંટિયો કેમ ન આવડે ! મહેનત કરી જુઓ હુ તમને રેંટિયો શીખડાવવાનું માથે લઉં છુ ”

નારણદાસકાકાની રેંટિયાની એકધારી અખંડ ઉપાસના અને અવિચળ શ્રદ્ધાએ કેટલાયને રેંટિયાનો ચેપ લગાડયો છે આ ગૃહસ્થે ઘણી ચર્ચા કરી પણ અંતે તેઓ રેંટિયો શીખવાનુ નક્કી કરીને ઊઠ્યા કાકાએ એમને રેંટિયો આપ્યો રેંટિયો શીખડાવવાની વ્યવસ્થા કરી આપી અને થોડા દિવસોમા તો એ ગૃહસ્થ સુંદર મજાનુ કાતતા થઈ ગયા

દિવસો વહી ગયા ફરી એક વખત એ ગૃહસ્થ રાષ્ટ્રીયશાળામા આવ્યા અને નારણદાસકાકાના ખંડમા દાખલ થયા કાકાના

રેંટિયાના ગાનથી ઓરડો ગુંજી રહ્યો હતો. ગૃહસ્થ આવીને કાકાની સામે બેઠા.

"કાં કેમ છો?" કાકાએ ઊંચું જોઈને પૂછયું.

"બહુ આનંદ." ગૃહસ્થ બોલ્યા.

"રેંટિયો ચાલે છે કે નહીં?" કાકાએ પૂછયું.

"અરે શું વાત કરું? રેંટિયાએ તો મારું ઘડપણ સુધારી નાખ્યું. તમે કહ્યું તે દિવસે મને માન્યામાં નહોતું આવતું. તમારું વેણ ઠેલી ન શકયો. એટલે રેંટિયો લીધો. અને શીખ્યો. પણ તમારી વાત સાચી. અણચિંતવ્યું રતન હાથમાં આવી ગયું." ગૃહસ્થના મોં ઉપર આનંદ અને સંતોષના ભાવ તરતા હતા.

"મેં તો તમને કહેલું કે રેંટિયો સત્સંગ કરવા જેવી ચીજ છે. હું તો એમાંથી આનંદ લૂંટું છું. અને એવો આનંદ લૂંટવા માટે સૌને લલચાવી રહ્યો છું. રેંટિયો તો કામધેનુ છે. જે જોઈએ એ આપે જેને સૂતરની કોકડી જોઈતી હોય એને સૂતરની કોકડી આપે અને જેને રામ જોઈતા હોય એને રામ પણ આપે." કાકાએ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી.

"તમારી વાત સાચી છે. પહેલાં હું દરરોજ બે કલાક પૂજા કરતો. પણ હરાયા ઢોર જેવું મન, દુનિયાને લાગે કે હું પૂજામાં બેઠો છું પણ મન કયાંનું કયા ભટકયા કરે. અને પૂજા પછી પણ દિવસ કેમ કાઢવો એ પ્રશ્ન. પણ આ રેંટિયાએ મારા મનને સ્થિર કરી દીધું. હવે હું પૂજામાં નથી બેસતો. રેંટિયો જ મારી પૂજા બની ગઈ છે. નાહી ધોઈને હું દરરોજ બે કલાક કાંતુ છું. સૂતરની કોકડી તો મળે જ છે. પણ મનને અપાર શાંતિ મળે છે. રેંટિયો કાંતતા કાંતતા ઈશ્વર સ્તવન કરું છું. પહેલાં પૂજામાં મન ચોંટતું એના કરતાં હવે ઈશ્વર સ્તવનમાં વધારે એક ધ્યાન બની શકું છું." ગૃહસ્થે પોતાનો અનુભવ કહ્યો.

"ત્યારે તમને તો રેંટિયો ફળ્યો!" નારણદાસકાકાના મોં ઉપર પણ પ્રસન્નતાનું મોજું ફરી વળ્યું.

"અને હવે દિવસ પૂરો કરવા માટે પહેલાંની જેમ હવાતિયાં નથી મારવા પડતા. બપોરે જમ્યા પછી થોડું ઘણું વાંચું છું. અને વાંચતા થાક લાગે એટલે પાછો રેંટિયો લઈને બેસું છું. રેંટિયાને લીધે મારું જીવન નિયમિત બની ગયું છે. હવે વાંચવામાં ફરવામાં, અને બીજા નાના મોટા કામમાં એક જાતનો આનંદ આવે છે. પહેલાં જીંદગી પૂરી કરવા ખાતર જીવતો હતો. હવે જીવવામાં સાર્થકતા લાગે છે." ગૃહસ્થ બોલ્યા.

"ત્યારે તો સાચેસાચ રેંટિયાએ તમારું ઘડપણ સુધાર્યું. મને સંતોષ થયો. મારે એક વખત તમારો આનંદ અને તમારો રેંટિયાનો યજ્ઞ નજરે નિહાળવા આવવું પડશે." નારણદાસકાકાએ હસતાં હસતાં કહ્યું.

અને સાચે જ એ દૃશ્ય નજરે નિહાળવા જેવું છે. ગૃહસ્થના જીવનમાં તો રેંટિયાએ જાદુ કર્યું છે. પણ એના આખા કુંટુબમાં રેંટિયાએ અદ્ભુત અસર જન્માવી છે. પહેલાં ગૃહસ્થ નાહી ધોઈ પરવારે એટલે એમના પુત્રવધૂ પૂજાના ઓરડામાં પૂજાની સામગ્રી તૈયાર કરી આપતા. હવે ગૃહસ્થ નાહી ધોઈ પરવારે એટલે એમના પુત્રવધૂ ભાવપૂર્વક એમને રેંટિયો, પૂણીનું પડીકું અને જોઈતી સામગ્રી તૈયાર કરી આપે છે. અને ગૃહસ્થ પોતાના પૂજાના ઓરડામાં જ પૂજાના ભાવથી બે કલાક ઈશ્વરનું સ્તવન કરતાં કરતાં, ભજન ગાતાં ગાતાં રેંટિયો ફેરવે છે. કેટલું મંગળ દૃશ્ય!

રેંટિયાને બાપુએ કામધેનુની ઉપમા આપી છે એ કેટલી બધી સાચી છે!




# મણકો-૨ જો-સત્ય

સંકલન કર્તા શ્રી. ચંદુલાલ બ. પટેલ

[બાપુજી તો ગયા, પણ એમની વિચારમાળા બાપુજી આપણને સોંપી ગયા છે. બાપુજીનું સાચું સ્મરણ બાપુજીની એ વિચારમાળાને નિશદિન ફેરવી એ ઉચ્ચ અને જીવનદાયી વિચારોને જીવનમાં ઉતારવાથી થઈ શકે. અને બાપુજીના ગયા પછી એમની પાછળ ઘણું યે લખાય, પણ બાપુજીનું હૃદય તો એમના જીવન દરમિયાન એમણે લખેલા વિચારોમાં જ ઠલવાયેલું છે. એ વિચારો જ બાપુજીને સમજવા માટે સાચું સાધન છે. તેથી આ ગાંધી-માળામાં બાપુજીના જ લખાણમાંથી સૂત્રાત્મક વાક્યો ચૂંટી કાઢી વિચારમાળા રચવામાં આવી છે. એ ગાંધી-માળાને આપણે શ્રદ્ધાથી અને હૃદયના સાચા ભાવથી ફેરવીએ અને બાપુજીનો સ્પર્શ અનુભવીએ.]

કોઈ લડતનો ખરો આધાર બાહ્ય વસ્તુ ઉપર નથી, પણ પ્રત્યેક લડત અને તેને વિષે લેવાયેલા સાધનોની કેવળ નિર્મળતા ઉપર રહેલો છે. સત્યને કાળની બાધા આવતી જ નથી. સત્યમાં ધીરજને પુષ્કળ અવકાશ છે. પશ્ચિમનું અનુકરણ કરીને હિંદુસ્તાનમાં ધર્મરાજ્ય દાખલ નહિ થઈ શકે એમ તો સહુએ સમજવું જોઈએ. પશ્ચિમનો સંયમ આવશ્યકતા ઉપર—પૉલિસી ઉપર—રચાયેલો છે. પૂર્વનો સંયમ ધ્યેય સમાન છે. સત્ય ફાયદાકારક છે માટે બોલવું એ ધર્મવચન નથી. સત્ય એ જ સાક્ષાત્ ઈશ્વર છે એમ ધર્મોએ માન્યું છે. નમાજથી કસરત મળે છે, પણ કોઈ મુસલમાન નમાજને કસરતની ખાતર નથી પઢતો, ધર્મ માનીને જ પઢે છે. એટલે જો અસહકાર કરીને હિંદુસ્તાનને મુક્ત કરવા ઇચ્છતા હોઈએ તો આપણે આત્મશુદ્ધિને સમજવી પડશે, પશ્ચિમનો મોહ છોડવો પડશે. પશ્ચિમની પદ્ધતિના ત્યાગથી જ આપણે સ્વરાજ મેળવશું. પશ્ચિમની પદ્ધતિના અનુકરણથી મેળવવું હું અસંભવિત માનું છું.

સ્વરાજ ત્યાં જ જાળવી શકાય કે જ્યાં ઘણા માણસો સાચા ને સ્વદેશાભિમાની એટલે પ્રજાના હિતમાં પોતાનું હિત સમજનારા હોય તે થોડા જ લાલચુ સ્વાર્થી ને અપ્રમાણિક હોય! સ્વરાજનો એક અર્થ તો એ છે જ કે 'ઘણાનું રાજ્ય.' એ ઘણા જો અનીતિમાન અથવા સ્વાર્થી હોય તો રાજ્યમાં અંધાધુંધી જ હોય એ ચોખ્ખું છે.

"પ્યારા બાપુ"

જેટલા પ્રમાણમાં આપણા સૌની આકાંક્ષાઓ, મુરાદો અને આપણા સૌની યોજનાઓ પર પૂરેપૂરી હકૂમત ચલાવનાર અને પોતાની યોજનાઓ પાર પાડનાર સર્વ સમર્થ સત્તા માણસને તેનું ભાવિ નિર્માણ કરવાની શક્તિ ધરાવે છે, એ સર્વ સમર્થ સત્તાને હું અલ્લાના નામથી ઓળખાવતો નથી, ખુદાના નામથી ઓળખાવતો નથી, સત્યના નામથી ઓળખાવું છું. મારે મન સત્ય એ જ ઈશ્વર છે અને તે આપણે જે યોજના ઘડીએ છીએ ને મનમાં જે ઘાટ ઘડીએ છીએ તેના પર પૂરેપૂરી હકૂમત ચલાવે છે. સંપૂર્ણ સત્ય તે મહાન સર્વ સમર્થ સત્તા જેને હું સત્યને નામે ઓળખાવું છું તેમાં સાક્ષાત્ મૂર્તિમંત થયેલું છે મારા બચપણના દિવસોથી મને શીખવવામા આવ્યું કે સત્ય અપ્રાપ્ય છે; તે એવું છે જેને પહોંચી શકાતું નથી. એક મહાનુભાવ અંગ્રેજે મને શીખવ્યું હતું કે ઈશ્વર પણ અગમ્ય છે. કોઈ તેને સંપૂર્ણપણે જાણી શકતું નથી; પરંતુ ઈશ્વરને જાણી શકાય છે, આપણી મર્યાદિત બુદ્ધિથી જેટલા પ્રમાણમાં જાણી શકાય તેટલો તેને જાણી શકાય છે.

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે. તેથી મારી સત્યની ઝાંખી હજારો સૂરજને એકઠા કરીએ તો પણ જે સત્યરૂપી સૂરજના તેજનું પૂરું માપ ન મળી શકે એવા સૂરજના એક કિરણમાત્રના દર્શનરૂપ જ છે એનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશક્ય છે, એમ તો હું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું. આવા - વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે

સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે જગતં આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે. આ વસ્તુ વશિષ્ઠ વિશ્વામિત્રના આખ્યાનમાં સ્પષ્ટ બતાવવામાં આવી છે. ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે.

"અહિંસા પાળનાર જસે કો તૈસા ન કરે તે તો ભુંડું કરનારનું
કે કંઈ ન કરનારનું એ ભલું કરે" ૫-૧-૩૨ બાપુના આશીર્વાદ

## અનુક્રમણિકા........................................................................30 મે ૧૯૫૦


| | | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | શ્રી મહર્ષિનો ઉપદેશ ... | ... | ૮૯ |
| ૨ | શાંતિનિકેતનનાં ભજનો | ફુરંગી દેસાઈ | ૯૦ |
| ૩ | અહિંસાના સાંનિધ્યમાં ... | દિ. દીવાનજી | ૯૧ |
| ૪ | એક સાધકની ઇચ્છા ... | ... | ૯૨ |
| ૫ | શ્રી રમણ મહર્ષિ ... | છગનલાલ યોગી | ૯૩ |
| ૬ | ધર્મકથા ... | વાલજી ગોવિંદજી દેસાઈ | ૯૬ |
| ૭ | જાતમહેનત ... | ... મુકુલભાઈ | ૯૭ |
| ૮ | બાળકોના બાપુ ... | રાવજીભાઈ પટેલ | ૯૯ |
| ૯ | બાપુના પત્રો ... | ... ગાંધીજી | ૧૦૧ |
| ૧૦ | બહેનો વચ્ચે ... | ... ગાંધીજી | ૧૦૩ |
| ૧૧ | ગુરુ-ગાંધી ... | ગુરુદયાલ મલ્લિક | ૧૦૫ |
| ૧૨ | કળા અને સંસ્કૃતિ | નિર્મળકુમાર બોઝ | ૧૦૭ |
| ૧૩ | વિશ્વશાંતિ માટે પ્રાર્થના | પુરાતન બુચ | ૧૦૯ |
| ૧૪ | રેંટિયાએ તો... | રતુભાઈ અદાણી | ૧૧૩ |
| ૧૫ | ગાંધી માળા ... | ચંદુલાલ બ. પટેલ | ૧૧૫ |
| ૧૬ | આ માસની છબી ... | યોગીભાઈ તરફથી... | |

# ગ્રંથાવલોકન

**જીવનદૃષ્ટિ** ... ... ... ... ... ... ... ... લેઃ શ્રી વિનોબા ભાવે

અનુ૦ શ્રી પાંડુરંગ ગણેશ દેશપાંડે; : : પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ક્રિ. ૧-૧૨-૦ પૃ૦ ૧૮૮

આજ સુધીમા નવજીવન પ્રકાશન મંદિરે શ્રી વિનોબાના સાહિત્યનો એક સંગ્રહ 'મધુકર' નામથી પ્રસિદ્ધ કર્યો છે. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'સ્વરાજ્ય-શાસ્ત્ર' ગુજરાતીમા બહાર પાડવામા આવ્યુ છે. ત્યાર પછી બાપુજીના અવસાન બાદ 'શ્રાદ્ધના તેર દિવસ' નામનુ પુસ્તક નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કર્યું. હવે વિનોબાજીનુ વિચારપૂર્ણ પુસ્તક 'જીવનદૃષ્ટિ' પ્રસિદ્ધ થતા આનંદ થાય છે

વિનોબાજી આ પુસ્તક વિષે લખતા કહે છે "આ પુસ્તક વિદ્યાર્થીઓના વાચવામા આવશે. તેમને અને બીજાઓને પણ મારી સૂચના છે કે તેઓ આ લખાણ તરફ જીવનદૃષ્ટિથી જુએ, કેવળ સાહિત્યદૃષ્ટિથી ન જુએ. તેમા વ્યક્ત થયેલા મૂળ વિચારોની તેઓ બુદ્ધિથી ચકાસણી કરે અને જે ગ્રહણ કરવા જેવુ લાગે તેને આચરણમા ઉતારવાનો પ્રયત્ન કરે 'સાહિત્યની દિશાભૂલ' એ લેખ પ્રથમ વાચી જવો પછી બીજા લેખો નો સાવધ્યો વાચવા. જ્ઞાન કરતા પણ દૃષ્ટિ મહત્ત્વની હોય છે."

આ દૃષ્ટિએ પુસ્તક વાંચતા આપણને આ પુસ્તકના વાચનનો વધારેમાં વધારે ફાયદો થયા વિના રહેતો નથી. એમાં 'સાહિત્યની દિશાભૂલ,' 'જિંદગીની ત્રણ મહત્ત્વની બાબતો,' 'ઊંડો અભ્યાસ,' 'ઉદ્યોગમા જ્ઞાન દૃષ્ટિ,' 'ખાદીનુ સમગ્ર દર્શન' વગેરે લેખો મનનીય છે એકંદરે આ પુસ્તકના ૨૮ લેખો વિનોબાજીની વિશુદ્ધ જીવન દૃષ્ટિનુ દર્શન કરાવે એવા છે.

બાપુજી પછી એમના સંપર્કમા આવેલી વ્યક્તિઓ બાપુજીના જીવન અને તત્ત્વજ્ઞાન પર નવો પ્રકાશ પાડી રહી છે, એમા વિનોબાજી એક છે બાપુજીના અવસાન પછી વિનોબાજી તો જાણે પરિવ્રાજક જ બન્યા છે. બાપુજી હતા ત્યા સુધી વિનોબાજી જાહેરમા ખાસ પ્રસંગ સિવાય ભાગ્યે જ આવતા હવે તો જાણે એમનામા નવી જ શક્તિએ સંચાર કર્યો હોય એમ તેઓ બાપુજીના વિચારોને પોતાની સાધનાશીલ, તપપૂત જીવનદૃષ્ટિથી વ્યાપક સ્વરૂપ આપી આપણી આગળ મૂકે છે. બાપુજીની વિચારસરણીના ચાહકોને આ પુસ્તક આનો ખ્યાલ આપે છે અને એને પોતાનુ જીવન ઘડવામા અવશ્ય સહાયરૂપ થશે એ નિઃસંશય છે. મુ૦ક૦

જેટલા પ્રમાણમાં આપણા સૌની આકાંક્ષાઓ, મુરાદો અને આપણા સૌની યોજનાઓ પર પૂરેપૂરી હકૂમત ચલાવનાર અને પોતાની યોજનાઓ પાર પાડનાર સર્વ સમર્થ સત્તા માણસને તેનું ભાવિ નિર્માણ કરવાની શક્તિ ધરાવે છે, એ સર્વ સમર્થ સત્તાને હું અલ્લાના નામથી ઓળખાવતો નથી, ખુદાના નામથી ઓળખાવતો નથી, સત્યના નામથી ઓળખાવું છું. મારે મન સત્ય એ જ ઈશ્વર છે અને તે આપણે જે યોજના ઘડીએ છીએ ને મનમાં જે ઘાટ ઘડીએ છીએ તેના પર પૂરેપૂરી હકૂમત ચલાવે છે. સંપૂર્ણ સત્ય તે મહાન સર્વ સમર્થ સત્તા જેને હું સત્યને નામે ઓળખાવું છું તેમાં સાક્ષાત્ મૂર્તિમંત થયેલું છે. મારા બચપણના દિવસોથી મને શીખવવામાં આવ્યું કે સત્ય અપ્રાપ્ય છે; તે એવું છે જેને પહોંચી શકાતું નથી. એક મહાનુભાવ અંગ્રેજે મને શીખવ્યું હતું કે ઈશ્વર પણ અગમ્ય છે. કોઈ તેને સંપૂર્ણપણે જાણી શકતું નથી; પરંતુ ઈશ્વરને જાણી શકાય છે, આપણી મર્યાદિત બુદ્ધિથી જેટલા પ્રમાણમાં જાણી શકાય તેટલો તેને જાણી શકાય છે.

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે. તેથી મારી સત્યની ઝાંખી હજારો સૂરજને એકઠા કરીએ તો પણ જે સત્યરૂપી સૂરજના તેજનું પૂરું માપ ન મળી શકે એવા સૂરજના એક કિરણમાત્રના દર્શનરૂપ જ છે. એનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશક્ય છે, એમ તો હું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું. આવા વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે.

સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે. આ વસ્તુ વશિષ્ઠ વિશ્વામિત્રના આખ્યાનમાં સ્પષ્ટ બતાવવામાં આવી છે. ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે.

"અહિંસા પાળનાર જસે કો તૈસા ન કરે તે તો ભૂંડું કરનારનું
કે કંઈ ન કરતારનું એ ભલું કરે" ૫–૧–૪૨ બાપુના આશીર્વાદ

## અનુક્રમણિકા

...................૩૦ મે ૧૯૫૦


| | પૃ | | પૃ |
|---|---|---|---|
| ૧ શ્રી મહર્ષિનો ઉપદેશ ... ... | ૮૯ | ૯ બાપુના પત્રો ... ... ગાંધીજી | ૧૦૧ |
| ૨ શાંતિનિકેતનનાં ભજનો કુરંગી દેસાઈ | ૯૦ | ૧૦ બહેનો વચ્ચે ... ... ગાંધીજી | ૧૦૩ |
| ૩ અહિંસાના સાંનિધ્યમાં ... દિ. દીવાનજી | ૯૧ | ૧૧ ગુરુ–ગાંધી ... ગુરુદયાલ મલ્લિક | ૧૦૫ |
| ૪ એક સાધકની ઇચ્છા ... ... | ૯૨ | ૧૨ કળા અને સંસ્કૃતિ નિર્મળકુમાર બોઝ | ૧૦૭ |
| ૫ શ્રી રમણ મહર્ષિ ... છગનલાલ યોગી | ૯૩ | ૧૩ વિશ્વશાંતિ માટે પ્રાર્થના પુરાતન બુચ | ૧૦૯ |
| ૬ ધર્મકથા ... વાલજી ગોવિંદજી દેસાઈ | ૯૬ | ૧૪ રેંટિયાએ તો... રતુભાઈ અદાણી | ૧૧૩ |
| ૭ જાતમહેનત ... ... મુકુલભાઈ | ૯૭ | ૧૫ ગાંધી માળા ... ચંદુલાલ ભ. પટેલ | ૧૧૫ |
| ૮ બાળકોના બાપુ ... રાવજીભાઈ પટેલ | ૯૯ | ૧૬ આ માસની છબી ... યોગીભાઈ તરફથી... | |

# ગ્રંથાવલોકન

**જીવનદૃષ્ટિ**

લે૦ શ્રી વિનોબા ભાવે

અનુ૦ શ્રી પાડુરગ ગણેશ દેશપાંડે, પ્ર૦ નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ,

કિ૦ ૧-૧૨-૦ પૃ૦ ૧૯૮

આજ સુધીમા નવજીવન પ્રકાશન મદિરે શ્રી વિનોબાના સાહિત્યનો એક સગ્રહ મધુકર' નામથી પ્રસિદ્ધ કર્યો છે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'સ્વરાજ્ય શાસ્ત્ર' ગુજરાતીમા બહાર પાડવામા આવ્યુ છે ત્યાર પછી બાપુજીના અવસાન બાદ 'શ્રાદ્ધના તેર દિવસ નામનુ પુસ્તક નવજીવન પ્રકાશન મદિરે પ્રસિદ્ધ કર્યું હવે વિનોબાજીનુ વિચારપૂર્ણ પુસ્તક 'જીવનદૃષ્ટિ' પ્રસિદ્ધ થતા અનદ થાય છે

વિનોબાજી આ પુસ્તક વિષે લખતા કહે છે "આ પુસ્તક વિદ્યાર્થીઓના વાચવામા આવશે તેમને અને બીજાઓને પણ મારી સૂચના છે કે તેઓ આ લખાણ તરફ જીવનદૃષ્ટિથી જુએ, કેવળ સાહિત્યદૃષ્ટિથી ન જુએ તેમા વ્યક્ત થયેલા મૂળ વિચારોની તેઓ બુદ્ધિથી ચકાસણી કરે અને જે ગ્રહણ કરવા જેવુ લાગે તેને આચરણમા ઉતારવાનો પ્રયત્ન કરે 'સાહિત્યની દિશાભૂલ' એ લેખ પ્રથમ વાચી જવો પછી બીજા લેખો નેં ભાષણો વાચવા જ્ઞાન કરતા પણ દૃષ્ટિ મહત્ત્વની હોય છે"

આ દૃષ્ટિએ પુસ્તક વાચતા આપણને આ પુસ્તકના વાચનને વધારેમા વધારે ફાયદો થયા વિના રહેતો નથી. એમા 'સાહિત્યની દિશાભૂલ,' 'જિંદગીની ત્રણ મહત્ત્વની બાબતો,' 'ઊંડો અભ્યાસ' 'ઉદ્યોગમા જ્ઞાન દૃષ્ટિ' 'ખાદીનુ સમગ્ર દર્શન' વગેરે લેખો મનનીય છે એકદરે આ પુસ્તકના ૨૮ લેખો વિનોબાજીની વિશુદ્ધ જીવન દૃષ્ટિનુ દર્શન કરાવે એવા છે

બાપુજી પછી એમના સપર્કમા આવેલી વ્યક્તિઓ બાપુજીના જીવન અને તત્ત્વજ્ઞાન પર નવો પ્રકાશ પાડી રહી છે, એમા વિનોબાજી એક છે બાપુજીના અવસાન પછી વિનોબાજી તો જાણે પરિવ્રાજક જ બન્યા છે બાપુજી હતા ત્યા સુધી વિનોબાજી જાહેરમા ખાસ પ્રસગ સિવાય ભાગ્યે જ આવતા હવે તો જાણે એમનામા નવી જ શક્તિએ સચાર કર્યો હોય એમ તેઓ બાપુજીના વિચારોને પોતાની સાધનાશીલ, તપપૂત જીવનદૃષ્ટિથી વ્યાપક સ્વરૂપ આપી આપણી આગળ મૂકે છે બાપુજીની વિચારસરણીના ચાહકોને આ પુસ્તક આનો ખ્યાલ આપે છે અને એને પોતાનુ જીવન ઘડવામા અવશ્ય સહાયરૂપ થશે એ નિસશય છે. સુ૦ક૦

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૩ | ૩૦ જુન –૧૯૫૭ | અંક ૫


## તપઃપૂત આદર્શ

રામચંદ્રજી ગમે તેવા પ્રતાપી થઈ ગયા, ગમે તેટલા પરાક્રમો કરી લાખો રાક્ષસોનો ધ્વંસ કર્યો, પણ જો તેમની પાછળ લક્ષ્મણ અને ભરત જેવા ભક્ત ન નીકળ્યા હોત તો રામને આજે કોઈ જાણત નહી. સારાંશ, રામચંદ્રજીમા અસાધારણ ક્ષાત્રતેજ માત્ર હોત તો તેથી તેમનુ માહાત્મ્ય થોડો કાળ રહી પછી ભૂસાઈ જાત તેમની જેમ રાક્ષસોનો સંહાર કરનાર અનેક પરાક્રમીઓ થઈ ગયા છે તેઓમાંના કોઈની કીર્તિ–માહાત્મ્ય–ઘેર ઘેર ગવાતાં નથી રામચંદ્રજીમાં કાંઈક બીજું તેજ હતું, કે જે તેજ લક્ષ્મણમા અને ભરતમાં તેઓ ઉતારી શકવાથી લક્ષ્મણ અને ભરત જેવા મહાન તપસ્વીઓ નીવડ્યા, અને જે તપનુ માહાત્મ્ય ગાતાં સંત તુલસીદાસે કહ્યું કે, જો મહામુનિઓને પણ અગમ્ય એવું તપ કરનાર ભરતજી ન જન્મ્યા હોત તો પોતા જેવા મૂઢને રામ સન્મુખ કોણ કરત? એટલે રામના યશના એટલે કે તેમના શિક્ષણના દારપાળ જાણે લક્ષ્મણ અને ભરતજી જ ન હોય એમ થયુ. વળી માત્ર તપમા જ સર્વસ્વ નથી સમાતુ. કેમ કે ચૌદ વરસ આહાર નિદ્રાનો ત્યાગ જેમ લક્ષ્મણે કર્યો હતો તેમ ઇન્દ્રજીતે પણ કર્યો હતો પણ રામચંદ્રજી પાસેથી તપનુ હાર્દ જે લક્ષ્મણને પ્રાપ્ત થયુ હતુ તે ઇન્દ્રજીતને નહી હોવાથી, એટલુ જ નહિ પણ તપના પ્રભાવનો દુરુપયોગ કરવાની તેની વૃત્તિ હોવાથી, તે રાક્ષસ જ કહેવાયો, અને ભક્ત તથા મુમુક્ષુ તપસ્વી લક્ષ્મણને હાથે તેનો પરાજય થયો. તેવી જ રીતે ગુરુદેવનો આદર્શ ગમે તેવો ઊંચો હશે તો પણ જો તે આદર્શને અમલમા મૂકનાર કોઈ નહિ જાગે તો તે આદર્શ જમાનાના ગાઢ અંધકારમા પડી રહેવાનો. અને તેથી ઊલટું, જો તે આદર્શ મુજબ વર્તનારાઓ નીકળી આવશે તો તે પોતાનો પ્રકાશ અનેક ગણી રીતે ફેલાવી શકશે.



આદર્શ અમલમાં મૂકવાનાં પગથિયાં તપ છે. એટલે તે તપ – ડિસિપ્લીન – બાળકોના જીવનમા ઉતારવું કેટલું જરૂરનું છે તે સમજવા જેવું છે.

ગાંધીજી

ચાલ્યા કરે છે. તેણે કરેલાં કુકર્મો નજર આગળ આવી ઊભાં. ઉગ્ર – પ્રશ્ચાત્તાપ રૂપી ઝરણામાં ડૂબકી મારીને તે પુનિત થવા લાગ્યો. અને ધીરે ધીરે તેનાં આંતરચક્ષુ ખૂલ્યાં. રામનામ રામબાણ ઇલાજ નીવડ્યો.

હવે તેને રામનામ વ્યસન થઈ ગયું કુંવરીને ગુરુ માની લીધી. તેના હૃદયમાં રામ ચોવીસે કલાક રહેવા લાગ્યો. જ્ઞાનરૂપી દીવો એના હૃદયમાં પ્રગટી ગયો. તે જ્ઞાની બન્યો અને તેને ગરીબોની સેવા કરવાનું અને તેનાં દુ:ખો જાણવાનું મન થયું. એક જગ્યાએ બેસી તપ કરવાનું હવે તેણે નિરર્થક લાગ્યું અને તેથી પર્યટન આદર્યું. જ્યાં જાય ત્યાં લોકો તેના જ્ઞાનના પ્રભાવથી આકર્ષાવા લાગ્યા. ટોળેટોળાં લોકો દર્શનાર્થે ઊપડયાં.

કુંવરીએ દાસીને પૂછયું : "આ લોકો ક્યાં જાય છે ?" દાસીને ખબર કાઢવા મોકલી. દાસીએ આવીને સંતની બધી વિગત કહી. કુંવરી તેને ઓળખી ગઈ. તેણે સોળે શણગાર સજ્યા અને દાસીને સાથે લઈને તે સંતના દર્શન કરવા ગઈ, અથવા પોતે આપેલું વચન પાળવા ચાલી.

સંત તો ધ્યાનમગ્ન બેઠો હતો. કુંવરીએ જઈને પ્રણામ કર્યા અને કહ્યું, "છ મહિના પહેલાં મેં આપને જે વચન દીધું હતું તે પ્રમાણે હું આવી પહોંચી છું." સંતે સામા પ્રણામ કરીને જવાબ આપ્યો. "મા ! તમે તો મારાં પરમ ગુરુ છો, તમારા એક રામનામના જાપે તો મને શુદ્ધ બનાવ્યો છે. હવે તો ફક્ત રામના મુખડાની જ માયા લાગી છે. એ ચેતનને મૂકીને જડને કયાં વળગું ? મા ! પ્રભુ તમારું કલ્યાણ કરો."

રામનામનો મહિમા તો અપાર છે. સંત તુલસીદાસજી તેજ નામનો મહિમા ગાતા કહે છે :

"રામ એક તાપસતિય તારી
નામ કોટિશત કુમતિ ઉધારી।"

---

હજરત મહંમદ પેગમ્બર સાહેબના દાદા ભોજન કરવા બેઠા હતા. ઓરડામાં કીમતી જાજમ પાથરેલી હતી. એક ગુલામ રકાબીઓ લઈને આવતો હતો. અચાનક એના હાથમાંથી રકાબીઓ જમીન પર પડી ગઈ. રકાબીઓના તો ટુકડેટુકડા થઈ ગયા, પરંતુ કીમતી જાજમ પણ બગડી ગઈ! ગુલામ તો થોડી ક્ષણ ગાભરો બનીને ઊભો જ રહ્યો. પછી એણે માથું નમાવી કહ્યું; "અમારા પેગમ્બરે અમને શીખવ્યું છે કે જે પોતાના ગુસ્સાને જીતે છે તે સમજુ માણસ છે."

અમીરે જવાબ આપ્યો, 'હું નારાજ થયો નથી. તું તારે જા."

ગુલામ પાછો બોલ્યો, "અમારા પેગમ્બરે એ પણ શીખવ્યું છે કે જે ભૂલ કરનારને માફ કરે છે તે એનાથી પણ વધારે સમજુ છે."

અમીરે કહ્યું, "મેં તને માફી આપી છે. હવે તું જા."

ગુલામે ફરીને કહ્યું, "અમારા પેગમ્બરે એ પણ કહ્યું છે કે જે કોઈ બૂરાઈનો બદલો ભલાઈથી આપે છે તે સૌથી વધારે સમજુ છે."

અમીર હસ્યો. તે બોલ્યો, "હું તને ગુલામીમાંથી છુટકારો આપું છું. અને આ રૂપિયા પણ લે. જા અને ખુશીમાં રહે."



# બાપુનો પરિવાર

## બા-તુલ્ય સાને ગુરુજી

૪

શ્રી મુકુલભાઈ

સાને ગુરુજીને જ્યારે જ્યારે હુ જોતો ત્યારે ત્યારે મને એમનામા બાના વાત્સલ્યનુ જ દર્શન થતુ સાને ગુરુજી એટલે વાત્સલ્યનુ પ્રેમળ ઝરણુ બાના સસ્કાર-સિંચનથી મનુષ્યહૃદય કેટલુ નમ્ર પ્રેમળ, સુકોમળ અને દયામય થઈ શકે છે એનો ખ્યાલ સાને ગુરુજીને જોવાનુ જેને સદ્ભાગ્ય સાપડ્યુ છે એને જ આવી શકે ગુરુજીએ 'શ્યામચી આઈ' (શ્યામની બા) એ પુસ્તકમા બા વિશે લખ્યુ છે

"બાળકનો ઘણોખરો સમય માના પાસે જ જાય છે માના જ એનુ સર્વસ્વ છે માતાની શક્તિ કરતા બીજી કોઈ મોટી શક્તિની એ કલ્પના કરી શકતુ નથી માતા માત્ર દેહ નથી આપતી મન પણ આપે છે માતાના હર્ષ, શોક, આનદ, વિનોદ એના ધાવણની સાથે બાળકના દિલમા પ્રવેશે છે"

એ જ સત્ય સાને ગુરુજીના વાત્સલ્યપૂર્ણ જીવનમાં જ મૂર્ત થતું જણાય છે એમના બાએ એમનામા જે ઉચ્ચ સસ્કારોનુ સિંચન કર્યું હતુ એ જ એમના સમગ્ર જીવનમા "મારાબાપુ" પુષ્પની જેમ સુવિકસિત બન્યુ હતુ એમના અવસાન સમયે કામદાર નેતા શ્રી જોશીએ કહ્યુ હતુ એ યથાર્થ જ છે કે, "મહાત્મા ગાધીજીનુ અવસાન આપણા પિતાના અવસાન સમાન હતુ અને સાને ગુરુજીનુ અવસાન એ આપણા માટે આપણી માતાના અવસાન સમાન છે ગુરુજી જતા મહારાષ્ટ્રે માતાનુ વાત્સલ્ય ગુમાવ્યુ છે"

સાને ગુરુજીનો જન્મ ૧૮૯૯મા થયો હતો એમ એ સુધીનો અભ્યાસ કર્યા પછી અમળનેરની પ્રતાપ હાઈસ્કૂલમા શિક્ષક તરીકે તેઓ જોડાયા હતા અને ત્યારથી સૌના 'ગુરુજી' બન્યા હતા પરતુ બા સમાન ગુરુજીનુ વાત્સલ્ય એટલા જ ક્ષેત્રમા પરિમિત શી રીતે રહે? બાપુજીની અસર પણ એમના જીવન પર ઊડી પડેલી હતી. તેથી એમણે સવિનયભગની લડતમા ઝપલાવ્યુ એમનો સ્વભાવ બહુ શરમાળ અને વિનમ્ર હતો, તોયે એમનામા રચનાત્મક કાર્ય કરવાની જે શક્તિ છુપાયેલી હતી તે આખરે અસહકારની લડતમા આવિષ્કાર પામતી ગઈ




શ્રી ગુરુદયાલ મલ્લિક

[ભારતની સંસ્કૃતિમાં સંગમનું માહાત્મ્ય અત્યુચ્ચ છે. જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે, એ સ્થળનું દર્શન મંગળમય, શુચિમય અને પાવનકારી બને છે.

ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહા-વિભૂતિના ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભાવિ ગૌરવશીલ બનશે. આ બન્ને મહાપુરુષોના જીવનાભિલાષોને સંમિલિત કરીએ એમાં જ આપણું શ્રેય છે.]

મહાપુરુષોના અનેક ગુણોમાંથી એક ગુણ, બધાને માટે અતિશય પ્રીતિ હોય છે જ્યારે આ વાતનો વિચાર આવે છે ત્યારે કોઈ વખતે અજબ લાગે છે કે ગાંધીજી અને ગુરુદેવે અસહયોગનો વિચાર કેમ કર્યો હશે? એમને એ વિચાર આવ્યો જ કેમ હશે? પણ જરા ઊંડાણથી જોતાં માલુમ પડી આવે છે કે તેઓએ અસહયોગ તેની સાથે કરવાનું સૂચવ્યું જે અનર્થ છે અથવા જે અનર્થનો પ્રેરક છે અને જે અનર્થને કાયમ રાખવામાં મદદ કરે છે. આ દૃષ્ટિથી જોતાં હમણાં સમજાય છે કે શું કરવા ગુરુદેવે ૧૯૦૪માં અને ગાંધીજીએ થોડાં વર્ષો પછી અસહયોગની યોજના ઘડી. દુઃખની વાત ફક્ત એટલી છે કે ઘણા લોકો તે યોજનાની અંદરનો ભાવ બરાબર તો સમજ્યા નહિ અને તેને ભૂલ સમજ્યા.

જે વખતે એ અસહયોગની યોજના ઘડાઈ તે વખતે આ બે મહાન પુરુષોને પૂરતો વિશ્વાસ થઈ ગયો હતો કે એક માણસ બીજા માણસને અથવા એક કોમ બીજી કોમને એવી રીતે ગુલામ કરીને રાખે કે તે માણસ અથવા તે કોમ જે ગુલામીમાં છે તેને દરેક રીતે પ્રાણહીન અને અપ્રમાણિક બનાવી દે છે; એનાથી મોટું અનર્થ જગતમાં બીજું કોઈ નથી. પ્રભુએ પોતે માણસને સ્વતંત્ર જનમ્યો છે એવું જો ન હોત તો દરેક બચ્ચાનો જન્મ થાય છે ત્યારે એ જંજીરોથી બાંધેલો જ હોત. બીજું પ્રભુએ માણસને સ્વેચ્છા આપી છે. શું આ માણસની સ્વતંત્રતાનું પ્રમાણ નથી? ટૂંકામાં કહીએ તો અસહયોગ યોજનાનો મૂળ મુદ્દો એ હતો કે ગુલામ પહેલાં મનથી ભૂલી જાય કે તે ગુલામ છે પછી પોતાની જુદી જુદી શક્તિઓ ખીલવે જેનાથી તે પોતાની માણસાઈ મેળવી શકે અને તે માણસાઈ દ્વારા પોતાની, પોતાના દેશની અને આખા જગતની સાચી સેવા બજાવી શકે.

એક વાર કોઈ ગુલામ થોડા વખત માટે પોતાની ગુલામી ભૂલી જાય તો એને સારે ફક્ત એક જ વાત [illegible] છે કે જે કોઈ

અથવા જે કાંઈ વસ્તુ એની ગુલામીની જંજીરો કાયમ માટે રાખવા ઇચ્છે છે અથવા પ્રયત્ન કરે છે એવી વ્યક્તિઓ અથવા એવી વસ્તુઓ સાથે અસહયોગ માણસનો ધર્મ છે. કારણ કે ત્યારે જ તો મનુષ્યને સમાજજીવનને ઉચ્ચ દરજ્જે લઈ જવાનો રસ્તો મળે છે. પણ એ અનર્થની સાથે અસહયોગ કરતાં જે અનર્થ કરે છે એના માટે દિલમાં લેશ માત્ર પણ અહિંસા અથવા દ્વેષભાવ ન રહેવાં જોઈએ. આનું એક કારણ છે કે, કાંઈક અનર્થનો મુકાબલો કરતાં અને જે અનર્થ કરે છે એનો મુકાબલો કરતાં માણસને અનર્થનો વારંવાર વિચાર આવ્યા કરે છે અને જે વિચાર માણસને વારંવાર આવ્યા કરે છે તો તે આજે નહિ તો કાલે તેના આચારમાં ઊતરી આવશે. એટલા માટે જ મહાપુરુષોએ આપણને સૂચવ્યું છે કે અસત્યનો, અનર્થનો મુકાબલો સત્યથી, બૂરાઈનો ભલાઈથી; હિંસાનો અહિંસાથી; દ્વેષનો પ્રેમથી; ક્રોધનો શાંતિથી જ થઈ શકે છે.

અસહયોગ યોજનાની એક બીજી બાજુ હતી અને છે. એ છે પરસ્પર સહયોગ. આપણા દેશમાં અસહયોગ વિદેશી સરકાર સામે કરવામાં આવ્યો એનો સાચો અર્થ આપણા લોકો એકબીજા વચ્ચે સહયોગ વધારે કરતા શીખે એ જ હતો. કારણ કે દોઢસો વર્ષની ગુલામીના પરિણામે દરેક ભારતવાસી ગુલામીમાં એટલો ગરકાવ થઈ ગયો હતો કે એને બીજાનાં સુખદુઃખનો ખ્યાલ પણ ન આવતો. ગુરુદેવ અને ગાંધીજી અસહયોગ – કાળ પછી જ્યારે આપણે સ્વતંત્ર થશું ત્યારે સહયોગની ઘણી અગત્યતા રહેશે એનો વિચાર હંમેશ રાખતા. એટલા માટે એકબીજાની સાથે મળીને કામ કરતાં શીખવું જોઈએ, એના ઉપર તેઓ બરાબર ભાર મૂકતા હતા.

આજે આપણે સ્વતંત્ર છીએ. હવે સહયોગની બહુ વધારે જરૂર છે. એવું આપણે જ્યારે કરીશું ત્યારે ગાંધીજી અને ગુરુદેવ બંનેની જીવન–તપસ્યા સફળ થશે. પ્રભુની કૃપાથી એ સહયોગનો પાઠ આપણે જલદીથી શીખી જઈએ અને તેને પોતાના દૈનિક, સામાજિક જીવનમાં ઉતારીએ.

---

તૃષ્ણાનો ઉપાય તૃપ્તિ નથી પણ સંતોષ છે. તૃષ્ણા એવી તરસ છે કે તૃપ્તિ માટે જેમ જલસિંચન કરવામાં આવે છે તેમ એ તરસ વધતી જાય છે. જે દિવસો માણસને જીવનની જરૂરિયાતો પણ નથી મળતી તે દિવસે તેની ઝંખના એ જરૂરિયાતો મેળવવાની હોય છે. જ્યારે એ જરૂરિયાતો મળી રહે છે ત્યારે તેને આરામ અને થોડા વિનમ્ર મોજ–શોખથી રહી શકાય એવી ઝંખના જાગે છે. જ્યારે એ વિનમ્ર મોજ–શોખની વસ્તુઓ મળી રહે છે ત્યારે તેની નજર ધનવાનોના વૈભવ પર ઠરે છે અને તેના પેટમાં દાઢ ઉપડે છેઃ "મારે પણ મોટર હોય તો ! મારે પણ બંગલો હોય તો ! હું પણ મોટો ઉદ્યોગપતિ હોઉં તો ! અહા, હજારો માણસો મને નમતા હોય......કેવું એ સુખ ! કેવો એ વૈભવ !"

સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે જો એ વૈભવ અને અઢળક ધન મળી રહે તો લાખોપતિમાંથી કરોડપતિ અને કરોડપતિમાંથી અબજપતિ થવાની તૃષ્ણા જાગે છે. પછી સુખનું સાધન સાધ્ય બની રહે છે અને ધ્યેય તે પ્રાપ્ત કરવામાં નીતિ–અનીતિનો વિવેક રહેતો નથી. ધનના સાધન વડે સુખ પ્રાપ્ત કરવાનો હેતુ અદૃશ્ય થઈ જાય છે, અને ધન મેળવવામાં જ સુખ દેખાય છે. પરંતુ એ સુખ ઝાંઝવાનાં જળ જેવું છે, હાથમાં આવતું જ નથી અને તેથી માણસ તેની પાછળ વધુને વધુ દોડે છે. એટલે જ આપણું તત્ત્વજ્ઞાન કહે છે કે સુખ તૃષ્ણામાં નથી પણ સંતોષ અને ત્યાગમાં છે.

"આશબા

# “દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે.”

૭

શ્રી ગુલાબદાસ બ્રોકર

[ જૈન મુનિઓ અને હરિકથાકારો આપણી આર્ય સંસ્કૃતિનો પ્રચાર વ્યાખ્યાનો અને કથાઓ દ્વારા કરી આપણા પવિત્ર ગ્રંથોની સુવાસ ફેલાવવામાં અનાદિકાળથી મદદરૂપ થઈ પડ્યા છે અઘરા વિષયોને સમજાવવામાં પણ તેઓ એવાં સુંદર અને સચોટ દૃષ્ટાંતો આપી એને રસિક કરી મૂકે છે કે જેની સ્મૃતિ ઘણાં વર્ષો સુધી સાંભળનાર હૃદયપટ ઉપર અંકિત રહે છે આ નીચેની વાર્તા પણ લેખકની એવી જ એક સ્મૃતિની પ્રસાદી છે ]

નાનું એવું છતાં રળિયામણું શહેર હતું તેને ફરતો કોટ હતો ને કોટની દિવાલને ચારે દિશાએ ચાર દરવાજા હતા રાત્રિના આનંદપ્રમોદનો સમય પૂરો થતાં અને આરામનો સમય શરૂ થતાં ચારે દરવાજા બંધ કરવામાં આવતા અને આખુંયે શહેર સ્વસ્થ નિદ્રાનાં શ્વાસે શ્વસી રહેતું

શહેરના લોકો વેપારધંધે કુશળ હતા એ શહેરની રોનક અને જાહોજલાલી સિદ્ધ કરતી હતી, અને તેમની ધર્મભાવના અને ધર્મશ્રદ્ધા ઉત્કટ હતી એ આવા નાના એવા શહેરમાં પણ અનેક મંદિરોના શિખરો ઉપરથી ઊડી રહી હવાની સાથે ગેલ કરી રહેતી અનેક ધ્વજા પતાકાઓથી પ્રતિપાદિત થતું હતું

એ ધર્મશ્રદ્ધા માત્ર શહેરના કોટની ચાર દિવાલોની વચ્ચે જ નહોતી પુરાઈ રહી એ પણ ગામના લોકોએ સિદ્ધ કરી બતાવ્યું હતું ગામથી એકાદ ગાઉ દૂર વહેતી સુંદર નદીના કિનારાના સુંદરતમ ભાગ ઉપર એક નાનું છતાં રમણીય મંદિર ધર્મધ્વજા ફરકાવતું ઊભું હતું એ આ ગામના લોકની ધર્મભાવનાનું જ ફળ હતું

એ મંદિરની રચનાનો ઈતિહાસ આકર્ષક હતો. થોડાં વર્ષો પહેલાં એક વૃદ્ધ સંન્યાસી એમના એક જુવાન શિષ્ય સાથે આ શહેરમાં ભિક્ષા અર્થે આવી પહોંચ્યા હતા ગુરુ શિષ્યની એ જોડી ગામના લોકોના આકર્ષણનો વિષય થઈ પડી હતી. ગુરુની જ્ઞાનગંભીર શીલવંત સૌમ્ય મુખમુદ્રા અને શિષ્યની તેજોજ્જ્વલ દીપ્ત કાયા કોઈ પણ જોનારને પોતા તરફ આકર્ષે એ સ્વાભાવિક જ હતું માત્ર ભિક્ષા લઈ તરત જ એ ગુરુ-શિષ્ય શહેરની બહાર નીકળી જતા એ વાત એ આકર્ષણમાં કુતૂહલનો ઉમેરો કરતી. એ કુતૂહલને સંતોષતો વૃદ્ધ ગુરુનો ઉત્તર સચોટ અને સ્પષ્ટ હતો સાધુ માણસે કદી પણ શહેરની વચ્ચે ન રહેવું જોઈએ શહેરના આકર્ષણોમાં અને પ્રલોભનોમાં કોઈકવાર સંન્યાસીનો વૈરાગ્ય ક્યાંનો ક્યાં તણાઈ જવાનો ભય રહે એટલે તો એ બન્ને ગામથી ગાઉ એક દૂર આવેલા નદી તટ ઉપર એક તૂટેલ ફૂટેલ જેવી ઝૂંપડી બાંધીને પડ્યા રહેતા અને માત્ર ભિક્ષા અર્થે જ શહેરમાં આવતા

એ ઝૂંપડી કેવી હશે, આખો દિવસ આ બે જણા ત્યાં શું કરતા હશે વગેરે તર્કો અનેક ચર્ચાના વિષય થઈ પડ્યા ધીમે ધીમે એક પછી એક નગરજનો વાર તહેવારે અને વિધવિધ સમયે એ ઝૂંપડી તરફ જવા લાગ્યા. સાવ સાદી એવી જગ્યા હતી ને સાદામાં સાદી રીતે એ બન્ને રહેતા હતા પ્રસન્ન થયેલા નગરજનો સાધુ પાસેથી શહેરમાં ઉપદેશની યાચના કરવા લાગ્યા, પણ

શિક્ષાના પ્રયોજન સિવાય શહેરમાં ન રહેવાનો સંકલ્પ તો ગુરુએ જાહેર કરી દીધો જ હતો. ઉપદેશ સાંભળવો હોય તો એને માટેનું યોગ્ય સ્થળ શહેરની કોઈ સુસજ્જ વ્યાસપીઠ નહિ પણ આ નદીતટ ઉપરની તૂટી ફૂટી ઝૂંપડી જ હતી એમ સમજાતાં નગરજનોને વાર લાગી નહિ.

ને ધીમે ધીમે એ સાંભળવા પણ લોકો ત્યાં જ ભેગા થવા લાગ્યા. વૃદ્ધ ગુરુની વાણી પણ તેમના વ્યક્તિત્વ જેટલી જ આકર્ષક હતી અને હૃદયની ઊંડી અનુભૂતિમાંથી એ નીકળતી હોઈ શ્રોતાઓનાં હૃદયને પણ એ સીધી સ્પર્શી જતી. સાંભળનારાઓની અને ભક્તોની સંખ્યા ધીમેધીમે વધતી જવા લાગી અને થોડા સમયમાં તો એ સ્થળ નગરજનોને માટે એક યાત્રાધામ સમું બની ગયું.

ગુરુ વૃદ્ધ થયા હતા અને તેમની કાયા પરિભ્રમણનો ભાર સહી શકે એમ નહોતી. નગરજનોની વિનંતીથી અને પોતાની અને સ્થળની અનુકૂળતા જોઈ તેમણે આ જગ્યાએ જ જીવનનો શેષકાળ ગાળવાનો નિશ્ચય કર્યો. નગરજનોએ એમના રહેઠાણ માટે એક નાની એવી છતાં સ્વચ્છ અને સુઘડ પર્ણકુટી બનાવી અને ગુરુના દર્શનની સાથે સાથે પ્રભુના દર્શનનો યોગ થાય એટલા ખાતર એ પર્ણકુટીથી થોડે જ દૂર એક નાનું છતાં રમણીય મંદિર બંધાવ્યું.

ગુરુ એમના ઉપદેશમાં દરેક મહાવ્રત ઉપર ભાર મૂકતા અને તે કેટલું દુષ્કર છે તે સમજાવતા. પણ અપરિગ્રહ, અસ્તેય, વગેરે બીજાં બધાં વ્રતોની વાત આવી જાય અને બ્રહ્મચર્યની વાત આવે 'ત્યારે એ દુષ્કર છે' એટલું જ માત્ર કહીને એ એનો બોધ નહોતા કરતા, પણ ખાસ ભાર મૂકીને ધીમે ધીમે પણ સચોટ રીતે તેઓ બોલતા: "અપરિગ્રહ અસ્તેય વગેરે બધાં વ્રતો દુષ્કર છે પણ બ્રહ્મચર્ય તો દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે." પછી તેની દુષ્કરતા અને તે પાળવાની જરૂરિયાત સમજાવતી વખતે તેમની વાણી અમૃતમય બની જતી અને શ્રોતાવર્ગ આનંદથી ડોલી ઊઠતો, મિષ્ટ અને ઇષ્ટ શ્રવણે ધન્ય બની જતો.

પરંતુ પેલા જુવાન શિષ્યના મનમાં ગુરુના આ પ્રકારના ઉપદેશથી એક જાતનો વસવસો રહી જતો. તેની જુવાન કાયા જેટલી તેજસ્વી હતી, તેટલી જ તેજસ્વી તેની બુદ્ધિ હતી અને તેટલું જ નિષ્કલંક તેનું ચારિત્ર્ય હતું. તેને એ નહોતું સમજાતું કે જો બીજાં બધા વ્રતો દુષ્કર છે એમ ગુરુદેવ કહે છે તો આ બ્રહ્મચર્યને એકલાને જ શા માટે ત્રણવાર દુષ્કર દુષ્કર દુષ્કર કહી તેનું બહુમાન કરે છે? તે પોતે આજીવન બ્રહ્મચારી હતો અને વર્ષોથી દરેક વ્રતનું સેવન ગુરુની અને શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે કરતો આવતો હતો અને તેમાં ક્યાંયે તેને એક વ્રતથી બીજા વ્રતનું પાલન વધારે મુશ્કેલ નહોતું લાગ્યું. તેથી શ્રોતાજનો વિખરાઈ ગયા પછી અને ગુરુને પૂરતો આરામ મળી ગયા પછી તે ઘણીયે વાર પોતાને મૂંઝવતા આ પ્રશ્નની ગુરુ સાથે ચર્ચા કરતો. ગુરુ હંમેશાં એક જ વાત કહેતા: "મનોબળ મજબૂત હોય અને કસોટીનો કાળ ન આવે ત્યાં સુધી બધાં વ્રતો સરખાં જ મુશ્કેલ અગર સહેલાં લાગે. પણ વૃત્તિઓ જ્યારે કસોટી કરવા તૈયાર થાય ત્યારે બધાંયે વ્રતમાં બ્રહ્મચર્ય વ્રત પાળવું સૌથી મુશ્કેલ છે એ ત્રણે કાળના મહાત્માઓના અનુભવની વાત છે. એ માત્ર ચર્ચાથી શી રીતે સમજાવી શકાય?"

પ્રા૦ શાબ્બાપુ"

શિષ્યના મનનુ કોઈ વાતે સમાધાન થતુ નહોતુ

કાળક્રમે એ જ જગ્યાએ ગુરુશ્રી દેવગતિ પામ્યા નગરજનોએ એમને યોગ્ય માન અને ભક્તિપૂર્વક એમની અતિમ ક્રિયા કરી અને અત્યત આગ્રહ કરીને એમના તેજસ્વી શિષ્યને એમના ઉપદેશની ધારા ચાલુ રાખવા માટે પોતાની વચ્ચે રોકી રાખ્યો

શિષ્યનો ઉપદેશ તો નગરજનોને ગુરુના ઉપદેશ કરતાયે વધારે પ્રિય થઈ પડ્યો ભાવના, વાણી, કાયા, ચારિત્ર્યનુ તેજ, વગેરે એ વ્યાખ્યાન આપવા બેસતો ત્યારે એવી અદ્ભુત રીતે એકુબીજામા વણાઇ જતા કે શ્રોતા અને દ્રષ્ટા એ તેજના વર્તુલમા પોતાનુ સર્વ ભાન ભૂલી મુગ્ધ બની બેઠા રહેતા મહારાજના જયજયકારથી વ્યાખ્યાન પછીનો અને પહેલાનો થોડો સમય, એ નદીતટનો નિર્જન ભાગ પણ હમેશા ગાજી ઊઠતો

આ જુવાન સાધુએ ઉપદેશની ધારા તો જે એના ગુરુદેવની હતી તે જ રાખી હતી પણ તેમા ગુરુદેવ જે બ્રહ્મચર્ય ઉપર શિષ્યને મતે વધારે પડતો ભાર દેતા તે તેણે કાઢી નાખ્યો હતો તેને મન બધા વ્રત સામાન્ય માનવી માટે સરખા દુષ્કર હતા અને તેમ જ તે તેના વ્યાખ્યાનમા કહેતો શ્રોતાઓ તો ગુરુને તેમની વાતમા હા ભણતા તેમ શિષ્યને આ તેની વાતમા પણ હા ભણવા લાગ્યા, અને સમય પસાર થવા લાગ્યો

એક દિવસ આવી આ નિર્જન જગ્યાએ અકલ્પ્ય એવો બનાવ બન્યો. સાજની બધી ક્રિયાઓ પતાવી, પ્રાર્થના સમાધિ વગેરે પતાવી હમેશની માફક શાત ચિત્તે આ શિષ્ય નિદ્રામા પડ્યો તે ઘસઘસાટ ઊંઘતો હતો ત્યા તેને કાને ઝૂપડીનુ બારણુ ઠોકાતુ હોય એવો અવાજ આવ્યો. આવી જગ્યાએ અને આવે સમયે એ વસ્તુ તો અસભવિત જ "મારાભાપુ" હતી એટલે કઈ ભ્રમણા હશે એમ માની તેણે ફરીથી નિદ્રામા ચિત્ત પરોવવા પ્રયત્ન કર્યો પણ ટકોરા વધારે સ્પષ્ટ રીતે અને વધારે વેગપૂર્વક સભળાવા લાગ્યા આળસ મરડી પથારીમાથી બેઠા થઈ તેણે ઝૂપડીનુ બારણુ ઉઘાડ્યુ

બારણુ ઉઘાડતા જ બહાર જે દૃશ્ય જોયુ તે, આશ્ચર્યમૂઢ બની, પોતાની આખને પણ ન માનતો હોય તેમ, સાધુ જોઈ જ રહ્યો અકલ્પ્ય એવી વાત હતી બારણામા જ ગભરાયેલી હરિણી જેવી એક જુવાન સ્ત્રી ઊભી હતી તેની છાતી શ્વાસે ધડકી રહી હતી તેના કેશ આડાઅવળા વિખરાયલા હતા, તેના મુખ ઉપર ચિતા ઉદ્વેગ ભયની રેખાઓ પથરાઈ ગઈ હતી, તેની આખોમાથી આસુ વહ્યા જતા હતા

' મહારાજ" તે ગદ્ગદ્ કઠે બોલવા ગઈ ત્યા મહારાજે જ જરા કડક સ્વરે પૂછ્યુ

"કોણ છો બહેન તુ? આવે સમયે અહી શા માટે આવી છે?"

"હુ બધી જ વાત કહુ જરા મને અદર " રોતા રોતા બાઈ બોલે ત્યા તો મહારાજ ફરી બોલ્યા.

"આ તો બ્રહ્મચારીની પર્ણકુટિ છે, બહેન આમા સ્ત્રીથી પ્રવેશ ન થઈ શકે "

"પણ હુ આવી રીતે એકલી

બાઈ કઈ સ્પષ્ટ બોલી શકતી નહોતી રુદન અ. ભય તેના શ્વાસને પણ જાણે રોકી રાખતા હત

પણ એ તો નિયમ જ હતો, અક અને અચલ બ્રહ્મચારીથી એકાતમા કોઈ સ્ત્રી સાથે એક ઘરમા રહી ન શકાય આ જુવાન સાધુ પણ વ્રતનિયમમા અને તેના પ્રત્યેની શ્રદ્ધામા કોઈથી ઊતરે એમ નહોતો એટલે એ સ્ત્રીને અદર આવવા દેવાનો તો પ્રશ્ન જ નહોતો પણ એનો અર્થ એ ન હતો કે તે તદ્દન દયાહીન હતો રોતા કકળતા વિનતી વીનવણીઓ કરતા કરતા બાઈએ કહેલી વાત તેણે પૂરેપૂરી સાભળી. એ સાભળતા

આઈના મનમાં કશો હશો કે દુર્વિચાર નહોતો તેની પણ તેને ખાતરી થઈ. પણ કરવું શું? ધર્મસંકટમાં પોતે મુકાઈ ગયો હોય તેવું તે આખી કથની સાંભળ્યા પછી સાધુને લાગ્યું.

વાત આમ હતી. તે દિવસે મોડી સાંજે એ બાઈને પોતાના પતિ સાથે કોઈક નાની વાતમાં તકરાર થઈ. નાની વાતે મોટું સ્વરૂપ લીધું અને વાત વધી પડી. પતિએ એને ખૂબ મારી. બાઈ સામું બોલી. પતિએ એને ઘરમાંથી કાઢી મૂકવાની ધમકી આપી અને "જા નીકળ મારા ઘરમાંથી." કહી ધક્કો માર્યો. ગુસ્સામાં અને આવેશમાં બાઈ પણ ઘરમાંથી નીકળી ગઈ.

તે દૂર દૂર ચાલી ગઈ. પોતે ક્યાં જાય છે, શું કરે છે તેનું તેને ભાન નહોતું. ગામની હદ તો ક્યાંની ક્યાં રહી ગઈ અને પોતે તો ચાલી જ જતી હતી ઠંડી વધવા લાગી અને જરા ગુસ્સો ઓછો થવા લાગ્યો ત્યારે તેને ભાન આવ્યું. પોતે શહેરથી બહુ દૂર નીકળી આવી હતી અને માથે ચંદ્ર પણ ચડી ચૂક્યો હતો. બાઈને બીક લાગી. ઉતાવળી જેમ તેમ દોડતી આખડતી તે શહેર પાસે પહોંચી. શહેરના દરવાજા બંધ થઈ ગયા હતા. વહેલી સવાર પહેલાં તે ઊઘડે એમ હતું નહિ. "ક્યાં જાઉં? શું કરું?" એ વિચારે એ બેબાકળી બની. અંતે એને યાદ આવ્યું કે સંન્યાસી મહારાજની પર્ણકુટિમાં પોતે ગમે તેમ કરી રાત વિતાવી કાઢશે અને સવારના પહોરમાં ગામમાં દાખલ થઈ જશે.

પણ એ વાત તો અશક્ય જ હતી. પર્ણકુટિમાં સ્ત્રીને રખાય જ નહિ. અને તેયે આખી રાત? સાધુ એ વાત તો વિચારી શકે તેમ હતું જ નહિ. પણ તો શું કરવું? આવી એકાંત રાત્રિએ એકલી સ્ત્રીને આ વનવગડામાં રઝળવા દેવાય?

વિચાર કરતાં સાધુને એક સરસ ઉપાય સૂઝી ગયો. તેણે ઉમંગથી કહ્યું:

"જો બહેન, ક્રોધ આપણને કેટલા પરવશ બનાવે છે એ તેં જોયું ને? હવે એથી સંભાળજે. પણ અત્યારે તું એમ કર. આ સામે મંદિર છે તે ઉઘાડું પડયું છે. ત્યાં નથી કોઈ પૂજારી કે નથી કોઈ રખેવાળ એટલે તારી મર્યાદા જળવાશે. તું એમાં સૂઈ જઈ આખી રાત કાઢી નાખજે. અંદરથી બારણું બંધ કરજે. બારને ભોગળ પણ છે એ પણ અંદરથી બંધ કરી દેજે એટલે તને કોઈ જાતનો ભય ન રહે."

"ને" પછી જરીવાર રહી તેણે ઉમેર્યું. "જો બહેન, તું સ્ત્રી છે અને વળી એકલી છે એટલે કહું છું હોં! માણસના મનનો ભરોસો નહિ. કોઈ પણ ગમે એમ કરી તને રાત દરમિયાન બારણું ઉઘાડવા કહે તો એ વાત સાંભળતી જ નહિ, હોં! હું કહું તોયે નહિ."

મહારાજનો ઉપકાર માની બાઈ મંદિરમાં ગઈ અને બારણું વાસી દીધું. પળ એક મહારાજ એને ચાલી જતી જોઈ રહ્યા. અને પછી આજુબાજુ નજર કરી. ચારે બાજુ ચંદ્ર પોતાનું સ્નિગ્ધ તેજ ફેંકી રહ્યો હતો અને પ્રકૃતિ રમણીય બની ગઈ હતી આવી સુંદર સૃષ્ટિમાં પણ માણસ પોતાને હાથે કેવું દુઃખ વહોરી લે છે એ વિચારે એક નિઃશ્વાસ નાખી મહારાજે પણ પોતાની ઝૂંપડીનું બારણું બંધ કર્યું અને ફરી પાછો સૂઈ જવા પથારીમાં પડયો.

પણ આ વખતે તેને ઊંઘ ન આવી. માણસજાત વિનાકારણ કેટલા રાગદ્વેષમાં, કેટલા વેરઝેરમાં સળગી રહી છે! નહિતર સૃષ્ટિ તો કેટલી સુંદર છે! ને આ રાત્રિ પણ...........

શાસ્ત્રોમાં, પુરાણોમાં, કથાઓમાં કાવ્યોમાં વાંચેલાં ક્રીડાનાં અનેકાનેક વર્ણનો સંન્યાસીના હૃદય સમક્ષ ખડાં થઈ ગયાં. જેમ જેમ એ [અનુસંધાન પૃ૦ ૧૩૫ પર]

[ આશ્રમનાં બાળકોમાં નાની શારદા ખૂબ ચપળ અને જિજ્ઞાસુ હતી. બાપુ એને 'બગુડા કપ્તાન' પણ ઘણી વાર સંબોધતા. બાપુ સાથે ફરવામાં શારદા હોય એટલે પછી પૂછવાનું જ શું? આખે રસ્તે કંઈક ને કંઈક તે પૂછ્યા જ કરે. શરીરે નાજુક પણ બુદ્ધિમાં તેજ હતી એટલે બાપુ એના પ્રશ્નોથી રાજી થતા, પણ એની તબિયત બાપુને ઘણી વાર ચિંતામાં મૂકી દેતી.

આશ્રમનાં બાળકો તંદુરસ્ત હોવાં જ જોઈએ એમ બાપુ હંમેશાં ટકોર કરતાં અને તેથી જ એક વાર શારદાને લખેલું: "તું શરીર બગાડીને જ્ઞાન મેળવે એ મને ન ગમે. તારું શરીર તું લોઢા જેવું કઠણ કરી મૂક."

આ નીચેના પત્રો એના જ સંગ્રહમાંથી સેવાગ્રામ આશ્રમના મંત્રી શ્રી. ચીમનલાલભાઈ પાસેથી મળ્યા છે જે તેમના આભાર સાથે પ્રગટ કરીએ છીએ. ]

ચિ૦ શારદા,

ભરત અને રામ જીવતા હતા ત્યારે એનું ધ્યાન લોકો ધરતા એની આપણને ખબર નથી. અનુભવ તો એમ જણાવે છે કે માણસો મરે છે ત્યાર પછી જ તેમની પૂજા થાય છે. જીવતાં માન અપાય છે એ જુદું. એને આપણે ધ્યાન ન કહીએ. જીવતા માણસને પૂર્ણ ન જ મનાય. અને પૂજા, ધ્યાન પૂર્ણ મનુષ્યોના જ શોભે. જેનામાં દોષ છે અથવા જે દોષ કરે એવો સંભવ છે તેનું ધ્યાન ધરવાથી હાનિ થાય. કેમ કે આપણે જેનું ધ્યાન ધરીએ તેના જેવા થઈએ.

ઈશુ ભગવાને ચમત્કારો કર્યા એવા ચમત્કારો બતાવવાની મારી શક્તિ નથી અને ઇચ્છા પણ નથી. તેમની વચ્ચે ને મારી વચ્ચે સરખામણી પણ કેમ થઈ શકે? તે બહુ મહાન પુરુષ હતા. ય. મં. ૧૭–૭–૩૨ બાપુ

ચિ૦ શારદા,

તાવ હોય ત્યારે જરૂર કટી સ્નાન લેવાય. એંશી એંશી કરતા ૭૫ વર્ષના ડોસાને મેં કટી સ્નાન આપેલું ને તેનો દમ નાબૂદ થયો હતો. કટી સ્નાન લેતાં ઉપરનું અંગ ઢાંકવાનું હોય છે. તેમ જ પગે ટાઢ વાય તો તે પણ ઢાંકવા. માત્ર પેડુથી સાથળ લગીનો ભાગ જ પાણીમાં હોય ને તે વખતે પેડુ ઉપર ધીમે ધીમે નાના ટુવાલ વતી ચોળાતું હોય. આ સ્નાન દરદીને ગમે છે. તેને ટબમાં બેસતાં ટાઢનો આચકો આવે પણ બેઠા કે તુરત રૂડું લાગે. આવાનું સાદું ને દસ્ત રોજ આવવા જ જોઈએ. પહેલાં તેલ ચોળાવતી તેમ તેલ ચોળાવજે. ને થાક લાગવા જ ન દેવો. પછી જો કે તારું શરીર સરસ કેવું થાય છે.

મૂર્તિની જેને જરૂર હોય તે મૂર્તિ પૂજે એમાં મારો વાંધો નથી. મને તેની આવશ્યકતા નથી જણાતી. કરોડોને પણ તેના વિના ચાલે છે. વળી એક રીતે તો આપણે બધા મૂર્તિપૂજક છીએ. જે ઈશ્વરને ગુણવાળો ગણીને પૂજે છે તે મૂર્તિપૂજક છે. આ બધું ટૂંકું લખ્યું છે. ન સમજી હોય તો ફરી પૂછજે એટલે વધારે સમજાવીશ. પણ તેના પહેલાં નારણદાસ પાસેથી સમજવાનો પ્રયત્ન કરજે. ચીમનલાલને પણ પૂછજે.

તા ૨૨–૧૦–૩૨ બાપુના આશીર્વાદ

ચિ૦ શારદા,

તેં ઠીક સવાલ પૂછયો. તું માને છે કે મારવામાં તો હિંસા છે જ પણ એમ નથી. ધારો કે કોઈને સાપ કરડે ને તેને મૂર્છા આવે એમ થાય તો તેને મારીને પણ જગાડવો પડે. એ હિંસા નથી કેમકે એ પ્રેમનો માર છે ને દરદીના ભલાને સારુ છે. પણ ધાર કે મારા મનમાં તારે વિષે ઝેર છે પણ લાગ ન મળવાથી મારતો નથી. તો એ ઝેર હિંસા જ છે–હિંસાનું મૂળ મનમાં છે. ય.મં. તા. ૧૮–૨–૩૨ બાપુ



જે સમાજમા સ્ત્રીઓ સુધરે છે તે સમાજ જલદી પ્રગતિ સાધે છે કેળવણીના અભાવ અને રૂઢિઓને કારણે સ્ત્રી પુરુષ કરતા પાછળ રહી ગઈ છે સ્ત્રીને પણ પુરુષો જેટલી સરખી તકો મળે તો તે પણ તેટલી જ આગળ વધી શકે ઇગ્લન્ડ, ફ્રાન્સ અને અમેરિકામા સ્ત્રીઓ ઘણી આગળ વધી છે, દરિયો તરવામા વિમાનવિદ્યામા આગળ ગઈ છે બાવીસ માઈલની લાબી ખાડી પણ સ્ત્રી ઓળગી ગઈ છે જોન ઓફ આર્ક, ઝાસીની રાણી કુશળ સૈનિકો અને મુત્સદ્દી હતા સ્ત્રીઓમા કુદરતી ખામી રહી છે એ માન્યતા ખોટી છે

પુરુષ વર્ગે સ્ત્રીને પોતાનુ આનદભોગનુ સાધન બનાવી તેને ખુશ રાખવા તેણે જાત જાતના આકર્ષણો ધર્યા, અલકારો પહેરાવ્યા સ્ત્રીઓએ અજ્ઞાનથી એ બધનને ભૂષણ માની લીધા હજારો વરસની રૂઢિ અને અજ્ઞાને સ્ત્રીને હુ નિબળ છુ એમ માનતી કરી દીધી

પરતુ સ્ત્રીઓએ એ નિર્બળતા તજીને પુરુષની બરોબરી કરે તેવા સમાજના કામો કરી બતાવ્યાના દાખલા આપણી પાસે જ છે ગગાબહેન હાલ બોચાસણમા કામ કરે છે તેમણે સત્યાગ્રહની લડત વખતે પુરુષો ન કરી શકે એવા કામ કર્યા હતા. નીપાણીના હીરાબહેન પોતે અશિક્ષિત છે, પણ સેવાનુ સુદર કામ કરે છે

પરમાત્માએ સ્ત્રી અને પુરુષ બનેને મન અને બુદ્ધિ આપેલા છે તેમા પણ સ્ત્રીઓએ સારી પ્રગતિ સાધ્યાના દાખલા છે મુક્તાબાઈ, જનાબાઈ, મીરા વગેરેના નામ પ્રખ્યાત છે

તેથી સ્ત્રીઓએ પોતાને હલકી ન સમજવી. તેમણે આત્મવિશ્વાસ રાખવો પુરુષોની જેમ સ્ત્રીઓને પણ સમાન તક મળે તો તેઓ પણ એટલી જ પ્રગતિ સાધી શકે તેમને સમાન તક સમાન સાધન, સમાન કેળવણી મળવાની જરૂર છે

એક વખત સિહ અને પુરુષ વચ્ચે કોણ જોરાવર એવો વિવાદ થયો તેમા તેઓ એક ગામમા આવી ચડ્યા ત્યા દરવાજા પર સિહને નીચે પાડી ઉપર ચડી બેઠેલા પુરુષનુ ચિત્ર હતુ પુરુષે કહ્યુ "જો, કોણ બળવાન છે?" સિહે સામુ પૂછ્યુ "આ ચિત્ર કોણે દોર્યું છે?" જવાબ મળ્યો "માણસે દોર્યું છે" સિહે કહ્યુ, "તેથી જ માણસને વિજેતા ચીતર્યો છે સિહે ચિત્ર દોર્યું હોત તો ઊલટુ જ હોત" આ રીતે ગ્રથોમા સ્ત્રીઓને હલકી ચીતરવામા આવી છે, કેમ કે ગ્રથ લખનારા પુરુષો હતા.

એક ભક્તે ગાયુ છે

નારી કો નિદા નહી, નારી નરકી ખાન ।
જિસ ખાનમે પૈદા હુએ, ભીષ્મ, રામ હનુમાન ॥

શિવાજી, નેપોલિયન, સિકંદરને મહાન બનાવનાર તેમની માતાઓ હતી. દેશને, સમાજને ઘડનાર માતા છે. માતા એ ઉત્તમમાં ઉત્તમ શિક્ષક છે, સંસ્કાર દેનાર છે. સ્ત્રીઓ તરફ આદરભાવને બદલે આજે એમને ભોગવિલાસનું સાધન માની તેમનું અપમાન થઈ રહ્યું છે. સ્ત્રીઓના સ્વયંવર રચાય, એક સ્ત્રી માટે ઘણા રાજાઓ આવે, લડાઈ કરે, હરણ કરી જાય. આ બધું સ્ત્રીઓનું અપમાન છે. અખબારો, માસિકો, ચોપાનિયાં વગેરેમાં સ્ત્રીઓનાં નઠારાં ચિત્રો મૂકી વાચકોને આકર્ષવામાં આવે છે. આમાં સ્ત્રીઓનું અપમાન છે. સ્ત્રીઓ પ્રત્યે આ દૃષ્ટિથી જોવાનું છે? સ્ત્રીઓ પ્રત્યે એવી દૃષ્ટિ રાખવાથી સમાજનું અધઃપતન થાય છે.

સ્ત્રીમાં માતૃત્વને કારણે વાત્સલ્યપ્રેમ ભરેલો છે, અને તેથી સ્ત્રીઓ મહાન હિંમત અને ત્યાગ દાખવી શકે છે. સહનશક્તિ, ત્યાગ વગેરે ગુણો એમાથી પેદા થાય છે. ગરીબમાં ગરીબ માતા હશે પણ પોતે ઓછું ખાઈ પોતાના બાળકને ખવડાવશે, ભીનામાં સૂઈ બાળકને કપડું વીંટાળશે. આ ત્યાગ અને સેવાને કારણે માતા મહાન છે. માતાના આ પ્રેમને બાળકમાં મર્યાદિત ન કરતાં વ્યાપક કરવાનો છે. એમાં માનવતા સમાયેલી છે. બીજાનાં બાળકને પોતાના બાળકો સમાન ગણી તેમને કેળવણી આપો, તેમની સંભાળ લો, તેમની પ્રગતિમાં મદદ કરો.

સ્ત્રીઓ પોતાના બાળક પ્રત્યે પ્રેમ ધરાવે છે તે કારણે તેણે કેવાં કેવાં મહાન નીડરતાનાં કાર્યો કર્યાં છે! અંગ્રેજી ભણતો ત્યારે એક પાઠ્યપુસ્તકમાં વાત આવતી કે બાળકો ખેતરમાં રમતાં હતાં અને સ્ત્રીઓ કામ કરતી હતી. તે વખતે ગરુડ આવીને એક બાળકને ઉપાડી પહાડ ઉપર ઊડી ગયું. બધા પુરુષોએ પર્વત પર જઈ બાળક લઈ આવવા પ્રયત્ન કર્યો પણ બધા જ નિષ્ફળ થઈને પાછા ફર્યા. પણ બાવરી બનેલી બાળકની માતા પર્વત પર ગઈ અને જીવના જોખમે બાળકને પર્વત પરથી પાછી લઈ આવી.

બીજું ઉદાહરણ શિવાજીના વખતનું છે. શિવાજી કિલ્લાઓ એટલા મજબૂત અને પાકા બનાવતા કે કોઈ એના પર ચડી કે ઊતરી શકે નહીં. સાંજ પડતાં આરતી પછી કિલ્લા બંધ થતા અને પછી ગમે તે આવે–ખુદ શિવાજી મહારાજ આવે તો પણ એ ખૂલતા નહીં. એક દિવસ હીરા નામની એક રબારણ દૂધ વેચીને મોડી આવી. દરવાજા બંધ થઈ ગયા હતા. હીરાએ દરવાનને દરવાજો ઉઘાડવા વિનંતી કરી. બાઈ ઘણું કરગરી, પણ દરવાજો ઊઘડ્યો નહીં. હીરાનું બાળક ઘેર હતું તેને ચિંતા હતી કે તેનું ભૂખ્યું બાળક ટળવળતું હશે. ગમે તેમ કરીને તે કિલ્લો ચઢી અને ઊતરીને ઘેર જઈને બાળકને ધવડાવ્યે રહી. આસપાસના લોકોને આ વાત સાંભળી આશ્ચર્ય થયું. આ વાત શિવાજીને કાને ગઈ. શિવાજી મહારાજ વગેરે બાઈ જ્યાંથી ચઢી હતી તે જગ્યા જોવા ગયા. ત્યાંથી તો વીર પુરુષો માટે ચઢવું–ઊતરવું મુશ્કેલ હતું. આમ વાત્સલ્યભાવ અઘરાંમાં અઘરાં કામો પણ કરી શકે છે.

સમાજના ઉત્કર્ષની જવાબદારી સ્ત્રીઓને માથે છે. ગૃહવ્યવસ્થા અને બાળઉછેરની જવાબદારી સ્ત્રીઓની છે. બહેનો આ સમજી મહાન કામો કરવાની દૃષ્ટિ કેળવી દેશને અને જગતને પ્રેમ અને શાંતિનો સંદેશો આપો અને સુખ મેળવો.

— નાથજી

"બાળબાપુ"

# ગાંધીજી — પુત્ર તરીકે

શ્રી નિર્મળાબહેન ત્રિભુવનદાસ શાહ

[શ્રી મહાદેવ દેસાઈ સમાજ સેવા મહાવિદ્યાલય (ગુજરાત વિદ્યાપીઠ)ના વિદ્યાર્થીઓ ગાંધીજીની જીવનદૃષ્ટિનો રસપૂર્વક ઊંડો અભ્યાસ કરી રહ્યા છે. આ નીચેનો નિબંધ ગાંધી જયંતી સપ્તાહ પ્રસંગે ત્યાંની જ એક વિદ્યાર્થીની બહેને તૈયાર કરેલો. દરેક વિદ્યાર્થી માટે આ આખી લેખમાળા બોધક થઈ પડશે.]

આપણું સદ્ભાગ્ય છે કે આપણા દેશમાં મહાન પુરુષ અવતર્યા. બાપુજીનું વ્યક્તિત્વ સર્વવ્યાપી હતું. જીવનના એકે એક ક્ષેત્રમાં બાપુજીએ સત્યને મૂર્તિમંત કરવાનો પ્રયત્ન કર્યો. બાપુજીએ પોતાના જીવનમાં એટલા ઉચ્ચ આદર્શોને પોષ્યા છે કે આપણે માટે એક સુગમ માર્ગ ખુલ્લો કરી ગયા છે. બાપુજી આપણા આદર્શ છે. આપણે તો હજી જીવનની આટીઘૂટીમાં પડ્યા નથી. જીવનને જો સુપથે દોરવું હોય તો બાપુજીના જીવનમાંથી ઉચ્ચ આદર્શોને ગ્રહણ કર્યા વિના છૂટકો નથી. બાપુજીને તો જગત યુગપુરુષ માને છે. બાપુજીએ એટલા વિશાળ ક્ષેત્રમાં પોતાનું કાર્ય પ્રસારેલું છે કે તેઓ મહાત્મા બન્યા છે. તેઓ એવી ટોચ પર છે કે જ્યાં આપણે પહોંચી ન શકીએ તો પણ જો આપણે એમના જીવનમાંથી કંઈક પ્રેરણા ઝીલીએ તો અવશ્ય આપણે માનવી તરીકે જીવી શકીએ. પણ આપણે હજી ગાંધીજીને પૂરેપૂરી રીતે સમજી શક્યા નથી. કારણ કે આપણે તેમના જીવનમાંથી જે વસ્તુઓ અઘરી લાગે છે તે લઈને કોરે મૂકીએ છીએ. આથી સત્ય ને અહિંસાનો જે સદેશ આપણને ગાંધીજીએ આપ્યો હતો તેને આપણે ઝીલી શક્યા નથી.

આપણે હવે ગાંધીજી પુત્ર, પતિ, પિતા અને આપણા સૌના બાપુ તરીકે કેવા હતા તેનું અનુશીલન કરીએ.

"પ્યારા બાપુ"

ગાંધીજીએ નાનપણમાં શ્રવણનું નાટક વાંચ્યું હતું ત્યારથી તેમના મનમાં એમ થતું હતું કે મારે મારા માતાપિતાની સેવા કરવી જોઈએ. તેઓ સેવા કરવામાં જ પોતાનું સર્વસ્વ માનતા હતા. નિશાળનો સમય પૂરો થાય કે તરત જ પિતાજીની સેવા કરવા મંડી જાય. ગાંધીજી પિતાજીની સેવા કરવા માટે કસરતમાં પણ જતા નહોતા. જ્યારે કસરત ફરજિયાત થઈ ત્યારે સેવામાં વિઘ્ન પડયું. ગાંધીજીએ કસરતના શિક્ષક પાસે માગણી કરી કે મારે મારા પિતાજીની સેવા કરવાની છે માટે મને કસરતમાંથી મુક્તિ આપો. પણ કસરતમાંથી મુક્તિ મળી નહિ. આથી ગાંધીજીને મરજી ન હોય તો પણ કસરતમાં જવું પડતું હતું.

એક વખત ચોમાસામાં વાદળને કારણે અને પાસે ઘડિયાળ નહી હોવાને લીધે તેમને વખતની ખબર પડી નહી. કસરતના શિક્ષકે હાજરી તપાસી તો ગાંધીજી ગેરહાજર નીકળ્યા. શિક્ષકે તેમને મોડા થવાનું કારણ પૂછયું. ગાંધીજીએ સાચેસાચું કારણ જણાવી દીધું. પણ શિક્ષકને તેમની વાત ખોટી લાગી. અને બે આના દંડ કર્યો. ગાંધીજીને દંડ કરવા કરતા પોતે ખોટા ઠર્યા એનું દુઃખ થયું. તેમને થયું કે હું ખોટો નથી તે મારે સાબિત કરી આપવું જોઈએ. પણ કંઈ ઉપાય રહ્યો નહી તેટલે તેઓ મનમાં ને મનમાં સમસમ્યા અને રડ્યા. ત્યારથી ગાંધીજી

સમજ્યા કે સાચું બોલનારે પણ ગાફેલ ન રહેવું જોઈએ. આ ગફલત તેમના ભણતરના સમયમાં પહેલી અને છેલ્લી હતી. પાછળથી તેઓ દંડ પણ માફ કરાવી શકયા હતા એવો આછો ખ્યાલ છે.

ગાંધીજીએ પોતાના પિતા પાસે ચિઠ્ઠી લખાવી કે મારી સેવા કરવા માટે તેને કસરતમાંથી રજા આપશો. આ ચિઠ્ઠી ગાંધીજીએ હેડમાસ્તરને આપી. આ રીતે તેમણે મુક્તિ મેળવી અને પિતાજીની સેવા કરી પોતાની જાતને ધન્ય માની.

ગાંધીજી પિતાથી કંઈ પણ ખાનગી રાખતા નહોતા. પિતાને છેતરવા એ તેમને મન મરવા કરતાં પણ બૂરું હતું. પરંતુ નાનપણમાં ખરાબ સોબતને લીધે તેમનામા કેટલાંક દૂષણો દાખલ થયા હતાં.

ગાંધીજીને એક ભાઈ સાથે મિત્રતા થઈ. તેઓ કદી માંસ ખાતા નહોતા. પરંતુ મિત્રે તેમને સમજાવ્યું કે માંસ ખાઈએ તો બળવાન બનાય અને બળવાન બનીએ તો વધારે દોડી શકાય. અને પરદેશીઓને પણ આપણા દેશમાંથી આપણે કાઢી શકીએ. ગાધીજીએ આ લાલચને લઈને માસ ખાધું.

ગાંધીજીએ માંસ ખાધું હતું તેમ ચોરી પણ કરી હતી. તેમને મિત્રની સોબતને કારણે બીડી પીવાનું મન થયું. બીડી મળે નહીં એટલે નોકરના ખિસ્સામાંથી પૈસા ચોરીને બીડી પીવાની શરૂઆત કરી આમ કરતાં કરતાં વીસેક રૂપિયાનું કરજ થઈ ગયું. આ કરજ ભરવા માટે ગાંધીજીએ અને તેમના ભાઇએ એવો વિચાર કર્યો કે આ જે સોનાનું કડું છે તેમાંથી થોડું સોનું કાપી લઈ કરજ ભરી દેવું. કરજ તો ભરાઈ ગયું પણ ગાંધીજીને ખૂબ દુઃખ થયું. તેમને પિતાને આ વસ્તુ જણાવવાનો વિચાર કર્યો પણ હિંમત ચાલી નહીં. પિતાજી મારશે એવો ભય તો હતો જ નહીં, પણ પિતાજી કદાચ માથું કૂટશે એવો ભય હતો. જોખમ ખેડીને પણ દોષ કબૂલ કરવો જોઈએ. તેના વગર શુદ્ધિ નહીં થાય એમ પિતૃભક્ત ગાધીજીને લાગ્યું.

છેવટે ચિઠ્ઠી લખીને દોષ કબૂલ કરવાનો નિશ્ચય કર્યો. ચિઠ્ઠીમાં બધો દોષ કબૂલ કરી તે ચિઠ્ઠી હાથોહાથ આપી. ચિઠ્ઠીમાં પિતાજી પોતે પોતાની ઉપર દુઃખ વહોરી ન લે એવી આજીજીપૂર્વક વિનંતી કરી ને ભવિષ્યમાં ફરી એવો દોષ ન કરવાની પ્રતિજ્ઞા કરી. ધ્રુજતે હાથે ગાંધીજીએ પિતાજીના હાથમાં ચિઠ્ઠી મૂકી અને તેઓ પાટની સામે બેઠા. આ વખતે પિતાજીને ભગંદરનું દરદ હતું. તેમણે ચિઠ્ઠી વાંચી આંખમાંથી મોતીનાં બિંદુ ટપકયાં. ચિઠ્ઠી ભીંજાઈ. તેમણે ક્ષણવાર આંખ મીચી. ચિઠ્ઠી ફાડી નાખી, ને પોતે વાંચવા માટે બેઠા થયા હતા તે પાછા સૂઈ ગયા.

ગાંધીજી પણ રડયા. તેઓ પિતાજીનું દુઃખ સમજી શકયા. ગાંધીજીએ એ બાબતમાં કહ્યું છે કે 'હું જો ચિતારો હોઉં તો આજે પણ આ ચિત્રને સંપૂર્ણતાએ આલેખી શકું.' એ મોતી બિંદુના પ્રેમબાણે ગાંધીજીને વીંધ્યા. તેઓ શુદ્ધ થયા. એ પ્રેમ તો જાણે અનુભવ્યો હોય તે જ જાણે.

"રામબાણ વાગ્યાં રે હોય તે જાણે."

ગાંધીજી કહે છે કે 'આ પદાર્થપાઠ મારે માટે અહિંસાનો હતો પણ તે વખતે તો પિતાપ્રેમ સિવાય બીજું કંઈ પણ દેખાયું નહીં. મારા આ કાર્યથી પિતાજી નિર્ભય બન્યા. અને તેમનો પુત્રપ્રેમ વધ્યો.'

ગાંધીજીએ પિતાજીની છેલ્લી માંદગીમાં પણ ઘણી સેવા કરી હતી. [અનુસંધાન પૃ૦ ૧૪૩મે]

દુષ્કર છે, દુષ્કર છે [અનુ૦ પૃ૦ ૧૨૮થી ચાલુ]

બધા દૃશ્યોને હૃદયમાંથી હુકાવી કાઢવાના સન્યાસીના પ્રયત્ન વધતા ગયા તેમ તેમ વધુને વધુ દૃશ્યો નયન સમક્ષ ઊભરાવા લાગ્યા ને એ બધાના મધ્યસ્થાનમા અત્યારે પેલા મંદિરમા પુરાયેલી સ્ત્રીની આકૃતિ ગોઠવાઈ જવા લાગી

એ જ વિચારોએ કોઈ દિવસ નહિ અને આજે સંન્યાસીનુ ચિત્ત ચડી ગયુ આ સંસારની વિચિત્રતા ઉપર તેને હસવુ પણ આવ્યુ રૂપ, યૌવન, વૈભવ, વિલાસ, કેટલા બધા માણસો ઝખે છે, ને જેને મળે છે એ આમ એની કિંમત સમજ્યા વગર લાત મારીને એને હાંકી કાઢે છે! પણ શા માટે આ બધું ઝખતા હશે લોકો? એમા શી મઝા હશે? એ બધી વૃત્તિઓના ગુલામ થવામા જીવનનું સાફલ્ય પણ શુ?

પણ જીવનને ભોગે પણ એ મેળવવામા જગતને મઝા આવતી જ હશે ને? એવુ અવશ્ય સુખ હશે એમા? સાધુ જુદા જ વિચારોએ ચડી ગયો. એ સુખ હોય તો કેવુ હોય? નારીમા એવુ આકર્ષણ શા માટે? પોતાને પણ આટલા વર્ષે એના વિચારો કેમ આવે છે? એ વિચારધારા ધીમે ધીમે અજાણપણે પેલી સ્ત્રી, એનુ યૌવન, એનુ સૌંદર્ય એ બધા તરફ જ સાધુના વિચારોને દોરવા લાગી ન અનુભવેલા ભાવ તેણે અનુભવ્યા અને કલાક બે કલાકમા તો એ ને એ જ વિચારોને બળે તે હતબુદ્ધિ બની ગયો

તે પથારીમાંથી ઊઠ્યો, ઝૂપડી ખોલી બહાર નીકળ્યો. સુંદર રાત્રિએ તેનુ સ્વાગત કર્યુ ચંદ્ર તેની સામે હસી રહ્યો સરિતાના જલ કિલકિલાટથી તેને આમંત્રી રહ્યા ને પેલા મંદિરના દ્વાર પાછળ પુરાયેલી સ્ત્રીની સૌંદર્યમય કાયા જાણે તેને કોઈ ભયંકર બળથી પોતા તરફ ખેંચી રહી

આવેશમા ને આવેશમા તે મંદિર સુધી પહોંચ્યો. બારણું ધીમેથી હડસેલી જોયું. તે બંધ હતુ તેણે જોરથી ધક્કો માર્યો અંદરથી ધ્રૂજતો અવાજ આવ્યો "કોણ?"

"એ તો હું છુ, સન્યાસી"

"શુ કામ પડ્યુ, મહારાજ?"

"બરોબર સગવડ મળી છે ને? કંઈ મુશ્કેલી નથી ને? એ પૂછવા આવ્યો હતો."

"આપની કૃપાથી બધુ બરોબર છે મહારાજ"

મહારાજ મૂંઝાયો ફરી બે ક્ષણ પછી તેણે બારણું ઠોક્યુ

"જરા બાર ઉઘાડજો તો."

'આપે જ કહ્યુ છે, ગુરુદેવ, કે હુ કહુ તોયે તારે બારણું ન ઉઘાડવુ તે હુ નહિ જ ઉઘાડુ" ભયભર્યો અવાજ અંદરથી આવ્યો.

સાધુએ ખૂબ ખેંચતાણ કરી, કાલાવાલા કર્યા વિનંતિ વિનવણીઓ કરી, ધાકધમકી આપી પણ પેલી સ્ત્રી એકની બે ન થઈ તે ન જ થઈ થાકીને સન્યાસી બીજે કોઈ રસ્તે અંદર જઈ શકાય તેમ છે કે નહિ તે જોવા મંદિરની ચારે બાજુ ઘૂમવા લાગ્યો. તેનો શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતો હતો ભાન સાન બધું તે ગુમાવી બેઠો હતો, તેના શરીરનુ અણુએ અણુ એ મંદિરની અંદર પ્રવેશ કરવા તરસતુ હતુ

મંદિરની પાછલી દિવાલમા એક નાની બારી જેવુ બાકોરુ હતુ સાધુને થયુ કે આમાથી કદાચ પ્રવેશ મળે. અંદર બાઈ રોતી હતી, મહારાજને પાછા ચાલી જવા પ્રાર્થના કરતી હતી પણ એ બધુ સાંભળનારા મહારાજના કાન અને હૃદય તો ક્યાના ક્યા કોણ જાણે ચાલી ગયા હતા. રહી હતી તેની પાસે માત્ર એક તૃષ્ણા, એક કામના એના પ્રેર્યા તેણે એ નાની બારીમાંથી પ્રવેશ કરવા પ્રયત્ન કરી જોયો પણ તેનું ધડ મોટુ હતુ અને બારી બહુ નાની હતી. ફરી વિચાર કરતા

તેને લાગ્યું કે આમ ન જવાય તો કદાચ પગથી પહેલાં પ્રવેશ કરું તો ગમે તેમ કરી સંકોચી લઈને પણ શરીરને અંદર પ્રવેશ કરાવી શકીશ. વધુ વિચાર્યા વિના તેણે બાકોરામાં પગ નાખ્યા અને કમર સુધી પોતે અંદર ઘૂસી ગયો.

પણ કસાયેલું શરીર કમરેથી પાતળું અને છાતીએથી વિશાળ હતું. જોરદાર પ્રયત્નમાં એ અંદર તો ન દાખલ થઈ શક્યું પણ એ બારી જેવા બાકોરામાં એવું ચોકઠું એવું તો જડબેસલાખ ગોઠવાઈ ગયું કે ન તે અંદર જઈ શક્યું ન પાછું બહાર પણ નીકળી શક્યું. અર્ધું અંદર અને અર્ધું બહાર એ રીતે તે બાકોરામાં ફસાયેલું જ લટકી રહ્યું.

પેલી સ્ત્રી તો રોતી રોતી, પોતાના ભાગ્યને શાપ આપતી, આખી રાત ધ્રૂજતી અને પ્રાર્થના કરતી બેસી રહી. આખી રાત મહારાજ લટકતો રહ્યો. સવારના પ્રથમ કિરણનો પ્રથમ ઉદય થાય એ પહેલા જ એ સ્ત્રી તે મંદિરનાં બાર ખોલી જીવ લઈને નાઠી. મહારાજની કફોડી હાલત સામે જોઈ લેવા પણ તે એક પળ ત્યાં ન રોકાઈ.

વ્યાખ્યાનનો સમય થયો અને ભક્તસમુદાય પર્ણકુટી પાસે એકઠો થવા લાગ્યો. ક્યાંય મહારાજ ન મળે. હમણાં આવશે, હમણાં આવશે કરી સમય જવા લાગ્યો પણ મહારાજ દેખાયો નહિ. અમુક માણસો આજુબાજુમાં તપાસ કરવા નીકળી પડ્યા. થોડા માણસો મંદિર પાસે પણ આવી લાગ્યા. મહારાજને તેમણે ઊંધે માથે પગ અંદર અને બાકીનું શરીર બહાર એ હાલતમાં મંદિરની બારીમાં લટકતો જોયો. અર્ધા બેભાન જેવા થઈ ગયેલા સાધુને તેમણે બહાર કાઢ્યો. ખૂબ ભક્તિપૂર્વક તેને તે લોકો પગે લાગ્યા અને પર્ણકુટી પાસે લઈ ગયા.

હમણા જ વ્યાખ્યાન માટે આવું છું કહી અંદર ગયેલો સાધુ પાછો આવે તે પહેલાં તો આખોયે ભક્તસમુદાય હંમેશ કરતાયે અનેકગણી વધારે ભક્તિવાળી દૃષ્ટિ ધરાવતો થઈ ગયો હતો. રાતની રાત ઊંધે માથે તપશ્ચર્યા કરનાર આ સાધુ માટે તેમના હૃદયમાં અનહદ માનની લાગણી ઉભરાઈ આવી હતી.

મહારાજ આવ્યો. પાટ પર તેણે જગ્યા લીધી ત્યાં તો એકઠાં થયેલાં સ્ત્રી પુરુષોના કંઠ જયનાદે ગાજી ઊઠયા અને તેમની કાયા સાષ્ટાંગ પ્રણિપાતમા ઝૂકી પડી. મહારાજના મુખ ઉપરનો વિષાદ તેની તપશ્ચર્યાથી આવેલા થાકરૂપે તેમના અંતરમાં વસી ગયો.

સંન્યાસીએ વ્યાખ્યાન શરૂ કર્યું. વ્રતોનો મહિમા ગાયો. બધાં વ્રતો એક પછી એક દુષ્કર છે, એમ કહ્યા પછી બ્રહ્મચર્યવ્રતનો વારો આવતાં તે વ્રત દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે, એમ ત્રણ વાર અત્યંત ભાવપૂર્વક તે બોલ્યો અને પછી કહ્યું :

" તમે હંમેશાં જોયું હશે કે મારા ગુરુદેવ બ્રહ્મચર્યવ્રતને બીજાં વ્રતોની અપેક્ષાએ વધારે દુષ્કર કહેતા હતા અને હું બધાયે વ્રતોને સરખા દુષ્કર કહી વર્ણવતો હતો. પણ આજે હું યે ગુરુદેવની માફક જ બ્રહ્મચર્ય દુષ્કર છે, દુષ્કર છે, દુષ્કર છે, અત્યંત દુષ્કર છે એમ ભારપૂર્વક કહું છું કેમકે...."

અને તેણે રાતના બનેલી હકીકત, અને પોતાની પ્રભાતની સ્થિતિનું—જે કોઈ તીવ્ર તપશ્ચર્યાને નહિ પણ ઉશ્કેરાયેલી કામવૃત્તિને આભારી હતી તેનું—સવિસ્તર વર્ણન અશ્રુમિશ્રિત ગદ્ગદ કંઠે કહી સંભળાવ્યું ત્યારે શ્રોતાગણોની આંખો અશ્રુથી ભીની થઈ ગઈ હતી અને સંન્યાસીનો ચહેરો નવા જ તેજથી દીપી રહ્યો હતો.



બાપૂની ત્રણ પ્રતિજ્ઞાઓ:

# બાળકોના બાપુ

શ્રી સુકુલભાઈ

બાપુજીના નાનપણના દિવસોનું મને સ્મરણ થાય છે ત્યારે મને બાપુજીનો એક સદ્ગુણ હૈયે વસે છે માતાપિતા પ્રત્યેની એમની સત્યનિષ્ઠ ભક્તિ એ જ એમના જીવનસાફલ્યની ચાવી છે માતાપિતા પ્રત્યેની સાચી ભક્તિને લીધે જ એમના જીવનમા સત્યનો સંચાર થયો માતાપિતાને તો છેતરવા ન જ જોઈએ. એમનાથી છાનુ તો કઈ ન જ રખાવુ જોઈએ. એમને આપેલું વચન પ્રાણ જાય તોયે પાળવુ જોઈએ એવી એમની અચલ નિષ્ઠામાથી જ ગાંધીજી સત્યની ઝાંખી કરી શકયા

મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછીનો આ પ્રસંગ છે ગાંધીજી ભાવનગરની શામળદાસ કૉલેજમા દાખલ થયા હતા રજાઓના દિવસમા માવજી દવે એમને ઘેર આવ્યા માવજી દવે કુટુંબના જૂના મિત્ર અને સલાહકાર વિદ્વાન, વ્યવહારકુશળ બ્રાહ્મણ હતા કુટુંબના સૌ કોઈ એમને 'જોશીજી' કહીને સંબોધતા બાપુજીના પિતાશ્રીના અવસાન પછી એમનો સંબંધ કુટુંબ સાથે વધુ ગાઢ બન્યો હતો વાતવાતમા કૉલેજની વાત નીકળી એટલે જોશીજી બોલ્યા, "તમ ભાઈઓમા કોઈ કબા ગાંધીની ગાદી સાચવવા માગે તો તે ભણતર વિના નહિ મળે આ છોકરો હજુ ભણે છે એટલે ગાદી સાચવવાનો બોજો તેની પાસે ઉપડાવવો જોઈએ દીવાનગીરી માટે વકીલ થયા વિના ન ચાલે. એને જો તમે વિલાયત મોકલો તો ત્રણ વર્ષમા ભણીને પાછો આવશે."

પણ ગાંધીજીની ઇચ્છા તો દાક્તર થવાની હતી. મોટાભાઈ કહે "એ તો પિતાને ન ગમતું આપણે વૈષ્ણવ હાડમાસ ચૂંથવાનુ કામ ન કરીએ પિતાનો વિચાર તો તને વકીલ કરવાનો જ હતો."

જોશીજી કહે "હું દાક્તર બને એમા મને વાંધો નથી. પણ દાક્તર થઈને તું

દીવાન નથી થવાનો. મારે તો તારે સારુ દીવાનપદ અથવા એથીયે વધારે જોઈએ."

મોટાભાઈ વિચારમાં પડી ગયા. પૈસાનું શું કરવું? વળી જુવાન વયના ભાઈને એકલા દૂર કેમ મોકલાય?

માતુશ્રીને પણ એ ગમ્યું નહીં. માતાથી પુત્રનો વિયોગ ક્યાંથી ખમાય? માતા ના–છૂટકે બોલ્યાં: "આપણા કુટુંબના વડીલ તો કાકા છે માટે પોરબંદર જઈ એમની સલાહ લે."

ગાંધીજી પોરબંદર જઈ કાકાને મળ્યા.

કાકા કહે: "વિલાયત જતાં આપણે ધર્મ સાચવી શકીએ નહીં. બધી વાતો સાંભળતાં તો મને શંકા આવે છે. જોને, મોટા બારિસ્ટરોને મારે મળવાનું થાય છે ત્યારે હું તો તેમની રહેણીમાં ને સાહેબોની રહેણીમાં કંઈ ભેદ જોતો નથી તેમને ખાવાપીવાનો કશો બાધ હોતો નથી. સિગાર તો મોંમાંથી નીકળે જ નહીં. હું તારા આ સાહસમાં વિઘ્ન નાખવા નથી માગતો. ખરી રજા તો તારી બાની. જો તને તે રજા આપે તો તું સુખેથી જજે."

ગાંધીજીએ માતા પાસે આવીને બધી વાત કરી. માતા કહે, "કાકાની વાત સાચી છે. હું તો તને ત્યાં નહીં મોકલું. કોઈ કહે છે, જુવાનિયા વિલાયત જઈ વંઠી જાય છે. કોઈ કહે છે, તેઓ માંસાહાર કરે છે; દારૂ વિના ન જ ચાલે. વળી કુછંદે પણ ચડી જાય છે."

ગાંધીજી કહે: "બા, તું મારો વિશ્વાસ નહિ રાખે? હું તને કદી છેતરીશ નહીં. હું સોગન ખાઈને કહું છું કે એ ત્રણે વસ્તુથી દૂર રહીશ."

માતા બોલી: "મને તો તારો વિશ્વાસ છે. પણ આટલે દૂર પરાયા દેશમાં તને મોકલવાનો મારો જીવ ચાલતો નથી. મને તો કંઈ સમજ પડતી નથી. હું તો બેચરજી સ્વામીને પૂછી જોઈશ."

બેચરજી સ્વામી જૈન સાધુ હતા અને જોશીજીની જેમ કુટુંબના સલાહકાર પણ હતા.

બેચરજી સ્વામી કહે: "એમાં ગભરાવા જેવું કંઈ નથી. એની પાસે હું ત્રણ બાધા લેવડાવું છું. એટલે પછી એને જવા દેવામાં કશી હરકત નથી."

ગાંધીજીને સ્વામીએ કહ્યું: "તારે માજી પાસે ત્રણ પ્રતિજ્ઞા લેવી પડશે. પહેલી પ્રતિજ્ઞા કે દારૂ પીવો નહીં, બીજી પ્રતિજ્ઞા કે કદી માંસ ખાવું નહીં, ત્રીજી પ્રતિજ્ઞા કે પરસ્ત્રીને માબહેન સમાન ગણવી."

ગાંધીજીએ રાજીખુશીથી એ ત્રણે પ્રતિજ્ઞા લીધી અને માતાએ પણ એને જવા આજ્ઞા આપી.

અને એ પ્રતિજ્ઞાનું પાલન બાપુજીએ જીવનભર કર્યું અને એ સંકલ્પબળથી એમનામાં આટલી ઉચ્ચતા આવી શકી. આવી પ્રતિજ્ઞા કે વ્રતમાં દૃઢ સંકલ્પની જરૂર છે.

બાપુજી તેથી જ વ્રત વિષે કહે છે: "વ્રત એટલે અડગ નિશ્ચય. અગવડ સહન કરે છતાં તૂટે નહિ એ જ અડગ નિશ્ચય ગણાય. એવા નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચઢી જ ન શકે."

બાપુજીના જીવનના આ ભવ્ય પ્રસંગનું સ્મરણ જીવનને ઉન્નત કરે એવું છે. ગાંધીજીને માતપિતા પ્રત્યે ભક્તિ ન હોત, તેઓ જો સત્યને જીવનમાં ઉતારવા મથ્યા ન હોત, તો શું ગાંધીજી આ પ્રતિજ્ઞાનું પાલન કરી શકત? ગાંધીજીમાં અડગ સંકલ્પબળ હતું. એને લીધે જ ગાંધીજી આવી કપરી પ્રતિજ્ઞા પણ અણીશુદ્ધ પાળી શક્યા, અને આપણને પણ એનો પાઠ શીખવી ગયા.

તેથી જ તો બાપુજી કહી ગયા છે: "હાલતાં ચાલતાં પણ પોતે ભક્તિ કરે છે તે બીજાને ભક્તિ શીખવે છે. જીવનમાં સત્ય આચરવાથી બધા અર્થ સરે છે."

# વૃક્ષારોપણ

મુ૦ ૬૭

ભારતના ખેતીવાડી ખાતાના પ્રધાન શ્રી. મુનશીજી ગયે મહિને રાજ્યના મુખ્ય પ્રધાનો અને મુખ્ય કમિશનરોને મળ્યા હતા ત્યારે એમણે જુલાઈના પહેલા સપ્તાહમાં આવતા વૃક્ષારોપણ રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાન એક કરોડ વૃક્ષ રોપવાની અંગત અપીલ કરી હતી એ લક્ષમાં લેવા જેવી છે.



દર વરસે કેટલાંયે વૃક્ષોને ઉપયોગ માટે કાપવામાં આવે છે. પણ એના બદલામાં નવા વૃક્ષો રોપવ નું કોઈને સૂઝતું જ નથી. આમ દિવસે દિવસે વૃક્ષોની સંખ્યા ઓછી થતી જાય છે અને દેશનો કેટલોયે પ્રદેશ ઉજ્જડ થતો જાય છે. વળી આપણે એક બે વર્ષથી બૂમો પણ પાડીએ છીએ કે હવે વરસાદ નિયમિત આવતો નથી. ઉત્તર ગૂજરાતે તો હમણાં જ ભીષણ દુષ્કાળનો અનુભવ કર્યો છે આપણા જ વિભાગની જો વાતો કરીએ તો સૌરાષ્ટ્રનો કેટલોક ભાગ તેમ જ ઉત્તર ગૂજરાતનો ઘણો ખરો ભાગ તો ઉનાળામાં રણની જ યાદ અપાવે છે અને આપણને થઈ આવે છે કે જો આ પ્રદેશમાં વૃક્ષારોપણનું કાર્ય હાથમાં લેવામાં ન આવે તો એ પ્રદેશ ભવિષ્યમાં રણમાં પરિણમશે. આમ દિવસે દિવસે આપણા દેશનો ઘણો ખરો ફળદ્રુપ પ્રદેશ ઉજ્જડ બનતો જાય છે. આજકાલ અનાજની પણ અછત વધતી જાય છે. 'અનાજ વધુ ઉગાડો' એની વાતો થાય છે. પરંતુ જમીનને ફળદ્રુપ કરનાર તેમ જ વરસાદને સહાયરૂપ થનાર વૃક્ષો પ્રત્યે જ આપણે ધ્યાન ન રાખીએ તો એ તો ઘોડાની આગળ ગાડી મૂકવા જેવી વાત થઈ.

આપણી પ્રાચીન સંસ્કૃતિનો પણ જો વિચાર કરીએ તો જણાશે કે આર્ય લોકો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે એમણે બધે વનથી ઘેરાયેલી ભૂમિ જ દેખાઈ. તેઓએ એનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આ જંગલોએ એમને આશ્રય આપ્યો, ટાઢ, તાપ અને તોફાનોથી રક્ષણ કર્યું, એમનાં ઢોરોને ખાવાને ખડ આપ્યું, યજ્ઞાદિ માટે ઇંધન આપ્યું અને પર્ણકુટી બાંધવા માટે જરૂરી વસ્તુઓ આપી. આ રીતે વૃક્ષને આધારે જ આર્યસંસ્કૃતિ સ્થાપી થઈ અને વિકાસ પામી.

આ વનવાસી જીવને આપણને કૃપણ નહીં બનાવ્યા પરંતુ 'તેન ત્યક્તેન ભુંજીથા' નો ઉચ્ચ મંત્ર શીખવાડ્યો. ગ્રીસ સંસ્કૃતિ તો દીવાલોને આધારે રક્ષાયેલી રહી તેથી કુંઠિત બની અને નામશેષ બની ગઈ. આજની સંસ્કૃતિ પણ ઈંટ પથરાને આધારે રચાવા માંડી છે અને એ બધે વિભક્તતાને જ પ્રસારતી જાય છે. આપણા દેશમાં પણ એ જ વા પ્રસરી રહ્યો છે. દિવસે દિવસે આર્યસંસ્કૃતિનું સ્મરણ કરાવનારાં વૃક્ષો નાશ પામતાં જાય છે અને એનું સ્થાન આજની સંસ્કૃતિના ઈંટ પથરા લઈ રહ્યા છે. તેથી આપણામાં પણ વિભક્તતા જ પ્રસરશે એ

નિઃશંક છે એમ આપણે સહુ કબૂલ કરશું.

આવી વિભક્તતાથી પણ બચવા સારુ વૃક્ષારોપણની યોજનાને આવકારવી જોઈએ. ભિન્ન ભિન્ન પ્રદેશને અનુકૂળ વૃક્ષો બધે રોપાવાં જોઈએ અને એના ઉછેર માટે કાળજી લેવી જોઈએ. વૃક્ષારોપણને પણ રચનાત્મક કાર્યક્રમનો જ ભાગ સમજીને આપણે બધા અપનાવીએ તો જરૂર એથી એ યોજનાને વેગ મળશે અને આપણા દેશને ફરીને વૃક્ષોની ઘટાથી હરિયાળો કરી શકીશું.

ગુરુદેવ આપણી પ્રાચીન સંસ્કૃતિનાં પ્રતીકસમાં વૃક્ષનું માહાત્મ્ય બરાબર સમજતા હતા. તેથી શાંતિનિકેતનમાં વૃક્ષારોપણ અગત્યનું પર્વ તરીકે જ મનાતું. તે દિવસે આશ્રમનું વાતાવરણ વૃક્ષાદિને લગતાં ગીતોથી ગૂંજી ઊઠતું. અને વૃક્ષારોપણ પણ વિધિસર થતું. આખો પ્રસંગ આનંદમય, મંગળમય પર્વ સમાન ,ઊજવાતો હતો. એ જ રીતે આપણે પણ વૃક્ષારોપણને રાષ્ટ્રીય પર્વ તરીકે અપનાવીએ તેમ જ એટલા જ આનંદ અને ઉલ્લાસથી ઊજવીએ તો આપણને લાભદાયી આ કાર્યને વેગ મળશે અને એ દેશવ્યાપી થઈ શકશે.

* * * * * *

એક વખત હજરત મહંમદ પેગંબર સાહેબ નદીમાં નાહતા હતા. તેવામાં તેમણે એક વીંછીને પાણીમાં તણાતો જતો જોયો. એ બાપડો તરફડિયાં મારતો હતો. પેગંબર સાહેબને દયા આવી. તેમણે પેલા તણાતા વીંછીને હાથમાં લઈ બહાર કાઢવા માંડ્યો. ત્યાં તો વીંછીએ તેમને ડંખ માર્યો ને પાછો પાણીમાં પડી તણાવા લાગ્યો.

મહંમદ સાહેબનું હૈયું દયાળુ હતું. હાથ પર વીંછી કરડ્યો હતો તોયે વીછીંના વિચારમાં પોતાની એ વેદના ભૂલી ગયા. તેમણે ફરીને વીછીને કાઢવા માંડ્યો. ફરીને પાછો વીંછી એમને કરડ્યો અને પાણીમાં પડ્યો.

બીજા ડંખની પણ દયાળુ પેગબર સાહેબ પર અસર ન થઈ. તેમણે ત્રીજી વાર પેલા મરવા પડેલા વીંછીને કાઢવા પ્રયત્ન કર્યો.

આ બધું એક ભાઈ કિનારે ઊભા ઊભા જોતા હતા. તે બોલ્યા : 'અરે, મહંમદ સાહેબ, આ દુષ્ટ પોતાની દુષ્ટતા છોડતો નથી. ભલાઈનો બદલો બૂરાઈથી આપે છે. એ દુષ્ટને મરવા દો ને!'

પેગંબર સાહેબ શાંતિથી બોલ્યા : 'એ એની દુષ્ટતા નથી મૂકતો તો પછી હું મારી ભલાઈ કેમ મૂકું?'





# મણકો - ૨ જો - સત્ય

સંકલન કર્તા :. શ્રી. ચંદુલાલ બ. પટેલ

જો મારે કેવળ સિદ્ધાંતોનું એટલે તત્ત્વોનું જ વર્ણન કરવાનું હોય તો આત્મકથા હું ન જ લખું; પણ મારે તો તેના ઉપર રચાયેલા કાર્યોનો ઇતિહાસ આપવાનો છે, અને તેથી જ મેં આ પ્રયત્નને 'સત્યના પ્રયોગો' એવું પહેલું નામ આપેલું છે. આમા સત્યથી ભિન્ન મનાતા અહિંસા, બ્રહ્મચર્ય ઇત્યાદિ નિયમોના પ્રયોગો પણ આવી જશે. પણ મારે મન સત્ય જ સર્વોપરી છે અને તેમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. આ સત્ય તે સ્થૂલ–વાચાનું–સત્ય નહિ. આ તો જેમ વાચાનું તેમ વિચારનું પણ ખરું. આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહિ, પણ સ્વતંત્ર ચિરસ્થયી સત્ય, એટલે પરમેશ્વર જ.

મારે તો આત્મકથાને બહાને સત્યના મે જે અનેક પ્રયોગો કરેલા છે તેની કથા લખવી છે. મારા બધા પ્રયોગોનો સમુદાય પ્રજાની પાસે હોય તો તે લાભદાયી થઈ પડે એમ હું માનું છું અથવા કહો કે એવો મને મોહ છે. મારા સત્યના આ પ્રયોગો વિષે હું કોઈ પણ પ્રકારની સંપૂર્ણતા આરોપતો જ નથી. વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે, છતાં તેમાંથી નીપજાવેલા પરિણામોને તે છેવટના ગણાવતો નથી, અથવા તો એ એના સાચા જ પરિણામ છે એ વિષે પણ સાશંક નહિ તો તટસ્થ રહે છે; તેવો જ મારા પ્રયોગોને વિષે મારો દાવો છે મે ખૂબ આત્મનિરીક્ષણ કર્યું છે, એકેએક ભાવને તપાસ્યો છે, તેનું પૃથક્કરણ કર્યું છે, પણ તેમાથી નીપજેલાં પરિણામ એ સહુને સારુ છેવટનાં જ છે, એ ખરાં છે અથવા તો એ જ ખરાં છે, એવો દાવો હું કોઈ દિવસ કરવા ઇચ્છતો નથી હા, એક દાવો હું અવશ્ય કરું છું કે મારી દૃષ્ટિએ એ ખરાં છે, અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે.

હું અક્ષરશઃ માનનારો છું કે, સત્યનુ સેવન કરનારની આગળ આખા જગતની સમૃદ્ધિ ખડી થાય છે ને તે ઇશ્વરનો સાક્ષાત્કાર કરે છે.

ગુરુજીના શબ્દો આશ્વાસન આપતા હોય એમ કાને અથડાય છે:

“મરણનો આપણને સૌને ભય લાગે છે. પરંતુ જીવન અને મરણ બંને પ્રભુની મોટી ભેટ છે. દિવસ અને રાત, બંનેમાં આનંદ છે. દિવસે સૂર્ય હોય છે, તો રાતે ચંદ્ર, અગણિત તારાની શોભા પ્રસરેલી હોય છે. અમાસ અને પૂર્ણિમા બંનેની આપણને જરૂર છે. નાનું બાળક માતાનાં બંને સ્તનોમાંથી ભરપૂર દૂધ પીએ છે. જીવન અને મરણ એટલે જગત-માતાનાં બે સ્તન જ છે. બંનેમાં આનંદ છે.”

એવા ઉચ્ચ આનંદમાં વિહાર કરનાર ગુરુજી તો ગયા. હવે એમનાં સંસ્મરણો અને લખાણોથી જ આશ્વાસન મેળવવું રહ્યું. મનમાં તો થાય છે કે ગુરુજી સદેહે જીવતા હોત તો કેવું સારું થાત? ત્યાં તો ગુરુજીની ‘બાપુજી’ચ્યા ગોડ ગોષ્ટી’ (બાપુની વાતો)માંની એક વાતનું સ્મરણ થાય છે:–

બાપુજીના કરુણ અવસાન પહેલાંની આ વાત છે. મીરાબહેન દિલ્હી આવ્યાં હતાં.

“બાપુ, તમે હૃષીકેશ એક વાર આવો ને? મારે માટે નહીં', પણ તમને ગમતી ગાયો માટે. કેટલી સુંદર ગાયો છે!”

“હું હવે મૃતવત્ છું. શા સારુ મને ત્યાં બોલાવે છે?” એવું બાપુજી બોલ્યા. દેશભર જાતીય લોહી રેડાઈ રહ્યું છે. હું તો કહ્યા કરું છું પણ મારું કોણ સાંભળે છે. હું એકલો છું એમ બાપુજીને થતું હતું. આ કતલ જોવા કરતાં મરણ સારું એવું શું એમને લાગતું હશે? પરંતુ મીરાબહેનની કરુણ દુઃખી મુદ્રા જોઈને બાપુએ ફરીને ગંભીરપણે કહ્યું:

“હું મરી જઈશ પછી તમારી બધાંની સાથે વધારે એકરૂપ થઈશ. દેહનો બંધ તૂટશે, આત્મા મુક્ત થશે. સર્વની સાથે ભળી જઈશ, ખરું ને?”

આ ત્રાસિત જગમાં સાધુચરિત આત્માઓના આવા ઉદ્‌ગારો જ જીવનદાયી બને છે. જીવન અને મરણની એકરૂપતાને તેમ જ આત્માની અમરતાને, વ્યાપકતાને વ્યક્ત કરતી આપણી ફિલસૂફી ન હોત તો આપણને પ્રેરણા આપનાર પ્રિયજનોનાં અવસાનથી આપણાં હૈયાંની શી દશા થઈ હોત? ભગવાન જાણે!

* * * * *

“હું જીવનનો એક નમ્ર ઉપાસક છું. આજુબાજુનો સમગ્ર સંસાર સુખી ને સમૃદ્ધ બને, જ્ઞાનવિજ્ઞાન સંપન્ન ને કલામય બને, સામર્થ્યસંપન્ન ને પ્રેમમય બને એ જ એક મારી તાલાવેલી છે. મારું લખવું અગર બોલવું, મારા વિચારો અગર મારી પ્રાર્થના એ બધું એક જ ધ્યેય માટે હોય છે.” –સાને ગુરુજી

ગાધીજી—પુત્ર તરીકે [અનુ૦ પૃ૪ ૧૩૪થી ચાલુ]

તેમની ઇચ્છા તો એવી હતી કે પિતાની છેલ્લી ઘડી સુધી સેવા કરી અતરની આશિષ પ્રાપ્ત કરુ પરતુ તે વસ્તુ તેમના ભાગ્યમા નહોતી. છેલ્લી વખતે પિતાજીની સેવા કરવામા તેઓ હાજર નહોતા રહી શકયા તે વસ્તુ તેમને જીવનભર સાલ્યા કરતી હતી

પિતાજીની સેવામા ગાધીજી, તેમના બા અને નોકર ત્રણે જણ હાજર રહેતા હતા ગાધીજી નર્સનુ કામ કરતા હતા પિતાજીનો ઘા ધોતા હતા, તેમા દવા નાખતા હતા અને મલમ લગાડવાનો હોય ત્યારે મલમ પણ લગાડતા હતા. ઘેર દવા તૈયાર કરવાની હોય ત્યારે તે તૈયાર કરવાનુ કામ ગાધીજીને માથે રહેતુ હતુ રાત્રે પગચપી કરતા અને પિતાજી રજા આપે ત્યારે સૂઈ જતા હતા ગાધીજીને પિતાજીની સેવા કરવાનુ કામ અતિશય પ્રિય હતુ સેવા કરવાનુ કામ તેઓ ચૂકયા હોય એવુ કદી બન્યુ નથી નિશાળનો અને ખાવાપીવાનો સમય બાદ કરતા બીજો વખત ગાધીજીનો પિતાજીની સેવામા જતો હતો તેઓ અભ્યાસ કરવાનો પોતાનો ધર્મ સમજતા હતા અને તેના કરતા પણ વધારે માતાપિતાની ભક્તિનો ધર્મ સમજતા હતા. બાલ્યાવસ્થાથી જ શ્રવણ ગાધીજીનો આદર્શ થઈ પડયો હતો

ધીરે ધીરે પિતાજીની માદગી વધતી ગઈ વૈદોએ પોતાના લેપ અજમાવ્યા ને હકીમોએ પોતાની દવા અજમાવી સામાન્ય ઘરગથ્થુ દવાઓ પણ કરી છતાય કશાથી ફેર પડયો નહી ડાકતરે શસ્ત્રક્રિયા કરવાનુ સૂચવ્યુ પણ તે પસદ પડયુ નહી ધીરે ધીરે પિતાજીને પણ લાગ્યુ કે હુ વધારે જીવી શકીશ નહી નબળાઈ વધતી ગઈ અને દરેક ક્રિયા બિછાનામા જ કરવી પડે એવી પરિસ્થિતિ આવી પહોચી. છેવટ સુધી પિતાજીએ દરેક ક્રિયા બિછાનામા કરવાનો વિરોધ ઉઠાવ્યા ને પરિશ્રમ કરવાનો આગ્રહ રાખ્યો વૈષ્ણવ ધર્મનુ એ આકરુ શાસન છે પિતાજી સ્નાનાદિ માટે બિછાનાનો ત્યાગ કરવાનો આગ્રહ રાખતા હતા એ જોઈને ગાધીજી મનમા ને મનમા સ્તુતિ કર્યા કરતા હતા

અવસાનની ઘોર રાત્રિ નજીક આવી ગાધીજીના કાકા પણ પિતાજીની પાસે હાજર રહેતા હતા કાકા આખો દિવસ પિતાજી પાસે બેસતા હતા અને રાત્રે બધાને સૂવા જવાની રજા આપી બિછાના પાસે જ સૂઈ જતા હતા. કોઈને ખ્યાલ નહોતો કે આ રાત્રિ આખરી નીવડશે ભય તો સદાય રહ્યા કરતો હતો ગાધીજી રાતના સાડા દશ કે અગિયાર વાગ્યા સુધી પગચપી કરતા હતા તેમના કાકાએ તેમને રજા આપી અને તેઓ રાજી થતા શયનગૃહમા ચાલ્યા ગયા પાચ સાત મિનિટમા નોકરે આવીને ખબર આપી કે બાપુ બહુ બિમાર છે બહુ બિમારનો અર્થ ગાધીજી તરત જ સમજી ગયા જઈને જોયુ તો પિતાજી મરણ પામ્યા હતા તેઓ પોતાની વિષય વાસનાને કારણે છેલ્લી વખતે પાસે રહી ન શકયા તેથી તેમનુ પિતૃભક્ત હૃદય રડી ઊઠયુ

ગાધીજીને જેટલો પિતા પ્રત્યે પ્રેમ હતો તેટલો જ પ્રેમ માતા પ્રત્યે પણ હતો તેમની માતા—સસ્કારી અને ધાર્મિક હતા. તેમને એવુ વ્રત હતુ કે સૂરજને જોયા પછી જ ખાવુ ચોમાસામા વાદળને કારણે સૂર્ય દેખાય નહી એટલે તેમને કેટલીક વાર ભૂખ્યા રહેવુ પડતુ હતુ ગાધીજીને પોતાની બા ભૂખ્યા રહે તે ગમતુ નહોતુ આથી અગાશીમા જઈને જોયા કરે અને સૂર્ય દેખાય એટલે બૂમ મારે માતા દોડતી દોડતી આવે એટલામા તો સૂર્ય ઢકાઈ જાય.

ગાંધીજી વિલાયત જવાના હોય છે તે વખતે તેઓ માતા પાસે રજા લેવા માટે જાય છે. પણ માતાને મોકલવાનું મન થયું નહીં માતાએ તપાસ શરૂ કરી. કોઈ કહે જુવાનિયા વિલાયતમાં જઈ વંઠી જાય છે, કોઈ કહે તેઓ માંસાહાર કરે છે, કોઈ કહે દારૂ વિના ન જ ચાલે. માતાએ આ બધી વસ્તુઓ ગાંધીજીને સમજાવી. ગાંધીજીએ કહ્યું, 'પણ તું મારો વિશ્વાસ નહીં રાખે? હું તને છેતરીશ નહીં. સોગન ખાઈને કહું છું કે એ ત્રણે વસ્તુથી હું બચીશ.'

માતાએ કહ્યું, "મને તારો વિશ્વાસ છે પણ દૂર દેશમાં કેમ થાય? મારી તો અક્કલ કામ કરતી નથી. હું બેચરજી સ્વામીને પૂછી જોઈશ." બેચરજી સ્વામીએ માતાની સમક્ષ પ્રતિજ્ઞા લેવડાવી કે માંસ, મદિરા અને સ્ત્રી સંગથી દૂર રહેવું. આ ત્રણે પ્રતિજ્ઞા માતા પાસે લઈને ગાંધીજી જાય છે. અને છેવટ સુધી તે પ્રતિજ્ઞાનું પાલન કરે છે.

"ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બ્રાતા ચ સખા ત્વમેવ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ દેવં મમ સર્વ દેવમ્॥"

આ રીતે ગાંધીજી માતા પિતા પ્રત્યે અનન્ય ભક્તિ રાખતા હતા.

ગાંધીજી તેમના માતાપિતાના તો સાચા પુત્ર હતા જ પણ સાથે સાથે તે પોતાની ભારત માતાને પણ ભૂલ્યા નથી. ભારત માતા પરદેશીઓની બેડીમાં જકડાયેલી હતી. શરીર પાતળું થઈ ગયું હતું. વાળ વિખરાયેલા ને તેલ વગરના હતા. માથા પર મુગટ નહોતો. અને આંખમાં આંસુ હતાં. કયો સાચો પુત્ર પોતાની માતાની આવી દશા જોઈ શકે? ગાંધીજીને આ દશા જોઈ ખૂબ દુઃખ થયું અને પોતાની માતાને આવી દુખી દશામાંથી મુક્ત કરવાનો નિશ્ચય કર્યો. પોતાના સંતત પ્રયત્નથી, ત્યાગથી અને આત્મનિષ્ઠાથી પોતાની માતાને ગાંધીજીએ ફરી વાર સમૃદ્ધ અને આબાદ બનાવી. અને માતાને માટે પોતાનો પ્રાણ અર્પણ કરીને તેઓ ભારત માતાના સાચા પુત્ર બન્યા.

* * * * *

"હાલતાં ચાલતાં પણ પોતે ભક્તિ કરે છે તે બીજાને ભક્તિ શીખવે છે.
જીવનમાં સત્ય આચરવાથી બધા અર્થ સરે છે." બાપુના આશીર્વાદ.

## અનુક્રમણિકા ........................................ ૩૦ જુન ૧૯૫૦


| | પૃ | | પૃ |
|---|---|---|---|
| ૧ તપ પુત આદર્શ ... ... ગાંધીજી | ૧૧૭ | ૮ બહેનો વચ્ચે ... નાથજી | ૧૩૧ |
| ૨ શાંતિનિકેતનના ભજનો ... ... | ૧૧૮ | ૯ ગાંધીજી—પુત્ર તરીકે નિર્મળાબહેન શાહ | ૧૩૩ |
| ૩ નામનો મહિમા ... ...નીલા ગાંધી | ૧૧૯ | ૧૦ બાળકોના બાપુ ... મુકુલભાઈ | ૧૩૭ |
| ૪ બાન્ધુત્વ સાને ગુરુજી ... મુકુલભાઈ | ૧૨૧ | ૧૧ વૃક્ષારોપણ ... ... મુ૦ કો૦ | ૧૩૯ |
| ૫ ગુરુ—ગાંધી ... ગુરુદયાલ મલ્લિક | ૧૨૩ | ૧૨ ગાંધી માળા ... ચંદુલાલ બ. પટેલ | ૧૪૧ |
| ૬ દુષ્કર છે, દુષ્કર છે ગુલાબદાસ બ્રોકર | ૧૨૫ | ૧૩ ઊંડો અભ્યાસ ... ... વિનોબાજી | ... |
| ૭ બાપુના પત્રો ... ગાંધીજી | ૧૨૯ | ૧૪ આ માસની છબી ... સાગેન બીસી | ... |

# ઊંડો અભ્યાસ

અભ્યાસમા લબાઈ પહોળાઈનુ મહત્ત્વ નથી, ઊંડાણનુ મહત્ત્વ છે લાબા વખત સુધી કલાકોના કલાક જાતજાતના વિષયોનો અભ્યાસ કરતા રહેવુ એને હુ લાબોપહોળો અભ્યાસ કહુ છુ સમાધિમા બેઠા હોઈએ તેમ રોજ થોડો વખત કોઈ નક્કી કરેલા વિષયનો અભ્યાસ કરવો એને હુ ઊંડો અભ્યાસ કહુ છુ દસબાર કલાક ઊંઘીએ, પણ આખો વખત તડફડિયા મારતા હોઈએ અને સ્વપ્નો આવ્યા કરતા હોય તો એવી ઊંઘથી આરામ ન મળે. એથી ઊલટુ, પાચ છ કલાક ઊંઘીએ, ને એ ઊંઘ સ્વપ્ના વિનાની ને ગાઢ હોય તો એટલી ઊંઘથી પૂરેપૂરો આરામ મળે અભ્યાસનુ પણ એવુ જ છે સમાધિ એ અભ્યાસનુ મુખ્ય તત્ત્વ છે

સમાધિયુક્ત ઊંડા અભ્યાસ વિના જ્ઞાન ન સભવે લાબોચોડો અભ્યાસ ઘણે ભાગે આભાસાત્મક હોય છે અને તેમા શક્તિ વેડફાય છે તે જુદુ અનેક વિષયો પર અને અનેક પોથીના થોથા વાચ્યા કરવાથી કશો લાભ થતો નથી અભ્યાસ વડે પ્રજ્ઞા સ્વતત્ર અને પ્રતિભાશાળી થવી જોઈએ બુદ્ધિને નવી નવી કૂપળો ફૂટ્યા કરે એનુ નામ પ્રતિભા નવી કલ્પના, નવો ઉત્સાહ, નવી શોધ, નવી સ્ફૂર્તિ એ બધા પ્રતિભાના લક્ષણ છે આ પ્રતિભા ઢગલાબધ પોથાના વાચનથી અચૂક મરી જાય

વર્તમાન જીવનને માટે જે કર્મયોગ આચરવો જરૂરી હોય તેને માટે પૂરતો વખત કાઢી જે કોઈ અભ્યાસ કરવાનો હોય તે કરવો જોઈએ નહી તો ભાવી જીવનની આશાએ વર્તમાન કાળમા મોત વહોરી લેવા જેવુ થાય શરીર પર કેટલો ભરોસો રાખવા જેવો છે તેનો અનુભવ દરેક માણસને નિત્ય થાય છે ભગવાન આપણામા કઈ ને કઈ ખોડ રાખે છે એ તેની આપણા પર અપાર કૃપા છે એ ખોડના ભાનને લીધે આપણે જાગ્રત રહીશુ એવી તેની અપેક્ષા હોય છે

રેખા જેમ બે બિન્દુઓથી નિશ્ચિત બને છે તેમ જીવનનો માર્ગ પણ બે બિન્દુઓથી નિશ્ચિત બને છે આપણે ક્યા છીએ એ પહેલુ બિન્દુ અને આપણે ક્યા જવાનુ એ બીજુ બિન્દુ આ બે બિન્દુઓ નક્કી કર્યાં એટલે જીવનની દિશા નક્કી થઈ જાણવી. આ દિશા ધ્યાનમા લીધા વિના ગમે ત્યા અટવાયા કરવાથી મજલ કપાતી નથી.

ટૂકમા 'અલ્પ માત્રા સાતત્ય, સમાધિ, ક્રમાવકાશ અને નિશ્ચિત દિશા' એ ઊંડા અભ્યાસનુ સૂત્ર છે — વિનોબાજી જીવનદૃષ્ટિમાથી

# પ્યારાબાપુ

૩

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારસરણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીનાં અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમ જ આપણાં રોજિંદાં જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

વ્યવસ્થા :—

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ. ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મનીઑર્ડરથી મોકલવું.

પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે. લવાજમ મ. ઑ. થી મોકલતાં મ. ઑ. ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:—

(૧) શ્રીમતી તારાલક્ષ્મી ત્રીવેદી
આનંદ તરંગ પર્ણકુટી, વડોદરા

(૨) ઇન્દ્રધનુ,
મિશન રોડ, અમદાવાદ

(૩) શ્રી. ચીમનલાલ તમાકુવાલા, વસી તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી, ભાગોળ, સુરત

(૪) શ્રી. મનસુખલાલ જાદવજી ગાંધી,
૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ

(૫) શ્રી. ગીરધરલાલ દામોદરદાસ લિમિટેડ,
રીડરોડ, પોલીસચોકીની સામે, અમદાવાદ

(૬) શ્રી. રામકૃષ્ણ જાજુજી,
તિલક ચોક, સોલાપુર

(૭) એન. એમ. ત્રિપાઠી લિ૦
૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૮) શ્રી. વ્યવસ્થાપક, ખાદી ભંડાર, આણંદ,

(૯) શ્રી. આર. આર. શેઠની કું૦
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૧૦) શ્રી. ઓધવજી શીવજી જોષી,
૨૩૩-૩૫, ભાત બજાર, મુંબઈ ૯

(૧૧) શ્રી ટેલી ફ્યુચર રેડિયો એજન્સી,
'રૂબી મેન્શન'
સ્ટોર લેઈન પારસી બજાર, મુંબઈ ૧.

(૧૨) શ્રી. રમણીકલાલ મેઘાણી,
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમાં "પ્યારાબાપુનું" લવાજમ નીચેનાં સ્થળોએ ભરી શકાશે.

(૧) શ્રી. પ્રભુદાસ જ. વજરીઆ,
પો. બો. નં. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની

(૨) શ્રી. રતીલાલ પાલા, લોરેન્સો મારકવીસ,
પો. બો. નં. ૧૨૮૭, [ પો. ઈ. આ. ]

(૩) શ્રી. અમૃતલાલ વોરા,
પો. બો. નં. ૧૯૦, કમ્પાલા [ યુગાન્ડા

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, ૪૫, નહેરુ રોડ, વિલેપાર્લે મુંબઈ ૨૪

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે



એઇ કરે છો ભાલો, નિઠુર,
એઇ કરે છો ભાલો।
એમનિ કરે હૃદયે મોર
તીવ્ર દહન જ્વાલો।

હે ક્રૂર ભગવાન્, તમે આ ઠીક કર્યું છે કે મારા હૃદયને દુઃખની તીવ્ર ઝાળ લગાડી છે.

આમાર એ ધૂપ ના પોડાલે
ગન્ધ કિછુઇ નાહિ ઢાલે
આમાર એ દીપ ના જ્વાલાલે
દેય ના કિછુઇ આલો।

મારા ધૂપને તમે બાળો નહિ તો તેમાથી સુવાસ નીકળે નહિ; મારો દીવો તમે સળગાવો નહિ તો તે પ્રકાશ આપે નહિ

જખન થાકે અચેતને
એ ચિત્ત આમાર
આઘાત સે જે પરશ તવ
સેઇ તો પુરસ્કાર।

મારું મન જડ જેવું થઈ ગયું હોય ત્યારે એના ઉપર પ્રેમના ઘા કરીને તમે એને જગાડો છો તે તમારી કૃપા છે

અન્ધકારે મોહે લાજે।
ચોખે તોમાય દેખિ ના જે।
વજ્રે તોલો આગુન કરે
આમાર જત કાલો।"

અજ્ઞાનના અન્ધકારમાં હું તમને દેખવા પામતો નથી, એ અન્ધકાર ઉપર વજ્ર ઘાત કરીને અજવાળું કરો. દે. વા.

---

આ ગીતનું મૂળ બંગાળી શ્રી સતીશચંદ્ર દાસગુપ્તે લખી મોકલ્યું હતું તેમનો હું આભારી છું.

# સત્ય એ જ ભોમિયો

શ્રી રામનારાયણ ના. પાઠક

જૂના લોકસંતોના ભજનો દિવસે દિવસે ઓછાં સંભળાય છે ભજનોને પણ સીનેમાના ઢાળામાં ઢાળવાના પ્રયાસો થઈ રહ્યા છે આવા કાળમાંયે કોઈ કોઈ વાર આપણા કાન ઉપર એવાં ભજનોની એકાદ બે કડી ધીમા અવાજે અથડાય છે આજના ઘોંઘાટ વચ્ચે પણ એ સૂર આપણને ઢંઢોળીને જગાડવાનો પ્રયાસ કરે છે

ચાલતી ગાડીએ એક વાર એવા જ એક પ્રેરક ભજનની લીટીઓ કાને પડી

"સંતો ભાઈ, જીવડાની જતના કરો,
તારા રે જીવડાને જોખમ લાગશે."

ઝડપી બનતી જતી મેઈલ ગાડીના ધમધમાટમાં અને વધતી જતી હોંડધાનવાળા લોકોના ભારે ઘોંઘાટમાં, ભજનિકનો સૂર પૂરો સંભળાતો ન હતો માત્ર ધ્રુવપદ વારંવાર રટાતુ હોઈ સ્પષ્ટ સંભળાતુ હતુ:



"સંતો ભાઈ,
જીવડાની જતના કરો,
તારા રે જીવડાને
જોખમ લાગશે."

પણ જીવડાનું, આત્માનું, માણસાઈનુ, શી રીતે જતન કરવું? આ કઠણ કાળમાં જીવડાનું જતન કરવા શીલની ઢાલ શી રીતે મઢવી? નીતિ કવચ શી રીતે પ્રાપ્ત કરવું? શીલ સાચવવાનો માર્ગ કોણ બતાવે? આ પ્રશ્ન ઊઠ્યો તેવો જ એનો જવાબ આવ્યો:

"ભોમિયા હશે તે ભોમ બતાવશે."

લોકસંતના હૃદયમાં સ્વાભાવિક રીતે નીકળેલો આ કઠિન કોયડાનો સાદો સરળ ઉકેલ નોંધી લેવા નોંધપોથી કાઢી પોથી ઉઘાડતા જ પૂ. બાપુનું એક વાચનામૃત નીકળ્યું. એમાં ભોમિયો કોણ એનો જવાબ હતો!

"ભગવાન એટલે કે સત્ય
એ જ આપણો ભોમિયો."

"સત્ય સ્વાભાવિક ન થઈ જાય ત્યાં સુધી જીવન કડવું લાગે છે અને નિરાશાનો અનુભવ થાય છે પણ જે વ્યક્તિ પૂર્ણ સત્યમય થઈ જાય છે તેને માટે નિરાશા જેવી વસ્તુ જ નથી. પછી તો એનામાં સત્ય પ્રકાશે છે અને તેના સમગ્ર જીવનને અજવાળે છે!"

કબીર સાહેબે પણ એ જ વસ્તુ પોતાના ભજનોના અંતમાં ઘૂંટી ઘૂંટીને કહી છે:

"કહત કબીરા
સુનો ભાઈ સાધો,
સત ગુરુ નામ
ઠિકાના હૈ."

"સત્ય એ જ ગુરુ એટલે કે ભોમિયો."

---

"તમારો અંતરનો નાદ તમને જે કહે તે જ સત્ય છે. જે લોકો અમુક રીતે સત્યને ઈશ્વરસ્વરૂપ માની તેની શોધમાં મંડે છે તેમને અનેકવિધ મનો મંથનમાંથી પસાર થવાનાં હોય છે. તમારે સત્ય સાગરમાં તરવું હોય, તેનું બિંદુ બની તેમાં એકાકાર થઈ જવું હોય, તો તમારે સર્વ અહંકાર છોડી શૂન્ય બનવું જોઈએ"

—બાપુ"

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૩ ૩૦ જુલાઈ–૧૯૫૦ અંક ૬

## અચળ શ્રદ્ધા

ઈશ્વરથી હસ્તીને સારુ બુદ્ધિની પાસે પ્રમાણ માગો તે ક્યાંથી મળે? કેમ કે ઈશ્વર એ બુદ્ધિથી પર છે બુદ્ધિથી આગળ કંઈ નથી એમ જો કહો તો મુશ્કેલી આવે છે ખરી બુદ્ધિને સર્વોત્તમ પદ આપી દઈએ તો આપણે બહુ મુશ્કેલીમાં આવી પડીએ છીએ આપણો પોતાનો જીવ કે આત્મા એ પોતે જ બુદ્ધિથી પર છે તેનું અસ્તિત્વ સિદ્ધ કરવાને સારુ બુદ્ધિના પ્રયોગો થયા છે તે તો ઈશ્વરને વિષે પણ કહી શકાય પણ જેણે આત્માને અને ઈશ્વરને બુદ્ધિથી જ જાણ્યો છે તેણે કાંઈ જ જાણ્યું નથી બુદ્ધિ ભલે એક કાળે જ્ઞાન મેળવવામાં મદદગાર થઈ હોય, પણ જે માણસ ત્યાં અટકી જાય છે તે આત્મજ્ઞાનનો લાભ તો મુદ્દલ ઉઠાવી નથી શકતો જેમ કોઈ અનાજ ખાવાના ફાયદા બુદ્ધિથી જાણે તે અનાજ ખાવાથી થતા ફાયદાને નથી ઉઠાવી શકતો તેમ. આત્મા કે ઈશ્વર જાણવાની વસ્તુ નથી તે પોતે જાણનાર છે અને તેથી જ તે બુદ્ધિથી પર છે ઈશ્વરને ઓળખવાના બે ટપ્પા છે. પહેલો ટપ્પો શ્રદ્ધા અને બીજો અને છેલ્લો ટપ્પો તેમાંથી થતું અનુભવ જ્ઞાન. દુનિયાના મોટામાં મોટા શિક્ષકોએ પોતાના અનુભવની સાક્ષી પૂરી છે અને જેને દુનિયામાં મૂરખ ગણીને કાઢી નાખીએ તેઓએ પણ પોતાની શ્રદ્ધાનો પુરાવો આપ્યો છે એની શ્રદ્ધાની ઉપર આપણે આપણી શ્રદ્ધા રચીએ તો કોઈક દિવસ અનુભવ પણ મેળવશું એક માણસ બીજાને આંખેથી જુએ, પણ બહેરો હોવાથી કાંઈ સાંભળે નહીં અને પછી કહે કે મેં એને સાંભળ્યો નથી, તો એ બરાબર નથી એમ જ બુદ્ધિથી ઈશ્વરને નથી ઓળખી શકાતો એ વાક્ય અજ્ઞાનસૂચક છે સાંભળવું એ જેમ આંખનો વિષય નથી તેમ ઈશ્વરને ઓળખવો એ ઈંદ્રિયોનો કે બુદ્ધિનો વિષય નથી એને સારુ નોખી શક્તિ જોઈએ અને તે અચળ શ્રદ્ધા છે બુદ્ધિને ક્ષણે ક્ષણે ભમાવી શકાય છે એમ આપણે જોયું છે. ખરી શ્રદ્ધાને ભમાવી શકે એવો માટી આજ લગી પૃથ્વીના પડ ઉપર જોવામાં આવ્યો જ નથી



ગાંધીજી

શ્રી ગુરુદયાલ મલ્લિક

"હે નાવિક, અમને પેલે પાર લઈ જા." સામે કાંઠે જ્યાં તત્ત્વવેત્તા વિનમ્ર પુરુષ રહેતો હતો ત્યાં જવાને તૈયાર થયેલા યાત્રિક-વૃન્દે કહ્યું.

"શું કહ્યું? તમે પાગલ તો નથી થઈ ગયા?" નાવિકે ઉત્તર આપ્યો, "આવી તોફાની રાતે તમે ત્યાં જવા માગો છો?"

"હા, કારણ કે બીજો કોઈ માર્ગ નથી. અમારા પ્રભુને અમે વચન આપ્યું છે કે આજે અમે એમને મળીશું." યાત્રિકોના પુરોગામીએ કહ્યું.

"ભલે, જો તમે દૃઢ મનના અને બળવાન ભુજાવાળા હો, તો તમારે માટે હોડીને તરતી મૂકું." નાવિક બોલ્યો.

યાત્રિકો હોડીમાં બેઠા અને નાવિકે સુકાન હાથમાં લીધું.

આકાશ ક્રોધમાં ગગડવા લાગ્યું અને વિજળીએ પોતાના ચાબખા મારવા માંડ્યા. અંધકારપૂર્ણ ઝંઝાવાતે મોજાંઓને ઉછાળ્યાં. યાત્રિકોનાં હૈયાં ભયથી ધ્રૂજ્યાં; અને તેઓનાં મુખડાં દુઃખથી ફીક્કાં પડી ગયાં.

કિનારે પોતાની હોડીઓને મજબૂતપણે લંગારેલી હતી એવા નાવિકો યાત્રિકોના વૃન્દને સામે પાર લઈ જતા નાવિકને ઊંચે સાદે કહેવા લાગ્યા કે આ ભય અને પ્રચંડ તોફાનની સામે બાથ ભીડવાનું છોડી દે અને પાછો ફર. બધા યાત્રિકો નાવિકને કરગરીને કહેવા લાગ્યા કે એના સાથીઓની વિનંતી અને શિખામણને સાંભળ. પણ એણે ગણકાર્યું જ નહીં.

"હલેસાં લો અને તમારામાં જેટલું બળ હોય એટલાથી હોડીને હંકારો." નાવિકે આજ્ઞાવાહી સુરે એના કાફલાને કહ્યું. "અને હું સુકાન હાથમાં લઈને બેસું."

યાત્રિકોએ એનું કહ્યું માન્યું અને નૌકામાં એક પણ હલેસું નકામું પડી રહ્યું નહીં. અને જેમ જેમ મોજાંઓ ઊંચે ઊંચે પ્રચંડ ગર્જના કરતાં ઊછળવા લાગ્યાં, તેમ તેમ તેઓનાં હૈયાં ઉલ્લાસમય આશાએ ભયમુક્ત થવા લાગ્યાં. તેઓ પોતાના સ્નાયુઓમાં વહેતી અપૂર્વ શક્તિને જોઈ નવાઈ પામ્યા. અને નાવિકે ગાન લલકાર્યું:

"કિનારે ઊભાં સૌ બોલે.
"તુફાન જાગ્યું જો ને!"
સૌ ભલે થરથર કંપે, થરથર કંપે.
એનો હું ભય જાણું ના,
જાણું એ કંઈ તુફાન ના,
હિંડોળો એ તો એના પ્રેમતણો."

"નાવિકના એ ગીતના સુરોએ યાત્રિકોમાં અજબ હિંમત પ્રેરી, અને પ્રયત્ન, સમજ-શક્તિ અને આશાની ત્રિવિધ પ્રેરણાથી ટકી રહી તેઓ કિનારે પહોંચ્યા.

કિનારે ઊભેલા માણસોમાંથી કેટલાકને તેઓએ પૂછ્યું કે તે પવિત્ર પુરુષ ક્યાં રહે છે. તેઓ આ સવાલ સાંભળીને નવાઈ પામ્યા.

"તમે આમ નવાઈ શા માટે પામો છો?" યાત્રિકોએ પૂછ્યું.

તેઓએ કહ્યું, "તમારા અજ્ઞાનને લીધે. તમારી એ તોફાની સફરમાં એ પવિત્ર પુરુષ તમારી સાથે જ હતા."

"શું તમે નાવિકને વિશે કહો છો?" તેઓએ આશ્ચર્યમુગ્ધ થઈ પૂછ્યું.

કિનારે ઊભેલા માનવીઓ મૌન ધારણ કરી ઊભા રહ્યા અને નાવિક ક્યાંય દેખાયો નહીં.

"ધ્યાન અને પ્રભુ"

# યુવાનોના લાડકવાયા યુસુફ મહેરઅલી

-શ્રી મુકુલભાઈ



[ સ્વપ્ના ના સૌજન્યથી ]

શ્રી યુસુફ મહેરઅલીની ખોટ તો માત્ર યુવાનહૃદય જ સમજી શકે યુસુફ મહેરઅલી તો યૌવનમૂર્તિ હતા માત્ર ૨૨ વર્ષની વયે એમણે મુંબઈના યુવાનો ઉપર કામણ કર્યું હતું અને આજ લગી એમના પ્રત્યેના પ્રેમમાં વૃદ્ધિ જ થતી ગઈ છે એમનો સૌજન્યશીલ




શ્રી ગુરુદયાલ મલ્લિક

[ભારતની સંસ્કૃતિમાં સંગમનું માહાત્મ્ય અપૂર્વ છે જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે એ સ્થળનું દર્શન મંગળમય, શુચિમય અને પાવનકારી બને છે

ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહા-વિભૂતિના ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભવિ ગૌરવશીલ બનશે. આ બન્ને મહાપુરુષોના જીવન મિનારાને સમ્મિલિત કરીએ એમાં જ આપણું શ્રેય છે]

' આકાશાવલોકન માણસના હૃદયમાં પ્રભુના આગમનનો એક રસ્તો છે. ''

એક જર્મન દાર્શનિકે કહ્યું છે 'I believe in two things the Starry heaven and the Moral Law (હું બે વસ્તુઓમાં વિશ્વાસ રાખું છું તારાજડિત આકાશમાં અને નૈતિક નિયમમાં) અને વિચાર કરતાં એમ લાગે છે કે આ બંનેનો એકબીજા સાથે પરસ્પર સંબંધ છે કારણ કે કેટલીક વાર એકાંતમાં રાતે આકાશમાં જે તારા છે તે જોવાથી કલ્પનાના માર્ગે એક એવો વિશ્વાસ માણસના મનમાં ઊતરે છે કે જે કાનૂન તારાઓની ગતિને કાબૂમાં રાખે છે તે જ કાનૂન માણસની આત્મિક અથવા આંતરિક ગતિને પણ અંકુશમાં રાખે છે

આ કારણને લીધે જ ગુરુદેવ અને ગાંધીજી આકાશદર્શનમાં રસ લેતા હતા કે કેમ એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે પણ તેઓને ખુલ્લી આંખે અથવા દૂરદર્શકયંત્ર દ્વારા તારાજડિત આકાશ જોવામાં બહુ જ આનંદ પડતો હતો હમે આનંદનું એક કારણ એ પણ છે કે જે કંઈ મહાન છે તેને જોઈને જે આશ્ચર્યભાવ થાય છે તેનો અનુભવ કરવો. તારામય જગતને જોઈને એ આશ્ચર્યભાવનો અનુભવ બધાને જ થાય છે અને જો કોઈને નથી થતો તો એમ જ સમજવું કે એના જીવન-વિકાસમાં કંઈ ખાસ ખામી અથવા અપૂર્ણતા રહેલી છે

આશ્ચર્યભાવ વશ થઈને માણસ એમ વિચારવા લાગે છે કે જેને આ તારામંડળ રચ્યું છે તે કેવો કારીગર, કલાકાર હશે, એ કેવી મહાન શક્તિ ધરાવતો હશે, એ કેવી વિશાળ વિભૂતિ હશે, એને આવી સુંદર સૃષ્ટિ સરજવામાં કેવો આનંદ આવ્યો હશે આ બધું હોવા છતાં તેણે પોતાને કેવી ખૂબીથી પોતાની કૃતિ પાછળ છુપાવી દીધો છે અને એની કૃતિમાં જો આટલી શાંતિ છે તો એ પોતે કેવો શાંત હશે! એવી વિચાર ધારા માણસના મનમાં વહેવા માંડે છે, તેથી તેના આનંદનો પાર જ રહેતો નથી એનુ

પ્રમાણ શું છે? માણસનું કપાળ એક અદ્દભુત જ્યોતિથી ઉજ્જવળ થઈ જાય છે. "The light that was never on sea or land" (દરિયા પર કે જમીન પર કદી જોવામાં ન આવ્યો હોય એવો પ્રકાશ.)

પણ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે તે ફક્ત બાહ્ય જ્યોતિ નથી. એ તો માણસના આત્માની આંતરિક જ્યોતિનો પ્રકાશ છે. તેનો આત્મા પરમાત્માનો એક અંશ છે. તેથી આકાશમાં જે તારાઓ છે તે પરમાત્માની આનંદ-માળાના મણકા છે. એવી રીતે આકાશદર્શન કરવાથી માણસ થોડા વખત માટે તો આત્મા અને પરમાત્માનો એક સંગમ જ બની જાય છે.

ગુરુદેવ તો જ્યારે જ્યારે કોઈ કારણથી બહુ દુ:ખી થતા ત્યારે સાંત્વના મેળવવા માટે તેઓ એકલા ખુલ્લા મેદાનમાં જઈને બેસતા અને લાંબા વખત સુધી આકાશના તારા તરફ જોઈ રહેતા. એવું કરવાથી તેમને ઘણી વાર એમ લાગતું કે તેઓ જગતમાં એકલા નથી. તારાઓ તેમને સહાનુભૂતિ અને શક્તિ આપવા માટે હમેશ માટે હાજર જ છે. અને બીજું એ કે તેઓ પોતાના દુઃખથી હેરાન થઈ પોતાને મોટું સ્વરૂપ આપે છે, પણ જ્યારે તેઓ તારામંડળને જુએ છે ત્યારે એમને એમ લાગે છે કે તેઓ પ્રભુના વિશાળ જગતમાં કેવળ એક નજીવી વ્યક્તિ જ છે, જેનું દુઃખ અખિલ મનુષ્યજાતિના સમગ્ર દુઃખના પ્રમાણમાં એક તલમાત્ર પણ નથી.

ગાંધીજી પણ હંમેશાં બહાર સૂતા હતા, એની પાછળ એવું જ કંઈક રહસ્ય છુપાયેલું હશે, કોણ જાણે! કોણ જાણે તારાઓ મધ્યરાતે તેમના આત્માને છાનામાના શું યે કહેતા હશે અને પ્રભુની પાસેથી કયું દાન–શાંતિ, સાત્ત્વિક વિચાર, સાત્ત્વિક વૃત્તિ વગેરે–તેમને આપતા હશે! સાચું કહીએ તો આકાશાવલોકન માણસના હૃદયમાં પ્રભુના આગમનનો એક રસ્તો છે.

* * * * * * *

એક ભક્તને એક જ પુત્ર હતો. તે બહુ સુંદર, સુશીલ અને સદાચારી હતો. એક દિવસ અકસ્માત્ મરણ પામ્યો, ભક્તને આથી કશો ખેદ થયો નહીં, તેણે તો ભગવાનનો ઉપકાર માન્યો. લોકોએ તેના આ વિચિત્ર વ્યવહારથી આશ્ચર્ય પામતાં ભક્તને પૂછ્યું, "પાગલ! તારો એકનો એક દિકરો મરી ગયો છે અને તું હસી કેમ રહ્યો છે?" ભક્તે વિનયથી જવાબ આપ્યો, "ભાઈ, માલિકના બગીચામાં ખીલેલું સુંદર પુષ્પ માળી પોતાના માલિકને આપીને પ્રસન્ન થાય છે કે રડે છે? મારું તો કાંઈ છે જ નહીં. સર્વ કંઈ પ્રભુનું જ છે. થોડા સમયને માટે તેમની એક વસ્તુ મારી સંભાળમાં હતી તેથી હું તેનું જીગર–જાનથી રક્ષણ કરું એ મારું કર્તવ્ય હતું. હવે સમય પૂરો થઈ જવાથી પ્રભુએ તેમની વસ્તુ પાછી લઈ લીધી. અને મારી રક્ષણ કરવાની જવાબદારી પૂરી થઈ ગઈ તેથી મને આનંદ થાય છે. અને હું તેમનો ઉપકાર એટલા માટે માનું છું કે મેં તેમની વસ્તુને ભૂલથી કેટલાય વખતથી મારી માની લીધી હતી, પરંતુ પ્રભુએ મારી ભૂલ તરફ ધ્યાન ન આપતાં મને માફી આપી. આટલી મોટી કૃપાને માટે હું તેમનો ઉપકાર માનું છું. આમાં આશ્ચર્યની શી વાત છે?"

# સત્સંગ એ પારસમણિ છે

ના. પ્રેમી

[સતપુરુષો આખું જીવન ઘડનાર હોય છે. માણસ ગમે તેટલો પાપી અને નિષ્ઠુર હોય તો પણ સતપુરુષોના સમાગમથી તે પવિત્ર બને છે. જે વસ્તુ ઘણી વાર ભણવાથી કે મોટા પુસ્તકોના વાચનથી નથી સાંપડતી તે સત્સંગથી મળી જાય છે અને તેથી જ બાપુ કહેતા "સત્સંગ કેળવજો, એ પારસમણિ છે. પવિત્ર જનોના દર્શન એ પણ સત્સંગ છે."

નીચેની કથા એવા સમયની છે જ્યારે આપણા ભારત દેશમાં બુદ્ધદેવની શિક્ષાનું પવિત્ર, શાન્ત અને દયામય સંગીત જ્યાં ત્યાં સાંભળવામાં આવતું હતું. રાજા મહારાજા અને ધનિકો સહુ બૌદ્ધ ધર્મનો પ્રચાર કરતા હતા. હજારો શ્રમણો જ્યાં ત્યાં વિહાર કરતા નજરે પડતા હતા.

આજે એ પવિત્ર વાતાવરણ તો દેખાતું નથી પણ એ સતપુરુષોના સુબોધરૂપી રત્નો પ્રેમથી સમજપૂર્વક હૃદયમાં ઉતારીએ તો આપણા ઘણા ખરા આધિ વ્યાધિ અને ઉપાધિ દૂર થાય.]

બનારસ તરફ જતી સડક પર એક ઘોડા ગાડી દોડી રહી હતી. ઘોડા બહુ તેજીથી જતા હતા. ગાડીમાં માત્ર બે જણ હતા. એક શેઠ અને બીજો નોકર. શેઠે એમની શ્રીમંતાઈ અને મોભાને છાજે એવા કીમતી વસ્ત્રાલંકાર ધારણ કર્યા હતા. એમને નિયત સ્થાને પહોંચવાની ઉતાવળ છે એવું એમની મુખમુદ્રા પરથી સ્પષ્ટ જણાતું હતું.

વરસાદ તરતમાં જ પડી ગયો હતો અને હવા શીતળ બની હતી. વાદળ વિખરાયા હતા અને સૂર્યનારાયણના પ્રકાશે ધરતી અજવાળી હતી. દિવસ બહુ જ સુંદર લાગતો હતો. પાણીથી ધોવાઈ સ્વચ્છ થયેલા હરિયાળા પર્ણો પવનની મંદ મંદ લહેરોથી આનંદ નૃત્ય કરી રહ્યા હતા. પ્રકૃતિદેવીએ અપૂર્વ શોભા ધારણ કરી હતી.

આગળ જતા થોડી ચઢાઈ આવી. અશ્વોની ગતિ ધીમી પડી. શેઠે બહાર નજર કરી જોયું તો સડકની બાજુ પરથી એક બૌદ્ધ શ્રમણ નીચી નજરે ચાલ્યા જતા હતા.



એમની મુખમુદ્રા પર શાંતિ, પવિત્રતા અને ગંભીરતા છવાઈ રહી હતી. દર્શન માત્રથી એમના પ્રતિ શેઠને પૂજ્યભાવ ઉપજ્યો અને વિચાર આવ્યો, "જરૂર, આ કોઈ મહાત્મા લાગે છે, પવિત્ર મૂર્તિ અને ધર્માવતાર જણાય છે. વિદ્વાનોએ સજ્જન સમાગમને પારસમણિની ઉપમા આપી છે. પારસના સંયોગથી જેમ લોઢું સુવર્ણ થઈ જાય છે તેમ સજ્જનના સંગથી ભાગ્યહીન ભાગ્યશાળી બને છે. જો આ મહાત્માને બનારસ જવું હોય તો લાવ એમને ગાડીમાં બેસવાની વિનંતી કરી જોઉં. વિનંતી સ્વીકારે તો સારું. એમના સમાગમથી મને જરૂર લાભ થશે."

આમ વિચાર કરી શેઠે મહાત્માને પ્રણામ કરી ગાડીમાં બીરાજવા પ્રાર્થના કરી. મહાત્માજીને બનારસ જ જવું હતું એટલે એ ગાડીમાં બેઠા અને કહ્યું, "શેઠજી, ઉપકાર થયો. ઘણા સમયથી ચાલ ચાલ કરવાથી હું થાકી ગયો હતો અને આપે મને વાહનમાં સાથે લીધો તેથી

આપનું મારા પણ ઋણ ચઢ્યું છે. અમારા જેવા સાધુ પાસે આપને આપવા લાયક એવી કંઈ ચીજ હોતી નથી કે જે આપીને ઋણમુક્ત થઈ શકાય; પરંતુ પરમ ગુરુ ભગવાન બુદ્ધદેવના ઉપદેશરૂપી અક્ષય ભંડારમાંથી જે કંઈ સંગ્રહ કરી શક્યો છું એમાંથી આપની ઇચ્છાનુસાર આપીને હું આ ઋણ ભાર હળવો કરવા ઇચ્છું છું.

શેઠ બહુ ખુશી થયા. આનંદમાં વખત પસાર થવા માંડ્યો. સાધુના સુબોધરૂપી રત્નો ખૂબ પ્રેમથી એમણે હૃદયમાં ધારણ કરવા માંડ્યાં. ગાડી બરાબર ચાલે જતી હતી. લગભગ એક કલાક પછી ગાડી એક સાંકડાં નાળિયામાં આવી. આગળ એક ગાડું આવીને પડ્યું હતું એથી શેઠની ગાડી આગળ વધી શકી નહીં.

ગાડું એક ખેડૂતનું હતું. ગાડાવાળાનું નામ દેવળ હતું. ગાડું પણ બનારસ જ જવાનું હતું. એમાં ચોખાની ગુણો ભરેલી હતી. સાંજ પહેલાં દેવળને બનારસ પહોંચવું હતું પણ આ નાળિયા આગળ જ ધૂંસરીનો ખીલો નીકળી ગયો અને પૈડું છૂટું પડી ગયું. હવે શું થાય? દેવળ બિચારો એકલો હતો. માથાકૂટ ઘણી કરી પણ ગાડું સમું ન જ થયું.

શેઠે જોયું કે આ ગાડું માર્ગ રોકીને પડ્યું છે, પોતાને મોડું થાય છે. શેઠને ગુસ્સો ચઢ્યો. નોકરને હુકમ કર્યો, "ચાલ, જલદી કર. ઊતર નીચે, ક્યાં સુધી ખોટી થવાનું? ચોખાનાં થેલા ફેંક નીચે અને ગાડું બાજુ પર કરી ગાડી ચલાવ."

આ હુકમ સાંભળી ખેડૂત કરગરી પડ્યો, "શેઠજી, હું એક ગરીબ ખેડૂત છું. દયા કરો, થોડી વાર થોભી જાઓ. થેલા નીચે નાંખેવાથી મને પારાવાર નુકસાન થશે. આપ જુઓ કે વરસાદ આવી જવાથી અહીં ખૂબ કાદવ થયો છે. ચોખા પલળી જશે. મહેરબાની કરો. હું હમણાં પૈડું ચડાવી ગાડું આગળ લઈ બાજુએ કરું પછી ખુશીથી આપ આપની ગાડી આગળ લેવડાવી જાઓ."

પરંતુ શેઠે ખેડૂતની પ્રાર્થના પર બિલકુલ ધ્યાન ન આપ્યું, ઊલટા વધારે તેજમાં આવી નોકરને ધમકાવી દીધી એટલે તરત નોકરે શેઠની આજ્ઞાનું પાલન કર્યું. ચોખાના થેલા નીચે ફેંક્યા અને ગાડું બાજુ પર ધકેલી દઈ પોતાની ગાડી આગળ હાંકી.

અરેરે! આ સંસારમાં ગરીબનું સહાયક કોઈ નથી. પોતાના નજીવા લાભ ખાતર બીજાનો સર્વનાશ કરનાર ધનમત્તોની તે વખતે પણ કમી ન હતી. ગરીબોના રક્ષક બનવાને બદલે ભક્ષક બનનાર અમીરોથી આ જગત કદી ખાલી હતું નહીં અને હશેય નહીં. હા, એટલું હતું કે આ વખતે બૌદ્ધ ધર્મના સાધુઓનો દયામય હસ્ત ગરીબોની સહાયતા માટે સદા તત્પર રહેતો હતો. એ ધાર્મિક વિવાદોમાં પડવાને બદલે મનુષ્ય માત્રના સામાન્ય હિતની ચિંતામાં નિરંતર રહેતા હતા. મન, વચન અને શરીરનો ઉપયોગ મુખ્યતઃ એ પરોપકારના જ કામમાં કરતા હતા.

શેઠની ગાડીએ જેવું ચાલવા માંડ્યું કે તે જ વખતે બૌદ્ધ ભિક્ષુ એમાંથી કૂદી પડ્યા અને કહ્યું: "શેઠજી, ક્ષમા કરજો હવે હું આપની સાથે આવી નહીં શકું. વિવેક પુરઃસર આપે મને એક કલાક સુધી ગાડીમાં બેસાડ્યો એથી મારો થાક હવે દૂર થયો છે. હું આવત પણ હવે મને આપે કરેલા ઉપકારનો બદલો વાળવાની ઇચ્છા થઈ છે અને એનો મોકો આવ્યો છે."

'પ્યારાબાપુ'

શેઠે કહ્યું. "આપ ઊતરી જવાથી બદલો કેવી રીતે અને કોના પ્રતિ વાળશો?"

"શેઠજી" બૌદ્ધ ભિક્ષુએ કહ્યુ, "જેની ગાડી ઉથલાવી પાડી આપણે આગળ આવ્યા છીએ એ ખેડૂત આપનો બહુ નિકટ સબંધી છે હું એને આપના કોઈ પૂર્વજનો અવતાર માનુ છુ, એથી આપના ઉપકારનો બદલો એને મદદ કરી એના તરફ વાળવા ઉત્સુક થયો છું. એને જે લાભ થશે તે એક રીતે આપને થયા બરાબર છે આ ખેડૂતના ભાગ્ય સાથે આપની ભલાઈને ગાઢો સબધ છે. આપે એને કષ્ટ આપ્યુ છે મને લાગે છે કે એથી આપને બહુ નુકસાન થયુ છે, આથી મારું કર્તવ્ય છે કે આપનુ ભલુ કરવા માટે—આ નુકસાનમાથી આપને બચાવવા માટે યથાશક્તિ હું એને મદદ કરુ"

શેઠે સાધુની આ માર્મિક ઉક્તિ પર કઈ ધ્યાન આપ્યુ નહી. એમને એ અવ્યવહારુ ડહાપણવાળા અને અતિ ભલા લાગ્યા ઊલટે સાધુને છોડીને એમણે ગાડી હકાવી મેલી

બૌદ્ધ ભિક્ષુ ખેડૂત પાસે આવ્યા. એને નમસ્કાર કર્યા અને ગાડી સગી કરવામા મદદ આપી ભીના અને કોરા ચોખાને છૂટા પાડવા લાગ્યા. બન્નેની મહેનતથી કામ જલદી થવા માડ્યું. ખેડૂતને લાગ્યુ કે સાધુ ખરેખર પરોપકારી મહાત્મા છે. ભગ્ય પરિબળને લીધે કોઈ અદૃશ્ય દેવ સાધુના વેશમા મને મદદ કરવા આવ્યા હોય તો નવાઈ નહી. આવી અણધારી મદદ આવી મળી અને કામ ઝટપટ ઉકલ્યુ તે જોતા મને પણ નવાઈ લાગે છે. એણે ડરતાં ડરતા પૂછ્યું, "મહારાજ, મને યાદ છે ત્યાં સુધી હું કહું છુ કે મેં આ શેઠનુ કઈ બગાડ્યુ ન હતું તો વિનાકારણ એણે મારી ખરાબી કેમ કરી? એનુ શું કારણ?"

બૌદ્ધ ભિક્ષુ : "ભાઈ, અત્યારે તું જે ભોગવે છે તે તારા પૂર્વ કર્મોનું ફળ છે."

ખેડૂત : "કર્મ શુ મહારાજ?"

બૌદ્ધ ભિક્ષુ : મોટી નજરથી જોઈએ તો માણસનાં પોતાનાં કામ જ એનાં કર્મ છે. અનેક જન્મના કર્મોની એક માળા છે. વિવિધ કર્મોરૂપી એમા મણકા છે એમા વર્તમાન કામો અને વિચારોથી ફેરફાર પણ થાય છે આપણે બધા પૂર્વે જે કર્મો કર્યા છે તેના ફળ અત્યારે ચાખીએ છીએ અને અત્યારે જે કર્મો કરીએ છીએ તેના ફળ હવેના જન્મમા ભોગવીશુ"

ખેડૂત "એમ હશે, પરતુ આવા ઘમડી અને દુષ્ટ મનુષ્ય અમારા જેવા નિરપરાધીઓને હેરાન કરે છે એમને માટે શુ કરવુ?"

બૌદ્ધ ભિક્ષુ : "ભાઈ, મારી સમજ પ્રમાણે તો તારા વિચાર લગભગ એ શેઠ જેવા જ છે. જે કર્મથી આજે એ ઝવેરી અને તું ખેડૂત બન્યો છે તે કર્મમા ઉપલક નજરે જોતા બહુ ભેદ જણાય છે, પરંતુ ઊંડા ઊતરીને વિચાર કરીએ તો એટલો બધો ફરક નથી માનવ સ્વભાવના અભ્યાસથી હુ કહુ છુ કે જો તું ઝવેરીની જગ્યાએ હોત, તારી પાસે એના નોકર જેવો બળવાન નોકર હોત અને તારી ગાડી એના ગાડાથી રોકાઈ હોત તો તુ પણ એના જેવુ જ કરત એના ચોખાનુ સત્યાનાશ વળી જશે એવો વિચાર તને પણ ન આવત અને કોઈનું બૂરું કરતાં મારું બૂરું થશે એ ખ્યાલ એ વખતે તું વિસરી જાત"

ખેડૂત : "મહારાજ, આપ સાચુ કહો છો. એ પરિસ્થિતિમા હું પણ એના જેવું જ કરું. પરતુ મને હવે આપનો સમાગમ થયો છે કઈ પણ સ્વાર્થ વગર આપે મને મદદ કરી છે. આપની મદદથી જ હુ મારો માલ બચાવી શક્યો છુ અને ગાડી ચાલતી કરી

શકયો છું, આપનો દાખલો લઇ હવેથી હું મારા માનવબંધુઓનું કલ્યાણ કરીશ."

ખેડૂતની ગાડી દુરસ્ત થઈ. થોડી આગળ ચાલી ત્યાં એકાએક બળદ ઊભા રહ્યા. ખેડૂત બૂમ પાડી ઊઠ્યો, "અરે! મહારાજ, સામે આ સાપ જેવું શુ પડયું છે?" સાધુએ ધ્યાનથી જોયું તો કંઈ થેલી જેવું જણાયું, જઈને જુએ છે તો સોનામહોરોથી ભરેલી એ એક લાબી થેલી જ હતી. એમને લાગ્યું કે આ થેલી બીજા કોઈની નહીં પણ પેલા શેઠની જ છે, સાધુએ એ થેલી ઉપાડી લીધી અને ખેડૂતને આપીને કહ્યું કે બનારસમાં જઈ એ શેઠનો પત્તો મેળવી આ થેલી એમને આપી દેજે. એમનું નામ પાંડુ ઝવેરી છે, અને એમના નોકરનું નામ મહાદત્ત છે. આમ કરવાથી એને પોતે તને કરેલા અન્યાયનો પશ્ચાત્તાપ થશે. થેલી આપીને કહેજે કે તમે મારા તરફ જે વર્તાવ કર્યો એનું મારા મનમા કંઈ નથી હું તમને ક્ષમા કરું છું અને ઇચ્છું છું કે તમને તમાગ વ્યાપારમાં સારી સફળતા મળે.

"તારું ભાગ્ય એના ભાગ્ય સાથે જોડાયું છે. જેમ જેમ એની વૃદ્ધિ થતી જશે તેમ તેમ તારું પણ ભાગ્ય ખુલશે" આટલું કહી પરોપકારની પ્રતિમા, દીર્ઘદષ્ટિ બૌદ્ધ સાધુએ ત્યાં પળ પણ થોભ્યા વિના ચાલતી પકડી. રસ્તામાં વિચાર કરતા હતા કે જો એ ઝવેરી મને ફરીથી મળશે તો હું યથાશક્તિ એનું ભલું કરવા પ્રયત્ન કરીશ.

બનારસમાં એક ગુપ્તાજી નામે વ્યાપારી હતો. એ પાંડુ ઝવેરીનો આડતિયો હતો. પાંડુ બનારસમાં આવીને એને મળ્યો. ઝવેરીને મળતાં જ એ સાવ ઢીલો પડી ગયો. પાંડુએ એની મુશ્કેલી પૂછી.

ગુપ્તાજી: "મિત્ર, હું એક મહાન સંકટમાં આવી પડયો છું. હવે મને લાગતું નથી કે તમારી સાથે વ્યાપાર કરી શકું. મેં રાજાને પોતાના ઉપયોગ માટે મોટા ચોખા આપવાનો વાયદો કર્યો હતો. કાલે એની મુદત પૂરી થાય છે. કાલ સવારમાં મારે એને ચોખા આપવા જ જોઈએ. પણ શું કરું? અત્યારે મારી પાસે ચોખાનો એક દાણો પણ નથી. બીજે કયાંયથી મળવાની પણ આશા નથી. કેમ કે અહીં મારો પ્રતિસ્પર્ધી જબરજસ્ત વ્યાપારી છે. તેને કોણ જાણે કયાંથી ખબર પડી ગઈ કે મેં રાજ–કોઠારી સાથે વાયદાનો વ્યાપાર કર્યો છે એથી એણે મોં માગ્યા પૈસા આપીને બધી વસતિમાંથી જેટલા સારા ચોખા હતા તેટલા ખરીદી લીધા છે. એણે કોઠારીને પણ લાંચ–રુશવત આપીને દાબ્યો હોવો જોઈએ, આથી કાલે મરું શું થશે એની મને બહુ ચિંતા થાય છે. આબરૂ રહેવી મુશ્કેલ છે. ભાઈ! વિધાતા સહાય કરે અને સારા ચોખાની એકાદ ગાડી મળી આવે તો હું બચી જાઉં, નહીં તો મરવાનો વખત આવ્યો છે.

ગુપ્તાજીની વાત સાંભળતાં પાંડુ એકદમ ચમકયો. એને ગાડીમાં સામાન ભેગી રહેલી સોના મહોરની થેલી સાંભરી અને એ ઘેર દોડ્યો. બધો સામાન–કપડાંલત્તાં તપાસી જોયાં, ગાડીમાં વળી વળીને તપાસ કરી પણ થેલી મળી નહીં આથી એને નોકર મહાદત્ત ઉપર થેલી ચોર્યાનો શક આવ્યો, એણે તરત પોલીસમાં ખબર આપી ગરીબ બિચારો મહાદત્ત પોલીસને સ્વાધીન થયો! પછી શું જોઈએ? નિરપરાધીને અપરાધી બનાવનાર જમદૂત જેવી પોલીસે ચોરીનું તહોમત સ્વીકારી લેવા મહાદત્તને ખૂબ માર માર્યો. [અનુ૦ પૃ૦ ૨૧૨મ].

"પ્યારાબાપુ"

આ છેલ્લો મેં કાઢ્યો છે. મૃગની
ઉપર : : : આવું નક્ષત્ર
ને એ પુનર્વસુ તેની ઉપર .:. • આવું
છે. એને વસુની જગ્યા [illegible].
એમાં [illegible] દેખાતા નથી છતાં
તેની વચ્ચે [illegible]
છે. તે [illegible] જગ્યા છે.
[illegible] ઘણા છે. વસ્તુ
[illegible] પૂર્વ [illegible] છે.
આટલું આકાશ [illegible]
બધામાં - આ તો [illegible] છે.
તેમાં [illegible]
[illegible]
[illegible]

૨૫ ૩/૩૩ બાપુ

[બાપુજી કોઈપણ નવો પ્રયોગ શરૂ કરે કે તરત જ, "એકાકી ન રમતે । એકો અહમ્ બહુસ્યામ્ ।" ની ઉચ્ચ વૃત્તિવાળા બાપુ એનો ચેપ આસપાસના બધાને લગાડતા. પછી તો એ પ્રયોગની વાતો બધે થતી હોય, એને લગતા જ પ્રશ્નો બાપુને પુછાતા હોય અને બાપુ પણ ઊલટભેર એના ઉત્તર આપતા હોય. બધે જાણે એ પ્રયોગનો વા પ્રસરી જતો.

બાપુજીએ જ્યારે જેલમાં આકાશદર્શન શરૂ કર્યું ત્યારે આશ્રમના નાના મોટા બધા પર બાપુ એ વિશે જ પત્રમાં લખવા લાગ્યા અને આશ્રમમાં પણ બસ તારાઓની જ વાતો થવા લાગી. એક પત્રમાં બાપુએ લખ્યું, "મારે સારુ એ ઈશ્વરદર્શનનું એક દ્વાર થઈ પડ્યું છે. અહીં આ વખતે એકાએક એમ થઈ આવ્યું કે આકાશદર્શન એ તો એક ભારે સત્સંગ છે. તારા પણ આપણી સાથે મૂંગી વાત

કર્યાં કરે છે." બીજા એક પ્રસંગે આ વિશે લખ્યું, "જેવું આકાશ સ્વચ્છ છે તેવા આપણે સ્વચ્છ થઈએ જેવા તારા તેજસ્વી છે તેવાં આપણે તેજસ્વી થઈએ. તેઓ જેમ ઈશ્વરનું મૂકસ્તવન કરતા લાગે છે તેમ આપણે કરીએ. તેઓ જેમ પોતાનો માર્ગ એક ક્ષણને સારુ પણ છોડતા નથી તેમ આપણે આપણું કર્તવ્ય ન છોડીએ."

નીચેના પત્ર પરથી બાપુજી આકાશદર્શનમાં કેટલો ઊંડો રસ લઈ રહ્યા છે અને બીજાને પણ એ રસમાં ભાગ લેવા કેવા આકર્ષી રહ્યા છે એનો ખ્યાલ આવશે.]

ચિ૦ રમા,

તારાનો નકશો ઘણે ભાગે આ સાથે હશે. તે ઉપરથી ખબર પડશે.

આઠ વાગે સુતાં સુતાં માથા ઉપર પણ જરા પશ્ચિમે ને દક્ષિણે ચાર સુંદર તારા ને તેની વચ્ચે ત્રણ એવું નક્ષત્ર દેખાશે. તેનું નામ મૃગ. એની પૂર્વે ને દક્ષિણે બહુ ચળકતો તારો દેખાશે તે વ્યાધ છે એને મોટો કૂતરો પણ કહે છે. એની જ લીટીમાં પણ ઉત્તરે નાનો કૂતરો છે, તે ઓછો ચળકે છે મૃગાની ઉત્તરે : : ' આવું નક્ષત્ર છે તે મિથુન. તેની ઉપર .·. • આવું છે. એને વેલનો અગ્ર ભાગ કહે એમાં એક સુંદર લાલ તારો છે. તેની જ પડખે કૃત્તિકા નક્ષત્ર છે તે લોલક જેવું ઝગમગે છે લકા જેવો તેનો ઘાટ છે. વેલના અગ્ર ભાગની પૂર્વે બ્રહ્મહૃદય છે આટલું ઓળખો પછી બીજું લખીશ આ તો મહેલુ છે તેમાં જેટલો રસ પૂરીએ તેટલો રસ પુરાય પણ આજ તો આટલો જ પુરાય એમ છે

૨૬-૩-૩૩ બાપુના આશીર્વાદ

• આકાશનું સામાન્ય જ્ઞાન મેળવવાની ઊંડે ઊંડે ઇચ્છા તો ઘણી વાર થયેલી, પણ પાસે પડેલી પ્રવૃત્તિ મને એમાં ન ખૂંચવા દે એમ માની લીધું. એ માન્યતા વસ્તુતઃ ભલેને ખોટી હોય, પણ જ્યાં લગી મારું મન ભૂલ ન જુએ ત્યાં લગી મને તો તે માન્યતા પ્રતિબંધ કરે જ.

"પ્યારા બાપુ"

'૩૧ની સાલના જેલના છેલ્લા માસમાં એકાએક પ્રગટ થઈ. બાહ્યદૃષ્ટિએ જ્યાં સહેજે ઈશ્વર છે તેનું નિરીક્ષણ હું કેમ ન કરું? પશુની જેમ આંખ માત્ર જુએ, પણ જે જુએ તે વિશાળ દૃશ્ય જ્ઞાનતંતુ લગી ન પહોંચે એ કેવું દયાજનક? ઈશ્વરની મહાન લીલા નીરખવાની આ તક કેમ જવા દેવાય? આમ આકાશની ઓળખ કરવાની જે તરસ લાગી તે હવે છિપાવી રહ્યો છું, અને એટલે લગી આવ્યો છું કે આશ્રમવાસીઓને મારા મનમાં ઊઠતા તરંગોના ભાગીદાર બનાવ્યા વિના ન જ ચાલે.

આપણને બચપણથી શીખવવામાં આવે છે કે આપણા શરીર પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ નામના પંચમહાભૂતનાં બનેલાં છે. આ બધાને વિષે આપણને કંઈક જ્ઞાન હોવું જ જોઈએ. છતાં આ તત્ત્વો વિષે આપણને બહુ ઓછું જ્ઞાન હોય છે. અત્યારે તો આપણે આકાશ વિષે વિચારવાનું છે.

આકાશ એટલે અવકાશ. આપણા શરીરમાં અવકાશ ન હોય તો આપણે એક ક્ષણ પણ ન જીવી શકીએ. જેમ શરીરને વિષે તેમ જ જગતને વિષે સમજવું. પૃથ્વી અનંત આકાશથી વીંટળાયેલી છે. આપણે જે ચોમેર આસમાની રંગનું જોઈએ છીએ તે આકાશ. પૃથ્વીને છેડા છે. તે નક્કર ગોળો છે. તેની ધરી ૭,૯૦૦ માઈલ લાંબી છે. પણ આકાશ

પોતું છે તેની ખરી માનીએ તો તેને અંત નથી. આ અનત અવકાશમાં પૃથ્વી એક રજકણસમ છે, ને તે રજકણ ઉપર આપણે તો રજકણનું પણ એવું એક તુચ્છ રજકણ છીએ કે તેની ગણતરી જ ન થઈ શકે. આમ શરીરરૂપે આપણે શૂન્ય છીએ એમ કહેવામાં જરાય અતિશયોક્તિ કે અલ્પોક્તિ નથી. આપણા શરીરની સાથે સરખાવતાં કીડી-શરીર જેટલું તુચ્છ લાગે છે તેથી હજારોગણું પૃથ્વીની સાથે સરખાવતાં આપણું શરીર તુચ્છ છે. તેનો મોહ શો? તે પર તો શોક શો?

આ શરીર આમ તુચ્છ હોવા છતાં તેની મોટી કિંમત છે; કેમ કે તે આત્માનું, અને સમજીએ તો પરમાત્માનું – સત્યનારાયણનું – નિવાસસ્થાન છે.

આ વિચાર જો આપણા હૃદયમા ઘર કરે તો આપણે શરીરને વિકારનું ભાજન બનાવવાનુ ભૂલી જઈએ. પણ જો આકાશની સાથે આપણે ઓતપ્રોત થઈએ અને તેનો મહિમા સમજી આપણી અધિકાધિક તુચ્છતા સમજી લઈએ તો આપણો બધો મદ ઊતરી જાય. આકાશમાં જોવામા આવતા અસંખ્ય દિવ્ય ગણો ન હોય તો આપણે ન હોઈએ. ખગોળવેત્તાઓએ ઘણી શોધો કરી છે. છતાં આકાશ વિષેનું આપણું જ્ઞાન નહીંવત્ છે. જેટલું છે તે આપણને સ્પષ્ટ રીતે બતાવે છે કે આકાશમાં સૂર્યનારાયણ એક દિવસને સારુ પણ પોતાની અંતદ્રિત તપશ્ચર્યા બંધ કરે તો આપણો નાશ થાય. તેમ જ ચંદ્ર પોતાનાં શીત કિરણો ખેંચી લે તોપણ આપણા એ જ હાલ થાય. અને અનુમાનથી આપણે કહી શકીએ છીએ કે રાત્રિના આકાશમાં જે અસંખ્ય તારાગણ આપણે જોઈએ છીએ તે બધાને આ જગતને નિભાવવામાં સ્થાન છે. એમ આપણો આ વિશ્વમાં બધા જીવોની સાથે, બધા દેખાવોની સાથે બહુ ગાઢ સંબંધ છે, ને એકબીજાના આશ્રયે આપણે ટકીએ છીએ. એટલે આપણે આપણા આશ્રયદાતા-આકાશમાં વિચરતા દિવ્ય ગણો-નો થોડોઘણો પરિચય કરવો જ જોઈએ.

આ પરિચયનું એક વિશેષ કારણ પણ છે. આપણામાં કહેવત છે: 'ડુંગરા દૂરથી રળિયામણા'. આમા બહુ તથ્ય છે. જે સૂર્ય આપણે દૂર હોઈ ને આપણું રક્ષણ કરે છે તે જ સૂર્યની પાસે જઈને આપણે બેસીએ તો તે જ ક્ષણે ભસ્મ થઈ જઈએ. તેમ જ આકાશમા વસતા બીજા ગણોનું છે. આપણી પાસે રહેલી અનેક વસ્તુના ગુણદોષો આપણે જાણતા હોવાથી આપણને કોઈ વેળા કંટાળો આવે, દોષોના સ્પર્શથી આપણે દોષિત પણ થઈએ. આકાશસ્થ દેવગણોના આપણે ગુણો જ જાણીએ છીએ. તેમને નિહાળતાં આપણે થાકતા જ નથી; તેમનો પરિચય આપણને હાનિકર થઈ જ ન શકે; અને આ દેવોનું ધ્યાન ધરતાં આપણી કલ્પનાશક્તિને નીતિ-પોષક વિચારોથી જેટલે દૂર લઈ જવી હોય તેટલે દૂર લઈ જઈ શકીએ છીએ.

એમાં તો શંકા જ નથી કે આકાશ અને આપણી વચ્ચે જેટલા અંતરાય આપણે મૂકીએ છીએ તેટલે અંશે આપણે શરીરને, મનને અને આત્માને હાનિ પહોંચાડીએ છીએ. આપણે સ્વાભાવિક રીતે રહેતા હોઈએ તો ચોવીસે કલાક આકાશ નીચે જ રહીએ. તેમ ન થઈ શકે તો જેટલો સમય તેમ કરી શકાય તેટલો સમય રહીએ. આકાશદર્શન એટલે તારાદર્શન તો રાત્રિના જ થાય. અને વધારે સારામાં સારું તે સૂતાં થઈ શકે છે. એટલે આ દર્શનનો જે પૂરો ... [અનુ૰ પૃ૰ ૧૭૦મે]

સત્સંગ એ પારસમણિ [અનુ૦ ૧૦ ૧૫૬૧થી ચાલુ]

બાપડો એ ઘણુ રડ્યો ઘણુ કરગર્યો અને બોલ્યો "અરે! હું તદ્દન નિરપરાધી છુ મે ચોરી લીધી નથી. મારા પર દયા કરો શેઠના કહેવાથી મે પેલા ગરીબ ખેડૂતને રસ્તામા હેરાન કર્યો હતો તે પાપનુ જ મને આ ફળ મળ્યુ છે હે ભાઈ! હે ખેડૂત! તુ જગત પિતા છે મે તને વિના કારણુ સતાવ્યો છે ખરેખર મને આ શિક્ષા મળવી જ જોઈતી હતી"–મહાદત્ત આમ ઘણો પશ્ચાત્તાપ કર્યો પણુ પોલીસને એ પર ધ્યાન દેવાની ફુરસદ ન હતી એનુ એ કામ ન હતુ એનુ કામ તો માર મારવાનુ જ હતુ

અહી માર ચાલુ હતો ત્યા ખેડૂત આવી પહોચ્યો અને બધાના આશ્ચર્ય વચ્ચે મહોરોની કોથળી પાડુ ઝવેરીની આગળ મૂકી પાડુ ગળગળો થઈ ગયો પોતે જેને આફતમા નાખ્યો હતો એણે જ પોતાને મહાન આફત માથી બચાવ્યો! એ એને માટે ઘણુ શરમાવનારુ થઈ પડ્યુ એણે પશ્ચાત્તાપ કર્યો ને ખેડૂતની ક્ષમા માગી સદાનો સરળ ખેડૂત મહાનુભાવ બૌદ્ધ ભિક્ષુના સત્સંગથી ઉદાર દિલ બન્યો હતો એણે ખરા અંતઃકરણ પૂર્વક ક્ષમા કરી અને એનો અભ્યુદય ઇચ્છયો!

મહાદત્તને છોડી મૂક્યો એને એના શેઠ પર ખૂબ ગુસ્સો ચડ્યો એક ક્ષણ પણુ ત્યા થોભ્યા વિના એ ક્યાં નો ક્યાં ચાલ્યો ગયો

ગુપ્તાજીને ખબર પડી કે ખેડૂત પાસે એક ગાડી ઊંચી જાતના ચોખા છે તેથી એણે એના મો માગ્યા દામ એને આપ્યા અને બધા ચોખા ખરીદી લીધા એનો વધદો પળાયો. રાજાના કોઠારમા ચોખા પહોચ્યા ખેડૂતને ચોખાનો આટલો ઊંચો ભાવ મળવાની સ્વપ્ને પણુ આશા ન હતી એ તો ખુશ થતો થતો એને ગામ તરત આવ્યો ગયો

પાડુને લાગ્યુ કે ખેડૂત અહી ન આવ્યો હોત તો મારી ને ગુપ્તાજીની શી સ્થિતિ થાત! કેટલો પ્રામાણિક લાગે છે? જરૂર આ બૌદ્ધ ભિક્ષુના સમાગમનુ જ પરિણામ હોવુ જોઈએ લોઢાને સુવર્ણ બનાવવાની શક્તિ પારસ વિના બીજા કોનામા હોય? પાડુનુ દિલ ઊઠ્યુ એને સાધુના દર્શનની પ્રબળ ઉત્કંઠા થઈ અને ત્યાથી વિહારોમા તપાસ કરતા કરતા એમને જઈ મળ્યો.

કૃતજ્ઞતા પૂર્ણ અંતઃકરણથી એણે બૌદ્ધ ભિક્ષુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા વેપારીનુ ઉસ્તાદ અને સખત હૈયુ પણુ કુસુમ કોમળ મહાત્માના દર્શને કોમળ બન્યુ એ બોલી શક્યો નહી હૃદય ભરાઈ આવ્યુ સાધુએ એને આશ્વાસન આપી સમજાવવા માડ્યો

બૌદ્ધ ભિક્ષુ "શેઠજી, જોયુ, કર્મની રચના કેટલી ગહન છે?"

પાડુ 'મહાનુભાવ, કઈ સમજાતુ નથી"

બૌદ્ધ ભિક્ષુ હમણા તે તમારાથી નહી સમજાય સાધારણ લોક એનો મર્મ નથી સમજી શકતા એ સમજવા તરફ આપની રુચિ થશે અને ઉત્કંઠા વધશે ત્યારે એ આપોઆપ સમજાશે. પણ એટલુ તો ધ્યાનમા રાખજો કે જ્યારે તમે બીજાને દુઃખ દેવા તૈયાર થાઓ ત્યારે તમારે તમારી જાતને પૂછવુ કે આવુ જ દુઃખ કોઈ મને દે તો મને કેવુ લાગે? હુ સહન કરી શકુ? જો તમે ન જ સહન કરી શકો તો પછી તમને બીજાને કષ્ટ પહોચાડવાની વૃત્તિ થાય તો તે તરત જ દબાવી દેવી બીજુ કોઈ આપણી સેવા કરે તે જેમ આપણને ગમે છે તેમ આપણી સેવા પણ બીજાને ગમે એ નક્કી માનવુ અન્યની સેવા કરવાની એક પણ તક હાથથી જવા દેશો નહી આપણે આજે જે

' પ્યારાબાપુ "

સુકૃતના બી વાવીશું તેનું સારું ફળ આપણને જરૂર કાલાન્તરે મળશે એની ખાત્રી રાખજો.

પાંડુ: "મહારાજ, આપની અમૃતવાણી સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. મારું ચારિત્ર્ય ઉત્કૃષ્ટ બને, મન દૃઢ રહે એ માટે હજુ મને કહો. કર્મની ગહનગતિ હું સમજવા ઇચ્છું છું.

બૌદ્ધ ભિક્ષુ: "જો ભાઈ, હું તમને કર્મભેદની ચાવી બતાવું છું. મારી અને તમારી વચમાં એક પડદો પડ્યો છે એ પડદાને માયા કહે છે. એને લીધે તમે મને તમારાથી જુદો અને હું મારાથી તમને જુદા સમજું છું. આ પડદાને લીધે જ માણસને સત્ય દેખાતું નથી અને પાપના કૂપમાં પડે છે. તમારી આંખ આડો આ માયાનો પડદો પડ્યો છે, એથી તમને અન્ય માનવબંધુઓની સાથે તમારો કેટલો નિકટ સંબંધ છે તે જણાતો નથી, ખરી રીતે તો એક શરીરના જુદા જુદા અવયવોનો એક બીજા સાથે જેવો ગાઢો સંબધ છે તેવો અથવા તેથી પણ વધારે ગાઢો સંબધ માનવ, માનવ વચ્ચે છે. આ હકીકત બહુ થોડા માણસ સમજી શકે છે. આ સત્ય સમજી લઈ એ અનુસાર વર્તવું એ જ માનવજીવનનું કર્તવ્ય છે. એ સત્ય પ્રાપ્ત કરવા નીચેની ત્રણ વસ્તુ દરેક માણસે પોતાના હૃદયમાં રાખવી જોઈએ

(૧) બીજાને દુઃખ દેનાર પોતાને દુઃખી કરનારાં બી રોપે છે.

(૨) બીજાને સુખી કરનાર પોતાના સુખનું બી વાવે છે.

(૩) સમગ્ર માનવજાત એ એક જ છે. ભિન્નપણાનો વિચાર તો ભ્રમણા માત્ર છે. આ ત્રણે બાબતનો વિચાર કર્યા કરો, એની ઉપાસના કરો, સંત સમાગમ કરો. તમને સત્યદર્શન જરૂર થશે."

પાંડુ: "મહારાજ, આપના શબ્દોની મને બહુ ઊંડી અસર થઈ છે. આપનાં વચનો તો માત્ર આપના જીવનનું પ્રતિબિંબ છે. બનારસ આવતાં મેં ફક્ત આપને કલાક મારી ગાડીમાં બેસાડ્યા હતા. મને એમાં પૈસાનું ખર્ચ થયું ન હતું, છતાં એનો કેટલો મહાન બદલો! પ્રભો! આપનો મારા ઉપર મહાન ઉપકાર છે. આપે જ ખેડૂતને સોના મહોરો આપવા મારી પાસે મોકલ્યો. એ જો મને ન મળી હોત તો અહીંનો મારો સોદો થાત નહીં. આપ કેટલા દીર્ઘદૃષ્ટિ છો! બિચારા ખેડૂતને મદદ કરી આપે એને જલદી બનારસ ભેગો કર્યો તેથી મારા મિત્ર ગુપ્તાનું પણ કામ થયું. એની આબરુ બચી. મહાદત્તનું પણ રક્ષણ થયું. નહિ તો કોણ જાણે બિચારાની શી દશા થાત! મહારાજ! જે રીતે આપ સત્યનાં દર્શન કરો છો તે જ રીતે માનવમાત્ર કરે તો જગત કેટલું સુખી થાય! અસંખ્ય પાપો થતાં અટકે અને પુણ્ય પ્રણાલી ચાલુ થાય! આપના જેવા સંતોનો સત્સંગ અને સેવા કરી શકું એ જ માત્ર ઇચ્છા હવે રહી છે. મારા ધનમાંથી કૌશામ્બીમાં બૌદ્ધ ભિક્ષુઓ માટે વિહારો બનશે આપ જેવા પવિત્ર મહાત્માઓનો ત્યાં સત્સંગ મળવાથી લોકો જરૂર સન્માર્ગે વળશે."

સંત તુલસીદાસજીએ સાચું જ ગાયું છે:

બિદ્દ સતસંગ બિવેક ન હોઈ,
રામકૃપા બિનુ સુલભ ન સોઈ।
સતસંગતિ મુદ મંગલ મૂલા,
સોઈ ફલ સિધિ સબ સાધન ફૂલા॥

"પ્યારાબાપુ"

# બે પ્રકારની સાધના

શ્રી કાકા કાલેલકર

જો કોઈને ચિત્ર દોરવુ હોય તો એને સારુ કાગળ, રગ તેમ જ પીછી જોઈએ આ સઘળા ચિત્રકળાના સાધન થયા પરતુ ચિત્રની કલ્પના મનમા ઘડીને આગળીઓ વડે કાગળ ઉપર ઉતારવાની કળા સિદ્ધ કરવી એ થઈ સાધના કોઈને જોઈને એની હૂબહૂ છબી ખેચવી એ સાધનાનુ અગ છે કમેરા દ્વારા ફોટો ખેચવો એ યાન્ત્રિક સાધનનુ માહાત્મ્ય છે ગ્રામોફોન અને એની રેકર્ડ ખરીદીને કોઈ ઉત્તમ સગીત સાભળવા કે સભળાવવા માટે ફક્ત પૈસાનુ જ સાધન જોઈએ. એ જ સગીત પોતાના કઠમાથી કાઢવા માટે વરસોની સાધના જોઇએ સાધન બાહ્ય વસ્તુ છે, સાધના આતરિક શક્તિ છે

કોઈ પણ વિષયના પુસ્તકો ખરીદીને એક સારુ પુસ્તકાલય બનાવવું એ સાધન સમૃદ્ધિનો વિષય છે એ પુસ્તકાલયનો લાભ ઉઠાવીને-એ વિષયમા નિષ્ણાત અથવા વિજ્ઞ બનવુ, એ જ્ઞાનની સાધના થઈ હાથમા કલમ લઈને નિર્દોષ વર્તુળ દોરવા માટે સાધનાની જરૂર છે કપાસ લઈને વર્તુળ દોરવા માટે મોટી સાધનાની જરૂર પડતી નથી. કપાસનુ સાધન મળી ગયુ એટલે બસ

આવા કારીગર સાધન તૈયાર કરવા માટે યત્રબુદ્ધિની સાધનાની જરૂર તો છે જ, પરતુ એક વાર સાધન પ્રાપ્ત થયુ એટલે તે સાધનાની જરૂર ઓછી રહે છે

સાધન વધવાથી ઉદ્યોગ વધે છે સાધના વધવાથી કળા ખીલે છે માત્ર નાડી જોઈને જ માણસના રોગની પૂરેપૂરી ચિકિત્સા કરવી એ એક સાધના હતી. હવે એની જગ્યાએ થરમોમીટર, સ્ટેથસ્કોપ, એક્સ રે, વગેરે અનેક સાધન તૈયાર થયા છે હવે જૂની સાધના ગૌણ બની ગઈ છે—નાશ પણ પામી છે

પહેલા લોકો ચિત્તશુદ્ધિ કરીને, ચિત્તશક્તિ વધારીને યોગવિદ્યા દ્વારા સાધના કરતા હતા આજ કાલના લોકો યોગ વિદ્યા નહી પરતુ પ્રયોગ વિદ્યા દ્વારા જ્ઞાનની ઉપાસના કરે છે, અને સૂક્ષ્મ—અતિસૂક્ષ્મ અદ્ભુત સાધન પેદા કરે છે

સાધનાની એ મહત્વાકાક્ષા હોય છે કે ઓછામા ઓછા સાધનો વડે કામ કરી શકાય તો સારુ સાધન—પરાયણ લોકો કહે છે કે, એક વાર સાધના કરીને અમે એવા સાધનો તૈયાર કરીશુ કે પછી બીજા લોકોને સાધના કરવાની કોઈ માથાકૂટ ન રહે ગઈ કાલ સુધી તો ફોટો ખેચવાવાળા લોકો પ્રકાશનો મનથી અદાજ કાઢતા હતા. હવે પ્રકાશ—માપક યત્ર તૈયાર થઈ ગયુ છે એને જોઈને ફોટો ખેચવાવાળો પ્રકાશનો નિર્ણય કરી શકે છે કે કમેરાની આખ ક્ષણના કેટલામા ભાગ સુધી ખુલ્લી રાખવી જોઈએ હવે પ્રકાશનો બરાબર અદાજ કાઢવા માટેની ખૂબી લોકોમા નથી રહી

સાધના આતરિક શક્તિ છે તે માણસની સાથે રહે છે કોઈ એને છીનવી શકતુ નથી એ આપણો પોતાનો પુરુષાર્થ છે સાધના દ્વારા માણસ પોતાની આતરિક શક્તિને વધારે છે, જેથી એનુ જીવન સમૃદ્ધ બને છે અને જીવન—સમૃદ્ધિ તો ધન-સમૃદ્ધિથી, સાધન—સમૃદ્ધિથી કેટલીયે શ્રેષ્ઠ છે

'પ્યારાબાપુ"

આજકાલ સાધના શબ્દનો ઉપયોગ ઘણું કરીને ધાર્મિક અથવા આધ્યાત્મિક સાધના માટે જ થાય છે. પરંતુ આ શબ્દ અસલ અર્થમાં ખૂબ વ્યાપક છે.

સાધના જ્ઞાનની હોઈ શકે, શક્તિની હોઈ શકે. ધનની પણ હોઈ શકે. અભિરુચિ, સંસ્કારિતા, પ્રેમ, ત્યાગ બલિદાન—વગેરે સૌની સાધના હોઈ શકે. જે ચીજનું ધ્યાન કરીને આપણે તે ઉપર આપણું ચિત્ત લગાડીએ છીએ, ઇંદ્રિયોને ઉપયોગમાં લઈએ છીએ, એ ચીજની આપણી સાધના વધવા માંડે છે.

ચિત્તવૃત્તિને બીજી બધી જગાએથી ખેંચી લઈને કોઈ એક વસ્તુ ઉપર લગાડવાથી એ વસ્તુનું આખું રહસ્ય આપણી સામે પ્રગટ થાય છે. જ્યારે સૂક્ષ્મદર્શક કાચને આપણે તડકામાં રાખીએ છીએ, ત્યારે એની ઉપર પડતાં સર્વ કિરણો મળીને નીચે એક જગ્યા ઉપર કેન્દ્રિત થાય છે અને એનો તાપ એટલો બધો વધી જાય છે કે ત્યાં હાથ રાખવાથી તે બળી ઊઠે છે. જો ત્યાં રૂ કે દારૂ રાખીએ તો એ ચીજ તરત સળગી ઊઠે છે. કેન્દ્રિકરણશક્તિનો આ પ્રભાવ છે.

વિજ્ઞાનનો સંશોધક જ્યારે પ્રયોગ કરવા લાગે છે ત્યારે તે પોતાની સઘળી ચિત્તશક્તિ અથવા નિરીક્ષણ—શક્તિ, પરીક્ષણ—શક્તિ, કલ્પના—શક્તિ, અનુમાન—શક્તિ અને ઘટના—શક્તિ એવી તો કેન્દ્રિત કરે છે કે જે વસ્તુ પર એ પોતાનું ચિત્ત લગાડે છે તે પોતાનું બધું રહસ્ય એકદમ ખુલ્લું કરી મૂકે છે. (એમાં પણ મોટો ફરક છે. પ્રયોગ-પદ્ધતિ એવા પ્રકારની છે કે જે પ્રકારે પોલીસના માણસો કોઈ ગુનેગારને તંગ કરીને બધો ભેદ એના મોઢેથી કબૂલ કરાવે છે. યોગ-પદ્ધતિમાં પણ ચિત્તની એકાગ્રતાની જ જરૂર છે. પરંતુ તે એવી છે કે જેમ કોઈ માતા વહાલથી પોતાના બાળકના દિલમાં પ્રવેશીને એનાં સુખદુઃખની બધી વાત એના મોઢેથી જાણી લે છે.)

કેન્દ્રિકરણમાં ચિત્તની બધી શક્તિઓ અહીંતહીંથી પાછી ખેંચાઈને કોઈ એક બિંદુ પર કે અગ્ર પર એકઠી કરી શકાય છે—એકાગ્ર કરાય છે.

જ્યારે કોઈ મોટા શહેરમાં સૌથી મોટા રસ્તા પર કોઈ સાયકલવાળો ચાલ્યો જાય છે, ત્યારે એને એકી સાથે કેટલી ક્રિયાઓ કરવી પડે છે! સાયકલનાં શીંગડાં પકડી રહીને એ પોતાનો બધો જીવ બે મુઠ્ઠીમાં લાવી દે છે અને પગને તળિયે જે પેડલ હોય છે એની સાથે પણ એકરૂપ થઈ જાય છે. એ ઉપરાંત એક બાજુથી ટ્રામ આવી રહી છે, બીજી બાજુથી મોટર. એક ડોસી રસ્તાની પેલી બાજુએ જવાની કોશિશ કરે છે. એક ફેરીવાળો કાચનાં વાસણનો મોટો ટોપલો માથા પર લઈ જઈ રહ્યો છે. સાયકલવાળાને એક જ ક્ષણમાં, એક જ મનની મદદથી, આખું પૂરું માપ લઈને એ પોતાના હાથપગને હુકમ આપે છે અને સહીસલામત નીકળી જાય છે. જો એનામાં એકીસાથે બધી દિશામાં બધી જાતનાં કામ વિચારવા—કરવાની વિકીરણશક્તિ ન હોત તો બીજી જ ક્ષણે રસ્તા ઉપર કાંઈક અકસ્માત જેવું થઈ જાત અને બિચારાનું નામ છાપામાં આવી જાત!

રાષ્ટ્રનું નાવ ચલાવનારા રાષ્ટ્રના કર્ણધારોને પણ આ બંને શક્તિઓનો—કેન્દ્રિકરણશક્તિનો અને વિકેન્દ્રીકરણ શક્તિનો ઉપયોગ એકી સાથે કરવો પડે છે. સંતોની જીવનસાધનામાં પણ આ જ શક્તિ જોવા મળે છે. મોક્ષનો રસ્તો પણ આવો જ છે. [અનુસંધાન પૃ૦ ૧૬૬મે]



[અહિંસક સમાજ માટે વિકેન્દ્રીકરણ અનિવાર્ય છે એમ બાપુ માનતા હતા નાઝીવાદ ફાસીવાદ સામ્રાજ્યવાદ વગેરે કેન્દ્રીકરણના પ્રતીક છે આપણે સ્વતંત્ર ભારતના નાગરિક તરીકે કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ એટલે શું એ સમજવું આવશ્યક છે નીચેની પૂજ્ય રવિશંકર મહારાજ સાથે થયેલી પ્રશ્નોત્તરી આપણને આ ભેદ સમજવા ઉપયોગી થઈ પડશે ]

પ્રશ્ન — કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ એટલે શું તે દૃષ્ટાંતથી સમજાવશો ?

ઉત્તર — ઘેર ઘેર ઘંટી હોય તો દરેક ઘેર સવારે જોઈતો લોટ તૈયાર થઈ જાય અને તેનું મહેનતાણું બધે વહેંચાઈ જાય, પણ ગામમાં એક હલર ઘંટી હોય તો આખું ગામ ત્યાં દળાવવા જશે, એટલે એ પૈસો ત્યાં એકઠો થયો, એમ તેનું કેન્દ્રીકરણ થયું એ મૂડી એકઠી થવાનું કારણ બન્યું હવે એ મૂડી એક ઠેકાણે કેન્દ્રિત થઈ, પણ જો ઘેર ઘેર ઘંટી હોય, તો એ મૂડી ઘેર ઘેર પહોંચી જાય બીજો દાખલો લઈએ —

ઉકરડો એ કેન્દ્રીકરણ છે જો ખાતર એક ઠેકાણે રહે, તો તેમાથી ગંધ નીકળે અને ચીછી પાકે પણ જો, તેને આખા ખેતરમાં પાથરી દઈએ તો ખાતરનો કણ દેખાય નહિ અને તેમાંથી સોનું પાકે

એમ ધનનો ઢગલો ભેગો થાય, તો તે માણસને બગાડે, અને તેમાથી વેરઝેર નીકળે જો તે લોકોમાં પથરાઈ જાય તો તે બધાને લાભ કરે

ખાદી વિષે પણ એમ જ છે મિલો એ ધનનું કેન્દ્ર છે ખાદીથી રૂપિયા વહેંચાય જાય છે

આમ રેંટિયો ઘેર ઘેર હોય, તો તેની આવક ઝાઝી જણાય નહીં પણ તે કરકસર શીખવે છે બચાવવાની કળા શીખવે છે

બાપના રાજમાં ન સમાય પણ ડોશીના રેંટિયામાં સમાય, એવી જે કહેવત છે, તેનો અર્થ એ છે કે, ખાદીમાં આવડત છે તેનાથી પૈસાની કરકસર કરતા આવડે અને તે રૂપિયો ભેગો કરી શકે પણ જેને પૈસો સાચવતા ન આવડે, તે રૂપિયો પણ સાચવી ન જાણે

સ્વરાજ એટલે વિકેન્દ્રિત રાજ્યસત્તા સાચું સ્વરાજ અથવા લોકરાજ હોય તો સત્તા ગામેગામ અને ઘરેઘર વહેંચાઈ જાય

ગામની સત્તા વહેંચાતા કેટલાક કામ એવા હોય છે કે જે બધાએ મળીને કરવા પડે, તે માટે ગ્રામપંચાયત હોય એવી રીતે જે કામ ઘણી ગ્રામપંચાયતો સમૂહમાં મળીને કરી શકે, તે માટે પ્રાંતપંચાયત હોય આમ બધી સત્તા લોકોમાં વહેંચાઈ જાય, ત્યારે ખરું સ્વરાજ થયું ગણાય

આમ દરેકમાં કેન્દ્રીકરણ છે અને વિકેન્દ્રીકરણ છે જે વહીવટ કેન્દ્રીકરણથી થાય છે ત્યાં સત્તા જુલમ, હિંસા આવશે જ જ્યાં વિકેન્દ્રીકરણ છે, ત્યાં શાંતિ, અહિંસા હોય

"પ્યારા બાપુ"

બે પ્રકારની સાધના... [અનુ૦ પૃષ્ઠ ૧૬૪થી ચાલુ]

મોક્ષ કોઈ સાંકડી બારી નથી, જેમાંથી કૂદીને આપણે કોઈ જેલમાંથી મુક્ત થઈ શકીએ. મોક્ષ તો અજ્ઞાન, મોહ, સંકુચિતતા, વિકૃતિ અને એકાંગિતાથી બચીને વિશાળ વિરાટ જીવનમાં આત્મીયતાપૂર્વક પ્રવેશ કરવાની સાધના છે. ત્યા તો એક મનની તમામ શક્તિઓ કામે લગાડીને જીવનના સર્વોચ્ચ પુરુષાર્થ પર કેન્દ્રિત કરવાની, અને એની સાથે સાથે એ કેન્દ્રિત શક્તિને જીવનમા સૌ પાસાં પર અંગો પર ક્ષેત્રો પર અને સ્તરો પર વિકીર્ણ કરવાની વાત છે. એક પણ દિશા કે અંગ રહી જાય તો સાધના અપૂર્ણ રહેશે અને એની પૂર્તિને માટે ફરીથી જન્મ લેવો પડશે. મોક્ષ અને એકાંગિતા પરસ્પર વિરુદ્ધ વસ્તુઓ છે. જો કોઈ કિલ્લાને સાત દિશાઓથી આપણે ઘેરો લગાવીએ અને એક બાજુને ગફલતથી ખુલ્લી રહેવા દઈએ તો ઘેરો નિષ્ફળ જાય.

જ્ઞાનની ઉપાસના હોય કે મોક્ષની સાધના હોય, સૌ બાજુથી કેન્દ્ર પર આવી જવું અને સાથો સાથ જ એ કેન્દ્રથી સૌ દિશાઓમા ફેલાઈ જવું—એનું નામ સફળ સાધના (મંગલ-પ્રભાત)

*  *  *  *  *

મધુપુર ગામના મુખી રામદાસ બહુ ભલા માણસ હતા. જ્યારે તે ઘરડા થયા ત્યારે તેમણે ગામના લોકોને કહ્યુ કે તમે હવે બીજા કોઈ જુવાન માણસને મુખી બનાવો. હુ ઘરડો થયો હોવાથી હવે મારાથી કામ થતું નથી.

ગામના લોકોએ કહ્યુ : "તમે જ કોઈ સારો માણસ પસંદ કરી આપો."

રામદાસે ચાર જુવાન માણસોને પસંદ કરીને બોલાવ્યા. તેમની સાથે વાતો કરી પછી તેમને કહ્યુ કે આજે સાંજે તમે તળાવની પાળ જોવા જજો. એક જગાએથી પાણી નીકળે છે અને રસ્તામાં કાદવ થયો છે એમ મેં સાંભળ્યુ છે. તમે જોઈ આવશો પછી શુ કરવું તેનો આપણે સૌ વિચાર કરીશું.

પેલા ચારે જણ સાંજના તળાવની પાળ જોવા નીકળ્યા. સામી બાજુએ પહોંચ્યા ત્યારે તેમણે જોયું કે, એક ગાડું કાદવમા કળી ગયું છે, અને ગાડાવાળો ઘણી મહેનત કરે છે છતાં ગાડું ત્યાંથી ખસતું નથી.

તે ચારમાંથી ત્રણ જણા તો આગળ ચાલતા થયા. તેમણે કહ્યુ કે, એવા કાદવમાં કપડા બગાડવા કોણ આવે ? કોઈ મજૂર બજૂર આ તરફ થઈને જાય તેને બોલાવજે.

પણ ચોથો મનોહર તરત કાછડો વાળી અને બાંયો ચડાવી કાદવમાં પેઠો અને ગાડાના પૈડાને ધકેલવા લાગ્યો. થોડી વારમાં ગાડું કાદવમાંથી બહાર નીકળી ગયું.

બધી ધમાલ પરવાર્યા બાદ મનોહરની નજર ગાડાવાળાની નજર સામે ભેગી થઈ તો તે મુખી રામદાસ પોતે જ હતા. તેમણે ખેડૂત જેવાં કપડાં પહેરેલાં હતાં. તે હસતા હસતા બોલ્યા, ગામના સૌને મદદ કરવા તૈયાર થનાર તારા જેવો જુવાન જ ગામનો મુખી થવાને લાયક છે. પોતાનાં કપડાં બગડવાની બીકે ગાડાના બળદને તથા ગાડાવાળાને મદદ કરે નહીં, તેને ગામનો મુખી શી રીતે બનાવાય ?

બીજે દિવસે મધુપુર ગામને નવો મુખી મળી ગયો —ગોપાલદાસ પટેલ (લોકજીવન)



મિત્રતા :

# બાળકોના બાપુ

★

શ્રી મુકુલભાઈ

આપણને ઘણું કરીને એકલા રહેવું ગમતું જ નથી. કોઈ વાત કરનાર અથવા સાંભળનાર હોય તો કેવું સારું, આપણને કોઈ મિત્ર હોય તો કેવું સારું એમ હમેશ થયા કરે છે. પણ ઘણી વાર એવું બને છે કે જે આપણો મિત્ર હોય તે જ કોઈ અઘટિત પ્રસંગ બનવાથી અકારો થઈ પડે છે કોઈ કોઈ વાર એકબીજા તરફ જોવાનુયે મન થતું નથી. આમ મૈત્રીને બદલે કટુતા કે શત્રુતા આપણામા પ્રવેશે છે

મને અહીં એક નાની વાર્તા યાદ આવે છે. બે મિત્રો હતા. એકને બીજા વિના ચાલે જ નહીં. પણ એક દિવસ બંને વચ્ચે કોઈ કારણસર અણબનાવ થયો. પછી તો તેઓ એકબીજા સાથે બોલે પણ નહીં, અરે સામું પણ ન જુએ. અંદર અંદર એકબીજાને ધીક્કારવા લાગ્યા.

એક દિવસે એવું બન્યું કે બંને જણ એક જ દિવસે મુસાફરીએ નીકળ્યા. વહાણમાં બેસીને સામે પાર જવાનું હતું. એક જ વહાણમા બંનેને બેસવાનું થયું. બંને જણ એકબીજાથી દૂર વહાણને છેડે બેઠા. એવામા એકાએક તોફાન જાગ્યું. નદીનાં પાણી ઊછળવા લાગ્યા. હોડી ડુબુંડુબું થઈ રહી એક મિત્ર પેલા હોડીવાળાને પૂછવા લાગ્યો : "ભાઈ, હોડીનો કયો ભાગ વધારે ભયવાળો છે?"

હોડીવાળાએ કહ્યું : "સામેનો છેડો ભયમા છે ખરો."

એ સાંભળીને પેલાને હાશ વળી, કારણ કે એ છેડે જેને ધીક્કારતો હતો એ મિત્ર બેઠો હતો! આમ મિત્રતા કોઈ વાર કેટલી હદ સુધી કટુતા ઉત્પન્ન કરે છે!

તેથી જ દુનિયાના મહાપુરુષોએ વ્યક્તિગત મિત્રતાને દુઃખરૂપ ગણી છે અને ત્યાજ્ય માની છે.

બાપુજીને પણ નાનપણમા મિત્રતાનો કડવો અનુભવ થયો હતો. એક મિત્રની સાથે એમને ભાઈબંધી થઈ. બાપુજીનાં માતુશ્રી, એમના મોટાભાઈ તેમ જ કસ્તુરબાને આ ગમતું ન હતુ. માતુશ્રી કોઈ કોઈ વાર કહે : 'દીકરા, આવા છોકરા સાથે હરવું ફરવું સારું નથી હા."

પણ ગાંધીજી જવાબ આપતા· "તમે બધાં નકામાં ચિંતા કરો છો. તેના દોષ જે તમે ગણાવો છો તે હું જાણુ છુ તેના ગુણ તો તમે ન જ જાણો. મને તે આડે માર્ગે નહી લઈ જાય, કેમ કે મારો તેની સાથેનો સંબંધ કેવળ તેને સુધારવાને ખાતર છે. તે જો સુધરે તો બહુ સરસ માણસ નીવડે એમ મારી ખાતરી છે તમે મારા વિષે નિર્ભય રહો."

પણ એ મિત્રને સુધારવાનુ તો બાજુએ રહ્યું પણ બાપુજી જ એની સગથી ખોટે માર્ગે વળ્યા.

તેથી બાપુએ કહ્યુ છે· "સુધારો કરવા સારુ પણ માણસે ઊંડા પાણીમાં ઊતરવું નહી જોઈએ જેને સુધારવા છે તેની સાથે મિત્રતા હોય નહી. મિત્રતામાં અદ્વૈતભાવના હોય. એવી મિત્રતા જગતમાં ક્વચિત જ જોવામાં આવે છે. મિત્રતા સરખા ગુણવાળા વચ્ચે શોભે ને નભે. મિત્રો એકબીજાની ઉપર અસર પાડ્યા વિના ન જ રહે એટલે મિત્રતામાં સુધારાને અવકાશ બહુ ઓછો હોય છે. મારો અભિપ્રાય એવો છે કે અંગત મિત્રતા અનિષ્ટ છે, કેમ કે મનુષ્ય દોષને ઝટ ગ્રહણ કરે છે. ગુણ ગ્રહણ કરવાને સારુ પ્રયાસની આવશ્યકતા છે. જેને આત્માની, ઈશ્વરની મિત્રતા જોઈએ છે તેણે એકાકી રહેવું ઘટે છે, અથવા આખા જગતની સાથે મૈત્રી કરવી ઘટે છે"

પેલી મિત્રના વિશે બાપુજીએ કહ્યું છે : "હું સુધારવા નીકળેલો પોતે જ અભડાયો ને અભડાયાનું મને ભાન સરખું ન રહ્યું"

એ મિત્રે બાપુને બીજે અવળે રસ્તે પણ લઈ જવા કોશિશ કરેલી પણ "જેને ઈશ્વર ઉગારવા ઇચ્છે તે પડવા ઇચ્છતો છતો પવિત્ર રહી શકે છે." બાપુજી એ રસ્તે જતા બચ્યા.

પણ તોયે ગાંધીજીને મિત્રની મિત્રતા અનિષ્ટ છે એ વાતનુ ભાન ન થયું. વળી આ મિત્રે બાપુજી અને બાના વચ્ચે પણ અંતરાય પાડ્યો અને કંકાસનાં બીજ રોપ્યાં. બાપુ એ વિશે લખતાં કહે છે : "હું પ્રેમી તેવો જ વહેમી પતિ હતો. મારા વહેમમાં વૃદ્ધિ કરનાર આ મિત્રતા હતી, કેમ કે મિત્રની સચ્ચાઈ ઉપર મને અવિશ્વાસ જ નહોતો. આ મિત્રની વાતો માનીને મેં મારી ધર્મપત્નીને કેટલુંક દુઃખ દીધું છે. તે હિંસાને સારું મેં મને કદી માફી નથી આપી."

આમ બાપુજીને પણ આવા ખરાબ મિત્રની સોબતથી કેટલાયે કડવા અનુભવો થયા અને પછી જ બાપુજી જાગ્યા.

બાપુજીએ તેથી બાળકોના પત્રમાં લખ્યું છે તે સત્ય છે કે, "આપણે બધાને મિત્ર ગણીને કાં ન વરતીએ ? ખાસ મિત્રાચારીમાંથી કડવાશ પણ થાય. પણ બધાને મિત્ર ગણીએ તો જીવન નિત્ય રસિક રહે."

# સ્વાવલંબન પ્રતિ

શ્રી ઈન્દુલાલ શાહ

મનુષ્યની અગત્યની જરૂરિયાતોમા સવ પ્રથમ ખોરાક અને પછી કપડા ગણી શકાય પૂ બાપુજી આ બન્ને જરૂરિયાતોને દરેક વ્યક્તિ સ્વય ઉત્પન્ન કરે એવી આશા રાખતા હતા કપડા માટે તો તેમણે રેંટિયાનો પ્રચાર કરી આપણને સ્વાવલબન તરફ વાળવા પ્રયત્ન કર્યો સપૂર્ણ અન્નોપાર્જન એ દૃષ્ટિએ તદ્દન સહેલુ અને સર્વ સુલભ ન ગણી શકાય પરન્તુ તેમા બીજી અનેક રીતે આપણે મદદ કરી શકીએ.

બાળપણથી જ લાડમા ને લાડમા અનેક વાર ખાવુ, ખાતા ખાતા અગાવુ અમુક ચીજ વગર ચલાવી ન લેવુ વિ૦ નાની નાની કુટેવો આપણને પડે છે. સમજણની સાથે સાથે આ ટેવો પણ જવી જોઈએ

"છાડવુ એ પાપ છે ચોખ્ખી થાળી એટલે ચોખ્ખુ દિલ" એ બાપુજીના શબ્દોમા ગૂઢાર્થ રહેલો છે પરાણે પીરસવાની માતાની ટેવ સામે બાળક હુંમેશ ઉહાપો અને નિયમ જ રાખે કે ભૂખ કરતા વધારે ભાણામા લેવુ જ નહી તો ઘણો જ ઓછો બગાડ થાય આપણે એટલુ જ યાદ રાખીએ કે આપણા ઘરમા થતો બગાડ એ બીજી કેટલીક વ્યક્તિઓનુ છીનવી લીધેલુ ભોજન છે આપણા ભરેલા કોઠાર એ બીજા કેટલાકના પેટના ખાડા છે માનવીને માનવી કરતા વધુ પ્યારુ બીજુ કાઈ ન હોઈ શકે તો પછી આપણા દેશમા અનેક જીવો ભૂખ્યા સૂવે તે આપણે કેમ જોઈ શકીએ ?

સ્વાસ્થ્યની દૃષ્ટિએ પણ આપણે વિવિધ વાનગીઓ આપણા જ નાશને અર્થે ખાઈએ છીએ મિષ્ટાન્ન અને ફરસાણ વગર ન જ ચાલે, કે નાસ્તો અનેક પ્રકારનો, તળેલો જ જોઈએ એવા ખ્યાલ આપણામા નાનપણથી જ ભરાઈ ગયા હોય છે આવા વિચારો અને આદતો સમજપૂર્વક દૂર કરીએ અને પૌષ્ટિક અન્ન નિયમસર લઈએ તો તે પેટમા બગાડ ન કરવા ઉપરાત દેશના (અત્યારે તો) અમૂલ્ય અનાજનો પણ બગાડ અટકાવે

ખોરાકના પ્રશ્નની મહત્તા એકાએક આટલી બધી વધી જવાના કારણો જાણી લેવા જોઈએ હિંદના ભાગલા પડ્યા તે પહેલા ઘઉ અને અને ચોખા, જેની અત્યારે અછત જણાય છે, તે ધાન્યો અત્યારના પાકિસ્તાનના પ્રદેશમા પકતા હતા સમસ્ત હિંદના આશરે ૨૫ ચોખા અને ૪૦ ઘઉં પાકિસ્તાનનો પ્રદેશ પૂરા પાડતો હતો ભાગલા પડવાથી વસ્તીના પ્રમાણમા સરખામણી કરીએ તો ફક્ત ૧૭ વસ્તી જ પાકિસ્તાનમા રહી છે તે ઉપરાત પહેલા પણ ૧૫ લાખ ટન અનાજ તો પરદેશથી જ આવતું હતુ

અનાજનો દુર્વ્યય ન કરવા ઉપરાત આપણા ભોજનમા લીલા શાકભાજીનુ પ્રમાણ વધારીને પણ આપણે ખેરાકના આંદોલનમા મદદ કરી શકીએ બાળકોને તો બાગકામ માટે ખૂબ જ હોશ હોય છે અભ્યાસના સમય ઉપરાત તેમને ઘણો વખત મળે છે જ્યારે તેઓ પોતાના નાના બાગમા કે સ્કૂલના કમ્પાઉન્ડમા શાકભાજી ઉત્પન્ન કરે. હાથે ઉછરેલા એ છોડના શાક ખાતા બાળકની હોશ અનેક ગણી વધી જશે એ પોતાની ફરજ અદા કર્યાના સતોષ સાથે સાથે કાઈક વનસ્પતિ-

"પ્યારા બાપુ"

શાસ્ત્રમા પણ રસ કેળવશે. આવું શિક્ષણ એને આખીય જિંદગી કામ લાગશે. મુખ્યત્વે તો શાકભાજી કાંઈક અંશે પૂરક અન્નનું સ્થાન લઈ શકે.

જેમ દરેક સ્કૂલમાં ચરખાને અપનાવ્યો છે તેવી જ રીતે શરીરશ્રમ કરાવતી આ પ્રવૃત્તિ માટે પણ બાળકોને તૈયાર કરવામાં આવે તો બાળકોનો સમય આનંદમાં જશે. અને તેમનામાં સ્વદેશ પ્રેમની એટલી ઊંડી છાપ રહેશે કે જે પ્રેમ પક્ષાપક્ષીમા ઘસડાઈ ન જતાં દેશને કાંઈક સક્રીય ફાળો આપવા પ્રેરશે.

રે ટિયો વસ્ત્રસ્વાવલંબનમાં અનિવાર્ય છે તેવી જ રીતે શાકભાજી – ઉગાડવાની ક્રિયા અન્નસ્વાવલંબન પ્રતિ લઈ જશે.

*

બાળકોના બાપુ .. [અનુ૦ પૃ૪ ૧૬૦થી ચાલુ]
લાભ ઉઠાવવા માગે તેણે તો સીધા આકાશ નીચે જ સૂવું જોઈએ. આસપાસ ઊંચાં મકાનો કે ઝાડો હોય તો તે વિઘ્ન કરે છે.

બાળકોને અને મોટાને નાટકો અને તેમા થતા દશ્યો બહુ ગમે છે. પણ જે નાટક કુદરતે આપણે સારુ આકાશમાં ગોઠવ્યું છે તેને એકે મનુષ્યકૃત નાટક પહોંચે તેમ નથી. વળી નાટકશાળામા આખ બગડે, ફેફસામા મલિન હવા જાય, ને નીતિ બગડ વાનો પણ ઘણો સભવ આ કુદરતી નાટકમા તો લાભ જ છે આકાશ નિહાળતા આખને શાંતિ થાય છે, આકાશ નિહાળવા બહાર રહેવુ જ જોઈએ, તેથી શુદ્ધ હવા ફેફસાને મળે; આકાશ નિહાળતાં નીતિ બગડ્યાનું આજ લગી સાંભળ્યુ નથી. જેમ જેમ આ ઈશ્વરી ચમત્કારનું ધ્યાન ધરીએ તેમ તેમ આત્માનો વિકાસ જ થાય જેને રોજ મેલા વિચારો, સ્વપ્ના રાત્રિનાં આવતા હોય તે બહાર સૂઈ આકાશદર્શનમા લીન થવાનો પ્રયત્ન કરી જુએ. તેને તુરત નિર્દોષ નિદ્રાનો અનુભવ થશે. આકાશમાં રહેલા ગણો કેમ જાણે ઈશ્વરનુ મૂકસ્તવન કરતા ન હોય, એમ આપણે જ્યારે એ મહાદર્શનમા ઓતપ્રોત થઈએ ત્યારે આપણે સાંભળતા જણાઈએ છીએ. જેને આખ હોય તે આ નિત્યનવો નાચ જુએ. જેને કાન છે તે આ અસખ્ય ગાંધર્વોનું મૂકગાન સાભળે.

"વધારે દુઃખ દઈ શકશે તેનો વિજય નહીં થાય પણ દુઃખ સહન કરી શકશે તેનો વિજય થશે."






# મણકો - ૨ જો - સત્ય

સંકલન કર્તા   શ્રી. ચંદુલાલ અ. પરીખ

મારા અનુભવમાં મેં ઘણીવાર જોયું છે કે આપણે ઇચ્છીએ કંઈ ને થાય કંઈ બીજું જ પણ મેં સાથે સાથે એ પણ અનુભવ્યું છે કે, જ્યાં સત્યની જ સાધના ને ઉપાસના છે ત્યાં આપણી ધારણાઓ પ્રમાણે ભલે પરિણામ ન આવે, તો પણ અણધારેલું આવે તે પરિણામ અકુશલ નથી હોતું ને કેટલીક વેળા ધાર્યા કરતા વધારે સારું હોય છે ફિનિક્સમાં જે અણધાર્યાં પરિણામો આવ્યાં ને ફિનિક્સે જે અણધાર્યું સ્વરૂપ પકડ્યું તે અકુશલ નહોતાં એટલું તો હું નિશ્ચયપૂર્વક કહી શકું છું; વધારે સારાં કહેવાય કે નહિ એ વિષે નિશ્ચયપૂર્વક નથી કહી શકાતું.

તમારી વચ્ચે ને મારી વચ્ચેનો એક ફેરક છે: સંભવ છે કે ઈશ્વર વિષેની મારી શ્રદ્ધા તમારી શ્રદ્ધાના કરતાં વધારે દૃઢ હોય. હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી એમ સૌ હિંદીઓ હિંદને ખાતર પોતાનું જીવન સમર્પણ કરવાને તૈયાર હોય તો તેને કશી આંચ આવવાની નથી આપણા ઋષિ-ઓએ જે કહ્યું છે તેની હું તમને યાદ આપવા માગું છું સત્યમેવ જયતે। નાનૃતમ્॥ એક સત્યનો જ જય છે, અસત્યનો કદી નહિ

સત્ય જેમ સૂર્યની માફક તપાવે છે તેમ પ્રાણનું પણ સિંચન કરે છે સૂર્ય એક ઘડીને સારુ પણ તપતો રહી જાય તો આ સૃષ્ટિ જડવત્ બની જાય, તેમ સત્યરૂપી સૂર્ય પણ એક ક્ષણભર પણ તપતો રહી જાય તો આ જગતનો નાશ થાય. આપણે જગતમાં અસત્ય જોયા કરીએ છીએ એ ખરું પણ એ તો અંદરનો મેલ જેમ બહાર નીકળ્યા કરે છે તેમ છે. કરોડો સ્વભાવે જ સત્યનો ઉપયોગ કરે છે એ વાત કદી ભુલાવી ન જોઈએ

સત્ય એક વિશાળ વૃક્ષ છે તેને જેમ સેવે તેમ તેમાંથી અનેક ફળો નીપજતાં જોવામાં આવે છે તેને અંત જ હોતો નથી. જેમ જેમ તેમાં ઊંડે ઊતરીએ તેમ તેમ તેમાંથી રત્નો મળ્યાં કરે છે, સેવાનાં પ્રસંગો જડ્યા જ કરે છે.

"બાપુ"

સત્યનો અર્થ તપશ્ચર્યા તો છે જ. સત્યનો સાક્ષાત્કાર કરનારા તપસ્વીએ ચોમેર વર્તી રહેલ હિંસામાંથી અહિંસાદેવીને જગતની આગળ પ્રગટાવીને કહ્યું : હિંસા માયા છે, મિથ્યા છે, અહિંસા એ જ સત્ય છે, અહિંસા વિના સત્યનો સાક્ષાત્કાર અસંભવિત છે બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ પણ અહિંસાને અર્થે છે, અહિંસાને સિદ્ધ કરનારા છે અહિંસા સત્યનો પ્રાણ છે. મનુષ્ય તેના વિના પશુ છે આ બધું સત્યાર્થી પોતાની શોધના પ્રવાસમા પહેલો જ જોઈ લેશે અને પછી તેનો શાસ્ત્રાર્થ કરવામા કયાયે મુસીબત નહિ આવે

આ ઈશ્વર જેનો સાક્ષાત્કાર કરવા ઇચ્છીએ છીએ, તે સત્ય છે અથવા કહો કે સત્ય એ જ ઈશ્વર સત્ય એટલે સાચું બોલવું એટલું જ નહિ સત્ય એટલે આ જગતમાં જે હંમેશાં એને રૂપે હતું, છે ને હશે, અને એના સિવાય બીજું કાંઈ જ નથી, જે પોતાની શક્તિ વડે છે, જેને કોઈનો આશ્રય નથી જોઈતો પણ જેને આશ્રયે જે કંઈ છે તે છે સત્ય જ શાશ્વત છે, બાકી બધું ક્ષણિક છે. એને આકૃતિની જરૂર નથી. એ જ શુદ્ધ ચેતન છે, એજ શુદ્ધ આનંદ છે. એને ઈશ્વર કહીએ, કેમ કે એની સત્તા વડે જ બધું ચાલે છે એ અને એનો કાયદો એક જ છે, તેથી કાયદો ચેતનરૂપ છે એ કાયદાને આધારે આખું તંત્ર ચાલે છે.

સામાન્ય રીતે એટલે સત્ય બોલવું એટલું જ આપણે સમજીએ છીએ પણ આપણે વિશાળ અર્થમાં સત્ય શબ્દ યોજ્યો છે. વિચારમાં, વાણીમાં ને આચારમાં સત્ય એ જ સત્ય આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમા બીજું કંઈ જાણવાપણું નથી રહેતું; કેમ કે જ્ઞાન માત્ર તેમાં સમાયેલું છે. તેમાં જે ન સમાય તે સત્ય નથી, જ્ઞાન નથી, પછી તેમાં ખરો આનંદ તો હોય જ કયાંથી ?

---

"આપણે બધાને મિત્ર ગણીને કાં ન વર્તીએ? ખાસ મિત્રાચારીમાંથી કડવાશ પણ થાય. પણ બધાને મિત્ર ગણીએ તો જીવન નિત્ય રસિક રહે." —બાપુ

---

## અનુક્રમણિકા ........................ ૩૦ જુલાઈ ૧૯૫૦


| | પૃ | | પૃ |
|---|---|---|---|
| ૧ અચળ શ્રદ્ધા ... ... ગાંધીજી | ૧૪૫ | ૮ બાપુના પત્રો ... ગાંધીજી | ૧૫૭ |
| ૨ શાંતિનિકેતનનાં ભજનો ... દે. વા. | ૧૪૬ | ૯ બે પ્રકારની સાધના ... કાકા કાલેલકર | ૧૬૩ |
| ૩ સત્ય એ જ મોમિયો રા. ના. પાઠક | ૧૪૭ | ૧૦ સર્વોદય વાણી... રવિશંકર મહારાજ | ૧૬૫ |
| ૪ પ્રેમ – હિંડોળો... ગુરુદયાલ મલ્લિક | ૧૪૮ | ૧૧ બાળકોના બાપુ ... ... મુકુલભાઈ | ૧૬૭ |
| ૫ યુવાનોના મહેરઅલી ... મુકુલભાઈ | ૧૪૯ | ૧૨ સ્વાવલંબન પ્રતિ છન્દુલાલ શાહ | ૧૬૯ |
| ૬ ગુરુ–ગાંધી ... ગુરુદયાલ મલ્લિક | ૧૫૧ | ૧૩ ગાંધી માળા ... ચંદુલાલ બ. પટેલ | ૧૭૧ |
| ૭ સત્સંગ એ પારસમણિ છે ... ના. પ્રેમી | ૧૫૩ | ૧૪ આ માસની છબી ... સત્યેન બીરી .. | |

# ગ્રંથાવલોકન

**પ્રૌઢશિક્ષણ**

લે૦ વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
નરમદ જગન્નાથ સામક્ર

પ્ર૦ નવજીવન કાર્યાલય અમદાવાદ        કિં ૦-૧૪-૦ પૃ૦ ૮૪

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલીનું આ પુસ્તક પ્રૌઢશિક્ષણના ક્ષેત્રમાં કામ કરનારા સેવકોને માર્ગદર્શક અને મદદરૂપ થાય એવું છે ઈ સ ૧૯૪૭થી આપણી સરકારે પ્રૌઢશિક્ષણનું કાર્ય ફરીને શરૂ કર્યું છે પ્રૌઢ શિક્ષણ એટલે માત્ર અક્ષરજ્ઞાન જ નહીં એ મત સર્વવિદિત છે તોયે આજે એ ઉચ્ચાભિનય જોઈએ એટલો અમલમાં મુકાયો નથી અથવા સર્વાશે મૂકવા સારુ દક્ષ સેવકોની વધારે જરૂર છે એ વાત પ્રૌઢશિક્ષણના ક્ષેત્રમાં કામ કરવા મથતા સેવકો જાણે છે એ માટે માર્ગદર્શનની ખૂબ આવશ્યકતા હતી અને હિંદ સિવાય અન્ય દેશોમાં એ ક્ષેત્રમાં કેટલી પ્રગતિ કરવામાં આવી છે એનો તુલનાત્મક અભ્યાસની પણ અત્યંત જરૂર જણાતી હતી આ બન્ને જરૂરિયાતોને યથાશક્તિ સહાયરૂપ થઈ પડે એવું આ પુસ્તક શ્રી વિઠ્ઠલદાસભાઈ તેમ જ શ્રી સોમણજીએ ચીવટ તથા ઝીણી અને સર્વગ્રાહી દૃષ્ટિ પોતાની સમક્ષ રાખીને આ ક્ષેત્રમાં કાર્ય કરનારા પ્રૌઢ સેવકોની જરૂરી મદદ લઈને તૈયાર કર્યું છે એ ખરેખર આપણે માટે આશીર્વાદરૂપ જ છે, અને એ વાત તો પ્રૌઢશિક્ષણમાં કાર્ય કરનારા તેમ જ એમાં રસ ધરાવનાર ભાઈબહેનો પ્રૌઢશિક્ષણની સંહિતારૂપ આ પુસ્તક વાંચશે ત્યારે સહજ સમજાશે એવી છે

રાષ્ટ્રીય કેળવણીના નવતંત્રમાં પ્રૌઢશિક્ષણ અથવા લોકશિક્ષણનું કાર્ય અગત્યનું છે એ દિશા તરફ આપણો સુશિક્ષિત સમાજ હજી ઉદાસીન જ છે આઝાદી તો આપણને મળી છે પણ હજી એને ગૌરવશીલ કરવા સારુ નિરક્ષરતા નિવારણ એ અગત્યનો કાર્યક્રમ છે દુનિયાના મુખ્ય દેશોની સરખામણીમાં હિંદનો નંબર ઘણીખરી બાબતની પેઠે ભણતરમાં પણ પછાત જ છે આ આપણને શરમાવે એવી હકીકત છે, અને એને દૂર કરવી જ રહી એ શુભ હેતુને પાર પાડવા આ અભ્યાસપૂર્ણ પુસ્તક અવશ્ય સહાયરૂપ થઈ પડે એવું છે

આ પુસ્તકનું ખરું મહત્ત્વ તો એ છે કે આ પુસ્તક માત્ર પ્રૌઢશિક્ષણની તાત્ત્વિક ચર્ચા કરી પૂર્ણ થતું નથી પરંતુ કાર્યક્ષમ (Practical) માર્ગદર્શન પણ કરે છે એ જ એની વિશિષ્ટતા છે એમાં જુદા જુદા કક્ષાના પ્રૌઢો માટેના અભ્યાસક્રમો, વર્ગસંચાલન વગેરે વિશે યોગ્ય માહિતી પૂરી પાડવામાં આવી છે અને અંતમાં નવ પરિશિષ્ટોમાં કેટલાક અગત્યના મુદ્દાઓની સ્પષ્ટ સમજણ આપી છે

આ પુસ્તક દરેક સુશિક્ષિત વ્યક્તિએ વાંચવું જોઈએ અને પોતાના શિક્ષણનો લાભ આપણાં નિરક્ષર ભાઈબહેનોને કઈ રીતે આપી શકાય એનો ખ્યાલ મેળવી એ ક્ષેત્રમાં યોગ્ય ફાળો તેઓ આપશે એમાં જ આવતિ–ઉપયોગી પુસ્તકની સાર્થકતા રહેલી છે — મુ૦ મ૦

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારસરણીનો સમન્વય કરી અને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીનાં અમૂલ્ય અપ્રગટ પત્રો, કથાઓ, ચિત્રો તેમ જ આપણાં રોજિંદાં જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

વ્યવસ્થા :—

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું. ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મનીઑર્ડરથી મોકલવું.

પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે. લવાજમ મ. ઑ.થી મોકલતાં મ. ઑ.ની કૂપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:—

(૧) શ્રીમતી તારાલક્ષ્મી ત્રિવેદી, આનંદ તરંગ પર્ણકુટી, વડોદરા

(૨) ઇન્દ્રધનુ, નિશાન રોડ, અમદાવાદ

(૩) શ્રી ચીમનલાલ તમાકુવાલા, વસી તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી, ભાગોળ, સુરત

(૪) શ્રી મનસુખલાલ જાદવજી ગાંધી, ૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ

(૫) શ્રી ગીરધરલાલ દામોદરદાસ લિમિટેડ, રીડરોડ, પોલીસચોકીની સામે, અમદાવાદ

(૬) શ્રી રામકૃષ્ણ જાજુજી, તિલક ચોક, સોલાપુર

(૭) એન. એમ. ત્રિપાઠી લિ૦ ૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૮) શ્રી વ્યવસ્થાપક, ખાદી ભંડાર, આણંદ,

(૯) શ્રી આર. આર. શેઠની કું૦ કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૧૦) શ્રી ઓધવજી શીવજી લોધી, ૨૩૩-૩૫, ભાત બજાર, મુંબઈ ૯

(૧૧) શ્રી ટેલી ફ્લ્યુટ રેડિયો એજન્સી, 'રૂપી મેન્શન' સ્ટોર લેઇન પારસી બજાર, મુંબઈ ૧.

(૧૨) શ્રી રમણીકલાલ મેઘાણી, ૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમાં "પ્યારા બાપુ"નું લવાજમ નીચેનાં સ્થળોએ ભરી શકાશે.

(૧) શ્રી પ્રભુદાસ જ. વજરીઆ, પો. બો. નં. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની

(૨) શ્રી રતીલાલ પાલા, લોરેન્સો માર્કવીસ, પો. બો. નં. ૧૨૮૭, [પો. ઈ. આ.]

(૩) શ્રી અમૃતલાલ વોરા, પો. બો. નં. ૧૯૦, કમ્પાલા [યુગાન્ડા

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, ૪૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ ૨૪
પ્રકાશક અને મુદ્રક, પીરેન ગાંધી "પ્યારાબાપુ" મુદ્રણાલય, ૪૫, નહેરુ રોડ, વિલેપારલે

# આરાધામ્

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૩ | ૩૦ ઑગસ્ટ–૧૯૫૦ | અંક ૭

## ગુરુદેવનો સહધર્મચારિણીને પત્ર

નીતૂ અને એનું કુટુંબ બીજાના રોગ, દુઃખ કે શોક સહન કરી શકતા નથી એ એમનો સ્વભાવ પડ્યો એથી તું દુઃખી થઈશ કરીશ! સંસારનું એક માત્ર બંધન એકનો એક છોકરો એ પણ ગયો તો પણ જે રીતે એ જમીન જાયદાદ અને વેપાર રોજગારમાં વ્યસ્ત રહે છે તે જોઈ બધાને આશ્ચર્ય અને ઘૃણા ઊપજે છે પણ હું તો માનવ ચરિત્રની વિચિત્રતા પર વિચાર કરી શાંતભાવે જોવા પ્રયત્ન કરું છું કોઈ કોઈ વખતે ઘૃણા થઈ આવે છે પણ એને દૂર કરવા ઇચ્છું છું આપણી 'બહાર' કોણ કઈ રીતે વર્તે છે એને નિર્લિપ્તભાવે સુદૂરભાવે જોવા પ્રયત્ન કરવો જોઈએ આપણા શોકદુઃખ, વિરાગ અનુરાગ, સારુનરસુ, ભૂખતરસ, સંસારના કાજકર્મ બધું યે આપણી 'બહાર' છે આપણું યથાર્થ 'હું' માં નથી. આ બહારની વસ્તુઓને 'બહાર'ની છે એમ જ્યારે જોઈ શકાય, જ્યારે અનુભવી શકાય ત્યારે જ આપણી સાધના પૂર્ણ થઈ ગણાય. સાધના ખૂબ કઠણ છે પણ એને જ હરેક સમયે મનમાં રાખવી ઘટે જ્યારે કોઈને ખરાબ લાગે જ્યારે કંઈ બનાવથી આપણા મનને આઘાત લાગે ત્યારે આપણે આપણી જાતને આપણા અમરત્વનું સ્મરણ કરાવવું ઘટે એક દિવસ રાત્રે અગાશીમાં સૂતો હતો ત્યાં પગે વીંછી ડંખ્યો ખૂબ વેદના થવા લાગી ત્યારે એ વેદના 'મારા' બહારની વસ્તુ છે એમ માની એનો અનુભવ કરવા પ્રયત્ન કર્યો ડાક્તર જે રીતે રોગીની વેદના જુએ, એ જ રીતે હું મારા પગની વેદના જોવા લાગ્યો પરિણામ આશ્ચર્યકારક આખું શરીરે વેદના થતી રહી, પણ એની મારા મન પર એટલી ઓછી અસર રહી કે જેથી એ વેદના હોવા છતાં હું ઊંઘી શક્યો આ અનુભવ પછી મને મુક્તિનો એક નવો માર્ગ સાંપડ્યો હવે હું સુખદુઃખ મારા 'બહાર'ની વસ્તુ છે, આ ક્ષણિક પૃથ્વીની વસ્તુ છે એવો ઘણી વખત પ્રત્યક્ષ અનુભવ કરી શકું છું આના જેવો શાંતિ અને સાંત્વનનો કોઈ ઉપાય નથી પગલે પગલે આને મનમાં રાખી મનને અસહિષ્ણુતાથી બચાવવા પ્રયત્ન કરવો જોઈએ વચ્ચે વચ્ચે નિષ્ફળતા મળે હતાશ થયે ચાલે નહિ, કારણ એના જેવું નુકસાન બીજું નથી. એ જાણે કોડી ખાતર કોટી ગુમાવવા જેવું છે ગીતામાં છે "જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો, જે હર્ષ, ક્રોધ, અદેખાઈ, ભય, ઉદ્વેગથી મુક્ત છે તે મને પ્રિય છે" (સ્વર જ યાત્રા)





## યુરોપિયન ભક્તોની પ્રાર્થના

૧

[ સુકતુ(સોક્રાતેસ)એ સ્વીકારેલી સ્પાર્ટન લોકોની આ જૂની પ્રાર્થના એના શિષ્ય પૃથુ (પ્લતોન)એ આલ્કીબીઆદેસ ૨–૧૪૩ 'એ'માં ટાંકી છે. દે. વા.]

હે રાજરાજેશ્વર ઝેઉસ્ (દેવસ્), અમે માગિએ કે ન માગિએ તો પણ ભલી વસ્તુ અમને દેજે, અને અમે ભલે માગી હોય તો પણ ભૂંડી વસ્તુથી અમારી રક્ષા કરજે.

૨

[ આ સેઇંટ ફ્રાન્સિસની પ્રાર્થના છે ]

હે નાથ, તારી શાન્તિની સ્થાપનામાં તું મને તારું સાધન બનાવ. જ્યાં વેર છે ત્યાં મને પ્રેમ વાવવા દે; જ્યાં અન્યાય છે ત્યાં ક્ષમા, જ્યાં શંકા છે ત્યાં વિશ્વાસ, જ્યાં નિરાશા છે ત્યાં આશા, જ્યાં અંધકાર છે ત્યાં પ્રકાશ, જ્યાં શોક છે ત્યાં આનન્દ મને વાવવા દે.

હે દિવ્ય ધણી, આટલું તું મને દે કે બીજા મને આશ્વાસન આપે એવી અપેક્ષા રાખવા કરતાં હું જ બીજાને આશ્વાસન દઉં, બીજા મારી વાત સમજે એમ ઇચ્છવા કરતાં હું બીજાની વાત સમજું, બીજા મારા ઉપર પ્રેમ રાખે એમ ઇચ્છવા કરતાં હું બીજા ઉપર પ્રેમ રાખું, કારણ દઈને જ અમે લઈએ છિએ, બીજાને ક્ષમા કરતાં અમને ક્ષમા મળે છે, અને મરીને જ અમે ચિરંજીવી બનિએ છિએ.

# અકસ્માત કે ચમત્કાર?

શ્રી દિલખુશ બ. દીવાનજી

૧૯૩૦નો સમય હતો. દાંડી કૂચના પ્રસંગે ગાંધીજી કરાડીમાં એકાદ મહિનો રહ્યા હતા. કરાડીની ઝૂંપડીમાંથી મીઠાની લડતનું સંચાલન કરતા હતા.

એક સવારે ગાંધીજીની ઝૂંપડી આગળ કેટલાક ગામડાંના બહેનો તથા ભાઈઓ આવ્યાં. સરઘસના સ્વરૂપમાં તેઓ ત્યા આવ્યા. એમાં બહેનો ભજનો ગાતાં ગાતા આવ્યા ભાઈઓ બાપુ માટે ફૂલ ફળ અને નાણું લાવેલા. બાપુ આગળ એ બધી પ્રસાદી ભાઈઓએ મૂકી. જાણે બુદ્ધ ભગવાન આગળ એમના ભક્તો પ્રસાદી આપવા કેમ આવ્યા ન હોય! બાપુજી આ બધું જોઈ રહ્યા હતા. એમના રેંટિયા પર એઓ સૂતર કાતતા હતા. ભાઈઓમાં જે વડીલ જેવા લાગતા હતા તેમને બાપુએ પાસે બોલાવ્યા અને પૂછ્યું :

"આ બધી શી ધાધલ છે?"

પેલા ભાઈ કંઈક ખચકાયા અને પછી બોલ્યા, "અમારા ગામ પાસે એક કૂવો છે. વર્ષો થયાં એમા બિલકુલ પાણી રહ્યું નથી. બહેનો નજીકના ગામમાં જઈ ખપ પૂરતું પાણી લઈ આવતાં. પરંતુ બાપુ! આપના પવિત્ર પગલા આ ગામની ભૂમિ ઉપર પડ્યા કે તરત જ એ કૂવામાં પાણી આવવાં લાગ્યાં. હવે એ કૂવો પાણીથી ભરેલો છે. આપના પુનિત પગલાંના ચમત્કારથી આપના પ્રતિ અમારું અંતર ભક્તિભાવથી નમી પડે છે. અમારી આ પ્રસાદી એટલા માટે આપને અર્પણ કરવા આવ્યાં છીએ. અમે તો એમ જ માનીએ છીએ કે આપ રામના અવતાર છો."

આ બધી વીગતો સાંભળી બાપુ ગંભીર થઈ ગયા. પિતા પુત્રના અયોગ્ય વર્તનથી દુઃખી થઈ એ માટે એને મીઠો ઠપકો આપવા માંડે એ રીતે બાપુ ગંભીરતાથી બોલ્યા

"આ બધી તમારી મૂર્ખતા છે. સમજુ માણસને આ શોભતું નથી. ભગવાન પાસે તમારી જેટલી લાગવગ છે તેટલી જ મારી લાગવગ છે. એથી વિશેષ મારામાં કશું જ નથી."

આટલો મીઠો ઠપકો આપી બાપુ કંઈક હસ્યા અને કૂવાના પેલા દેખીતા ચમત્કારને સમજાવતા ધીમેથી બોલ્યા :

"નિર્જળ કૂવામાં મારા આવ્યા પછી પાણી આવ્યાં પણ હોય. પરંતુ એ તો અકસ્માત છે. પેલા કાગડાની વાત યાદ છે ને! તાડનુ ઝાડ પડું પડું થઈ રહ્યુ હતું એટલામા એક કાગડો તે ઝાડ પર બેઠો. તરત જ તાડ પડી ગયું. આ પ્રસંગે પણ આવું જ બન્યું છે એમ માનવું.



"મારા પ્રતિની તમારા બધાની ભક્તિ હું સમજી શકું છું. પરંતુ આવી ગાંડાઈ ન કરો. આપણી માતૃભૂમિની સેવા કરવામાં એ ભક્તિનો પૂરો સદુપયોગ કરો તો કેવું સારું!"*

"પ્યારાબાપુ"

*શ્રી ધરાણીના અંગ્રેજી પુ 'મહાત્મા અને જનતા' પરથી

# કોની મોટાઈ?

નીલા ગાંધી

એક વાર અયોધ્યા નગરીના અંતઃપુરમાં શ્રીરામના માતુશ્રી કૌશલ્યાજી, અગસ્ત્ય મુનિના માતુશ્રી અને પવનપુત્ર હનુમાનજીનાં માતુશ્રી અંજનીદેવી બેઠાં છે. ત્રણે માતાઓ વાતે ચડ્યાં છે. વાતમાંથી વાત નીકળતાં સૌ પોતપોતાના બાળકોના ગુણગાન ગાવા લાગ્યાં.

કૌશલ્યાજી સૌથી પ્રથમ બોલ્યા, "જુઓ તો ખરાં, મારો રામ તો કેવો જબરો છે! એણે સમુદ્રમા પથ્થર તરતા મૂકીને પુલ બાંધ્યો અને એ પુલ પરથી આખી વાનરસેના લંકા ઉપર ચડાઈ કરવા ગઈ."

એક માતા જ્યારે પોતાના બાળકનાં વખાણ કરે ત્યારે બીજી માતાઓને પણ પોતાના બાળકનાં ગુણગાન ગાવાનો પોરસ ચડે છે.

કૌશલ્યાજીની વાત સાંભળીને અગસ્ત્ય મુનિનાં માતા કહે, "તમારા રામે તો સમુદ્ર ઉપર પથ્થર તરતા રાખ્યા એ તો હવે ઠીક છે, પણ મારો અગસ્ત્ય તો કેવો જબરો કે એણે એક ઘૂંટડે આખા સમુદ્રનું પાન કર્યું."

હવે અંજનીદેવી શેનાં ચૂપ રહે? તેનો પુત્ર કંઈ થોડો જ કોઈનાથી ગાંજ્યો જાય એવો હતો? અંજનીદેવી બોલ્યા, "એ તો બધુ હવે ઠીક. રામે પથ્થર તરતા મૂક્યા અને અગસ્ત્યે સમુદ્રપાન કર્યું પણ ખરી શૂરવીરતા તો મારા હનુમાનની. તેણે એક જ કૂદકે આખો સમુદ્ર પાર કર્યો."

વાત વાદે ચડી એક કહે મારો પુત્ર જબરો તો બીજા કહે મારો. છેવટે એવો નિર્ણય થયો કે ત્રણે પુત્રોને બોલાવીને ન્યાય કરાવવો.

થોડી વારમાં ત્યાં શ્રીરામ, અગસ્ત્ય મુનિ અને હનુમાનજી માતાઓની આજ્ઞાથી ત્યાં આવી પહોંચ્યા.

રામે આશ્ચર્ય પામી પૂછયું, "મા, અમારી તમને શી જરૂર પડી? કહો શી આજ્ઞા છે?"

કૌશલ્યાજીએ બધી વાત કહી સંભળાવી અને ન્યાય કરવા કહ્યું.

રામ તો વિચારમા પડી ગયા. આનો ન્યાય શી રીતે કરવો? તેમણે અગસ્ત્ય મુનિને ન્યાય આપવા વિનંતી કરી. એટલે અગસ્ત્ય મુનિ પણ મૂંઝાઈ ગયા.

છેવટે હનુમાનજીને ન્યાય આપવા આજ્ઞા કરી. પ્રભુની આજ્ઞા અને વડીલની આજ્ઞા શી રીતે ઉથાપી શકાય?

તેઓ તો રામના પરમભક્ત. રામનું રટણ જેના હૃદયમાં દિનરાત ગુંજ્યા કરતું હતું એવા હનુમાનજી બોલ્યા, "સાંભળો, આમા કોઈની મોટાઈ નથી. નથી રામની, નથી અગસ્ત્યની કે નથી મારી મોટાઈ તો છે કેવળ 'રામનામ'ની. પુલ બાંધવા માટે પથ્થર તો બધાએ તરતા મૂકયા પણ બધા જ પથ્થર ડૂબી ગયા. પરંતુ જ્યારે એક પથ્થર ઉપર 'રા' અને બીજા ઉપર 'મ' લખીને જેવા તરતા મૂકયા કે તરત જ તે પથ્થર જોડાઈ જોડાઈને પુલ બંધાઈ ગયો. અગસ્ત્ય મુનિએ જયારે સમુદ્રમાથી પહેલી અંજલિ લીધી ત્યારે તેઓ 'રા' બોલ્યા અને 'મ' કહેતા આખો સમુદ્ર પી ગયા. અને હું 'રા' કહીને જેવો કુદ્યો કે તરત જ 'મ'નો ઉચ્ચાર પૂરો થતાં જ લંકા પહોંચી ગયો. ત્યારે હવે કહો માતાજી, આમાં કોની મોટાઈ? રામની, અગસ્ત્યની, મારી કે પછી મારા પ્યારા રામનામની?

'પ્યારા બાપુ'



# ગાંધીજી અને રવીન્દ્રનાથ

શ્રી રામનારાયણ ઉપાધ્યાય

પ્રકાશ હંમેશા પૂર્વમાંથી આવ્યો છે ભારતમાં ગાંધીજી અને રવીન્દ્રનાથનો ઉદય એ વાતની સાક્ષી પૂરે છે તેમને ભારતીય નભમંડળમાં 'સૂર્ય' અને 'ચંદ્ર' કહીએ તો પણ અત્યુક્તિ ન કહી શકાય એક બાજુએ અજ્ઞાનના ઘોર અંધકારમાં શીતળ સુખદ સુંદર ચંદ્રમની જેમ ઉદય પામી ગુરુદેવે સમસ્ત વિશ્વને જ્ઞાનદર્શન કરાવ્યું છે, તો બીજી બાજુએ અસત્ય અને હિંસાના વાતાવરણમાં પ્રખર પ્રચંડ દેદીપ્યમાન સૂર્યની માફક ઉદય પામી ગાંધીજીએ દુનિયાને સત્ય અને અહિંસાનો માર્ગ બતાવ્યો છે એક શબ્દમાં કહીએ તો ગુરુદેવ 'જ્ઞાનર્ષિ' હતા તો ગાંધીજી 'કર્મયોગી' હતા.

દુનિયાનો એવો કોઈ પણ દેશ નથી જ્યાં ગાંધીજી અને ગુરુદેવનું નામ જાણીતું ન હોય. દુનિયાના ગમે તે દેશમાં જાઓ ત્યાં તમને રવીન્દ્રનાથનું 'સાહિત્ય' અને ગાંધીજીનો 'સંદેશ' મળશે. વિશ્વના મોટા રાષ્ટ્રોમાં હિંદુસ્તાનને 'ગાંધીજી અને રવીન્દ્રનાથનો દેશ' એ નામે ઓળખે છે એક તરફ ગુરુદેવ વિશ્વશાંતિના વિજેતા હતા તો બીજી તરફ ગાંધીજી વિશ્વ આખામાં શાંતિદૂતને નામે વિખ્યાત થયા છે દુનિયા જ્યારે માનવતાને ભૂલીને પાશ્ચાત્ય જડ સભ્યતા પાછળ ભાન ભૂલીને દોડયે જતી હતી ત્યારે ગુરુદેવે માનવ માનવ સાથે પ્રેમ કરવાનો સાંસ્કૃતિક સંદેશ સંભળાવ્યો અને જ્યારે દુનિયાના મોટા મોટા રાજ્યો 'ઍટમ બૉમ'ની મહા ભયંકર લડાઈમાં મગ્ન થઈ ગયા હતા ત્યારે ગાંધીજીએ તેમને 'સત્ય, શાંતિ અને અહિંસા'નો અભૂતપૂર્વ માર્ગ બતાવ્યો

ગાંધીજી અને ગુરુદેવ વિશ્વની બે મહાન વિભૂતિઓ છે બન્નેએ દુનિયાના જુદા જુદા દેશોનો પ્રવાસ કર્યો છે અને યુગોથી શોષિત અને પીડિત માનવજીવનને ઉન્નત કરવામાં પોતાનો ફાળો નોંધાવ્યો છે માનવતાના સંદેશવાહકો તરીકે બન્ને એકરૂપે બધે અમર રહેશે

ગાંધીજી પોતાની યુરોપની મુસાફરી વખતે લંડનમાં ગરીબોની વચ્ચે જ ઉતર્યા

હતા, અને ત્યાંથી આમ જનતાના જીવન સાથે એવા હળીમળી ગયા હતા કે ભારતના જ નહિ પણ જનતાના એ મહાપુરુષની સરળ, નમ્ર અને સાદા જીવનની ત્યાંની જનતા ઉપર બહુ ઊંડી અસર પડી હતી લંડનથી અમેરિકાની જનતા માટે સંદેશો બ્રૉડકાસ્ટ કરતી વખતે તેમણે જે કંઈ કહ્યું હતું તે આજે પણ ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેમણે કહ્યું હતું, "ભારત એક મોટો ખંડ છે. મનુષ્યજાતિના પાંચમા ભાગની વસ્તી તેમા રહે છે. તેની પાસે દુનિયાની પ્રાચીનમા પ્રાચીન સંસ્કૃતિ છે. ......લગભગ પચ્ચીસ વર્ષના રાજનૈતિક અનુભવથી મારા હૃદયના અંતરતમ ભાગમાં મને એવી પ્રતીતિ થાય છે કે દુનિયા આ હિંસક યુદ્ધથી કંટાળી ગઈ છે. અને તેમાથી બચવાનો માર્ગ પણ તે શોધી રહી છે એટલે મને કહેતાં ખૂબ જ હર્ષ થાય છે કે આ આતુર અને ત્રસ્ત દુનિયાને સદ્‌માર્ગ બતાવવાનો આનંદ અને ઉલ્લાસ ભારતવર્ષની પ્રાચીન ભૂમિને જ મળશે " ગાંધીજીની આ ભવિષ્યવાણી આજે કેટલી સાચી સાબિત થઈ છે!

લંડનથી ગાંધીજી પૅરીસ અને સ્વીટ્ઝરલૅન્ડ ગયા હતા. સ્વીટ્ઝરલૅન્ડમાં તે વિશ્વના મહાન સાહિત્ય સમ્રાટ મહર્ષિ રોમાં રોલાને ઘેર ઊતર્યા હતા. સંજોગવશાત્ તેમને રોમાં રોલાંના પોતાના જ ઓરડામાં ઉતારો આપવામાં આવ્યો હતો. શ્રી મહાદેવભાઈએ તે ઓરડાનું વર્ણન કરતાં લખ્યું છે કે "તે નાનો ઓરડો ચારે બાજુથી પુસ્તકોથી ભરપૂર હતો. તેની દિવાલોનો જે ભાગ પુસ્તકોની અભરાઈઓથી બચેલો હતો તે ભાગમાં રોલાંને જે વ્યક્તિઓ પ્રતિ શ્રદ્ધા હતી તેમની શિલ્પાકૃતિઓ મૂકવામાં આવી હતી. યુરોપમાં આ મહર્ષિને જેમના પ્રતિ અગાધ શ્રદ્ધા હતી તે વ્યક્તિઓનાં નામ તમે જાણો છો? તે વ્યક્તિઓ ગેટે, બિથોવન, ટૉલ્સ્ટૉય, ગોર્કી, આઈન્સટિન અને ભારતના આપણા વહાલા મહાપુરુષ ગાધીજી અને રવીન્દ્રનાથ છે."

સ્વીટ્ઝરલૅન્ડની એક સભામાં ભાષણ આપતાં ગાંધીજીએ કહ્યુ હતું, "મેં જે વાત પૅરીસના લોકોને કહી હતી તે તમને પણ કહું હું જોઈ રહ્યો છું કે પાશ્ચાત્ય બધા દેશોનુ હૃદય એક રીતે વ્યાકૂળ થઈ ગયું છે. જે લશ્કરી ભારને કારણે આજે યુરોપ દર્દભરી પોકાર કરી રહ્યું છે. એ ભારથી તમે પણ થાકી ગયેલાં છો. પોતાના માનવબંધુઓના રક્તપ્રવાહની તૈયારી જોઈને તમને ઘૃણા અને કમકમાટી છૂટે છે. ગત યુદ્ધને જે 'મહાન' વિશેષણ લગાડવામા આવેલું તે શું ખોટું છે? આ દેશે તમને અને સમસ્ત માનવજાતિને અનેક અમૂલ્ય બોધપાઠ શીખવ્યા છે. આજે ઘણાયે દેશોની પ્રજાઓ ગરીબીને કિનારે પહોંચી ગઈ છે. એ જ આ દેશોનું સીધું સાદું પરિણામ છે. પૈસા અને કૂટનીતિ બન્નેનું દેવાળું નીકળી ગયું છે. ભારતમાંથી અને કેવળ ભારતમાથી જ આશાનો સંદેશ આવી રહ્યો છે. ભારત અહિંસા અને સત્યથી પોતાની સ્વતંત્રતા ફરીથી પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી રહ્યું છે. હિંદના કરોડો માણસો લોહીનું એક પણ ટીપું વહેવડાવ્યા સિવાય પોતાની છીનવી લીધેલી સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં સફળ થશે તો દુનિયા માટે એક આદર્શ રજૂ થશે. તમે લોકો આ સમયે કોઈ એવી વસ્તુની શોધમાં છો જેને તમે દેશમાં સ્થાન આપવા માગો છો. હું કહી શકું છું કે નૈતિક વસ્તુ ભારતનું પરીક્ષણ જ હોઈ શકે....અહિંસાની આ રીત સંપૂર્ણતયા લોકમત પર અવલંબિત છે. અને તે ઠેકાણે ઠેકાણે... [અનુ૦ પૃ૦ ૧૯૫મે]

"પ્યારા બાપુ"

# પુણ્ય સ્મરણ

૧

ધીરન ગાંધી

"પ્રભુ મારા અવગુણ ચિત ન ધરો"

૧૭ મહાદેવભાઈની પુણ્યતિથિને દિવસે આ જ ભજન યાદ આવે છે યરવડા મંદિરમાં બાપુ અને સરદાર પાસે મહાદેવભાઈને પહેલું લઈ જવામાં આવ્યા ત્યારે પહેલે જ દિવસે પ્રાર્થનામાં ઉપરનું ભજન ગાઈ મહાદેવભાઈએ બાપુના ચરણે માથું મૂક્યું ગુરુની સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર આ સિવાય બીજું શું ગાઈ શકે?



આજનો દિવસ તો એમના ગુણોનું પવિત્ર સ્મરણ કરી આચરણમાં ઉતારવાનો છે એમનું સ્મરણ થતાં ઘણા પ્રસંગ આંખ સામે ખડા થાય છે નીચેનો આ પ્રસંગ ગુજરાત વિદ્યાપીઠમાં બાપુ આરામ લેવા એક મહિના માટે ગયેલા ત્યારનો છે બાપુજીની સેવામાં તે વખતે મહાદેવભાઈ અને બીજાઓની સાથે એક આગેવાનના સુપુત્રી પણ હતા

બાપુ જ્યાં હોય ત્યાં હમેશા બે વસ્તુ તો અચૂક નજરે પડતી. લોકોનો પ્રેમ અને ભક્તિ પ્રેમ હોય ત્યાં ભક્તજનો ઠાલે હાથે કેમ આવે? સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે પૈસા અને ફળ બાપુ પાસે ધરી પોતાની જાતને ધન્ય માને પણ બાપુને આવો પ્રેમ બહુ ન રુચતો. તેઓ તો સદા ઇચ્છતા કે આ પ્રેમ અને ભક્તિની આટલી મોટી શક્તિ દરિદ્રનારાયણની સેવામાં રોકાય તો દેશનું ભાવી કેટલું ઉજ્જવળ બને!

વિદ્યાપીઠમાં પણ ભક્તજનો બાપુને માટે ફળ મોકલતા કોઈક વાર બાપુ અને તેમના સાથીઓની જરૂરિયાતથી પણ આ ફળો ઘણાં વધી પડતાં બાપુ એ ફળો તરત જ માહાચો

અને બાળકોને મોકલી આપતા. પણ વિદ્યાપીઠમાં તો આ બધો વહીવટ પેલાં બહેનનાં હાથમાં હતો. તેનું ધ્યાન ન આપ્યું ને ફળ ખરાબ થવા માંડ્યાં. હવે તેનું શું કરવું એ પ્રશ્ન બહેનને ઊભો થયો. જ્યાં સુધી વસ્તુ સારી હોય ત્યાં સુધી તો બીજાને આપવાનું સૂઝે કે વિચાર જ આવે નહિ. ખરાબ થવા માંડે અથવા પોતાને ઉપયોગી ન રહે ત્યારે તે વસ્તુથી દૂર થવું અને તે દૂર થવામા પણ કેમ મીઠો આનંદ લૂંટવો એ વૃત્તિ તે વખતે દેખા દે છે. આ સુપુત્રીને પણ કંઈક આવી જ વૃત્તિ પેદા થઈ. તેઓ મહાદેવભાઈ પાસે ગયા અને ધીમેથી પૂછ્યું, "મહાદેવભાઈ, આ ફળો ખૂબ વધી પડ્યા છે તો વિદ્યાપીઠના રસોડામા વિદ્યાર્થીઓ માટે મોકલી દઈએ તો?' મહાદેવભાઈ કહે "હા, હા, જરૂર. આપણે હજુ સુધી કેમ મોકલ્યા નથી? આટલાં બધાં પડ્યા છે, નકામા બગડી જશે. કેવાં સારાં રહ્યાં છે ને?" પેલા બહેન તો પોતાની ઘડાયેલી ભાષામા બોલ્યાં, "ઠીક ઠીક છે." મહાદેવભાઈએ પૂછ્યું, "ખાઈ શકાય એવાં તો રહ્યા છે ને?" બહેનનાં મોંમાથી શબ્દો સરી પડ્યા, "આપણાથી ખાઈ શકાય તેવાં નથી રહ્યા અને આપણે માટે તો હજુ હમણાં જ બીજાં તાજાં ફળોનાં ટોપલા આવ્યાં છે."

મહાદેવભાઈ જવાબ સાંભળી ધ્રૂજી ઊઠ્યા. ચહેરા પર અકથ્ય વેદનાની છાયા પથરાતી મેં જોઈ. હંમેશાં આનંદી દેખાતા મહાદેવભાઈ એકદમ ગંભીર બની ગયા. એકાદ ક્ષણ અટકી બોલ્યા, "જે વસ્તુ આપણે ખાઈ ન શકીએ તે વિદ્યાપીઠના બાળકોને કેમ આપી શકાય? એ વિચાર જ કેમ આવ્યો? આવા પ્રસંગોએ જ બાપુનું શિક્ષણ આપણે કેટલું પચાવ્યું છે તેની કસોટી થાય છે. તને ખબર છે બાપુ હંમેશાં ખરાબ વસ્તુ પોતાને માટે રાખી સારી બીજાને આપે છે? દરિદ્રનારાયણની સેવા કરનારને આ જ શોભે. સારી ચીજ બીજાને આપવાનો જે આનંદ છે તે આપણે કેળવી લેવો એમાં જ આપણી શોભા છે. હવે આ ખરાબ ફળો આપણા માટે રાખી મૂકો. આજે આપણે તેનો જ ઉપયોગ કરીશું. અને જે તાજાં ફળ આવ્યાં છે તે હમણાં જ વિદ્યાપીઠના બાળકો માટે રસોડામાં મોકલી આપો."

તે બહેનને પોતાની ભૂલ સમજાણી અને શરમથી માથું નીચું કરી સ્થિર ઊભાં જ રહ્યાં. બાજુમાં એક ખૂણે હું આ સંવાદ સાંભળી રહ્યો હતો. મહાદેવભાઈની ઉચ્ચ ભાવનાના પ્રત્યક્ષ દર્શન થતાં મારું મસ્તક તેમને માટે ઢળી પડ્યું. તેમનો પ્રભાવશાળી ચહેરો એક નવો જ પાઠ આપતો હતો તે કેમ ભૂલી શકું? જીવનમાં જે કંઈ શીખવાના પાઠો અનાયાસે ઈશ્વરકૃપાથી મળ્યા છે તેમાનો આ એક હતો.

આપણે પણ આ બહેનનાં જેવી સ્થિતિમાં ઘણી વાર મુકાય ગયા હઈશું. આપણને ઉપયોગી ન હોય તે વસ્તુ બીજાને આપવામાં આપણે કેટલો આનંદ અને ગૌરવ લઈએ છીએ તેની કલ્પના સુદ્ધા કોઈવાર કરી છે ખરી? આપણે તો ઉપયોગી ન હોય તે વસ્તુથી છૂટ્યા તેનો આનંદ અને બીજા પર ઉપકાર કર્યો તેનો આનંદ. એમ બેવડો આનંદ અનુભવીને ગૌરવ લઈએ છીએ અને સાથે સાથે જેને વસ્તુ આપી તેની પ્રત્યે નીચી પાયરીનો ભાવ અને આપણે ઊંચી પાયરીનો સંતોષ મનમાં વ્યક્ત થવા દઈએ છીએ.

આવા પ્રસંગો આપણાં જીવનમાં હંમેશાં ઊભા થતા હશે અને આપણે તેવા ભજવતાં પણ હઈશું. ડગલે ને પગલે ઉપસ્થિત થતા આવા પ્રસંગોએ મહાદેવભાઈની અદૃશ્ય છાયાનાં દર્શન કરવાનો પ્રયત્ન કરીએ અને પાવન થઈએ.

"પ્યારા બાપુ"

શ્રી ઉજ્જ્વલ કુમારીજી

ડાકતરો કહે છે કે આપણું શરીર ભલેને ગમે તેટલું રોગગ્રસ્ત હોય પણ જ્યાં સુધી હૃદય મજબૂત છે ત્યાં સુધી માણુસને કોઈ પ્રકારનો ભય રાખવાની જરૂર નથી પરંતુ વ્યાધિ ન હોય અને હૃદય નિર્બળ હોય તો તે માણુસનુ જીવન ભયમા છે આપણા જીવનમાં ચારિત્ર્ય એ આપણુ હૃદય છે. મનુષ્ય બહુ ધનવાન હોય કે વિદ્વાન હોય, પણ તેનુ ચારિત્ર્યરૂપી હૃદય જો સુરક્ષિત ન હોય તો તેનું જીવન ભયમા સમજી લેવુ જેવું મહત્ત્વપૂર્ણ સ્થાન હૃદયનું શરીરમા છે, તેવું જ જીવનમાં ચારિત્ર્યનુ છે. આ ચારિત્ર્યનાં પાંચ અંગ છે જેને અન્ય ધર્મોએ પણ 'અહિંસા સત્યમસ્તેયં બ્રહ્મચર્યમપરિગ્રહ "ના નામે ઓળખ્યાં છે. અપરિગ્રહ એ ચારિત્ર્યનુ પાંચમુ અંગ છે. તેનો અર્થ સંગ્રહ નહિ કરવો એવો થાય છે. એક રીતે આપણું શરીર જડ છે. તેને ચલાવવા સારુ બીજી વસ્તુઓની જરૂર પડે છે. પરંતુ તેની મર્યાદા જીવન ટકાવી શકીએ ત્યા સુધીની છે એથી વધારે વસ્તુઓનો સંગ્રહ કરવો એ પરિગ્રહ છે.

આજે મનુષ્ય ધનને ખાઈ શકયો નથી પણ ધન મનુષ્યને ખાઈ ગયું છે. શું ધન આપણા મનુષ્યત્વને હજમ નથી કરી ગયું? એ ધનથી જ્યાં સુધી દૂર ન રહી શકાય ત્યાં સુધી અહિંસા, સત્ય વગેરેનું પાલન અશક્યવત્ છે. તેથી પરિગ્રહ રહેશે ત્યાં સુધી સત્ય અહિંસા અને અસ્તેયનો પાયો નાખી શકાશે નહિ. કારણ કે તેનું મૂળ જ અપરિગ્રહ છે. અપરિગ્રહના પાયા વગર અહિંસા ન પાં૨ાબા૫" અને સત્યનો મહેલ કદાપિ બનાવી શકાય નહિ.

અન્યાય અને હિંસાથી જે વસ્તુઓ ભેગી કરવામાં આવે છે તે માત્ર આપણી બુદ્ધિને ભ્રષ્ટ કરે છે, એટલું જ નહિ પણ જેની પાસે તે જાય છે તેની બુદ્ધિને પણ ભ્રષ્ટ કરે છે અને લાભ તો એનાથી કંઈ થતો જ નથી.

અબ્બુ અબ્બાસ નામે એક મુસલમાન ભાઈ હતો. તે પોતાનુ જીવન બહુ જ સાદાઈથી વ્યતીત કરતો હતો. ટોપી સીવીને તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. રોજ એક ટોપી સીવી બે પૈસા કમાતો જેમાંથી એક પૈસાનું દાન કરતો ને બાકીના એક પૈસામાં પોતાનુ ગુજરાન ચલાવતો. એ જમાનો જ એવો હતો કે એક પૈસામા પણ માણુસ પોતાનું ગુજરાન ચલાવી શકતો હતો અબ્બુ અબ્બાસ જ્યારે પોતાની એક ટોપી વેચાય ત્યારે જ બીજી બનાવતો અને તેના બે પૈસા લેતો. તેમાથી પણ એક પૈસો દાનમા આપી દેતો ને એક પૈસામાં પોતાનો નિર્વાહ કરી લેતો. આ પ્રમાણે તે રોજ કર્યા કરતો હતો. જાતિથી તો તે મુસલમાન હતો પણ શુ તેને આપણે અપરિગ્રહી નહી કહીએ? એટલુ તો કહેવું જ પડશે કે તેને આપણા અપરિગ્રહ મતનું જ્ઞાન હતું એનો એક સબધી બહુ જ ધનવાન હતો તેણે પોતાનુ બધુ ધન અનીતિથી એકઠું કર્યું હતું. પણ તે ભારે જિજ્ઞાસુ હતો. એક દિવસે તે અબ્બુ અબ્બાસ પાસે આવ્યો અને કહ્યું: "ભાઈ, મારે થોડા રૂપિયાનું દાન કરવુ છે. તમે જેને કહો તેને એ દાન આપું." અબ્બુ અબ્બાસે કહ્યુ: "ભાઈ,

તારો વિચાર છે તો સારો, પણ તારા પૈસા અનીતિના છે. અનીતિના પૈસા જેની પાસે હોય તે તેની બુદ્ધિને ભ્રષ્ટ કરે છે અને જેની પાસે જાય છે તેની બુદ્ધિ પણ બગાડે છે. મારી આ વાત ઉપર તમને વિશ્વાસ ન બેસતો હોય તો ભલે તમે દાન આપો, પણ પછી તેનું પરિણામ જરૂર જોજો.

અપ્પુ અપ્પાસની વાત સાંભળીને તે બજારમાં ગયો અને ત્યાં એક ગરીબ આંધળાને તેણે એક મહોરનું દાન કર્યું. આંધળા ભિખારીએ તે મહોર દારૂ પીને અને વેશ્યાને ત્યાં જઈને વટાવી નાખી. ભાઈઓ, શંકરાચાર્યે જે – "અર્થમનર્થં ભાવય નિત્યમ્" કહ્યું છે તે યથાર્થ છે. એવું અનર્થકારી ધન જેની પાસે હોય છે તેની બુદ્ધિ તો એ બગાડે છે, સાથે સાથે જેના હાથમાં જાય છે તેની બુદ્ધિ પણ બગાડે છે જ્યારે તે માણસે તે આંધળા ભિખારીનું વર્તન જોયું ત્યારે તે અપ્પુ અપ્પાસની પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "ભાઈ, તમારું કહેવું બરાબર હતું મારા પૈસાએ બીજાની બુદ્ધિ પણ બગાડી." પછી અપ્પુ અપ્પાસે તેને પોતાની પાસેથી એક પૈસો આપ્યો અને કહ્યું: 'લો આ પૈસો કોઈ ગરીબને આપી દેજો અને પછી તે તેનું શું કરે છે તે નિહાળજો" તે પૈસો લઈને બહાર નીકળ્યો તો ચાલતાં ચાલતાં તેણે એક એવા ભૂખ્યા માણસને જોયો જે મરેલાં પક્ષીને ખાઈ જવાનો વિચાર કરી રહ્યો હતો. જ્યારે તેણે એ પૈસો એ ભૂખ્યા માણસને આપ્યો ત્યારે એ બહુ જ ખુશી થયો અને બોલ્યો, "ભાઈ, ઈશ્વર તમારું ભલું કરો. હમણાં જ હું આ પક્ષીને ખાવાનો વિચાર કરી રહ્યો હતો. હવે આ પૈસાના ચણા લઈને ખાઈશ, અને ભવિષ્યમાં મજૂરી કરીને જીવનનિર્વાહ કરીશ." આ વાત જ્યારે તેમણે અપ્પુ અપ્પાસને આવીને કહી ત્યારે અપ્પુ અપ્પાસે કહ્યું: "અન્યાય અને અનીતિનો પૈસો જ્યાં જાય છે ત્યાં તે અન્યાય અને અનીતિ જ પેદા કરે છે."

આપણે પણ આજે અનીતિનું ધન પાછળ મૂકી ચાલ્યા જઈએ છીએ, પણ તેની અસર આપણી સંતતિ ઉપર શી થશે તેનો વિચાર કદાપિ કર્યો છે? "લાભાત્ લોભઃ પ્રજાયતે" લાભથી લોભ વધે જ છે. તેથી આપણું એ ધન આપણને તો દુઃખદાયી છે જ પણ જેને આપવામાં આવે છે તેનો પણ નાશ કરે છે. તેથી શાસ્ત્રકારોએ કહ્યું છે, "લોભો સબ્બ વિણાસણો" લોભ સર્વ નાશકારી છે. તેથી પરિગ્રહનો ત્યાગ કરવો એ પ્રથમ આવશ્યક છે. જરૂર ઉપરાંતની વસ્તુઓનો ત્યાગ કરવો એ અપરિગ્રહ છે.

જડ વસ્તુઓનો સંગ્રહ કરવો એ તો પરિગ્રહ છે જ પણ સાથે સાથે સામ્પ્રદાયિકતા અને રાષ્ટ્રીયતાનું પૂજન એ પણ એક પ્રકારનો પરિગ્રહ જ છે. આ મારો સંપ્રદાય છે અને આ સાધુ જ પૂજ્ય છે, એવું સમજવું એ પણ પરિગ્રહ છે. સમ્પ્રદાયો ભલેને અનેક હોય પણ આપણામાં સામ્પ્રદાયિકતા ન હોવી જોઈએ. જ્યાં પક્ષપાત છે ત્યાં પક્ષઘાત પણ છે, જે કોઈને કોઈ દિવસે આપણને મૃત્યુને વશ કરી જ દે છે. તેથી એવો પક્ષપાત રાખવો એ પણ પરિગ્રહ છે.

આજે જેવી રીતે આપણા સમાજમાં ધનનો પરિગ્રહ છે તેવી જ રીતે આ સામ્પ્રદાયિકતાનો પરિગ્રહ પણ ઘર કરી બેઠો છે તેને દૂર કરવા માટે ભગવાને સ્યાદ્વાદનો માર્ગ બતાવ્યો છે. ભગવાને કહ્યું છે, "તમે સૌને પોતાની દૃષ્ટિથી જ નહીં તેમની દૃષ્ટિથી

પણ જુઓ તમારા માતા પિતા તમારે માટે પૂજ્ય હોય પણ બીજા લોકોને માટે પણ પૂજ્ય છે એવુ કઈ રીતે કહી શકાય? તમારા નિયમ તમારે માટે બરાબર હોય પણ તે બીજા માણસોને પણ ઉપયોગી હોય એવો કોઈ નિયમ નથી કોઈ સ્વાધ્યાયથી આત્મશુદ્ધિ કરે, બીજો કોઈ માળા ફેરવીને પણ આત્મશુદ્ધિ કરી શકે છે તેથી સામ્પ્રદાયિકતાનો પરિગ્રહ પણ ત્યાજ્ય છે

આજે રશિયાની રાજધાની મોસ્કોની દિવાલો ઉપર લખ્યુ છે કે, "ધર્મ જનતાને માટે અફીણની ગોળી સમાન છે" સાચે જ ધર્મ અફીણની ગોળી છે? ધર્મ નહિ પણ ધર્મને નામે વ્યાપેલી સામ્પ્રદાયિકતા જ વસ્તુત અફીણની ગોળી છે ધર્મ ખરાબ નથી પણ ધર્મને નામે થતા લડાઈ ઝગડા ખરાબ છે ધર્મના સ્વરૂપ અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય કોઈ ખરાબ નહી કહી શકે સૌ કોઈ તેમને વત્તી ઓછી માત્રામા માને જ છે પણ તેમને નામે ઊભી થતી સામ્પ્રદાયિકતા ખરાબ છે, ઝેર છે તે અફીણની ગોળી સમાન છે, તેથી ધર્મનો નહી પણ તેવી સામ્પ્રદાયિકતાનો ત્યાગ કરવો જોઈએ

રાષ્ટ્રીયતા પણ એના જેવો જ એક પરિગ્રહ છે પોતાના રાષ્ટ્રને માટે ગમે તેવા કુકર્મ કરી શકીએ છીએ એવુ માનવુ એ પણ પરિગ્રહ છે ધર્મનો પરિગ્રહ જો અફીણ છે તો રાષ્ટ્રીયતાનો પરિગ્રહ એ દારૂ છે આજે અણુ બૉમ્બની દુનિયા બની છે તે આ રાષ્ટ્રીયતાના પરિગ્રહનુ ફળ છે મનુષ્યનુ ધ્યેય કેવળ પોતાના રાષ્ટ્ર પૂરતુ નહિ હોવુ જોઈએ પણ તેમા વિશ્વબધુત્વની કલ્યાણકારી ભાવનાનો સમન્વય થયો જોઈએ તેથી સ્વદેશ હિત માટે બીજાનુ અનર્થ કે અહિત કરવુ એ પણ પરિગ્રહ છે

કોઈની પાસે પૈસાનો પરિગ્રહ ન હોય પણ સામ્પ્રદાયિકતા કે રાષ્ટ્રીયતાનો પરિગ્રહ હશે તો તે પોતાનુ કલ્યાણ કરી શકશે નહિ પૈસાના પરિગ્રહની સાથે સામ્પ્રદાયિકતા અને રાષ્ટ્રીયતાના પરિગ્રહથી દૂર રહીશું ત્યારે જ આપણે આપણુ કલ્યાણ કરી શકીશુ

ઘણુ ખરુ જેની પાસે પૈસા નથી હોતા તે પોતાને અપરિગ્રહી માની લે છે પણ તે ગેરસમજ છે અકિંચન હોવાથી કોઈ અપરિગ્રહી નથી બની શકતો હૃદયમાથી જ્યા સુધી ધન પ્રાપ્તિની કામના દૂર ન થાય ત્યા સુધી સૌ કોઈ પરિગ્રહી જ છે શ્રીમતનુ ધન તિજોરીમા રહે છે પણ ગરીબનુ ધન હૃદયમા રહે છે તેથી ઇચ્છાઓ નિર્મૂળ ન થાય ત્યા સુધી તે પરિગ્રહી જ કહેવાશે આ રીતે વિચાર કરતા આપણે એ વાત પર આવીએ છીએ કે, ધનનો સગ્રહ ન કરવો, બીજા પ્રત્યે અસહિષ્ણુતા ન રાખવી સ્યાદ્વાદનુ અનુશીલન કરવુ, અને સ્વદેશનુ જ નહિ પણ પ્રાણીમાત્રનુ હિત વિચારવુ એ જ અપરિગ્રહવ્રત છે એવી ત્રિવિધ કલ્યાણની ભાવના જ્યારે આપણા હૃદયમા ઉદ્ભવશે ત્યારે જ આપણે અપરિગ્રહનુ પાલન કરી શકશુ અને આપણા જીવનને સ્થિર બનાવી શકશુ અપરિગ્રહ એ આપણી પૂર્વોક્ત ચાર દિવાલોના પાયારૂપ છે તેથી અપરિગ્રહ પર આપણા સમાજનુ જીવન રચાશે તો આપણે આ દુનિયામા આપણુ અસ્તિત્વ જાળવી શકશુ અને દીર્ઘજીવી બની જનકલ્યાણ કરવા સમર્થ બની શકશુ

---

# ગુરુદેવની સાથે

શ્રી ગુરુદયાલ મલ્લિક

૭મી ઑગસ્ટ ૧૯૪૧! બપોરના બાર ને પાત્રીસ મિનિટ થઈ હતી! શાંતિનિકેતનની ઑફિસમાં ટેલીફોનની ઘંટડી વાગી રહી હતી! કલકત્તાથી કોઈએ ગદ્‌ગદ કંઠે ફોન પર કહ્યું, 'ગુરુદેવ ગયા!' અમે બધા સ્તબ્ધ થઈ ગયાં.

કેટલાક દિવસો પહેલાં ગુરુદેવ પર શસ્ત્ર-ક્રિયા કરવામાં આવી હતી. એ પછી એમની સ્થિતિ ઘણી ચિંતાજનક હતી પણ એમનો અંતકાળ આટલો સમીપ આવ્યો હશે એવું અમને જરાયે લાગ્યું ન હતું. એમની તબિયત લથડતી જાય છે અને એમનો રોગ અસાધ્ય છે એમ દેખાતું હતું, તોયે અમારા ગાઢ પ્રેમને લીધે ગુરુદેવ જેવી મહાવિભૂતિ મૃત્યુના મુખમાં પડશે એ અમને કદી શક્ય લાગ્યું ન હતું.

એ દિવસે આકાશ વાદળાંઓથી છવાયેલું હતું અને સવારથી ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. પછી તો એકદમ જોરથી વરસવા લાગ્યો. જાણે ગુરુદેવના અવસાનથી થયેલા દુઃખને હલકું કરવાની કુદરતને પણ જરૂર જણાઈ! ગુરુદેવના નિધનના સમાચાર સાંભળીને શાંતિનિકેતનનાં બાલ-બાલિકાઓના તેમ જ શિક્ષકોના નેત્રોમાંથી વહેતાં આંસુઓએ આકાશમાંથી પડતા વરસાદને જાણે સાથ આપવા માંડ્યો!

સંધ્યાકાળ થઈ. રાત્રિની કાલિમા બધે પ્રસરી ગઈ અને તારાઓ ક્યાંક ક્યાંક ચમકવા લાગ્યા. સર્વત્ર પ્રસરેલા એ અંધકારમાં અનંતની શાંતિનો ભાસ થતો હોય એમ લાગ્યું. બધા પ્રકારનાં માનવી દુઃખોનો અનંતમાં જ પૂર્ણવિરામ થાય છે ને? અમને છોડી ગયેલા શાંતિનિકેતનના ઋષિના અને કવિના આત્મા સાથે એકરૂપ થવા વેળા પણ અનુકૂળ હતી. બપોરથી દુઃખ શોકમાં ડૂબેલો મારો જીવ સભાન થતો હતો. બધે પ્રસરેલા અંધકારના નિઃશબ્દ-મંદિરમાં હું એકાગ્રપણે મૌન ધારણ કરી સ્વસ્થ બેઠો. આ રીતે હું લાંબો સમય સુધી બેઠો. મધ્યરાત્રી પછી ગુરુદેવની પ્રતિભાથી નિર્માણ થયેલી અને એમના વિપુલ સાહિત્યમાં બધે મૂર્ત થયેલી એવી અનેક દિવ્ય પ્રતિમાઓ મારી આંખો સામેથી ઝપાટાભેર પસાર થવા લાગી. લાંબા સમય પછી ચલતચિત્ર પ્રમાણે જોયેલું આ દૃશ્ય ફરી યાદ કરવા લાગ્યો. એમની દિવ્ય પ્રતિમાઓમાં રહેલા ગૂઢ અર્થોનું આકલન થાય એ સારુ તારાના મંદ પ્રકાશમાં હું તેમાંથી કેટલીકનું ઊંડું ચિંતન કરવા લાગ્યો. કારણ કે આત્માના ચિરંતન મૂલ્યો પ્રતીત થતા હોય તો તે અંધકારમાં ચમકતા તારાઓના પ્રકાશમાં જ પ્રતીત થવા શક્ય છે.

"નીડ અને આકાશ," "દીપ અને પ્રકાશ," "સરિતા અને સાગર," "બીજ અને વૃક્ષ," "કલિકા અને ફૂલ," "ફૂલ અને ફળ," "મધમાખી અને પતંગિયાં" એ એમનાં ગમતાં રૂપકો ઉપર મારું ચિત્ત ચોંટયું હતું અને તેમાંના ગૂઢ અર્થ સમજી લેવા હું પ્રયત્ન કરતો હતો. ધીમે ધીમે એ પ્રત્યેક રૂપકોમાંનો અનુપમ બોધ મને થતો ગયો. આ રીતે જોઈએ તો એકતાને લીધે એ બધાનો અર્થ એક જ થતો હતો. ગુરુદેવની સુવિશાળ ધ્યેયદૃષ્ટિનું અથવા કાવ્યનું એ જ પ્રતિબિંબ હતું. ગુરુદેવનું ધ્યેય જીવનની પૂર્ણતા અનુભવવી અને વ્યક્ત કરવી એ હતું. બીજાની પેઠે જીવનની એકાદ બાજુ પર

રમમાણ થનારું એમનું મન ન હતું એમની બધી સાધના સંપૂર્ણ જીવનનો સમગ્રતાએ સાક્ષાત્કાર કરવા માટે હતી એમની આ વૃત્તિને લીધે જ એમનો એવો હિનરાત પ્રયત્ન હતો કે સાંત અને અનંત, વ્યક્તિ અને વિશ્વ, જીવ અને શિવ, માનવ અને કુદરત એનું મિલન અનુભવવું અને વ્યક્ત કરવું જીવનની સફળતાનો આ એક જ માર્ગ છે, એવો ગુરુદેવનો સંદેશ છે કારણ કે કેવળ સાંતની અથવા કેવળ અનંતની સાધના સાધકને મેહના અંધકારમાં ધસડી જાય છે ઈશાવાસ્યોપનિષદ્‌ના 'અંધં તમ: પ્રવિશન્તિ યેઽવિદ્યામુપાસતે । તતો ભૂય ઇવ તે તમો ય ઉ વિદ્યાયાં રતા ॥' શ્લોકે એ જ શીખવ્યું છે

પંખીએ પોતાનું જીવન સફળ કરવું હોય તો નીડ (માળો) અને આકાશની તેને સરખી જરૂર છે માળો તેને અન્ન અને આશરો આપે છે પણ તે તો એને પોતાના પિંજરમાં પૂરી શકે. ફક્ત માળામાં બેસી રહેવાથી એનું કંઈ વળશે નહીં ઉચ્ચ આકાશમાં ઊડીને પોતાની પાંખોની શક્તિ અનુભવ્યા સિવાય તેને સ્વતંત્રતાનો ખરો આનંદ મળશે નહીં અનંતનો સ્પર્શ થયા વિના મુક્તિનો આનંદ મળવો શક્ય નથી.

એક બીજું દૃષ્ટાંત લઈએ નદી પોતાના પ્રવાહથી બંને તીરો ઉપરના સેંકડો લોકોના જીવન પોષે છે પણ અપાર સાગરમાં વિલીન થયા સિવાય તેની ગતિ અટકતી નથી. તેને સાગરને મળ્યા વિના સમાધાન ક્યાંથી થાય?

પોતાનામાં રહેલા સ્નેહના સંચયથી સંતોષ પામીને રહે તો દિવો નિરુપયોગી ઠરશે જ્યારે પોતાનામાં રહેલું બધું તેલ બાળીને પ્રકાશ આપવા લાગે છે ત્યારે તેની સાર્થકતા થાય છે અને આસપાસનો બધો પ્રદેશ ઉજ્જ્વળ બને છે

મધમાખી જ્યાં સુધી મધુસંચય કર્યા કરે છે ત્યાં સુધી તેને બીજા કશાનું ભાન હોતું નથી કૃપણની માફક તે સંચયમાં જ બધું સુખ છે એમ માને છે તેને દાનના આનંદની જાણ નથી પતંગિયાનું સૌન્દર્ય અને સ્વચ્છંદ વૃત્તિ મધમાખીમાં આવે તો તેને દાતાની ઉદારતા અને આનંદ સમજાશે સૌન્દર્યના સંગતિમાં જ અનંતના આનંદનો આસ્વાદ મળી શકે

ઉપનિષદમાંના ઋષિઓએ શીખવેલા સત્યનો જ ગુરુદેવે ફરીને એકવાર બોધ આપ્યો છે "પ્રાણો વિરાટ્" જીવન અનંત છે જીવનના શાશ્વત ધર્મ અને પ્રેરકશક્તિ વ્યક્તિગત વાસનાઓનો પરમાત્માના સંકલ્પમાં વિલય કરવામાં જ રહેલા છે આ સાધ્ય, સંચયની પાછળ પડવાનું છોડીને, પૂર્ણત્વની પાછળ પડવાથી પ્રાપ્ત થઈ શકે

આ રીતે વિચાર કરતો બેઠો હતો એવામાં રાત પૂરી થઈ ગઈ પંખીઓનો કલરવ સંભળાવા લાગ્યો અને નવો દિવસ ઊગવાની મને પ્રતીતિ થઈ ગુરુદેવના આત્માને પ્રેમ ભક્તિપૂર્વક પ્રણામ કરીને મેં પ્રાર્થના કરી કે, શાશ્વત અનંત અને વિરાટ જીવનનું કદી મને વિસ્મરણ ન થાય અને મારું નાનકડું જીવન ગુરુદેવે શીખવેલા પૂર્ણતાના ધ્યેય માટે સમર્પી દઉં.

એ પછી તો કેટલાયે વર્ષો વીતી ગયા જીવનમાંની અનેક ચ્યુતિ અને ત્રુટિ અનુભવતો હું મારી જાતે મારા ધ્યેયને વફાદાર રહેવા પ્રયત્ન કરી રહ્યો છું અને હજીયે મારા અંતરમાં, ગામડાના કોઈ ગાડાવાળાના કે નદી પરના કોઈ ખલાસીના ગીત જેવું "મને લઈ જા પેલે પાર" એ ધ્રુવપદ સંભળાય છે અંધકારમાંથી પ્રકાશ તરફ, અસત્યમાંથી સત્ય પ્રતિ, મૃત્યુમાંથી અમૃત સમીપે જવાની તાલાવેલી આ હૈયાને સદા થઈ રહી છે



गुरुदेवने बहुत
किया लेकिन सबसे
बड़ा काम उनका यह
था कि उन्होंने हिंदुस्तान
को बातें कहना उसे
पढ़ाया.
सेवाग्राम मो. क. गांधी
११-२-४२.



# શ્રી અરવિંદનાં દર્શનની ઝાંખી........ ....................

શ્રી ગુ૦ મ૦

જ્યાંથી ચિર–કલ્લોલમય સાગરનું હમેશ દર્શન થાય છે, અંતહીન આકાશની મૌન છાયા જ્યાં પોતાની માયા સદા ફેલાવી રહી છે, ત્યાં એક પ્રકાશિત ગુફામાં, જેની બારીઓ આકાશના સમગ્ર પ્રકાશની તરફ સદા ખુલેલી રહે છે, ત્યાં તીર્થદેવતાનો મંગલમય નિવાસ છે. એમના આનંદમય મુખ પર આદિ-પુરુષની સ્વર્ગીય દિપ્તી ચમકી રહી છે; આંખોમાં પ્રકાશના ચિરંતન સ્રોતની ઉજ્જ્વળતા વસેલી છે

બપોરે એક શુભ ઘડીએ શક્તિ અને શાંતિની સમતોલ મુદ્રામાં બેઠેલા તીર્થદેવતાની થોડીશી ઝાંખી આ તીર્થયાત્રીને થઈ આ થોડીશી ઝાંખીમાં પણ સનાતનતાના યજ્ઞ-કુંડના સ્વર્ગીય અગ્નિનાં દર્શન એને થયાં. એ પ્રકાશમાં તીર્થયાત્રીની ક્ષુદ્ર ને લઘુ, સીમિત ને સંકીર્ણ સત્તા બળીને ભસ્મસાત્ થઈ ગઈ. પ્રાચીન અનુશ્રુતિના ફિનિકસ પંખીની માફક તેણે પોતાને પોતાની જ રાખના ઢગલામાંથી નવજીવન પામીને ઊઠતો જોયો.

પરંતુ જ્યારે તીર્થયાત્રી પોતાના તીર્થ-દેવતાની સૌરભમયી સંગતિમાંથી બહાર આવ્યો, ત્યારે એની દગ્ધ થયેલી સત્તાનાં કેટલાંક ચિહ્નો એના કપાળ પર ચોંટેલાં જ રહ્યાં હતાં. બીજા વટેમાર્ગુઓએ એનાં ભવાંની વચ્ચે આ ભસ્માવશેષને જોયા અને એની તેઓ મશ્કરી કરવા લાગ્યા. કેટલાકે કહ્યું: 'અહા, મહત્તમ તીર્થદેવતાની પાસેથી શું તને આ જ વરદાન પ્રાપ્ત થયું છે ?'

પરંતુ તીર્થયાત્રી જાણે સાંભળતો જ ન હોય એમ ઉદાસીન રહ્યો. તેણે વિરોધ પણ ન કર્યો; ઉત્તરેય ન આપ્યો. તે ચુપચાપ સમુદ્રતટની તરફ આગળ વધવા લાગ્યો.

સંધ્યા થઈ. સાગરનો કિનારો ઉચ્છૃંખલ મોજાંઓની લહેરોનું ક્રીડાસ્થાન બન્યો હતો. જેમ પ્રશાંત આકાશ મૌન નક્ષત્રોની પલકારા મારતી જ્યોતિના સંદેશાને સાંભળતું હોય છે, તેમ તે કિનારો પણ સાંભળતો હતો. પછી ધીમે ધીમે રાત પડી. રાત્રિએ પોતાના અંધકારમંડિત ઉત્તરીયમાં સમુદ્રતટને ઢાંકી દીધો. ક્રીડાનાં ચંચળ ક્ષેત્રે સમાધિનું રૂપ ધારણ કર્યું, જાણે ક્યાંય શ્વાસ પણ સંભળાતો ન હોય.

લગભગ મધ્યરાત્રિને સમયે ફેનિલ લહેરીના એક ધક્કાએ તીર્થયાત્રીના કપાળ પરના ભસ્મપૂર્ણ સ્થળને સ્પર્શ કર્યો. આ શું થયું ? તે મલિન સ્થળ ઊંચા ડુંગર પરથી પડતા પ્રથમ સૂર્ય–કિરણની માફક પ્રકાશી રહ્યું ! મોહનું આવરણ દૂર થયું. ઉષાના સ્વર્ગીય પ્રકાશે રાત્રિના અંધકારમય ઉત્તરીયને ધીમે ધીમે દૂર કર્યું ! ઉદયગિરિ પર ઊગતા સૂર્યે તીર્થયાત્રીના કપાળ પર એકીટશે જોઈને કહ્યું: 'વિશાળ સૂર્યવંશના સદ્યોજાત પુત્ર, હું તારું અભિનંદન કરું છું.'

પછી તીર્થયાત્રીએ પણ ભક્તિ અને સંભ્રમથી નમીને પ્રણામ કરતા કહ્યું: 'અમારી અજ્ઞાન – તિમિરાચ્છન્ન ધરિત્રીના ભાસ્વર સૂર્ય–તીર્થદેવતા, તમારો જય હો !'

" ધારાભાયું "



## આચરણની અસર

આ દુનિયાની જંજાળથી આપણે ઘણી વાર કંટાળી જઈએ છીએ ત્યારે કોઈ સાધુ સંતના ચરણ પાસે બેસવાનું આપણને મન થાય છે આપણામાં અને આવા સાચા સાધુ સંતોમાં એક મોટો ફરક એ હોય છે કે આપણે આપણી જાતને તપાસતા નથી, જોતા નથી જ્યારે બીજાના દોષને બીજાની ભૂલને તરત જ જોઈએ છીએ સાધુસંતો પોતાની જાતને બરાબર તપાસે છે પોતાની રજ જેટલી ભૂલને કે ખામીને પહાડ જેટલી મોટી ગણે છે અને દિનરાત પોતાને સુધારવા મથે છે તેથી જ આવા સાધુસંતોના વચનમાં આપણને દિલાસા મળે છે અને એમનામાં વિશ્વાસ પણ પેદા થાય છે

આપણે પોતે ઘેર ચા પીતા હોઈએ અને નાનો બાળક જો ચા માગે તો આપણે એને ના પાડીએ છીએ પણ બાળક તો હઠ લઈને બેસે એટલે આપણને થાય કે થોડી ચા આપીએ તો શો વાંધો? એ તો એવો જક્કી છે કે આપણું માનતો જ નથી! પણ ક્યાંથી માને? આપણે જ ચા પીતા હોઈએ તો પછી એ શા માટે ન પીએ!

'પ્યારાબાપુ'

આવું જ ઘણી બાબતમાં થાય છે ઘણી વખતે આપણે આપણી જાતને જ ભૂલી જઈએ છીએ, બીજાનો જ વિચાર કરીએ છીએ જો આપણે આપણી જાતને જોતા શીખીએ તો બીજાને કંઈ કહેતા પહેલા ખૂબ વિચાર કરીને આપણે બોલી શકીએ અને એ રીતે જ આપણું કામ સરળતાથી થઈ શકે અને આપણા કહેવાની બીજા પર અસર પણ પડે

એક વાર જ્ઞાનેશ્વર મહારાજ પાસે એક માતા પોતાના આઠનવ વરસના છોકરાને લઈને આવી માતા કહે 'મહારાજ, મારો છોકરો ગોળ બહુ ખાય છે એને હું કેટલુંયે કહું છું પણ મારું જરાયે માનતો નથી હું તો કહી કહીને થાકી તમે એને ગોળ ન ખાવાનું કહો તો એ જરૂર છોડી દેશે'

જ્ઞાનેશ્વર મહારાજ ધીમેથી બોલ્યા, 'બાઈ, તું એક અઠવાડિયા પછી એને લઈને આવજે પછી એને મારે જે કંઈ કહેવાનું હશે તે હું કહીશ'

સાત દિવસ પછી તે બાઈ છોકરાને લઈને જ્ઞાનેશ્વર મહારાજ પાસે આવી.

જ્ઞાનેશ્વરે બહુ જ મધુર અવાજે પેલા છોકરાને પાસે બોલાવી કહ્યું, 'બાળ, હવેથી ગોળ ન ખાતો. બા કહે એમ કરજે.'

છોકરાએ તો હકારમા માથું હલાવ્યું.

પણ એની બાને વિચાર આવ્યો કે જ્ઞાનેશ્વર મહારાજને જો આટલું જ કહેવાનું હત, તો પછી મને એક અઠવાડિયા પછી શા માટે બોલાવી? તે જ વખતે છોકરાને આટલું કહી દીધુ હોત તો શું થાત? તે તો મૂંઝાઈ ગઈ. તેણે પોતાની શંકાનુ નિવારણ કરવા જ્ઞાનેશ્વર મહારાજને એનુ કારણ પૂછ્યું

જ્ઞાનેશ્વર બોલ્યા 'બાઈ, જ્યારે તું પહેલી વાર મારી પાસે આવી, ત્યારે હું પોતે જ રોજ ગોળ ખાતો હતો. હુ પોતે જ ગોળ ખાતો હોઉ એ સ્થિતિમા આ નાના બાળકને જો હું ગોળ ન ખા એમ કહુ તો જરૂર મારા વચનની અસર એના પ ન જ પડે. માટે મારે પહેલાં ગોળ છોડી દેવો જોઈએ. તો જ હું એને પણ ગોળ ન ખાવાનું કહી શકું. તેથી મને થયું કે લાવને હું જ પહેલાં ગોળ છોડી દઉં અને જોઉ તો ખરો મારાથી ગોળ વિના રહેવાય છે કે નહીં? એક અઠવાડિયાથી મેં ગોળ ખાધો નથી અને હવે ખાઈશ પણ નહીં. એના વિના મને ચાલશે એટલી ખાતરી મને થઈ છે. તેથી હવે બીજાને પણ ગોળ ન ખાવાની શિખામણ હું આપી શકું ખરો.'

આ સાંભળીને માતાની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં. જ્ઞાનેશ્વર મહારાજને ભાવથી પગે પડી, પાલવ વડે આસુ લૂછતી લૂછતી, છોકરાને તેડીને તે ઘેર ગઈ. — મુકુલભાઈ

---

એક તોતિંગ શિલા ખસેડવી હોય તો ખસેડનાર બધા માણસો એક જ દિશામા એક સાથે સરખો પ્રયાસ કરે તો જ તે ખસે. રથનાં ઘોડાં જુદી જુદી દિશામા જવા લાગે અથવા અમુક દોડે અને અમુક ઊભા રહે તો રથ આગળ ગતિ કેમ કરે?

રાષ્ટ્ર વિષે પણ એવું જ છે સ્વાધીનતા પ્રાપ્ત કર્યા પછી આપણે રાષ્ટ્રને સુખી, સમૃદ્ધ, સબળ અને સંગઠિત બનાવવા માગીએ છીએ, એ માર્ગે આપણે ત્રણ વર્ષની મજલ પૂરી કરીને ચોથા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ. આપણે કરવી જોઈએ એટલી પ્રગતિ નથી કરી એ હકીકત છે. પરંતુ તેમાં કોનો વાંક? આપણે સૌએ એક જ દિશામાં એકસરખો પ્રયાસ નથી કર્યો.

રામરાજ્યનો સૌથી સહેલો અને ટૂંકો માર્ગ એ છે કે બીજાના દોષ શોધવાને બદલે આપણે આત્મનિરીક્ષણ કરીએ. આપણી આની ત્રુટીઓ એ રીતે દૂર થશે તો પછી આપણી પ્રગતિને કોણ રોકી શકે? જો દરેક વ્યક્તિ ટીકા કરવાને બદલે પોતાની ફરજ બજાવે તો જ્યા ગરીબી, અજ્ઞાન, રોગ અને અછત નહિ હોય એવા આપણા સ્વપ્નના ભારતનું સર્જન શક્ય બનશે.




મારે મારા કામને અંગે શ્રીમંત, ગરીબ, વિદ્વાન, અભણ એમ અનેક વર્ગના કુટુંબોમા મુકામ કરવાનો પ્રસંગ આવે છે તે રીતે એક વાર હું એક કરોડપતિને ત્યા ગયો હતો. લોકોની દૃષ્ટિએ તો તે દરેક પ્રકારે સુખી હતા, પણ તેમના કહેવા પ્રમાણે એ મહા દુઃખી હતા તેમણે કહ્યુ: 'મને ખાતરી થઈ ગઈ છે કે થોડા વર્ષોમા દુનિયામાં સૌ સરખા થઈ જવાના છે મારી આટલી મિલકત જશે ત્યારે અમારી શી દશા થશે એ વિચારથી મને ઘણુ દુઃખ થાય છે.' આમ પૈસાનુ સુખ હોવા છતાં એ ભાઈનું લોહી બળી રહ્યુ હતુ, કારણ કે તેને પાયાની કેળવણી મળી નહોતી. બીજા એક મિત્ર મને કહે, 'હું આ કાળા બજારિયાને ખૂબ જ ધિક્કારું છું. કાળા બજારથી કોઈ ચીજ હું લેતો નથી એક માત્ર ન છૂટકે મારે ખાંડ કાળા બજારમાથી લેવી પડે છે, કારણ કે રેશનમા ફક્ત દોઢ શેર જ ખાંડ મળે છે, અને મારે છ શેર ખાંડ વગર ચાલતું પૂરું થતું નથી!' મને થયું કે આ માણસ એક ખાંડ અને ચા જેવી ચીજ પાસે પરવશ થઈ જાય છે એનુ એક જ કારણ છે કે તેને બુનિયાદી શિક્ષણ મળ્યું નથી જેલમાં મેં મોટા મજબૂત માણસો જોયા છે કે જેઓ ખૂનો અને ધાડો જેવાં પરાક્રમો કરીને જેલમા આવ્યા હતા. પણ એક તુચ્છ બીડીનું ઠૂંઠું મેળવવા ખાતર તે કેટલા બધા દીન બની જતા હતા તે જોઈ હું આશ્ચર્ય પામતો હતો, અને મનમા કહેતો હતો કે જો એમને નઈ તાલીમનુ શિક્ષણ મળ્યુ હોત તો તેની આવી દીન દશા ન હોત. એક વાર હું એક સુખી ઘરના મિત્રને ત્યાં ઊતર્યો હતો. તેમનાં છોકરા મારા ઉપર પ્રેમ રાખે છે. હું એમને વાર્તા કહેતો હતો. એવામા બહાર રસ્તામાં બરફ વેચનાર લારીવાળાની ઘંટડી વાગી. મારી વાર્તા પડી રહી અને છોકરાઓ તરત લારી પર તૂટી પડ્યાં અને પૈસા ખર્ચી, ભૂખ નહોતી છતા, નકામી ચરતુ ખાવા લાગ્યાં. એમને નઈ તાલીમનું ભણતર મળ્યું હોત તો આવું ન થાત. આ બધા નઈ તાલીમ ન લીધેલાના દાખલાઓ છે.

આપણે અંગ્રેજો પાસેથી સ્વરાજ તો લીધું, પણ ખરું સ્વરાજ તો 'સ્વ' એટલે પોતાની જાત ઉપરનુ રાજ્ય છે. આપણા શરીર ઉપર, મન ઉપર અને સર્વ ઇન્દ્રિયો ઉપર રાજ્ય કરીએ ત્યારે જ સાચું સ્વરાજ્ય મળ્યુ કહેવાય.

એક પ્રસિદ્ધ વૈદરાજનો પ્રસંગ મને એક મિત્રે કહ્યો હતો. વૈદરાજ એક ગામડે

જઈ ચડ્યા હતા. તેમને આવેલા જાણી એક પતનો રોગી એમને શરણે ગયો. વૈદરાજે તેને ગળો અને દિવેલનો ઇલાજ સૂચવ્યો. અને કરીમાં મીઠું પણ નાખ્યા વિનાના મગ ખાવાનું કહ્યું. ઈશ્વરકૃપાથી દરદીનો રોગ મટ્યો. નવ–દસ વર્ષે વૈદરાજને તે ગામે ફરી આવવાનું થયું. તેમણે પેલા રોગીની ભાળ કાઢી. તેની પત પાંચ-છ વર્ષથી મટી ગઈ હતી તે જોઈ વૈદરાજ રાજી થયા. પેલાએ પચીસ રૂપિયા વૈદને ચરણે ધરીને પૂછ્યું, 'હવે મારે ગળો અને મોળા મગ ખાવાનું ચાલુ રાખવું કે કેમ?' વૈદ તેની સામે આશ્ચર્યચકિત થઈને જોઈ રહ્યા પોતે તરત ખીસામાંથી સામા પચીસ રૂપિયા ઉમેરી તેને પચાસ રૂપિયા આપ્યા અને નમસ્કાર કર્યા. કહ્યું: 'શું હજુ મારી કહેલી કરી તેં ચાલુ રાખી છે? તું જ મારો સાચો ગુરુ–સાચો ધન્વંતરિ છે, કારણ કે તેં આટલી બધી શ્રદ્ધાથી પ્રયોગ કરીને આ પતના ઉપચારને સિદ્ધ કરી બતાવ્યો છે પતનો ઉપાય હું ગુરુ પાસેથી ભણ્યો હતો, પણ મેં તેને પ્રત્યક્ષ અનુભવ કર્યો નહોતો. મારા ગુરુએ પણ તે પુસ્તકમાંથી જાણ્યો હતો. તેમને પણ અનુભવસિદ્ધ જ્ઞાન નહોતું. તેં આજે મને અનુભવસિદ્ધ જ્ઞાન આપ્યું છે. તેથી તું જ મારો સાચો ગુરુ છે, અને નમસ્કારને યોગ્ય છે. આ પૈસા લે અને જેવી શ્રદ્ધાથી મોળા મગ આટલાં વર્ષ ખાધા તેવી શ્રદ્ધાથી હવેથી રોજ ચૂરમું ખાજે.' આવા શ્રદ્ધાળુ શિષ્યો હોય અને એ વૈદરાજ જેવા શિષ્યવત્સલ ગુરુ હોય ત્યારે સાચી વિદ્યા પ્રગટ થાય છે. આવા શિક્ષકો આજે વિરલ થઈ પડ્યા છે.

મારા પિતાજી એક શિક્ષક હતા. બહુ ભણેલા નહોતા, પણ પોતાના વિદ્યાર્થીઓની સેવા કરતા. વિદ્યાર્થીઓ તેમના પ્રત્યે બહુ જ આદર રાખતા. હું જોતો કે તેમના હાથ નીચે કેળવાયેલા લોકો મોટા થયા પછી અને મોટા મોટા નોકરી ધંધે લાગ્યા પછી પણ તેમને ક્યારેક મળતા તો માનથી નમસ્કાર કરતા.

રવિશંકર મહારાજ (હરિજનબંધુ)

---

મહાન કવિ શેખશાદી એક વખત ઉનાળાના સખત તાપમાં નિમાજ પઢવા મસ્જિદમાં જતા હતા. તાપ સખત, ધરતી ગરમ થઈ ગયેલી પણ પોતે ગરીબ એટલે પગમાં પહેરવા જોડા નહિ. બીજા જે નિમાજ પઢવા આવેલા તેમના પગમાં સુંદર ચમચમતી મોજડીઓ જોઈ મનમાં વિચાર આવ્યો કે 'હે ખુદા, આ શો ગજબ! આ શો અન્યાય! એકને પહેરવા સુંદર મોજડીઓ અને બીજાને પહેરવા જોડા પણ નહિ! અફસોસ. હજારવાર અફસોસ. આ તો ઘોર અન્યાય લાગે છે.' આમ હજી વિચારમાં ને વિચારમાં ઊભા હતા, ત્યાં એક અપંગ મુસ્લિમ નિમાજ પઢવા આવ્યો, પગ નહિ હોવાથી તે તો ઢસડાતો ઢસડાતો આવતો હતો. આ દૃશ્ય જોઈને શેખશાદી પોતાના ગાલ ઉપર તમાચા મારી બોલ્યા: 'ખુદા, માફ કર, ઓ રહેમાન! રહેમ કર. મારી ભૂલ થઈ, કે મેં થોડા વખત પર ખોટા વિચારો કર્યા. આ અપંગ કરતાં તો ખુદાની મારા ઉપર કેટલી બધી જબરી રહેમ છે, કેટલી બધી મોટી કૃપા છે, કે મને સુંદર શરીર આપ્યું છે અને વળી તેના ગુણ ગાવા બુદ્ધિ આપેલી છે. તોબાહ, તોબાહ, ઓ પાક પરવરદિગાર! ક્ષમા કર. ખુદા, તું તો સૌનું ભલું જ કરવાવાળો કરીમ છે! ખરેખર

"ખુદા યા તું ખાવિંદ સબમેં બડા; ઝમીન આસમાન તુને પૈદા કિયા.
રાજાવાર હે તુજકો તારીફ સબ; તું હે સારી આલમ કા ખાવિંદ રબ."

# મરીને જીવાડનાર ઓર ગાંધી!

શ્રી ઈન્દુભાઈ દવે

દિનુ હતો બ્રાહ્મણનો દીકરો આળસુ નહિ, જુઠો પણ નહિ ભણ્યેગણ્યે હોશિયાર રમતા કૂદવામાં ચાલાક. સવારે વહેલા ઊઠી વાચવાની દિનુને સુટેવ નિશાળનુ વાચે અને બીજું બહારનુ પણુ વાંચે સારૂ પુસ્તક ભાળે અને તેનો આત્મા આનદી ઊઠે.

એમ એક દિવસ દિનુ સવારે વાચતો હતો ગ્રામસેવક શ્રી જુગતરામભાઈ દવેનુ "ગાધીજી" નામનું પુસ્તક વાચવામા લીન હતો. ત્યા "ધબાક" કરતો અવાજ આવ્યા અને દિનુનાં વાચનમા ભંગાણુ પડયું અવાજ એવો કર્ણભેદક હતો કે દિનુથી તેનુ વાચન ચાલુ રાખી શકાયુ નહિ અવાજની દિશામા જઈને જોયું તો રસ્તા પર એક બાઈ પડી હતી. માથામાથી લોહી નીકળતુ હતુ અને લોહીનુ ખાબોચિયું ભરાયું હતુ. માખીઓ બણુબણુ કરતી હતી.

સામેથી કરીમભાઈ દોડી આવ્યા. પેલી ચપા અને તેની મામી પણુ આવ્યા પડોશનો દુકાનદાર નથ્થુ દૂરથી આવતો દેખાયો. એક પછી એક બધા ભેગા થવા લાગ્યા દિનુ પણુ વખતસર ત્યાં જઈ પહોંચ્યો. દિનુ દૃશ્ય જોઈને દિગ્મૂઢ બની ગયો તેના મનમા વિચારોની પરંપરા ઊઠી થવા લાગી.

"બધા આવ્યા તો ખરા પણુ અદરો અદર વાતો કેમ કરે છે? પણ શુ કામ તેને કોઈ બેઠી નથી કરતા? શું કામ કોઈ તેનો ઘા નથી ધોતું? શું કામ તેને કોઈ દવાખાને નથી લઈ જતું?"

દિનુની પ્રશ્નમાળા આમ ચાલ્યા કરી. સૌ વાતો કરતા હતા કે, "આ બાઈ ભગિયણુ "પ્યારાબાપુ" છે. પહેલે માળેથી વાળતાં વાળતાં નીચે પડી ગઈ છે" હવે દિનુ પરિસ્થિતિ કળી ગયો. દૂર ઊભા ઊભા બધા બાઈને જોઈ રહ્યા છે. કોઈ નજીક ઢૂકતું નથી તેનુ કારણુ દિનુ બરાબર જાણી ગયો

દિનુને જુગતરામ દવેનું હમણાં વાચતો હતો તે 'ગાધીજી' નામનુ પુસ્તક યાદ આવ્યુ. ગાધીજીએ હરિજનો માટે જેટલું જેટલુ સહન કર્યુ હતું, તે બધુ યાદ આવ્યું.

ભગી આપણા ભાઈઓ છે તેઓ પણુ હિદવાસીઓ છે આપણા ગામને સાફ કરે છે ભગી પ્રભુનું ભજન પણુ ગાય છે. છતા તેને આપણે અડીએ પણુ નહિ? મદદ પણ કરીએ નહિ? બિચારા ગરીબ ગાય જેવા છે ગામના માણુસો તેમને કેટલા હેરાન કરે છે? દિનુની વિચાર પરંપરા ચાલુ રહી.

અને ......દિનુ જઈ પહોચ્યો ભગીબાઈ પાસે તેને અડકયો. ભગિયણુનુ માથું ખોળામા મૂકી તેના સાડલાથી માથાના ઘા લૂછવા લાગ્યો. અને બાજુના ઊભેલાએ શોરબકોર મચાવી મૂકયો સૌ દિનુને ગાળો ભાંડવા લાગ્યા. ચિચિયારીઓ અને કોલાહલ કરવા લાગ્યા.

અને બધા ઘોઘાટ સાંભળી દિનુના બાપુજી ઘરની બહાર દોડી આવ્યા ખભે મેલી અને પીળી જનોઈ, ઢીચણુ સુધીનું લગોટી ભર ગંધાતું પચિયું. ખુલ્લા શરીરે હાથ આમ તેમ ઉલાળતા બાપુજી આવી પહોંચ્યા પણુ જ્યારે જોયું કે તેમનો દીકરો દિનુ ભંગી બાઈ પાસે બેસી માથાના ઘા લૂછી રહ્યો છે ત્યારે તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. હજુ

પણ પ્રેક્ષક વર્ગ કોલાહલ કરી રહ્યો છે. બસ, હિનુના બ્રાહ્મણ-બાપુથી આ જોઈ શકાયું નહિ. બધાને ખસેડી હિનુ પાસે ગયા તેને પકડ્યો. ખેંચ્યો અને ઘર તરફ ઘસડ્યો.... ત્યારે હિનુ ચોધાર આંસુએ રડતો હતો.

હિનુને ઘરમાં લઈ જઈ તેના બાપુજીએ ખૂબ ગાળો દીધી. ગડદા પાટુ માર્યાં. અને મન ફાવે ત્યાં લપડાક પણ લગાવી દીધી. માર મારીને હિનુને અધમૂઓ કરી નાખવામાં આવ્યો. કારણ કે તેણે એક હરિજન બાઈની ચાકરી કરી હતી

હિનુ માંદો પડ્યો. શરીરના અંગો સૂજી ગયા. પથારીવશ રહ્યો બીજી બાજુ પેલી ભંગીઅણનું શું બન્યું ? તેના કોઈ ઓળખીતાએ સિવિલ ઈસ્પિતાલમાં અકસ્માતના ખબર આપ્યા. એમ્બ્યુલન્સ કાર આવી તેને લઈ ગઈ. અઠવાડિયાની સારવાર પછી તે થોડી હરતી ફરતી થઈ ત્યારે તેણે જાણ્યું કે તે ઘવાઈ હતી ત્યારે એક બ્રાહ્મણનો દીકરો તેની સારવાર કરતો હતો અને તેના પિતાએ તેને ખૂબ માર્યો છે. ભંગીઅણનું માતૃહૃદય પીગળી ઊઠ્યું. હિનુને મળવાની તેની ઇચ્છા ઉત્કટ થઈ. સગાંઓને લઈને ઈસ્પિતાલથી હિનુના ઘરે આવી. પણ ઘરના દરવાજે પહોંચે તે પહેલાં જ દરવાજામાંથી હિનુનું શબ બહાર નીકળી રહ્યું હતું. હિનુ સખત માંદગી ભોગવી છેવટે સ્વર્ગમાં સિધાવ્યો હતો. તેને મૂઢ માર મારનાર બાપુજી પણ ચોધાર આંસુએ રડી રહ્યા છે. તેની માતા તો પછડાટ ખાઈને માથું ફૂટી રહી છે. વાતાવરણ સ્થગિત છે. કરુણાનો ઘેરો સાકોટો છવાઈ ગયો છે.

એકને જીવતદાન મળ્યું. બીજાને અમરપદ મળ્યું. ભંગીબાઈ જીવતી થઈ. હિનુ અમર થયો.

ભંગીઅણ બાઈની આંખમાંથી બે ઊના આંસુ ટપક્યા. જે ધરતીએ એ આંસુ ઝીલ્યાં તે ધરતી આજે પણ કરુણતા ભરી મીટ માંડી બેઠી હશે. (રચના)

---

દુનિયાએ અનેક ડાહ્યાં, જ્ઞાની સ્ત્રીપુરુષો ને પીરપેગમ્બરો પેદા કર્યા. એમાં બે પ્રવાહ જોવામાં આવે છે: એક જ્ઞાનીઓનો ને બીજો સંત પેગમ્બરોનો. જ્ઞાનીઓ સ્થિતપ્રજ્ઞ, સુખદુઃખે અવિચલિત, ગુણવિવેકના હિમાયતી છતાં સંસારના સાક્ષીભૂત બની જળકમળવત્ રહેનારા. સંત પેગમ્બરો અંતરમાં ધીખતી સંવેદનાના માર્યા સંસારના અદનામાં અદના જીવ જોડે સંધાઈ-સંકળાઈ તેમના દુઃખે દુઃખી થઈ જીવનારા ને વગર લેવેદેવે પોતાની આસપાસની દુનિયાને ઉજાગરા કરવનારા. સ્થિતપ્રજ્ઞ જ્ઞાનીઓએ ભાવનાની તીવ્ર સૃષ્ટિ વચ્ચે પણ જીવનની સમજણનો એક સમન્વય શોધ્યો હોય છે, જેને ટેકે એઓ લાંબું જીવી શકે છે; જ્યારે સંતપેગમ્બરો પોતાને જડેલું સ્વર્ગરાજ પૃથ્વી પર ઉતારવા ને સંસારને તળિયે પડેલાં ત્રિવિધ તાપે પીડિત એવાં અબુધ અદનાં જનોને એની લહાણી કરવા, પોતાની અંતરગત આસ્થાની ઉષ્મા આપીને એમને ઉપર આણવા, એટલા બધા અધીરા હોય છે કે, સંસારને પોતાની બેચેનીનો લેપ લગાડી, અસંખ્ય જીવોનાં જીવન ઊથલપાથલ કરી મૂકી, દુનિયાને રડતી મેલી વહેલી તકે મરી રહે છે. —સ્વામી આનંદ

ગાંધી–ગુરૂ [અનુ. પૃ. ૧૭૮થી ચાલુ] ... દુ:ખથી પીડાતા લોકોનો અવાજ છે.

લગભગ આવી જ ઘટના રવીન્દ્રનાથના સંબંધમા છે રવીબાબુ જ્યારે ચીન ગયા ત્યારે ચીની પ્રજાએ તેમને જે ઉપાધિ આપેલી તે બહુ જ સુંદર છે. તેમા તેમને "પ્રચંડ તેજે ઊગનારો સૂર્ય" કહ્યા છે તેમની એશિયાની મુસાફરી તો ઇતિહાસ પ્રસિદ્ધ છે. પોતાના રશિયાના પત્રોમા તે લખે છે "રશિયાની તુલના બીજા કોઈ દેશ સાથે થઈ જ ન શકે એ બીજા દેશો કરતા તદ્દન ભિન્ન છે. રશિયામાં બધા જ લોકોને જાગૃત કરવામા આવ્યા છે."



એક વખતે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઉપર પ્રકાશ ફેંકતા તેમણે કહ્યુ હતુ, "આજે શક્તિની સાથે શક્તિ લડી રહી છે. આ પશુનુ પશુ સાથેનું યુદ્ધ છે, મનુષ્ય સાથે મનુષ્યની લડાઈ નથી .......મનુષ્ય પરત્વેનો વિશ્વાસ ખોઈ બેસવો એ પાપ છે. તેથી એ વિશ્વાસની અંત સુધી હું રક્ષા કરીશ. મને આશા છે કે આ મહા–પ્રલય પછી આકાશ જ્યારે વાદળોથી મુક્ત થશે ત્યારે સૂર્યોદયની દિશામાંથી ઇતિહાસનો એક નિર્મળ આત્મપ્રકાશ પ્રગટ થશે. અને એક દિવસે અપરાજિત એવી પોતાની મહાન મર્યાદાને ફરીથી પ્રાપ્ત કરવાના માર્ગે પોતાની વિજય કૂચના અભિમાન માટે બધી મુશ્કેલીઓને ઓળંગી તે આગળ વધશે. માનવતાના અંતહીન અને રક્ષાહીન પરાભવને જ ચરમ સીમા કહેવી એને હું ગુનો ગણું છું.

"આજે હું તમને આ વાત કહેતો જાઉં છું. પ્રતાપશાળીની ક્ષમતા એ મદમત્તતા અને આત્મનિર્ભરતા ઉપર અવલંબેલી નથી. તેની યોગ્યતા નક્કી કરવાનો સમય આવી લાગ્યો છે. ખરેખર, આ સત્ય જ પ્રગટ થશે કે માણસ અધર્મથી અલ્પકાળ માટે ઉન્નતિ કરે છે, સુખ પણ મેળવે છે આગળ જતાં પોતાના શત્રુઓને હરાવે છે પણ અંતે તે એક દિવસે અચાનક સમૂળો નાશ પામે છે"

અંતે હિંદુસ્તાનના ભાવિના સંબંધમાં એક જગ્યાએ કહ્યુ હતુ, "હવે આ દેશના ભવિષ્યની બાબતમા કોઈએ નિરાશ થવાની જરૂર નથી કારણ કે જે અજેય શક્તિ સર્જનાત્મક કાર્ય કરે છે તે તમને પ્રાપ્ત થઈ ગઈ છે. મહાત્મા ગાંધીએ આપણને એક રસ્તો બતાવી દીધો છે આપણે એ રસ્તે ચાલીએ તો આપણી રક્ષા કરી શકીશું. એટલું જ નહિ પણ બીજા લોકોને પણ તેમનુ રક્ષણ કરવામા મદદ કરી શકીશુ"

એક વાર રવીબાબુ વિષે ગાંધીજીએ લખ્યું હતું, "ગુરુદેવ પોતે સાર્વદેશિક છે–આંતરરાષ્ટ્રીય છે. કારણ કે તેઓ યથાર્થરૂપે રાષ્ટ્રીય છે. એટલા માટે તેમની બધી કૃતિઓ સાર્વદેશિક છે. અને તેમાં વિશ્વભારતી સર્વશ્રેષ્ઠ છે. તેઓ એક ઋષિ હતા. આપણે માટે તેઓ પોતાની ગીતાંજલિ મૂકતા ગયા છે. ગીતાંજલિએ તેમને આખા જગતમાં પ્રખ્યાત કર્યા છે. નવી નવી વસ્તુઓ ઉત્પન્ન

"પ્યારાબાપુ"

કરવાની તેમની આશાએ શાંતિનિકેતન, શ્રીનિકેતન અને વિશ્વભારતી જેવી સંસ્થાઓને જન્મ આપ્યો છે

"તેમની એ સંસ્થાઓમાં તેઓ ભાવના સ્વરૂપે વિરાજમાન છે તેમણે લખેલી ગીતાંજલિ આત્માનું સંગીત છે. અને તેમણે સ્થાપેલી સંસ્થાઓ જ વિશ્વ માટે મહાન સંદેશ છે."

અને મહાત્મા ગાંધીજીના સંદેશને ફરી એક વાર કહું તો એમણે એશિયા પરિષદમાં એશિયાને આપેલા સંદેશાના રૂપમાં જે કહ્યું હતું તે અહીં આપું છું

"જે વાત હું તમને સમજાવવા માગું છું તે એશિયાનો સંદેશ છે. તેને પશ્ચિમની આંખે અથવા ઍટમ બૉમ્બની નકલથી શીખી શકાતો નથી તમે પશ્ચિમને કંઈ સંદેશ આપવા ઇચ્છતા હો તો તે સત્ય અને પ્રેમનો સંદેશ હોવો જોઈએ હું કેવળ તમારા મનને અપીલ કરવા ઇચ્છતો નથી; હું તો હૃદય પર કાબૂ મેળવવા ઇચ્છું છું."

જો કે આજે ગુરુદેવ અને મહાત્મા ગાંધી આપણી વચ્ચે નથી પણ તેમના સંદેશ યુગો સુધી માનવતાના માર્ગદર્શક બની રહેશે.

સાંજે મહાદેવભાઈની સમાધિએથી પાછા ફરતાં હતાં ત્યારે બાપુએ કહ્યું, "અહીં આવવાથી મને બહુ શાંતિ મળે છે અને એની પાસેથી મારે જે પ્રેરણા લેવાની હોય તે લઉં છું." મેં કહ્યું, "અત્યારે આપ મહાદેવભાઈ પાસેથી પ્રેરણા લો છો, પહેલાં તે આપની પાસેથી લેતા હતા!" કહ્યું, "કેમ નહીં? પ્રેરણા તો એક બચ્ચા પાસેથી પણ લઈ શકાય, અને બચ્ચું ચાલ્યું જાય તોયે શું? તેનું સ્મરણ તો ચોવીસે કલાક ચાલે છે.. મહાદેવને મારા વારસ થવું હતું, પણ મારે તેના વારસ થવું પડ્યું તેની સમાધિએ ન જાઉં તો બેચેન થઈ જાઉં છું. ત્યાં જઈને હું કશું કરવા નથી માગતો, વખત પણ નથી આપવા માગતો, પણ જઈ આવું છું એટલું પૂરતું છે. હું જીવતો રહ્યો તો આ જમીન આગાખાન પાસે માગી લઈશ. તે ન આપે એમ બને. પણ કોક દિવસ હિન્દુસ્તાન સ્વતંત્ર થયા વિના રહેવાનું નથી ત્યારે આ યાત્રાનું ધામ બનશે હું ત્યાં જાઉં છું મહાદેવના ગુણોનું સ્મરણ કરવા, તે ગુણો ગ્રહણ કરવા, હું એમની સ્મૃતિ ભૂલવા નથી માગતો. અને જે રીતે અહીં મર્યા તેથી તેમના પોતાના તરફની, તેમની પત્નિ અને પુત્ર તરફની મારી વફાદારી પણ મને કહે છે કે મારે નિયમિત રીતે ત્યાં જવું જોઈએ મારા જીવન દરમ્યાન મને આ જગ્યા ન મળે એમ બને અને આ સ્થાનને યાત્રાનું ધામ બનેલું હું જોવા નયે પામું, પણ કોઈ દિવસ એ જરૂર યાત્રાધામ બનશે એટલું હું જાણું છું. આજે હું બધું કામ તેમનું કામ સમજીને કરું છું. બહાર જઈશ તોપણ તેમનું જ કામ કરીશ"

"બાપુકી કારાવાસ – કહાની"



# 'દાક્તર' મગનદાસ

શ્રી હેમંતકુમાર નીલકંઠ

સાબરમતીનો હરિજન આશ્રમ પૂજ્ય બાપુનો આશ્રમ હતો તેથી એના દર્શને અથવા મુલાકાતે કેટલાય પ્રતિષ્ઠિત દેશ પરદેશના સ્ત્રીપુરૂષો અવાર નવાર આવે છે. એમાના ભાગ્યે જ કોઈની સાથે દાક્તર મગનદાસનો પરિચય થતો હશે. પણ એમનો સ્વભાવ, એમનું આશ્રમમાનુ કાર્ય તથા સ્થાન એવા છે કે થોડા દિવસ આશ્રમમા ગાળનારને તો એમનો પરિચય થયા વિના રહે જ નહિ. એક રીતે કહીએ તો તેઓ આશ્રમની જુદી જુદી પ્રવૃત્તિઓની ઇમારતનો એક મજબૂત સ્તંભ છે અને એમના કેટલાક વિશિષ્ટ ગુણોને લીધે એમના કાર્ય વિના આશ્રમની પ્રવૃત્તિઓ તત્કાળ તો લૂલી થઈ જાય

- દાખલા તરીકે કેટલાય વર્ષોથી એકધારી નિયમિતતાથી દાક્તર સવારના ચાર વાગે ઊઠે છે, અને પોણા પાંચ વાગે તો ઓ ઘંટ વગાડી આશ્રમની રોજની પ્રવૃત્તિ શરૂ કરાવે છે સવારના અને સાંજના બરાબર નક્કી કરેલ વખતે જ ઘંટ વગાડવાની એમની નિયમિતતામા ભાગ્યે જ કોઈ વર ભૂલ થઈ હશે ચાર વાગે ઊઠ્યા પછી શૌચ દાતણ વગેરેથી પરવારી તેઓ નક્કી કરેલા વખત સુધી શીર્ષાસન કરવાના તે કરવાના જ, પછી બીજાઓ ભલે એમની મશ્કરી કરે કે ન કરે. અને આશ્રમમા તો જુદી જુદી જાતના-સ્વભાવના-મહેમાનો હોય તેમને મનમાં એ દેખાવ જોઈને જે થવાનુ હોય તે ભલે થાય. પ્રભુ કૃપાએ એમની તંદુરસ્તી પણ સારી છે એવી કે એમના જ શબ્દોમાં તે વર્ણવાય તો ભારે ખાધુ હોય તો પણ 'ત્રણ ચાર કલાક પછી કોઈ રીતે પેટમા વીજળીની બત્તીથી (ટૉર્ચ) જોઈ શકાય તો અનાજનો એક દાણો ન મળે.' એ આરોગ્યમા એમના કહેવા મુજબ નિયમિત શીર્ષાસનનો મોટો ભાગ છે. પણ તે ઉપરાંત અમદાવાદની સાબરમતીના છેક નદી કિનારાની કડકડતી ઠંડીમાં પણ વહેલી સવારના ઠંડે પાણીએ નહાવાનો, કપડાં ધોવાનો તથા સવારના પાંચની પ્રાર્થનામા વરસાદ, ટાઢ, રજા વગેરેને લીધે ઓછામાં ઓછી હાજરીમા પણ હાજર રહીને શક્ય ત્યા સુધી આશ્રમની પ્રાર્થનાભૂમિ ઉપર જ અથવા પૂ બાપુના નિવાસ 'હૃદયકુંજ'ના ઓટલા ઉપર જ પ્રાર્થના કરાવવાના એમના આગ્રહનો ફાળો પણ ઓછો નહિ હોય પણ તંદુરસ્ત શરીર એકલુ તો બસ નથી જ એ પણ ખ્યાલમા રાખવું જોઈએ કાર્યનિષ્ઠા અથવા 'ધગશ' ન હોય તો આટલા વર્ષો સુધી આટલી નિયમિતતા ન જળવાય એ પણ નક્કી છે આનો અર્થ એમ નથી કે એ માંદા પડતા જ નથી, અથવા શરીરમા બીજા વિકારો થતા નથી. પણ ત્યારે પણ 'દાક્તર' કોઈપણ જાતની દવા-દેશી કે પર દેશી-સાધારણ રીતે તો નથી જ લેતા એમના ઓરડામા પડ્યા રહે છે

આશ્રમને લગતાં એમના બીજા કામો પણ પરચુરણ પરચુરણ જુદી જુદી જાતનાં હોય છે આશ્રમના ખાતાઓના હિસાબ ઉપરાંત મહેમાનોની ઝીણી ઝીણી ગણાતી પણ ખરી રીતે તો ખૂબ ઉપયોગી જરૂરિયાતોની સંભાળ પણ એમને જ લેવાની હોય છે. શહેરમા અઠવાડિયામા ત્રણચાર વાર તો જવાનુ ને ભટકવાનુ થય જ. આવાં શહેરના કામોમા કન્યા છાત્રાલય માટે જરૂરી

શીજો લાવવાનું યે હોય અને બેંકમાંથી નાની અને મોટી રકમો લઈ આવવાનું કે મૂકવા જવાનું યે હોય.

કન્યા છાત્રાલયનાં સંચાલકો તથા શિક્ષકો માટે ભલે એ હરિજન બહેનોને પ્રેમ અને માન હોય; પણ એમના 'દાક્તર કાકા' માટે પણ એમના હૃદયમાં અનેરું સ્થાન છે જ. નાની નાની બાલિકાઓ તેમ જ યુવાવસ્થાને ઉમ્મરે પગ મૂકતી હોય કે યુવતી હોય તેવી મોટી બહેનો તરફ એમનો ને એ બધાંનો દાક્તર તરફ જે સરળ, નિર્મળ પ્રેમ છે અને સંકોચ વગરનું વર્તન છે તે જરા બારીક અવલોકન કરનાર માટે નિર્મળતાનો એક મનોરમ દેખાવ પૂરો પાડે છે. એમના સ્વભાવમાં જ બાલકની સરળતા, ભોળાપણું, વગેરે જગતની નજરે કદાચ દુર્ગુણ દેખાતા સદ્ગુણો એવા છે કે નાનાં મોટાં સૌને એમની સાથે ગમ્મત કરવાનો મશ્કરી ઉડાવવાનો પણ, અભરખો થઈ આવે છે. આ 'લાભ' કે 'મઝા' આશ્રમની બહેનો પણ લેવા ચૂકતી નથી. પણ એ હરિજન બહેનો માટેના એમના પ્રેમનો અને ત્યાગનો એક જ દાખલો બસ થશે.

છેક ૧૯૨૧થી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં જુદે જુદે ઠેકાણે પણ પાયાનું જ–કામ કરતા આવ્યા હોવાથી અને કુટુંબીજનો સાથે ત્યારથી જ સંબંધ છોડી દીધો હોવાથી એમની પાસે બચત જેવું તો શું હોય?–એમનો 'પગાર' પણ એટલો જૂજ કે શું બચવા દે? તેમ છતાં એક વાર રૂા. ૧૫૦)ની આસપાસની રકમ એમને ખાતે જમા થઈ હતી. એ બધી જ રકમ એમણે હરિજન કન્યા છાત્રાલયને અર્પી દીધી ને પોતાના ભવિષ્યનો વિચાર સરખોયે ન કર્યો.

એમને પચાસ વરસ પૂરાં થયાં ત્યારે એમની કદર બૂજનારને લાગ્યું કે એમને એમની મૂગી સેવાની કદર તરીકે એક 'અજ્ઞાત–અજાણ્યા–સિપાહી' (Unknown soldier)ના પ્રતીક તરીકે એમને એક થેલી એમને ઓળખીતાઓમાંથી જ ફાળો કરીને આપવી. 'એમને કોણ ઓળખે કે હિસાબમાં ગણે' એમ ફાળો ઉઘરાવનારને લાગતું હતું. ૫૦૦–૧૦૦૦ થાય તો હદ થઈ એમ શરૂ કરતાં થયેલું. પણ શ્રી ભગવાનની કૃપાથી પૂરા ૩૦૦૦) થયા. અને તે ખરેખર આંખ ઉઘાડનાર અને હેરત પમાડનાર અનુભવ હતો.

એમનું ઉપનામ 'દાક્તર' કોણે પાડ્યું ને કયા ભાવથી તથા કયારે તેની ખબર નથી. પણ મૂળ આમ છે. ૧૯૨૦–૨૧માં તેઓ L. C. P. S. ના છેલ્લા વર્ગમાં હતા, ને પૂ. બાપુની હાકલને માન આપી અભ્યાસ છોડ્યો. પણ દાક્તરી ખાસ જ્ઞાનનો એક છાંટો હાલમાં એમનામાં નથી એમ કહેવામાં અતિશયોક્તિ કે એમની અવગણના નથી. ભણેલું બધું જ ભૂલી ગયા છે. જેમ સરદાર વલ્લભભાઈએ એક વાર ઉપદેશ આપ્યો હતો તેમ. માત્ર 'દાક્તર'ની બિનસરકારી પદવી એથી મળી. પણ તેથી એમને અણધાર્યો ફાયદો પણ કોઈક વાર થયો છે. 'સી' કલાસના તો પણ 'દાક્તર' ને! એટલે જેલ–અધિકારીઓ જરા એમની તરફ હળવા રહેતા. જેલમાં જવું, એક સિપાહીની નિષ્ઠાથી રચનાત્મક કામમાં ભાગ લેવો, સુરત જિલ્લાના માંડવી તાલુકાના જંગલની માંદા પડનારી હવાના કડવાં અનુભવ લેવા, ભીલ સેવામંડળમાં કામ કરવું વગેરે એમની મૂગી સેવાપરાયણતાના પ્રસંગો તો જાણનાર જ જાણે છે.



# મણકો-૨ જો-સત્ય

સંકલન કર્તા શ્રી ચંદુલાલ મ. પટેલ

પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમ કે તેની વિભૂતિઓ અગણિત છે એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે. એ મને ક્ષણભર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડયું નથી, પણ એનો હું શોધક છું. એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છું, અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે. પણ એ સત્યનો હું સાક્ષાત્કાર ન કરું ત્યાં લગી મારો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી, મારી દીવાદાંડી ગણી, તેને આશ્રયે મારું જીવન હું વ્યતીત કરું છું.

જે લોકો કહે છે કે, 'ઈશ્વર પ્રેમ સ્વરૂપ છે,' તેમની સાથે ઈશ્વર પ્રેમસ્વરૂપ છે, એમ હું પે કહું. પણ મારા અંતરના ઊંડાણમાં હું મારી જાતને કહેતો કે, ઈશ્વર પ્રેમસ્વરૂપ છે ખરો, પણ સૌથી વિશેષ તો સત્યસ્વરૂપ છે. ઈશ્વરનું પૂરેપૂરું યથાર્થ વર્ણન કરવાને માણસની વાણી સમર્થ હોય, તો મેં મારા મન સાથે નિર્ણય કરી લીધો છે કે, ઈશ્વર સત્યસ્વરૂપ છે, ઈશ્વર જ સત્ય છે. પણ આજથી બે વરસ પહેલાં એથી યે એક ડગલું આગળ વધીને મેં કહ્યું કે, સત્ય ઈશ્વર સ્વરૂપ છે, સત્ય જ ઈશ્વર છે. ઈશ્વર સત્ય છે અને સત્ય ઈશ્વર છે, એ બે વિધાનોમાં રહેલો બારીક ભેદ તમે સૌ જોઈ શકશો. આજથી પચાસ વરસ પૂર્વે શરૂ કરેલી સત્યની શોધ અખંડપણે, એકધારી ચીવટથી ચલાવ્યા પછી હું એ નિર્ણય પર આવ્યો હતો. તે દરમિયાન મેં જોયું કે, સત્યની સમીપમાં સમીપ પહોંચવાનો રસ્તો પ્રેમનો છે. પરંતુ મેં એ પણ જોયું છે કે, અંગ્રેજી બોલીમાં પ્રેમ શબ્દના અનેકવિધ અર્થો થાય છે, અને માણસનો માણસ પ્રત્યેનો પ્રેમ અથવા કામ તેને ભ્રષ્ટ કરે છે. વળી, મેં જોયું કે, પ્રેમ શબ્દનો અર્થ અહિંસા કરી તેને ભજનારા દુનિયામાં બહુ થોડા છે. પણ સત્યનો બેવડો

અર્થ થતો મેં જોયો નથી, અને ઈશ્વરના અસ્તિત્વને ઇન્કારનારા અનીશ્વરવાદીઓ અથવા નાસ્તિકો પણ સત્યની જરૂર અથવા તેની સત્તાને સ્વીકારવામાં આનાકાની કરતા નહોતા. એટલું જ નહિં, સત્યને શોધી કાઢવાની ધૂનમાં નાસ્તિકોએ ઈશ્વરના ખુદ અસ્તિત્વનો ઇન્કાર કરવામાં પણું પાછી પાની કરી નથી; અને તેમની દૃષ્ટિથી એમની વાત ખોટી નથી. અને આ રીતે બુદ્ધિ ચલાવીને મેં જોયું કે, ઈશ્વર સત્ય છે, એમ કહેવાને બદલે સત્ય ઈશ્વર છે, એમ મારે કહેવું જોઈએ.

હકીકતમાં સત્યને માટેના સંસ્કૃત સત્ શબ્દનો શબ્દાર્થ જ એવો થાય છે કે, જે છે, તે સત્. આ અને આવાં બીજાં હું આપી શકું તેવાં કેટલાંયે કારણોસર મેં મારા મન સાથે નિર્ણય બાંધ્યો છે કે, સત્ય ઈશ્વર છે, એ વ્યાખ્યાથી મને સૌથી વધારે સમાધાન મળે છે અને તમે સત્યને ઈશ્વર તરીકે અનુભવવાને નીકળો, તો તે માટેનું એક માત્ર અનિવાર્ય સાધન પ્રેમ, એટલે કે અહિંસા જડે છે, અને હું એમ માનનારો છું કે, સાધ્ય અને સાધન બન્ને એક જ છે, તેથી ઈશ્વર પ્રેમસ્વરૂપ છે અથવા ઈશ્વર પ્રેમ છે, એ કહેતાં મને સંકોચ થતો નથી.

તમારા અંતરનો નાદ તમને જે કહે તેજ સત્ય છે. જે લોકો અંગત રીતે સત્યને ઈશ્વરસ્વરૂપ માની તેની શોધમાં મડે છે, તેમણે અનેકવિધ વ્રતો પાળવાનાં હોય છે. તમારે સત્ય સાગરમાં તરવું હોય, તેનું બિંદુ બની તેમાં એકાકાર થઈ જવું હોય, તો તમારે સર્વ અહંકાર છોડી શૂન્ય બનવું જોઈએ.

જ્યારે તમારું કાર્ય સ્વચ્છ હોય, તેનો હેતુ સ્વચ્છ હોય, તેનું પરિણામ સ્વચ્છ હોય, ત્યારે જ તે અંતરાત્માથી પ્રેરાયેલું હોઈ શકે. પણ તેના ઉપર બીજો નિર્બંધ શાસ્ત્રોએ મૂકેલો છે. જે સંયમી છે, જે અહિંસા, સત્ય અને અપરિગ્રહનું પાલન કરનારો છે, તે જ કહી શકે કે મને અંતરાત્માનો આદેશ થયો છે. તમે બ્રહ્મચારી ન હો, તમારા દિલમાં દયા ન હોય, મર્યાદા ન હોય, સત્ય ન હોય, તો તમે કોઈ કાર્યને અંતરાત્માના અવાજથી પ્રેરાયેલું નથી કહી શકતા.

"સત્ય અને અહિંસાની તુલના શી કરવી? પણ કરવી જ પડે તો હું કહું કે સત્ય અહિંસાથી પણ ચઢે. કેમ કે અસત્ય એ પણ હિંસા છે. જેને સત્ય પ્રિય છે તે તો અહિંસા ઉપર કોઈ દિવસ જવાનો જ." —બાપુ

## અનુક્રમણિકા

૩૦ ઑગસ્ટ ૧૯૫૦


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ ગુરુદેવનો પત્ર | ગુરુદેવ | ૧૭૩ |
| ૨ યુરોપિયન બહેનોની પ્રાર્થના | દ. વા. | ૧૭૪ |
| ૩ અકસ્માત કે ચમત્કાર? | હિ. દી. | ૧૭૫ |
| ૪ કોની બડાઈ? | નીલા ગાંધી | ૧૭૬ |
| ૫ ગાંધીજી અને રવીન્દ્રનાથ | રા. ઉપાધ્યાય | ૧૭૭ |
| ૬ પુણ્ય સ્મરણ | ધીરેન ગાંધી | ૧૭૯ |
| ૭ પરિગ્રહના સ્વરૂપ | ઉજ્જ્વલ કુમારીજી | ૧૮૧ |
| ૮ ગુરુદેવની સાધના | ગુરુદયાલ મલ્લિક | ૧૮૪ |
| ૯ અરવિંદનાં દર્શનની ઝાંખી | શુ. મ. | ૧૮૮ |
| ૧૦ સૂક્તિ સુધા | મુકુલભાઈ | ૧૮૯ |
| ૧૧ સર્વોદય વાણી | રવિશંકર મહારાજ | ૧૯૧ |
| ૧૨ મરીને જીવાડનાર છોટે ગાંધી | પ્ર. દવે | ૧૯૩ |
| ૧૩ 'દાક્તર' મંગળદાસ | દે. નીલકંઠ | ૧૯૭ |
| ૧૪ ગાંધી માળા | ચંદુલાલ બ. પટેલ | ૧૯૯ |
| ૧૫ વિભૂતિ મિલન (ચિત્ર) | ધીરેન ગાંધી | ૧૮૭ |
| ૧૬ આ માસની છબી | નવીન ગાંધી | |

# ગ્રંથાવલોકન

**મહાદેવભાઈનુ પૂર્વચરિત** — લે૦ નરહરિ દ્વા પરીખ

પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ   કિ ૦-૧૨-૦ પૃ૦ ૧૦૩

શ્રી નરહરિભાઈએ સમભાવપૂર્ણ લખેલુ શ્રી મહાદેવભાઈનુ પૂર્વચરિત વાચતા અતીવ આનદ થાય છે શ્રી નરહરિભાઈ પાછલા બે વરસથી મહાદેવભાઈની ડાયરી ઓનુ સપાદન કરી રહ્યા છે ડાયરીના ચોથા ભાગની સાથે મહાદેવભાઈના ચરિત્રની ઝાખી કરાવે એવો લેખ અપવો ઉચિત ધરી એમણે નવજીવને મહાદેવભાઈનુ ચરિત્ર લખવામા ઉપયોગી થાય એવી સામગ્રી મહાદેવભાઈના મિત્રો અને તેમની સાથે સબધમા આવેલી વ્યક્તિઓ પાસેથી એમના બાળપણની કેળવણીના સમયની અને એવી બીજી માહિતી ભેગી કરી હતી એનો ઉપયોગ કરી મહાદેવભાઈ બાપુજી સાથે જોડાયા ત્યા સુધીના તેમના જીવનનુ રસિક, તેમજ બોધક વર્ણન તેવીસ પ્રકરણમા લખ્યુ પરતુ એ પૂર્વચરિત પ્રસ્તાવના રૂપ છપાય એના કરતા સ્વતત્ર પુસ્તક રૂપે જ બહાર પડે તો સારુ એમ માની નવજીવને એ રીતે પ્રસિદ્ધ કરી આપણને બાપુજીના, જીવન તેમ જ તેમની પ્રવૃત્તિઓમા એક રૂપ થઈ ગયેલા, શૂન્યવત્ થઈને અખંડ સેવા કરનારા પ્રતિભાવાન સેવકનો નિકટનો પરિચય કરાવ્યો છે એ ખરેખર પ્રશસ્ય છે મહાદેવભાઈના જીવનના ૨૪-૨૫ વર્ષના બે ભાગ સ્વાભાવિક રીતે જ પડે છે એક ૧૮૯૨થી ૧૯૧૭નો પૂર્વભાગ અને બીજો ૧૯૧૭થી ૧૯૪૨નો ઉત્તર ભાગ આ પુસ્તકમા શ્રી નરહરિભાઈએ પૂર્વભાગનુ જ ચરિત્ર આપ્યુ છે માત્ર ૧૦૦ પાનામા મહાદેવભાઈના જીવનના પૂર્વભાગને સમગ્ર રીતે આવરી લે એવા એક પછી એક પ્રસગો આપીને નરહરિભાઈએ એનુ અતીવ સુરેખ આલેખન કર્યુ છે એમનો વિદ્યાભ્યાસ દિહેણ વગેરે સ્થળે થયેલુ સસ્કારસિચન એમની અભ્ય સપરાયતા ભગવદ્ભક્તિ અને સતસમાગમની તમન્ના, ભોળાશભુ જેવો સ્વભાવ ચારિત્ર્યના જાગ્રત રક્ષક એવા અનેકવિધ પ્રસગોવાળુ એમનુ ઉજ્જ્વળ અને ઉદાત્ત વ્યક્તિત્વ આ પુસ્તક વાચતા આપણી દૃષ્ટિ સમીપ ખડુ થાય છે, અને બાપુજી સાથે મહાદેવભાઈ જોડાયા તે વખતે તેઓ કેટલી સપન્ન-ચારિત્ર્યની ભક્તિપૂર્ણ હૃદયની, બુદ્ધિની વિશાળતાની અને હોશિયારીની-લઈને આવ્યા હતા એનુ આપણને દર્શન થાય છે

'મહાદેવભાઈનુ પૂર્વચરિત' સૌને ગમી જાય એવુ છે અને શ્રી નરહરિભાઈએ પોતાની ઘડાયેલી કલમથી એને એવી સુંદર રીતે આલેખ્યુ છે કે એકવાર વાચવા માટે હાથમા લઈએ તો પૂરું કર્યા વિના મૂકવાનુ મન જ ન થાય આવા નિર્મળ ચરિત્રનુ વાચન અવશ્ય આપણા જીવનને પણ પ્રેરણા આપ્યા વિના રહે એમ નથી.

—મુ૦ કા૦



# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારસરણીનો સમન્વય કરી અને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિ ...

પ્રશ્નાને ચચતા બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

વ્યવસ્થા :—

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું. ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મનીઑર્ડરથી મોકલવું.

પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે. લવાજમ મ. ઑ.થી મોકલતાં મ. ઑ.ની કુપન પર. પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:—

(૧) શ્રી ચીમનલાલ દેસાઈ ટલોઈવાલા
નવીપોળ ગેંડીગેટ રોડ, વડોદરા

(૨) ઈન્દ્રધનુ,
મિશન રોડ, અમદાવાદ

(૩) શ્રી. ચીમનલાલ તમાકુવાલા, વસી તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી, ભાગોળ, સુરત

(૪) શ્રી. મનસુખલાલ જાદવજી ગાંધી,
૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ

(૫) શ્રી. ગીરધરલાલ દામોદરદાસ લિમિટેડ.
રીડરોડ, પોલીસચોકીની સામે, અમદાવાદ

(૬) શ્રી. રામકૃષ્ણ જાજુજી,
તિલક ચોક, સોલાપુર

(૭) એન. એમ. ત્રિપાઠી લિ૦
૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૮) શ્રી વ્યવસ્થાપક, ખાદી ભંડાર, આણંદ,

(૯) શ્રી. આર. આર. શેઠની કુાં૦
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ

(૧૦) શ્રી. ઓધવજી શીવજી જોષી,
૨૩૩–૩૫, ભાત બજાર, મુંબઈ ૯

(૧૧) શ્રી ટેલી ફ્ર્યુટ રેડિયો એજન્સી,
'રૂબી મેન્શન'
સ્ટોર લેઈન પાંરસી બજાર, મુંબઈ ૧.

(૧૨) શ્રી. રમણીકલાલ મેઘાણી,
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમાં "પ્યારાબાપુ" નું લવાજમ નીચેનાં સ્થળોએ ભરી શકાશે.

(૧) શ્રી. પ્રભુદાસ જ. વજરીઆ,
પો. બો. નં. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની

(૨) શ્રી. રતીલાલ પાલા, લોરેન્સો માર્કવીસ,
પો. બો. નં. ૧૨૮૭, [પો. ઈ. આ.]

(૩) શ્રી. અમૃતલાલ વોરા,
પો. બો. નં. ૧૯૦, કમ્પાલા [યુગાન્ડા]

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, ૪૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ ૨૪

પ્રકાશક અને મુદ્રક, પીરેન ગાંધી "પ્યારાબાપુ" મુદ્રણાલય ૪૫, નહેરૂ રોડ વિલેપાર્લે

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતુ માસિક]



વર્ષ ૩ ૩૦ સપ્ટેમ્બર – ૧૯૫૦ અંક ૮

"સત્ય મારો ધર્મ છે અને અહિંસા તેની સિદ્ધિનુ સાધન છે"

ઈશાવાસ્યમિદં સર્વં એ શ્લોકનો આપણે વિચાર કરીએ તેમા કહ્યુ છે કે જે કંઈ છે તે બધું ઈશ્વરને અર્પણ કરી ભોગવીએ કોઈનાયે ધનની ઇચ્છા સરખી ન કરીએ આખી દુનિયા આ ઉપદેશ અનુસાર ચાલે બધા નહી ને એકલા આપણે ચાલીએ તો દુનિયાની સૂરત બદલાઈ જાય પણ એવું ક્યા બને છે? છૂટી છૂટી વ્યક્તિઓ જ એ વાતનો અમલ કરે છે આપણી પ્રાર્થનામા પહેલુ બુદ્ધદેવનુ સ્તવન છે, ત્યાર પછી કુરાનની આયત અને તે પછી ઝંદ અવસ્તાની ગાથાનો પાઠ થાય છે તે પછી આપણે શ્લોક શ્રવણ કરીએ છીએ ને પછી ભજન સાભળીએ છીએ અને તે છતા આપણુ હૃદય સાફ કેમ નથી થતું?

શરીરમા આત્માનો વાસ છે એ તેનુ ઘર છે આમ આત્મા એવા દેહમા વાસ કરે છે જે ગીતાની ભાષામા ધર્મક્ષેત્ર છે અને હાલ જીવી આવેલોનુ ધામ નથી એ ક્ષેત્રને દુઃખ ને શોકમાથી મુક્ત કરવાના કામમા સફળતા મેળવવાની શરત એવી છે કે આ ઘરનો ધણી કામ, ક્રોધ, લોભ મોહાદિ ષડ્રિપુઓથી પોતાના ઘરને મુક્ત રાખે. હરકોઈ વ્યક્તિ આ પરમ સુખની દશા પ્રાપ્ત કરવાને સમર્થ છે અને કંઈક સારા પ્રમાણમા લોકો એવી દશા પ્રાપ્ત કરે તો કવિનુ હિંદ વિષેનુ સ્વપ્નુ તરત સાચુ પડે. પરતુ આજની હિંદની દશા કેવી દુઃખશોકથી ભરેલી છે તેનો વિચાર કરો

અહિંસા ને સત્યના આચારનો ઇજારો થોડા નિષ્ણાતોને મળ્યો નથી ઈશ્વરના આદેશો કહીને ઓળખાવવામા આવતા આચારના વિશ્વવ્યાપી નિયમો માણસનો સંકલ્પ દૃઢ હોય તો સમજવાના અને અમલમા મૂકવાના સહેલા છે માણસજાતમા રહેલી જડતાને કારણે જ તે બધા કઠણ ભાસે છે માનવી પ્રગતિશીલ પ્રાણી છે પ્રકૃતિમા સ્થિર થઈ ને ઊભુ રહેનારુ કશુ નથી. કેવળ એક ઈશ્વર ગતિરહિત અને સ્થિર છે, અચલ છે, કેમ કે તે ગઈ કાલે જેવો હતો તેવો આજે યે છે ને આવતી કાલેયે રહેશે અને છતા તે હમેશ ગતિમાન છે પરતુ ઈશ્વરના લક્ષણોની પચાતમા હમણા આપણે ન પડીએ. એટલુ યાદ રાખીએ ને સમજીએ તો પૂરતુ છે કે આપણે હમેશ પ્રગતિ કરીએ છીએ. તેથી હુ ચોક્કસ માનુ છુ કે માણસજાતને જીવવુ હોય તો ક્રમે ક્રમે અહિંસા ને સત્યનો પ્રભાવ અથવા અમલ સ્વીકાર્યા વિના છૂટકો નથી



તમે સૌ જો સચ્ચાઈથી ને અહિંસાથી એટલે કે પ્રેમની ભાવનાથી કામ કરશો તો તમારો પ્રભાવ આખી દુનિયા પર પડશે ઈશ્વર આપણુ સૌની બુદ્ધિને વિપરીત, અવળી બનતી બચાવો —ગાંધીજી



"ઈશ્વર આપણ સહુની બુદ્ધિને વિપરીત, અવળી બનતી બચાવો."

# મહાપર્વની મહાપ્રાર્થના

સંતબાલજી

પર્વ એટલે આનંદનો દિવસ મહાપર્વ એટલે ઘણા આનંદનો દિવસ પર્યુષણ એ જૈનોનું મહાપર્વ છે કલ્પસૂત્રમાં કહેવામાં આવ્યું છે કે, ઇન્દ્રિયોમાં જેમ આંખ સૌથી મહાન છે તેમ પર્વોમાં પર્યુષણ પર્વ મહાન છે કોઈ પણ ફિરકાનો જૈન આ મહાપર્વને ઊજવ્યા વિના રહેતો નથી વર્ષમાં આ દિવસ સર્વશ્રેષ્ઠ હોવાથી એને સંવત્સરી પણ કહેવાય છે. 'છમચ્છરી' શબ્દ સંવત્સરી શબ્દનું જ અપભ્રષ્ટરૂપ છે ચતુર્માસના વચગાળાના દિવસોમાં અષાડ પૂર્ણિમાને પચાસમે દિવસે જૈનોનું આ મહાપર્વ આવે છે

જૈન એટલે વિજેતા સાચો જૈન કોઈ દિવસ હારતો નથી. સદા અને સતત કોણ જીતી શકે? ગીતામાં કહ્યું છે "જે કામ તથા ક્રોધને હંફાવવાની કળા શીખ્યો હોય તે" આજે કામ-ક્રોધને અથવા રાગ–દ્વેષને હટાવવાની તાલીમ લેવાનું મહાપર્વ છે આ પર્વમાં સાધકોને ખાસ કહેવાયું છે કે, તમે માથામાં એકે વાળ ન રહેવા દેશો તેમ મનમાં એક પણ કાંટો ન રહેવા દેશો. બીજા ભલે 'ખારાબાપુ'



તમને શત્રુ માને પણ તમારો એકે શત્રુ નથી. સૌથી પહેલા તમારા પાડોશીઓને જઈને સુણાવો "હું તમારો સૌનો પરમ મિત્ર છું મારો કોઈ દુશ્મન નથી મારે કોઈની સાથે લગારે વેર નથી. ભૂલ્યે ચૂક્યે પણ મારી ક્રિયાને લીધે આપે મને વિરોધી ગણ્યો હોય તો હું તે અપરાધ બદલ ક્ષમા માગું છું આમ નાના મોટા સર્વ જીવોને તમારા હૃદયના ગદ્ ગદ્ ભાવ જે પ્રાર્થના કરો

ખામેમિ સવ્વે જીવે
સવ્વે જીવા વિ ખમંતુ મે ।
મિત્તી મે સવ્વભૂએસુ
વેરં મજ્ઝ ન કેણઈ ॥

જૈનસૂત્રોની વારંવારની એ શીખ છે કે, "સૌથી મોટામાં મોટો આનંદ આપણા ઊંડા હૃદયનું સમાધાન છે" આવું સાચું સમાધાન એકેએક પ્રાણીના દિલની પાસે પહોંચવાથી જ મળી શકે છે આજે સંવત્સરીના દિવસે મુખ્ય પણે એ જ કરવાનું છે

જૈનસૂત્રેમાં સંઘશક્તિને સર્વોપરી ગણવામાં આવી છે આથી સામાજિક જીવન એ જૈનેનો મહામંત્ર છે, આમ જૈન એટલે

સત્યાગ્રહી વીર. ... સામના કરનાર મહારથી એને તો ડગલે ને પગલે સમાજમાં ઊભાં થતા જુલમો, દબાણો અને લાલચો સામે બાથ ભીડવાની હોય અને છતાંય તે અજાત શત્રુ હોય. એક બાજુથી એ અનિવાર્ય કારણ વિના ફૂલની કળીને પણ ન ચૂંટે જ્યારે અભિમાની અને સમાજઘાતી તત્ત્વો સામે જંગ ખેલવામાં એ સ્થૂળ હિંસાના જોખમો પણ ખેડતાં ન અચકાય અલબત્ત નાનામાં નાની સ્થૂળ હિંસાનું પણ મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત તરત લઈ લે અને એનો આદર્શ તો પરમ અહિંસા જ હોય. મરણ આગમે તે સુધી ભરનારો મૃત્યુંજય મરજીવો જ હોય. સાદાઈ અને સંયમ નો એનાં પરમ સૂત્રો હોય, ક્ષમા અને ધીરજ એના મુખ્યશસ્ત્રો હોય તથા ત્યાગમય તપસ્યા એ જ એનું કવચ હોય. આજે ભારત સામે જગત મીટ માંડી બેઠું છે. હિંસાના તીક્ષ્ણ હથિયારોથી એ થાકી ગયું છે. ભારતનાં સદ્‌ભાગ્યે છેલ્લા યુગમાં એક 'એવો મહાપુરુષ' આપ્યો કે જેણે ભારતની સનાતન છતાં ઘણા વખતથી કટાયેલી એવી અહિંસાને તેજસ્વિની બનાવી. એ જ ભારતમાં આજે ચારે બાજુ હિંસાનો અને વૈરનો દાવાનળ ભભૂકી ઊઠતો જણાય છે; તેને છેક ઠારી નાખી અવૈર અને શાંતિનો સંદેશો આપવામાં જૈનો ઉત્સાહિત થાઓ અને એવો ભગીરથ ઉત્સાહ સિંચવામાં આ મહાપર્વ પ્રેરણારૂપ બનો! એ જ હો આ મહાપર્વની મહાપ્રાર્થના!–(વિશ્વવાત્સલ્ય)

## ખુદાની પાછળ કેટલાં?

એક હિન્દુ સાધુ અને મુસલમાન ફકીર વચ્ચે ગાઢ મૈત્રી થઈ બંનેએ એક વાર વિચાર કર્યો કે સ્વર્ગમાં જઈને ભગવાનનાં દર્શન કરીએ. બંને જણ સ્વર્ગમાં ગયા. ત્યાં ગયા પછી તેમને વિચાર આવ્યો કે આપણે આટલે સુધી આવ્યા છીએ તો કેવળ ભગવાનના જ દર્શન કરીએ, એના કરતા ભગવાનના જે મોટા મોટા પયગંબરો થઈ ગયા છે, તેનાંય દર્શન કરી શકીએ તો ઠીક. એમ વિચારી તેઓ સ્વર્ગના રાજમાર્ગ ઉપર ઊભા રહ્યા. સાંજ પડી એટલે દૂરથી તેમણે એક માથે મુંડન કરેલ હાથમાં દંડ ધારણ કરેલ અને ભગવા લૂગડા પહેરેલ આકૃતિને આવતી જોઈ.

તેની પાછળ હજારોની સંખ્યામાં દંડધારી સંન્યાસીઓનું સરઘસ ચાલ્યું આવતુ હતું.

મુરશીદે પૂછ્યુ: 'આ કોણ આવે છે?'

'આ અમારા શંકરાચાર્ય છે'

એ સવારી પસાર થયા પછી થોડી વારે ઊર્ધ્વ ત્રિપુંડધારી રામાનુજ આચાર્યની સવારી નીકળી. તેની પાછળ લાખોની સંખ્યામાં ભક્તો ભજન ગાતા ગાતાં નીકળ્યા. તે પછી ગૌતમબુદ્ધ, મહાવીર સ્વામી, વલ્લભાચાર્યની સવારીઓ પસાર થઈ. દરેક પાછળ લાખો ભક્તો તેમનો જયજયકાર બોલાવતા હતા

આ પછી થોડી વારે ઘોડા ઉપર બેસીને કોઈ આરબ નીકળ્યા ને તેની પાછળ લાખો ભક્તો ચાલતા હતા.

સાધુએ મુરશીદને પૂછ્યું: 'આ કોણ છે?'

'આ મહમ્મદ પયગંબર, સાહેબ છે.'

આ પછી ઈસુ ભગવાન, અશો જરથોસ્તની સવારીઓ નીકળી.

સૌથી છેલ્લે એક ચીંથરે હાલ ઘરડો આદમી નીકળ્યો. તેની પાછળ પાંચ પચ્ચીસ આદમીઓ ધીમે ધીમે ચાલતા હતા. પેલા સાધુએ પૂછ્યું:

'આ કોણ આવે છે?'

'આ અલ્લા પોતે છે.'

'આમની પાછળ આટલા જ માણસો કેમ છે?'

'અલ્લાની પાછળ ચાલનારા આટલાજ હોય છે.'

"પ્યારાબાપુ"

હમેશ મુજબ આ વર્ષે પણ બીજી ઑકટોબરે ગાધી જયતી આવી અને ગઈ પરતુ ૧૯૨૦થી ૧૯૪૭ સુધી જે જયતીઓ ઊજવવામા આવી હતી તેમા અને ત્યાર પછીની જયતીઓમા કેટલો બધો તફાવત! બાપુજી પોતાની જયતીને 'રેટિયા જયતી' તરીકે ઓળખાવતા હતા અને બાપુ આપણી વચ્ચે હતા ત્યા સુધી આખો દેશ તેમની જયતીને રેટિયાજયતી તરીકે જ ઊજવતો હતો બાપુજીની દૃષ્ટિએ રેટિયો એ માત્ર જડ રેટિયો જ ન હતો એની પાછળ સપત્તિનુ સપૂર્ણ વિકેન્દ્રીકરણ અપરિગ્રહ સ્વાવલબન, જન સમૃદ્ધિ અને અશોષણની સુવિશાળ ભાવના હતી અને એટલા માટે જ અહિંસા અને સત્યનો તેમનો આગ્રહ હતો બાપુજી રેટિયાને ભાવી નિર્માણની ધરી માનતા હતા મૂડીવાદ સામ્રાજ્યવાદ અને શોષણના અતિમોહક અસ્ત્રોથી આજે આખી દુનિયા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે બાપુજી સત્ય, અહિંસા અને રેટિયાના દિવ્ય અસ્ત્રોથી આ કારમા અસ્ત્રોનુ છેદન કરવા ઈચ્છતા હતા તેઓ રેટિયામા જ માનવસસ્કૃતિ અને સભ્યતાની મુક્તિ છે એમ માનતા હતા તેથી જ આખા દેશમા

"પ્યારાબાપુ"



ગાધી જયતી 'રેટિયાજયતી'ના નામે પ્રસિદ્ધ થઈ હતી

૧૯૪૪મા અખિલ ભારતીય ચરખા સઘના વાર્ષિક સમેલન વખતે સેવાગ્રામમા બાપુજીએ ખાદી કાર્યકર્તાઓને કહ્યું હતું

જો આપણે પહેલાની માફક જડતાપૂર્વક, યત્રવત્ અને અહિંસા તથા સત્યની ભાવના વગર રેટિયો ફેરવતા રહીએ તો એવો રેટિયો મારે ન જોઈએ રેટિયો જો પથ્થરની માફક ગળાનો ભાર બની આપણને ડુબાડનારુ એક સાધન હોય તો તેને ફેકી દેજો વિવેક અને બુદ્ધિપૂર્વક અહિંસાનો સદેશ ફેલાવવા અને સ્વરાજ્ય મેળવવા સારુ તે ચલાવવામા આવતો હોય તો જ મને તે ઈષ્ટ છે તમે આ શ્રદ્ધા, આ વિવેક અને આ સાધ નથી જો રેટિયો ચલાવવા તૈયાર હોવ તો તમારામાથી બે–ચાર જણ પણ મારા કામના છે મારે આ બધી વેપારી ખાદી ન જોઈએ એ ભલે સારી હોય એમા પરોપકાર રહેલો હોય તો પણ એ મારા ખપની નથી તેમા અહિંસા ન હોય, અભય ન હોય, વિવેક ન હોય અને બુદ્ધિ ન હોય તો તેની સાથે મારો જરાયે સબધ ન હોઈ શકે હુ તેનો વિરોધ કરીશ એવુયે નથી,

પરંતુ આજે જે રીતે હું તેને મારું સૌથી પ્રિય કાર્ય માનું છું તેવી નહીં માનું. તમે મારો સાથ છોડી દેશો તોયે હું મારો એ ખાદીનો હઠ ન છોડું. પણ આ કાર્યમાં હું તમારી સાથે રહું એમ જો તમે ઈચ્છતા હોવ તો રેંટિયાને મેં જે શ્રદ્ધાથી અને વિવેકથી હાથમાં લીધો છે એ જ શ્રદ્ધા અને વિવેકથી તમારે પણ પકડવો જોઈશે, ત્યારે જ તમારો રેંટિયો સર્વ પ્રકારના ભય, પરાધીનતા અને જડતાને દૂર કરનારો અને ગ્રામોદ્યોગોને નવું જીવનદાન દેનારો બની શકશે એ શ્રદ્ધા સાથે તમે ગામડાઓમાં જશો તો તમે ગામડાની ઘણી સમસ્યાઓ ઉકેલી શકશો, શિક્ષણ અને આરોગ્યની મુશ્કેલીઓ જાણી શકશો અને ખેતી તેમ જ ગોપાલનના માર્ગદર્શક બની શકશો એ ઉપરાંત અંદર અંદરના ઝગડાઓના કુવિચારને દૂર કરી પરસ્પર મદદ અને સદ્ભાવના પણ સ્થાપી શકશો અને ત્યારે જ તમારો રેંટિયો અહિંસા, અભય અને માનવતાનો પ્રતીક બનશે અને તેનાથી માત્ર આપણા દેશનું જ નહિ પણ આખી દુનિયાનું રક્ષણ થશે."

૧૯૫૦ની ગાંધી જયંતીએ આપણી સામે રેંટિયા જયંતીની આ મહત્તા એક પ્રશ્નાત્મક જિજ્ઞાસાના રૂપમાં આવીને ખડી થાય છે આપણે, આપણા દેશે અને આપણી રાષ્ટ્રીય સરકારે રેંટિયાને એ ગૌરવપ્રદ સ્થાન આપવા માટે કંઈ પગલાં લીધાં છે? અને તેમ ન કર્યું હોય તો એ આપણા રાષ્ટ્રપિતા પ્રત્યે ભયંકર વિશ્વાસઘાત નથી?

બાપુ સ્થૂળ દેહે આપણી વચ્ચે નથી પણ, તેઓ તો 'વાસાંસિ જીર્ણાનિ'ના સિદ્ધાંતને માનતા હતા મૃત્યુ તો તેમના ભૌતિક શરીરને જ આપણાથી દૂર કરી શક્યું છે. પરંતુ તેમનો આત્મા તો હિંદની જ નહિ પણ આખા વિશ્વની વિપુલ સંપત્તિ છે બાપુજીના જ દેશમાં વસતા આપણે જો તેમના ચરણોમાં સાચી શ્રદ્ધાંજલિ અર્પણ કરવા ઇચ્છતા હોઇએ, તો તેનો ઉપાય એક જ છે અને તે એ કે તેમણે સૂચવેલા માર્ગે આગળ વધવાનો આપણે આ ક્ષણથી જ નિશ્ચય કરીએ આપણા દેશની સમૃદ્ધિ અને પ્રગતિ મોટા કારખાના સ્થાપવામાં કે બીજા દેશોના ભારતીય એલચીગૃહોમાં નથી તે રાષ્ટ્રસંઘના અધિવેશનોમાં કે મોટા મોટા શહેરોના નિર્માણમાં પણ નથી આપણા દેશની પ્રગતિનો માર્ગ આપણા સાત લાખ ગામડાઓમાં છે, જ્યાં અર્ધનગ્ન, અભણ, અડધા ભૂખ્યા અને કામ વિના રખડતા સામાન્ય જનો રહે છે તેમની ઉન્નતિ રેંટિયો, ગ્રામોદ્યોગ, અસ્પૃશ્યતાનિવારણ, પાયાની કેળવણી અને બીજા રચનાત્મક કાર્યક્રમો દ્વારા થઈ શકે, જે આપણને બાપુએ વારસામાં આપ્યા છે

બાપુનું બલિદાન સામ્પ્રદાયિક સદ્ભાવનાની સ્થાપના માટે થયું. આપણે એ સામ્પ્રદાયિક કટુતાને આપણા હૃદય અને રાષ્ટ્રમાંથી ભસ્મીભૂત કરીએ તો આપણે બાપુના બલિદાનને પુણ્યરૂપમાં ફેરવી શકીએ જે કટુતાના પરિણામે આપણે આપણા રાષ્ટ્રપિતાને ગુમાવ્યા તે કટુતા પ્રત્યે કોઈ પ્રકારનો મોહ રાખવો અથવા તેને પ્રોત્સાહન આપવું એ આપણા રાષ્ટ્રપિતાનો તેમ જ આપણા આત્માનો ભયંકર વિશ્વાસઘાત કર્યા બરાબર છે આપણા દેશના દરેક સ્ત્રીપુરુષે પોતાનું હૃદય ઢંઢોળીને પોતાની જાતને પૂછવું જોઈએ કે હજી મારા દિલમાં એ સામ્પ્રદાયિક કટુતા રહેલી છે કે કેમ? એનો ઉત્તર જો હકારમાં મળે તો આપણી બધી શક્તિ વડે તેને ઉખેડી નાખવી જોઈએ

[અનુ૦ પૃ૦ ૨૨૨થી]

"આશ્રમ"

રાજાનો મિજાજ ગયો. હવે! આવતી કાલે લગ્નને દિવસે સેંકડો માણસોને મોં શું બતાવું! એ વિચારે તો આ ભયંકર ગુનો કરનારની શોધમાં પડ્યો. તપાસ કરતાં ગાજતું વાજતું પોતાની પુત્રી ઉપર જ આળ આવ્યુ. ક્રોધથી લાલચોળ આંખે ધ્રુજતા હૃદયે પુત્રીને બોલાવી ખૂબ ધમકાવી. પુત્રીએ વાત કબૂલ કરી. ને પિતાને ઈચ્છા પડે તે શિક્ષા ફરમાવવા જણાવ્યું.

ઓ પાપિણી, દુષ્ટા આવી દુર્બુદ્ધિ તને ક્યાંથી સૂઝી? તેં મારું નાક કપાવ્યું. મારા કુળને લજવ્યું!!! તું આજ ને આજ આ વખતે જ તારું કાળું મોં લઈ મારા રાજ્યની બહાર ચાલી જા. નહિતર તને જાનથી ઠાર કરીશ

પુત્રી સમજી ગઈ. એક પણ ઉચ્ચાર સરખો કર્યા વગર તે જ વખતે પોતાની પ્રિય જન્મભૂમિને પ્રણામ કરી દુઃખી હૃદયે પણ હિંમતધારી, પ્રભુ ભક્તિમાં લીન થઈ જવાની અભિલાષાએ પંપા સરોવર તરફના પ્રદેશ ભણી ચાલી નીકળી

આ ધર્મિષ્ટ, દયાળુ ને અહિંસાના સિદ્ધાંતને આત્મભોગ સુધી પણ વળગી રહેનારી ભીલડીનુ નામ "શબરી".

× × × ×

ઘણા દિવસ થયાં આવેલી કોઈ વ્યક્તિ વનમાં રસ્તાઓ સાફ કરે છે, ઋષિ મુનિઓ માટે ફૂલ ફળાદિના પડિયા ભરી ભરીને રાતે સરોવર કાંઠે મૂકી જાય છે. ઋષિઓ સવારમાં વહેલા સ્નાનાર્થે આવી સરોવર કાંઠે પડેલાં ફૂલફળાદિ લઈ આનંદ પામે છે, પોતપોતાના સ્વાર્થ ખાતર આવી રીતે રસ્તા સ્વચ્છ કરનાર તેમ જ બીજી સેવા કરનાર કોણ છે તેનું કોઈને ભાન પણ નથી!

ઋષિઓને વગર મહેનતે સુંદર પાકેલાં ફળો મળે, સ્નાનાર્થે જતાં રસ્તામાં કાંટા કાંકરા ન વાગે. આવી મજા જોઈ તેઓ ખૂબ ખુશ થવા લાગ્યા. પણ પોતાના કરેલા તપમાંથી આ સેવા કરનાર વ્યક્તિને તેનાં ફળ મળે છે. તે કોણ જાણે?

આમ અનેક રાત્રિ–દિવસ–પસાર થયા. એવામાં એક દિવસે સંકેત કર્યા મુજબ મુનિઓનું ટોળું પંપા સરોવર તરફ આવે છે, તેણે એક ભીલ–અસ્પૃશ્ય જાતીની સ્ત્રીને રસ્તા સાફ કરતી જોઈ. ઋષિઓ ક્રોધે ભરાયા અરરર! આ પાપિણીએ આપણને અપવિત્ર કર્યા, હવે શું કરવું? માહોમાહે વિચારને અંતે નિર્ણય કરી તે સ્ત્રી તરફ સૌ દોડ્યા ને લાકડી, દંડ જે મળ્યુ તે વડે બિચારી રાંક ભીલડીને માર માર્યો.

સ્વધર્મને ખાતર પોતાનું વહાલું વતન છોડેલી પ્રભુભક્ત સ્ત્રીને આ રીતે દુઃખી બનેલી જાણી, પ્રભુ તેની વહારે ધાયા. પરોક્ષ હિંમત આપી, ને જેમ તેમ કરી સુખ દુઃખે થોડા દિવસ વિતાડવા પ્રેરણા કરી. શબરીને આશ્વાસન મળ્યુ.

પેલા સ્વાર્થી ને જુલ્મી ઋષિઓનું?

તેઓ પોતાના નિત્યકર્મથી વંચિત રહે, ને તેનાં પાપનું ફળ મળે, એ ઇચ્છાથી તે જ દિવસનું પંપા સરોવરનું પાણી પરિવર્તન પામ્યું, ને પાણીને સ્થાને લાલ લીંટ, લોહી જ ભાસવા માંડ્યું. સવારમાં આવી ઋષિમુનિઓ નાહવાની તૈયારી કરે છે, તો સરોવરમાં પાણીનું નામ જ નહિ! અરરર! આ શો ગજબ! હવે સ્નાનક્રિયા શી રીતે થય? તે ન થાય, તો પછી નિત્યકર્મ, ભોજન આદિ ક્રિયાઓ પણ શી રીતે બને?

આવાં તર્કવિતર્ક કરી ઋષિવૃંદ દુઃખી થાય છે, પણ બિચારી [અનુ૦ પૃ૦ ૨૨૧મે]

"આશાભાઈ"

# વિદેશોમાં બાપુ પ્રત્યે શ્રદ્ધા

શ્રીમન્નારાયણ અગ્રવાલ

ગયા છ મહિનાના વિશ્વ-ભ્રમણમાં કોઈ પણ દેશમાં એકેય વ્યક્તિ એવી ન મળી જે બાપુજીના નામથી અપરિચિત હોય અને એમની પ્રત્યે અસીમ શ્રદ્ધા ન રાખતી હોય. અમારી પાસે ગાંધીજીના કેટલાક ચિત્રો હતાં એ જોઈને બધા ખુશ થઈ જતા હતા તેઓ કહેતા હતા–"મહાત્મા ગાંધી ખરેખર એક મહાન પુરુષ હતા! તેઓ હિંદના જ નેતા ન હતા! અમારા પણ હતા." અમે બધા દેશોનાં ગામડાઓમાં ફર્યા. ખેતરોમાં કામ કરતા ખેડૂતોને મળ્યા, રસ્તાને છેડે મહેનત કરનારા મજૂરોને મળ્યા, પરંતુ કોશિશ કર્યા છતાંયે કોઈ એવાં સ્ત્રી-પુરુષ ન મળ્યાં કે જેઓ બાપુનું ચિત્ર જોતાં જ એમને ઓળખી ન લે! બાપુના જીવન-કાલમાં જ એમનું નામ સમગ્ર જગતમાં પ્રસરવા પામ્યું હતું, પરંતુ એમની હત્યાના સમાચારથી દુનિયાને બહુ મોટો ધક્કો પહોંચ્યો. બધા જ દેશોનાં વર્તમાનપત્રો, રેડિયો અને અન્ય વૈજ્ઞાનિક સાધનો દ્વારા ગાંધીજીના નામની એટલી ચર્ચા થઈ કે એમના પ્રત્યેના પ્રેમ અને આદરનો ભાવ સૌનાં દિલમાં ગૂંજી ઊઠ્યો.



પહેલા અમે ચીન ગયા. આંતરિક યુદ્ધને કારણે ત્યાંની પરિસ્થિતિ ડામાડોળ હતી, તોયે લોકોએ ગાંધીજી પ્રત્યે અત્યંત પ્રેમ અને આદર દર્શાવ્યા અને ઇચ્છા પ્રદર્શિત કરી કે ભારત અને ચીન વચ્ચે વધારે ગાઢ સાંસ્કૃતિક સંબંધ કાયમ રહો. ચાંગ કાઈ શેકની સરકાર બધી રીતે બદનામ થઈ ચૂકી હતી, જનતામાં એમના પ્રત્યે લગારે સહાનુભૂતિ ન હતી બીજો માર્ગ ન સૂઝવાને કારણે જ ત્યાંના લોકો સામ્યવાદને અપનાવી રહ્યા હતા પરંતુ કેટલાક પ્રોફેસરોએ અને સુશિક્ષિત લોકોએ ઇચ્છા વ્યક્ત કરી કે જો ગાંધીજીનો સંદેશ ચીનમાં પણ પ્રસરી શકત તો એમનો દેશ મારફાડ માંથી બચી જઈને ઉન્નત અને શાંતિમય બની શકત.

જાપાન આજે એક ગુલામ દેશ છે. ત્યાં અમેરીકાના સૈન્યનું વર્ચસ્વ છે. દેશની સારામાં સારી હોટેલ, દુકાનો અને પાર્ક જાપાનીઓ માટે બંધ છે. એમા તેઓ ન જઈ શકે. અમેરીકાના સિપાઈઓ કોઈ પણ રીતે જાપાનીઓને નીચા પાડવા કોશિશ કરી રહ્યા છે. છતાંયે જાપાનની જનતામા

"પ્યારા બાપુ"

ગજબની શિસ્ત અને સહનશીલતા છે. અમને એ જાણીને અતીવ આશ્ચર્ય થયું કે જાપાનમાં એક ગાંધી-સોસાયટિ છે, જેના લગભગ ૫૦૦૦૦ સભ્યો છે. ટોકિયોના 'સુકિજી હોંગાંજી બુદ્ધ-મંદિર'ના મુખ્ય પૂજારી શ્રી. નાકાયામા આ સોસાયટિના મંત્રી છે ગયે વર્ષે આ મંદિરમાં ભગવાન બુદ્ધની મૂર્તિની પાસે મહાત્મા ગાંધીજીનું ચિત્ર મૂકીને બન્ને મહાત્માઓની પુણ્યતિથિ જોડી સાથે ઘણા આદરથી ઊજવવામાં આવી હતી. જાપાનની જનતા જાણે છે કે એમના નેતાઓએ આઝાદ જાપાનને ગુલામ બનાવી દીધું, જ્યારે ગાંધીજીએ ગુલામ હિંદને આઝાદ બનાવ્યું. એ કારણે આજે જાપાનમાં બાપુજીના વિચારો અને આદર્શો તરફ ઘણી શ્રદ્ધાથી જોવામાં આવે છે આનંદની વાત તો એ છે કે ડિસેમ્બરમાં ભરાયેલી વિશ્વ-શાંતિ પરિષદમાં શ્રી નાકાયામા અને બીજા એક-બે પ્રતિનિધિઓએ જાપાનથી આવી ભાગ લીધો.

અમેરીકા આજે જગતમાં સૌથી વધારે ધનવાન અને શક્તિશાળી દેશ છે. મારો ખ્યાલ હતો કે અહીં ગાંધીજીનાં જીવન અને કાર્ય તરફ વધારે વલણ જોવામાં આવશે નહીં. પરંતુ આ મારો ખ્યાલ ભૂલભરેલો ઠર્યો. અમેરીકાની જનતાએ બાપુજી પ્રત્યે એટલો આદર બતાવ્યો કે અમે ચકિત થઈ ગયા. અમને વ્યાખ્યાનો માટે એટલી યુનિવર્સિટીઓ અને બીજી સાંસ્કૃતિક સંસ્થાઓમાં બોલાવવામાં આવ્યા કે અમને જરાયે ફૂરસદ ન મળી અર્થશાસ્ત્રના ઘણા પ્રોફેસરો સાથે ચર્ચા થઈ. તેઓએ ગાંધીજીના આર્થિક વિકેન્દ્રીકરણના વિચારોને ખૂબ પસંદ કર્યા અને કહ્યું કે જો હિંદ ભૂલથીયે અમેરીકાનાં કેન્દ્રીકરણ અને યંત્રવાદની નકલ કરશે તો ભારે દુર્ભાગ્ય થશે. અમેરીકાના સમજદાર લોકો ભૌતિકવાદથી પરેશાન થઈ ગયા છે અને આશા સેવે છે કે ગાંધીનો દેશ, ભારત, તેઓને નવી રોશની બતાવી શકશે. પ્રો૦ આઈન્સટાઇન પ્રો૦ જૉન ડયૂઈ, શ્રીમતી પર્લ બક, લૂઈ ફિશર અને ડૉ૦ હોમ્સ્ બાપુજી પ્રત્યે ઊંડી શ્રદ્ધા દર્શાવે છે અને એમના સંદેશને અમેરીકામાં ફેલાવવા અથાક પ્રયત્ન કરી રહ્યા છે. અમેરીકાના મજૂર, ટેકસી-ડ્રાઇવર, વિદ્યાર્થી અને વ્યવસાયી 'ઇન્ડિયા'ની મતલબ સારી રીતે સમજતા નથી. કેટલાક લોકો 'ઇન્ડિયા'ને 'ઇન્ડિયા'ના સમજે છે જે અમેરીકામાં જ હબસીઓની એક રિસાયત છે. પરંતુ તમે બસ 'ગાંધી' કહો એટલે બધા જ સમજી જાય છે તેઓ કહેવા લાગે છે—"ગાંધી ઘણો બહાદુર નેતા હતો! એમણે અંગ્રેજોને બિનહથિયારોથી પરાજિત કર્યા! એમના જેવી મહાન વ્યક્તિ હજારો વર્ષોમાં એક વાર જ જન્મે છે!"

ઇંગ્લૅંડમાં પણ બાપુને માટે જનતાના મનમાં આદર છે, પરંતુ લોકો આર્થિક વિટંબણાઓને કારણે ઘણા જ પરેશાન નજરે પડ્યા. કેટલાક એવા લોકો છે જે હજીયે ગાંધીજીને બ્રિટિશ સામ્રાજ્યના બંડખોરના રૂપમાં જોવાનું, ભૂલ્યા નથી. પણ બાપુના નિર્વાણ પછી સારી દુનિયામાં એમના આત્માનો પ્રકાશ પ્રસરેલો નજરે પડે છે. ઇંગ્લૅન્ડમાં લૉર્ડ પેથિક લોરેન્સ, શ્રી પોલાક, મિસ એગથા હેરીસન, શ્રી સોરેન્સન ઇત્યાદિને મળવાનો અવસર મળ્યો. સૌએ ઇચ્છા પ્રગટ કરી કે ગાંધી-સાહિત્યનો પ્રચાર ઇંગ્લૅંડમાં વધારે કરવાની કોશિશ કરવામાં આવે જેથી ઇંગ્લૅંડ અને હિંદ વચ્ચે એક નૂતન સાંસ્કૃતિક સંબંધ કાયમ થઈ શકે.

યુરોપના દેશોમાં ધાર્યા કરતાં વધારે શ્રદ્ધા નજરે પડી. બેલ્જિયમ એક નાનું અને

પુરાતનમા રાષ્ટ્ર છે. ત્યાયે લોકોએ બાપુ પ્રત્યે ઘણો ઉત્સાહ અને પ્રેમ વ્યક્ત કર્યા ફ્રાન્સમા "ગાધી–મિત્ર–મંડળ" (ફ્રેન્ડઝ ઑફ ગાંધી સોસાયટિ) સ્થાયી રૂપમાં છે. એમની મુખ્ય કાર્યકર્તા કેટલીક મોટી મહિલાઓ છે જે દિનરાત ગાંધીજીના સ દેશને ફ્રાન્સમાં ફેલાવ વાની ધૂનમા મગ્ન થયેલી છે.

પેરિસમાં "યુનેસ્કો"ના શિક્ષા–વિભાગે પણ અમને ખાસ નિમત્રણ આપ્યુ અને બાપુજીના "બુનિયાદી તાલીમ"ના સિદ્ધાતોને સમજવા માટે એક વ્યાખ્યાન ગોઠવ્યુ હતુ. સ્વ રોમા રોલાંના પત્ની અને બહેન પેરિસમા બાપુના સાહિત્યનો પ્રચાર કરવામા ઘણી સહાયતા આપી રહ્યા છે

સ્વિટ્ઝર્લૅન્ડ તો કેટલીક દૃષ્ટિએ ગાધી જીનુ અનુયાયી જ છે. ત્યાની આર્થિક અને રાજનીતિક વ્યવસ્થા ઘણું કરીને વિકેન્દ્રિત છે. ગૃહઉદ્યોગોનો સારો ફેલાવો છે ત્રણ કે ચાર ભાષાઓ હોવા છતાયે સદ્ભાવના અને સહિષ્ણુતાનુ વાતાવરણ છે. સામાન્ય જનતાનુ જીવન ઘણું સાદુ, સયમી અને મહેનતુ છે. લોકો રાતે જલદી સૂઈ જાય છે અને સવારે જલદી ઊઠે છે અમે ગામડાઓની ઠીક ઠીક ભીતરમાં ગયા હતા. સ્વિટ્ઝર્લૅન્ડનુ ગ્રામજીવન સુખી, સ્વચ્છ, સમૃદ્ધ અને સુંદર છે ખાસ રાષ્ટ્રીય ઉત્સવોના પ્રસગે લોકો શહેરોમાથી ગામડાંઓ તરફ જાય છે, નહીં કે ગામડાઓના શહેર તરફ હજીયે ત્યાં સૈનિક શિક્ષણ અનિવાર્ય છે, તો પણ લોકોમાં યુદ્ધ ભાવના બહુ ઓછી છે; તેઓ શાંતિપ્રિય છે. એ કારણે સ્વિટ્ઝર્લૅન્ડ છેલ્લા બે મહાયુદ્ધોની વચ્ચે રહીનેય એનાથી અલિપ્ત રહી શક્યુ એ ઉચિત જ હતું કે આ દેશના જીનિવા શહેરમાં આંતરરાષ્ટ્રીય મંઘનુ મુખ્ય–કાર્યાલય સ્થપિત થયું, પરંતુ દુઃખની વાત છે કે ધીરે ધીરે સંયુક્ત રાષ્ટ્રસંઘની કચેરી જીનિવાથી ન્યૂયૉર્ક ભણી જવા લાગી છે.

જર્મનીની હાલત ઘણી ખરાબ હતી. ગત વિશ્વ–યુદ્ધમાં બેહદ નુકસાન થયું. બર્લિનમા તો લકાદહન જ થયુ હતું આશરે ૪૦ ટકા લોકો જર્મનીમા બેકાર છે. તોયે જનતાની હિંમત તૂટી નથી. તેઓ ઘણી મહેનતથી પોતાના દેશને પાછો પગભર કરવા દિનરાત પ્રયત્ન કરી રહ્યા છે. આમ જનતા યુદ્ધોથી કંટાળી ગઈ છે. તેઓ દુનિયામા શાતિ અને સહકાર ઇચ્છે છે. તેથી આજે જર્મનીમા ગાધી–સાહિત્યની માગ અને ભૂખ છે. કેટલેક સ્થળે 'ગાધી–સોસાયટિ' સ્થપાતી જાય છે. ઑસ્ટ્રિયામાં એવી જ સ્થિતિ પ્રવર્તે છે, પરંતુ જર્મનીની સરખામણીમા ત્યા ઓછી બરબાદી થઈ છે

ઝેકોસ્લોવેકિયામા લગભગ એક વર્ષથી સામ્યવાદી ચળવળ ચાલી રહી છે હું ધારતો હતો કે બાપુના નામથી લોકો ભડકશે અને મને વ્યાખ્યાન આપવાની મનાઈ કરશે, પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે ત્યા પણ સારી સભાઓ થઈ અને સામ્યવાદી સરકારની સસ્થાઓએ પણ અમારા આદર–સત્કાર કર્યા. ઝેકોસ્લોવેકિયાની ભાષા અને સસ્કૃતિ ભારતીય ભાષાઓ સાથે અજબ રીતે મળતી આવે છે. પ્રેગનું ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ ગાધી–સાહિત્યના પ્રચારને માટે સુન્દર કાર્ય કરી રહ્યું છે.

ઇટલીમા અમે કેટલાયે સ્થળોએ ગયા. રોમની પ્રાચીન સસ્કૃતિના અવશેષો જોયા. એક જમાનામા રોમન સામ્રાજ્યનું પ્રભુત્વ આખા યુરોપ પર હતુ. પરતુ એ સમ્રાટોની યાદ માટી અને પથ્થરોમાં ભળી ગઈ છે તોયે ઇટલીમાં પ્રાચીન સસ્કૃતિ, ખાસ કરીને ચિત્રકળા અને મૂર્તિકળાની પ્રતિભા ચારેપાસ જોવા મળી. હિંદ અને બાપુની પ્રત્યે લોકોમાં આદર અને શ્રદ્ધા નજરે પડ્યાં. બીજી રીતે

પણ ઇટલી અને હિંદમાં કેટલીયે પ્રકારની સમાનતા છે જ. બંને દેશોમાં ગરીબી છે, જનસંખ્યા વધારે છે, ગંદકી છે; અનુશાસન અને મહેનતની પણ કમી છે.

ગ્રીસમાં આંતરિક – યુદ્ધ ચાલુ હતું. જનતાની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ હતી. પરંતુ અમારે તો ત્યાં પ્રાચીન ગ્રીક સંસ્કૃતિનાં દર્શન કરવાં હતાં. એથેન્સનું જેલખાનું જોયું, જ્યાં સોક્રેટિસને ઝેર આપવામાં આવ્યું હતું. પ્લેટો અને એરિસ્ટોટલની વિદ્યાપીઠોના અવશેષો પણ નિહાળ્યા. ત્યારે જ ખ્યાલ આવ્યો કે હજારો વર્ષો પહેલાં ભારત અને ગ્રીસનો ગાઢ સંબંધ હતો. આજે ય જો બાપુના સ્મરણમા આ બે પ્રાચીન દેશો વચ્ચે સાંસ્કૃતિક સબંધ સ્થાપિત થઈ શકે તો કેટલું સારું! રાજનીતિક પરિસ્થિતિને કારણે અમે ગ્રીસમાં વધારે ફરી શકયા નહીં. પરંતુ સોક્રેટિસના દેશમાં પહોચીને એવું લાગ્યું કે જાણે ઘરમાં જ આવી પહોંચ્યા.

ટર્કીમાં પહોંચ્યા ત્યારે ભારે આશ્ચર્ય થયું. અમે ધારતા હતા કે આ મુસ્લીમ રાષ્ટ્રમાં ગાંધીજીને કોણ યાદ કરશે? ખાસ કરીને ટર્કીમાં પૂર્વની સભ્યતાને ભુલાવવાની પૂર જોશથી કોશિશ કરવામાં આવે છે!

પરંતુ ત્યાં પહોંચતાં જ વર્તમાનપત્રોમાં એટલી ખબરો આવવા લાગી કે અમારું હરવું ફરવું મુશ્કેલ થઈ પડયું. બાપુનું નામ સાંભળતાં લોકોમાં આટલો ઉત્સાહ ફેલાશે એની અમને કલ્પના જ ન હતી. હું ત્યાં જઈને કેટલાક દિવસ સુધી બિમાર જ રહ્યો, પરંતુ શ્રીમતી મદાલસાએ ઘણું કામ ઉપાડી લીધું અને બાપુના સાહિત્યનો સારા પ્રમાણમાં પ્રચાર કર્યો. ત્યાંની પ્રતિષ્ઠિત મહિલા હાલિદા હાનુમ અદીબ ગાંધીજીનાં જુનાં ભક્ત છે અને હંમેશાં ટર્કીનાં અખબારોમાં બાપુની વિચારધારા પર લેખ લખતાં રહે છે.

ટર્કીથી સીરિયા, ઇરાક, ઇઝરાઇલ વગેરે દેશોમાં પણ જવાનો ઇરાદો હતો, પરંતુ મારું સ્વાસ્થ્ય આડે આવ્યું અને અમારે લાચાર બની સીધા કરાંચી આવવું પડયું. અમે ધાર્યું કે, કરાંચી આવ્યા એટલે હિંદમાં આવી પહોંચ્યા. લગભગ સાડાપાંચ મહિના પછી સ્વદેશની ભૂમિ પર ઊતર્યા; પણ થોડા કલાકમાં એ ભ્રમ ભાંગ્યો! અમે જોયું કે કરાંચી હવે પાકીસ્તાનની રાજધાની છે, જ્યાં લોકોને ગાંધીજીનું કે હિંદુસ્તાનનું નામ સાંભળવું પણ ગમતું નથી. પાકીસ્તાને આર્થિક દૃષ્ટિએ સારી વ્યવસ્થા કરી છે. લોકોમાં ઉત્સાહ પણ છે. પરંતુ હિંદુસ્તાન પ્રત્યે દુશ્મનાવટની ભાવના તેઓમાં જોઈને બહુ દુઃખ થયું.

પછી અમે દિલ્હી આવ્યા. દિલ્હીથી પૂર્વ તરફ જઈને અમે અમારી ભૂ–પરિક્રમા શરૂ કરી હતી. પશ્ચિમમાંથી દિલ્હી પહોંચીને અમારું વિશ્વરૂપ-દર્શન પૂરું થયું. વિદેશોમાં બાપુજી પ્રત્યે અગાધ પ્રેમ હતો, આદર હતો, શ્રદ્ધા હતી. લોકો હિંદ તરફ ગાંધીના દેશ તરીકે જ સદ્‌ભાવના–પૂર્વક જોતા હતા. પરંતુ દિલ્હી ઊતરતાં જ અમે એ વિચાર પર આવ્યા કે ચારેપાસ અશાંતિ અને અસંતોષ છે. જનતાની નૈતિકતાનું પતન થતું ચાલ્યું છે. જે આદર્શ બાપુજીએ વર્ષો સુધી અમારી સામે રાખ્યો, તે જાણે હવામાં ઊડી ગયો છે. હિંદ ગાંધીનો દેશ બનવાને બદલે કોણ જાણે શું યે બની રહ્યું છે! ગાંધીજીનું નામ આપણે દર વખતે લઈએ છીએ, પરંતુ એમના વિચારોને જાણે ભૂલી ગયા છીએ. આપણે બધા એટલું યાદ રાખીએ કે હિંદુસ્તાન જો ગાંધીજીને વીસરી જશે તો દુનિયા પણ આપણને ભૂલી જશે અને જે માન–આદર વિદેશોમાં આપણે માટે છે તે પણ ચાલ્યા જશે. આપણે યોગ્ય સમયે ચેતી જઈએ અને એવો અવસર ન આવવા દઈએ.

નિત્ય. શરીર સંગ થોડાની સાથે
હોય આત્મસંગ આખા જગતની
સાથે હોય. બાપુના
આશીર્વાદ

[બાપુનું જીવનદર્શન અતીવ સ્પષ્ટ હતુ, બાહ્ય સંબંધ કરતા આંતરસંબંધ જ સત્ય છે એ વિશે બાપુજીના મનમા જરાયે શંકા ન હતી. તેથી જ એમના વિચારોમા સ્વસ્થતા અને ઊંડી દૃષ્ટિ નજરે પડે છે. લડત દરમ્યાન કેટલાયે ભાઈબહેનોને પોતાનાં સ્વજનોનો વિયોગ સહવો પડતો હતો. એવે સમયે બાપુજી કર્તવ્ય પર વધુ ભાર મૂકી આ વિયોગ એ સાચો વિયોગ નથી, પણ એમાં જ આત્માની સાચી કસોટી છે એ સમજાવતા. જ્યા આત્માનો સબંધ છે ત્યાં તો 'તદ્ દૂરે, તદ્ અંતિકે' એવી વિરોધાભાસી એકરૂપતા જ છે. દૂર હોય કે પાસે એ બધુ જ એને મન સરખુ હોય છે. આ ગહન ફિલસૂફી બાપુજી પોતાનાં ઊંડા અનુભવ અને મનનને આધારે કેટલી સરળતાથી સમજાવતા એનો ખ્યાલ નીચેના પત્ર પરથી આવશે.]

ચિ૦..........

........આ વખતે તમારો ત્યાગ ને તમારી દૃઢતા મને બહુ ગમ્યાં છે. મુદ્દલ ચિંતા ન કરવી. પ્રભુ જે કરે છે તે સારું જ છે. વિયોગ તે વિયોગ નથી. ખરો વિયોગ તો જ્યારે અંતર નોખાં પડે ત્યારે જ થાય છે. જેના અંતર નોખાં છે તે એક સાથે રહેતાં હોય તોયે શું? જેનાં અંતર નોખાં નથી તે પ્રિયમા પ્રિયજન હોય ને કર્તવ્યવશાત્ નોખાં થાય તેથી શું? આટલું આપણે ગીતાને પાને પાને શીખીએ છીએ. શરીર સંગ તે ક્ષણિક છે, દુઃખકર છે. આત્મસંગ નિત્ય છે ને સુખકર છે. શરીર સંગ થોડાની જ સાથે હોય આત્મસંગ આખા જગતની સાથે હોય.

— બાપુના આશીર્વાદ

"જીવન સંયમપરાયણ બનાવવાની યોજના ઘડતી વખતે એક ક્ષણ પણ એ વસ્તુનું વિસ્મરણ ન થવું જોઈએ કે આપણે બધા જ પરમાત્માના અંશ છીએ અને તેથી એનો સ્વભાવ આપણામાં રહેલો છે. અને પરમાત્માને વિષે સ્વચ્છંદ જેવી વસ્તુ હોઈ જ ન શકે. એટલે સાબિત થાય છે કે સ્વચ્છંદ માનવ-સ્વભાવને પણ પ્રતિકૂળ છે. આ મૂળ વસ્તુ, હૃદય સોંસરવી ઊતરી જાય તો સંયમ સાધવામાં કશી મુશ્કેલી ન પડે. આપણે રોજ ગીતાપાઠ કરીએ છીએ તેમાં બરાબર આ જ ધ્વનિ છે. એ શ્લોક તમને યાદ હશે, જેમાં કહ્યું છે કે વિષયમાંથી રસ ત્યારે જ જાય છે જ્યારે પરમાત્માનું દર્શન થાય છે."

આશ્રમમાંથી તમે મુક્તિ માગ્યાનું સાંભળ્યું. જો વિશેષ શુદ્ધ થવા સારુ માગી હોય તો યોગ્ય છે. દોષ થયો હવે દોષ થયા જ કરશે એમ માની હારીને મુક્તિ લીધી હોય તો અયોગ્ય છે. દોષ વિનાનું આ જગતમાં કોઈ નથી. આશ્રમમાં આપણે બધા ભેળા થઈએ છીએ તે દોષ રહિત છીએ તેથી નહીં પણ દોષ દર્શન કરવાને, દોષ કાઢવા સારુ. દોષ થઈ જાય તેનું દુઃખ નથી એ દોષ કરવામાં આપણે કેટલા અમત હતા, ભોળા હતા તેમાં દુઃખ હોય. એ દોષ કાઢવાનો પુરુષાર્થ મોળો કરવામાં કે છોડવામા હોય. તમે કદી હારના નહીં.

— બાપુના આશીર્વાદ

"પ્યારા બાપુ"



માણસાઈભર્યો વ્યવહાર

# બાળકોના બાપુ ★

"શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ પરંતુ ચારિત્ર્યની ખિલવણી–ધર્મભાવનું ભાન,–
એ મન માત્ર સઘળા પ્રકારના વાચનથી મજબૂત થાય છે."—ગાંધીજી

પૈસો એ બૂરી ચીજ છે આપણી પાસે પૈસા હોય તો જ આપણે સુખી થઈ શકીએ, એમ માનવું એ સાચુ નથી આપણા આત્માને આપણે છેતરીએ નહી અને આપણામા જે કંઈ સારું છે એમા રોજ રોજ કંઈક વધારો કરતા રહીએ એ જ સાચુ સુખ છે બીજાને છેતરીને કે જૂઠું બોલીને ધન ભેગું કર્યા કરવું એમા ખરુ સુખ રહેલું નથી. માણસનો સાચો સ્વભાવ જ એ છે કે એનાથી જરા પણ જુદાણુ થઈ જાય તો એનો આત્મા ડખે છે, અને એને ઊંડે ઊંડે એવુ લાગે છે કે હું જે કરી રહ્યો છું એ સારુ તો નથી જ

પણ સાથે સાથે એક વસ્તુ યાદ રાખવી જોઈએ કે માણસ સારી વસ્તુ કરતાં નઠારી વસ્તુ તરફ ઘણું કરીને ઢળતો રહે છે. માણસ જ્યારે પહેલી વાર ચોરી કરે છે ત્યારે એનો અંતરાત્મા એને સાદ પાડી ચોરી ન કરવા કહે છે. એથી માણસ અકળાઈ જાય છે, પણ આત્માના અવાજને ગણકારતો નથી. પછી એમ ધીમે ધીમે એ એટલો બધિર બની જાય છે કે પછી એને આત્માનો અવાજ જ સંભળાતો નથી અને પછી એ ચોરી કરવામા પાવરધો બની જાય છે એવુ જ બીજી બાબતોમા પણ બને છે

એ જ પ્રમાણે પૈસાની લાલચ આપણને લાગે, એટલે પછી આપણે બીજાનો વિચાર જ કરતા નથી અને આપણો લાભ શામાં રહેલો છે એ જ જોઈએ છીએ. આપણી પાસે જો ખોટો આનો હોય તો એ ખોટો આનો બીજાના હાથમા સરકાવી દેવા આપણે મથતા હોઈએ છીએ પણ જો કોઈ બીજો માણસ આપણને ખોટા પૈસા આપે તો તરત જ તેનુ

"પ્યારા બાપુ"

એ તરફ ધ્યાન ખેંચીએ છીએ. એ જ પ્રમાણે આપણે ચાર આનાની ચીજ ખરીદીએ અને દુકાનદારને એક રૂપિયો આપીએ, અને જો દુકાનદાર ભૂલમાં બાર આનાને બદલે તેર આના પાછા આપે તો આપણે ખુશ થતા થતા તેર આના ખીસામાં મૂકી ચાલતા થઈએ છીએ. પરંતુ જો દુકાનદાર બાર આનાને બદલે અગિયાર આના આપે, તો તરત જ આપણે એની પાસે એક આનો માગીએ છીએ.

આમ આપણે માત્ર આપણા જ સ્વાર્થને જોઈએ છીએ, તેથી આજે દુકાનદાર ઘરાકને છેતરવા મથે છે અને ઘરાક દુકાનદારને છેતરવા મથે છે. આ રીતે એકબીજામાં વિશ્વાસ રહ્યો નથી અને તેથી પ્રામાણિકતા ક્યાંથી દેખાય? વેપારીઓ સ્વાર્થ સાધવા દેશની તેમ જ દુનિયાની પરિસ્થિતિ જોઈને પોતાના દેશબાંધવોને જ ચૂસવા પ્રયત્ન કરે છે અને એ રીતે પોતાના જ દેશને સત્ત્વહીન કરે છે. ઘરાક પણ વેપારીથી ભડકતો જ ફરે છે.

પણ હવે આપણે એવી છેતરપિંડીને તજવી જ રહી. વિશ્વાસ અને પ્રામાણિકતાને મહત્ત્વ આપવું જ રહ્યું તો જ આપણે આપણો વ્યવહાર સારી રીતે ચલાવી શકીશું, અને આપણી માણસાઈ બતાવી શકીશું. જ્યાં માણસાઈ હશે, જ્યાં પ્રેમ હશે, ત્યાં જ સાચો વ્યવહાર થતો જોઈ શકીશું.

અમેરિકાનું મુખ્ય શહેર ન્યૂયૉર્ક છે. એ શહેરમાં બનેલી એક સાચી વાત છે. એક બાઈએ એક ઝવેરીની દુકાનેથી ખોટાં મોતીની માળા ખરીદી હતી. એક દિવસે એ માળા તૂટી ગઈ અને બધાં મોતી વેરાઈ ગયાં. તે બાઈએ બધાં મોતી ભેગાં કર્યાં, અને એને ફરીને બંધાવવા પેલા ઝવેરીને ત્યાં તે લઈ ગઈ. પેલા ઝવેરીએ માળાનાં મોતી ગણી જોયાં અને પેલી બાઈને કહ્યું: "આ માળામાં એક મોતી ઓછું છે. એથી એમાં એક મોતી ઉમેરવું પડશે અને પછી બાંધી આપીશ. એનું ખર્ચ ૩૦૦ પાઉંડ થશે."

પેલી બાઈ તો ચમકી જ ગઈ. તે બોલી: "૩૦૦ પાઉંડ! આ માળા મેં અહીંથી જ ખરીદી હતી. તેના મેં માત્ર ત્રણ પાઉંડ જ આપ્યા હતા, અને એક જ મોતીની આટલી બધી કિંમત શાની આપું?"

પેલા ઝવેરીએ કહ્યું: "બાઈ, તમારી વાત સાચી છે. પણ આ માળાનાં મોતી ખોટાં નથી, એ સાચાં મોતી છે. તમને એ માળા ભૂલથી અપાઈ ગઈ હતી. એ આપનાર નોકરને આવી ગફલત કરવા બદલ અમે નોકરી પરથી કાઢી મૂક્યો છે. આ માળાની મૂળ કિંમત તો દશ હજાર પાઉંડની છે પણ અમે તમને તે ભૂલથી આપી દીધી છે તેથી હવે એ તમારી કહેવાય. અમારાથી એ પાછી ન મગાય."

આ સાંભળીને પેલી બાઈ બોલી: "અરે, એવું તે કંઈ થતું હશે? ખરી રીતે એ માળા મારી ન જ કહેવાય. ચાલો ત્યારે, મારી એક શરત કબૂલ કરો. હું તમને આ માળા પાછી આપી દઉં છું. પણ પેલા નોકરની ભૂલ માફ કરીને એને પાછો નોકરીમાં રાખો."

પેલા ઝવેરીએ એનું કહ્યું માન્યું. તેણે પેલા ગરીબ માણસને પાછો નોકરીમાં રાખ્યો અને પેલી મયાળુ બાઈની ભલાઈ જોઈને એને હીરાનું એક લૉકેટ ભેટ મોકલ્યું. —મુકુલભાઈ

"જે નીતિમય જીવન ગાળવા ઇચ્છે છે અને મથે છે તે જ યોગ્ય જીવન ગુજારે છે. નીતિ વિનાની ઈશ્વરી માન્યતા મનુષ્યને બોળી જ તારે છે." —ગાંધીજી




ગુરુદયાલ મલ્લિક

[ભારતની સંસ્કૃતિમાં સંગમનું મહત્ત્વ અત્યુચ્ચ છે જ્યાં બે નદીનો સંગમ થતો હોય છે એ સ્થળ તીર્થ બને છે એ સ્થળનું દર્શન મંગળમય શુચિમય અને પાવનકારી બને છે

ગાંધીજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિના ઉન્નત જીવનના સંગમમાંથી જ સ્વતંત્ર ભારતનું ભાવિ ગૌરવશીલ બનશે. આ બંને મહાપુરુષોના જીવનભિગમોને સમ્મિલિત કરીએ એમાં જ આપણું શ્રેય છે]

ગાંધીજી અને ગુરુદેવ બંને કોઈ એક શહેરના કે દેશના નિવાસી ન હતા તેઓ તો જગત-નાગરિક (Citizens of the world) હતા. તેથી તેઓ બધી સંકુચિત અથવા સંકીર્ણ લાગણીઓથી મુક્ત હતા તેનું કારણ એમનો મુક્ત-આત્મા હતો - એમાં કોઈ પ્રકારનો ભેદભાવ નથી રહેતો અને એ જ સંસ્કારી વ્યક્તિઓનું એક વિશિષ્ટ લક્ષણ છે

એવું હોવા છતાંયે આપણા દેશનો કોઈ વિદ્યાર્થી નાનપણમાં બીજા દેશમાં જઈને અભ્યાસ કરે એના તેઓ વિરોધી હતા તેઓની એવી માન્યતા હતી કે દરેક વ્યક્તિને સૌથી પહેલાં પોતાના દેશની સંસ્કૃતિમાં અવગાહન કરવું ઘટે એ રીતે તે વ્યક્તિને આ સંસારમાં જીવવા માટે એક સાચો આધાર (Foothold) મળે છે, જેના વિના તેની સ્થિતિ ધોબીના કૂતરાના જેવી થાય છે - 'ન ઘાટનો કે ન ઘરનો'

આ માન્યતા પાછળ ગૂઢ સત્ય રહેલું છે દરેક વ્યક્તિનો જન્મ અમુક કુટુમ્બ, જાતિ, દેશ વગેરેમાં પ્રભુની ઇચ્છાનુસાર થાય છે અને તે ઇચ્છા દરેક વ્યક્તિના પૂર્વ-જન્મના સંસ્કાર ધ્યાનમાં રાખીને પ્રતિફલિત થયેલી હોય છે, કારણ કે દરેક જન્મમાં એને તો પોતાની જીવન-યાત્રા ત્યાંથી ફરીને શરૂ કરવાની હોય છે, જ્યાં એના પૂર્વ-જન્મમાં તે વિરામ પામી હતી. પૂર્વ-જન્મમાં આત્મજ્ઞાનનો જે અંશ એણે મેળવ્યો હતો, તેને માટે વધારે પુષ્ટિ એને વર્તમાન જન્મમાં મળે, એટલા માટે જ તેનો જન્મ વિશિષ્ટ જાતના માનસિક-સાંસ્કૃતિક વાતાવરણમાં થાય છે અને એ વાતાવરણ તે વ્યક્તિને સાધારણ રીતે અનુકૂળ જ પડે છે

હવે જે માનસિક-સાંસ્કૃતિક વાતાવરણમાં એક વ્યક્તિનો જન્મ થાય છે તેનો બરોબર લાભ લેવા માટે એને તે વાતાવરણમાં ખાસ કરીને પ્રૌઢ જીવનની અવસ્થા પહોંચતાં રહેવાની ખાસ જરૂર છે, જેમ એક છોડને સારી રીતે ઊગવા માટે વિશિષ્ટ જાતની જમીનની જરૂર હોય છે

વળી નાની ઉમ્મરમાં એ વાતાવરણની છાપ સારી રીતે પડી શકે છે, તેથી એની જે ઉપયોગિતા છે, તેને તે પોતાના જીવનમાં બરોબર ઉતારી શકે છે.

કાચી ઉમરમાં જો કોઈ વિદ્યાર્થી કે વ્યક્તિ પરદેશ ભણવા અથવા રહેવા જાય તો ત્યાંના વાતાવરણમા રહીને તે તેની ખૂબીઓને બરાબર સમજી શકશે નહીં, અને બુદ્ધિથી તે સમજી પણ જાય તો યે તેને પોતાના જીવનમા ઉતારવાનુ બહુ મુશ્કેલ થઈ પડશે. ઘણી વાર તો એમ થાય છે કે તે નવા અજાણ્યા વાતાવરણમા લગભગ, સાંસ્કૃતિક અને ચારિત્ર્યની દૃષ્ટિથી, કચરાઈ જાય છે, જેવી રીતે અમુક દેશનો કોઈ છોડ બીજા દેશની આબોહવામાં સુકાઈ મરે છે.

પણ ગાંધીજી અને ગુરુદેવના આવા વિરોધથી એમ સમજવુ કે તેઓ બીજા દેશની સંસ્કૃતિના વિરોધી હતા, તો એ મોટી ભૂલ છે. તેઓએ પોતે તો આખા જગતની જુદી જુદી સંસ્કૃતિઓમા જે જે સારું છે તેને જીવનમા ઉતાર્યું હતું. ફક્ત એટલુ જ નહિ, પણ તે ઉતારીને પોતાની જે સંસ્કૃતિ હતી તેમાં ઘણો સુધારો કર્યો અને બીજા દેશોની સંસ્કૃતિઓ પર પોતાના દેશની સંસ્કૃતિમાં જે સારું છે તેની છાપ પાડવામાં મદદરૂપ થયા હતા. તેમનો વિરોધ હતો ફક્ત કાચી વયમા કોઈને પોતાના માનસિક, સાંસ્કૃતિક, ધાર્મિક વાતાવરણથી દૂર અથવા બહાર રાખવામા

એમ કહેવાય છે કે જો કોઈ માણસ પોતાની ભાષા સારી રીતે જાણતો હોય અથવા પોતાનો ધર્મ સારી રીતે સમજતો હોય અને પાળતો હોય, તો તે માણસ બીજી ભાષાઓ સહેલાઈથી શીખી શકે છે અને બીજા ધર્મોની ખૂબીઓ અથવા તેનાં તત્ત્વો સહેલાઈથી અને સારી રીતે સમજી શકે છે અને તેનો અમલ પણ કરી શકે છે.

દીનબંધુ એન્ડ્રુઝ ગાંધીજી અને ગુરુદેવના ઘનિષ્ઠ મિત્ર હતા. તેઓ પણ ભારત વર્ષના વિદ્યાર્થીઓને કાચી ઉમરમાં વિદેશ મોકલવાની બાબતમા વિરુદ્ધ હતા. એક વાર તો વિલાયતમાં કાચી ઉમરના હિંદી વિદ્યાર્થીઓનાં જીવનમાં કેવો બગાડ થયો હતો અને થઈ રહ્યો છે એનુ વર્ણન કરતા તેઓ રડી પડ્યા હતા અને તેમણે કહ્યુ હતું

"I would plead earnestly with every Indian father and mother not to send their children abroad, even for higher study when they are still young and immature and not firmly rooted in the religion and culture of their own country"

(હું દરેક હિંદી માતપિતાને વિનંતી કરું છું કે જ્યાં સુધી એમનાં બાળકો કાચી વયનાં હોય અને દુન્યવી જ્ઞાનથી અજ્ઞાત હોય તેમ જ પોતાના દેશના ધર્મ અને સંસ્કૃતિથી પૂરેપૂરાં રંગાયેલાં ન હોય ત્યા સુધી તેઓને ઉચ્ચ અભ્યાસ અર્થે પણ વિદેશમાં મોકલવાં ન જોઈએ)



# નયી તાલીમ શા માટે ? ........................................૯

બબલભાઈ મહેતા

સૌથી પ્રથમ આપણે નયી તાલીમની ભૂમિકા વિચારીએ. નયી તાલીમ શા માટે આવી અને કઈ રીતે આવી ? જો પ્રથમ પ્રશ્નનો વિચાર કરીએ તો ઘણા કારણો જડી આવશે આપણી આજની અપાતી કેળવણીમા દોષો છે, અને તે વાત સર્વમાન્ય છે આપણો આજનો ઉચ્ચ અભ્યાસ કરી રહેલો વિદ્યાર્થી બી. એ કે એમ એ થયા પછી પોતના જીવન વિષે કંઈ નક્કી કરી શકતો નથી બી. એ થયા પછી શુ કરવું ? એ પ્રશ્ન એને મૂઝવી રહે છે. આપણે જાણીએ છીએ કે આપણ દેશમા અક્ષરજ્ઞાનનુ પ્રમાણ ૧૨ ટકા જેટલુ છે મેટ્રિક પાસ થનાર વિદ્યાર્થીઓ ૦॥ ટકાથી પણ ઓછા છે અને ઉચ્ચ અભ્યાસ કરનારની જો આવી દશા થતી હોય તો પછી સામાન્ય વિદ્યાર્થીનુ શું ? ગરીબ અને મધ્યમ વર્ગના માબાપનાં બાળકોની શી સ્થિતિ ? આ બધા પ્રશ્નો ગંભીર વિચારણા માગી લે તેવા છે

આજે આપણો સમાજ વર્ગોમા વહેચાઈ ગયો છે. એક બાજુ શ્રીમંત વર્ગ છે, બીજી બાજુ ગરીબ; એક બાજુ શિક્ષિત તો બીજી બાજુ અશિક્ષિત: એક તરફ ગામડાના લોકો બીજી તરફ શહેરીઓ. આવી અનિચ્છનીય રીતે સમાજના ભાગલા પડ્યા હોય ત્યારે શુ કરવું ? આ રીતે દુર્દશાને પામતા સમાજને અટકાવવા શું કરવું જોઈએ ? આવી સ્થિતિ હતી, અને તે સ્થિતિ ઘણી મૂઝવણ ભરી હતી બધા જ કેળવણીને દોષ દેતા. પણ એ દોષોને દૂર કરવા નક્કર યોજના ઘડનારા કે માર્ગ ચીંધનાર આપણને બહુ ઓછા મળ્યા. પણ જે મળ્યા તેમાના એક અને સાચા પથપ્રદર્શક આપણા પૂજ્ય બાપુજી હતા બાપુજીએ આ બધા પ્રશ્નો ઉપર વિચાર કર્યો, અને પોતાના વિચારોને અનુસાર પ્રયોગ પણ આદર્યા ગાધીજીએ પોતાનાં બાળકોને ઘરમા રાખી પોતાના વિચારો અનુસાર તાલીમ આપી એટલુ જ નહિ પણ ટોલસ્ટૉય ફાર્મ વસાવ્યું એમની સાથે રહેતાં બાળકોને પણ ભણાવ્યા. પણ તેમને તેથી સતોષ ન થયો. ત્યાર બાદ તેઓ હિંદ આવ્યા, અને સાબરમતી આશ્રમની સ્થાપના કરી. ગાંધીજીએ કેળવણી વિષેના તેમના વિચારો ઈ. સ ૧૯૩૭માં હિંદના કેળવણીકારોને ભેગા કરી તેઓની સમક્ષ મૂક્યા તે સમયે સમાજમા પ્રત્યાઘાતો થયા પણ ગાધીજીને લાગ્યું કે પાયાની કેળવણી–એટલે કે પ્રાથમિક કેળવણીથી જ મૂળભૂત ફેરફારો થવા જોઈએ. તેથી તેઓ પોતાના મંતવ્યો માટે મથી રહ્યા.

ગાધીજીએ આપણી દૃષ્ટિ ગામડાંઓ તરફ–તેમા પ્રવર્તતી દુઃખજનક સ્થિતિ તરફ વાળી ગામડાંના લોકો પણ શહેરના લોકોને પથે ચાલવા માડ્યા હતા. કારણ શહેરના શિક્ષિત વર્ગે ગામડાં તરફ એક પ્રકારનો અણગમો કેળવ્યો હતો, અને પરિણામે ત્યાનો સાધારણ ભણેલો વર્ગ પણ પોતાનુ ગામડું છોડી શહેર બાજુ વળ્યો હતો. આપણી સમાજ–રચના જાણે 'તૂટતી ચાલી હતી. ગાધીજીએ આ બધું જોયું. એમની પાસે દીર્ઘદૃષ્ટિ હતી દેશનું સુખ શામાં સમાયેલું છે તે એમણે વિચાર્યું, અને તેના પરિણામે આપણી પાસે નયી તાલીમની યોજના મૂકવામાં આવી. તેમાં ગામડાને કેન્દ્રમાં

રાખવામા આવ્યુ. ગામડાને આપણે વિસરી ન શકીએ કારણ કે આપણો દેશ ગામડાંઓનો જ બનેલો છે. ગાંધીજીએ એ વાતની આપણને ઝાંખી કરી આપી

આપણી કેળવણી નિષ્ફળ નીવડી છે કારણ કે શ્રમ કરવો એ ખરાબ છે એવી ભાવના આપણા શિક્ષિત વર્ગે કેળવી છે. બુદ્ધિશાળી વર્ગ શ્રમ ન કરી શકે, એમા શરમ છે એવા વિચારોને પોષણ મળ્યું છે પણ જો નૂતન સમાજરચના કરવી હોય તો બુદ્ધિ અને શ્રમ એ બેનો સમન્વય થવો જોઈએ શ્રમનું ગૌરવ વધારવુ જોઈએ, અને તે ભાવના ખીલવવા માટે પાયાની કેળવણીથી શરૂઆત થવી જોઈએ. શ્રમની પ્રતિષ્ઠા ત્યાંથી જ થવી જોઈએ તો પ્રશ્ન ઊઠશે કે બાળકોમા આ ભાવના કેવી રીતે ખીલવવી? તેને માટે બાપુજીએ ઉદ્યોગ સૂચવ્યો ઉદ્યોગ-દ્વારા જ શિક્ષણ આપવામા આવશે તો જ દેશને માટે ઉત્તમ છે એમ એમણે બતાવી આપ્યુ

બીજો પ્રશ્ન એ થાય છે કે ઉદ્યોગમા શુ લેવું? શા માટે તકલી અને રેટિયાને જ મહત્ત્વ આપવુ? આ પ્રશ્ન બધા પૂછે છે એક વિદ્યાર્થીએ મને એમ પણ પૂછેલુ કે શહેરમા રેટિયો શા માટે? ગામડાની વાત તો સમજ્યા. શહેરના છોકરાઓને મોટર વિષે, તેની બનાવટનો ઉદ્યોગ લીધો હોય તો? આવા પ્રશ્નો પૂછવામાં આવે છે. તો એના જવાબમાં મેં કહ્યુ કે શહેરમાં એવું કોઈ છે કે જે અનાજ ખાતુ નથી? અને અનાજ તો ગામડામા પાકે છે તો શું આપણા બાળકોને એ અનાજ કોણ પકવે છે, કપડાં કોણ વણે છે એનો ખ્યાલ ન આપવો જોઈએ? અને બીજી દૃષ્ટિએ પણ રેટિયો-કાંતણનો ઉદ્યોગ વધુ વ્યાપક અને વ્યવહારુ બનાવી શકાય તેમ છે. જો કે એનો અર્થ એ નથી કે બધાં જ બાળકો રેટિયો કાંતી, સૂતર કાંતી વણકર જ બને આપણા દેશને માટે દરેક પ્રકારની વ્યક્તિઓની જરૂર છે સ્વ. ટાગોર જેવા કવિ પણ જોઈએ છે અને જગદીશચંદ્ર બોઝ સરખા વિજ્ઞાનીઓની પણ જરૂર છે છતા આ ઉદ્યોગ ૭ થી ૧૪' વર્ષના બાળકની કેળવણીમાં એક સાધન બની શકે છે પ્રત્યક્ષક્રિયા અને પ્રવૃત્તિ માટે ઉદ્યોગને આટલુ સ્થાન આપવામાં આવ્યુ છે

આ ઉદ્યોગ તાલીમની દૃષ્ટિએ છે એ કદી ભૂલવુ ન જોઈએ શું કાંતવામાં બધા બાળકોને રસ પડી શકે?—તો કહી શકાય કે "હા" મારા અનુભવે મને બતાવ્યું છે કે બધા જ બાળકોને રસ પડે છે રસ તો જ્યારે કાર્યમા નિષ્ફળતા મળે ત્યારે જ ઊડી જાય છે એ રસ ટકાવી રખાવવો એ શિક્ષકના હાથમા છે બાળકોને યોગ્ય માર્ગદર્શન મળે તો પોતાના કાર્યમા મળેલી સફળતાનો, સર્જન કર્યાનો આનંદ મળી શકે છે. પણ "કૂવામા હોય તો હવાડામાં આવે"—શિક્ષકમાં હશે તો બાળકોમાં આવે ને? શિક્ષકે બાળકોને સર્જન કરવાની તક આપવી જોઈએ એકલી પ્રવૃત્તિ એ તો માત્ર વૈતરું બની રહે છે પણ એ પ્રવૃત્તિ પાછળ તાલીમ આપવાની દૃષ્ટિ શિક્ષકની હોવી જોઇએ. શિક્ષકે ઉદ્યોગની કળા સાધ્ય કરવી જોઇએ અને નૂતન કેળવણીનો ઝીણવટથી અભ્યાસ કરવો જોઈએ

જો આપણે સાચી લોકશાહી સ્થાપવી હશે તો આપણા વિચારોને પલટો આપ્યા વગર છૂટકો જ નથી સ્વતંત્ર પ્રજામા જે ખુમારી છે એવી ખુમારી આપણે એ લાવવી ઘટે. લોકોમાં બીજાને દુઃખમાં મદદ કરવી એ ...[અનુસંધાન પૃ૦ ૨૨૮ મે]

"પ્રાણબાપુ"

થોડા વખત દૂર ઊભા રહી અંતે પોતાની ભૂલ જણાતાં સૌ પ્રભુ પાસે ગયા. પોતાના ગુના માટે પશ્ચાત્તાપ કર્યો. શબરી પાસે અનેક વખત ક્ષમા માગી, ને પોતાની ભૂલ કબૂલ કરી.

પ્રભુ કૃપાથી, પંપા સરોવરનુ પાણી, જે પરિવર્તન પામ્યું હતું, તે હવે શુદ્ધ જળ થઈ ગયું. શ્રીરામના આશીર્વાદ તથા શબરીની દુવા લઈ ઋષિમંડળ સ્વસ્થાને સિધાવ્યું.

આ રીતે શબરીનું માન વધારી શ્રીરામે હલકી કહેવાતી જ્ઞાતિ પણ પ્રભુ ભક્ત હોય તો, તે વંદનીય છે, પૂજનીય છે, એવો પાઠ આપણને ભણાવ્યો છે. તે ગમે તેવા પ્રસંગે પણ ભૂલવા જેવો નથી.

---

બાપુનુ પુણ્ય સ્મરણ: [અનુ. પૃ. ૨૦૬થી ચાલુ]

બાપુજીનો સંદેશ આપણા દેશ પૂરતો મર્યાદિત નથી એ તો યુદ્ધથી ત્રાસેલી આખી દુનિયા માટે છે. આજે ફરીને દુનિયાના કેટલાક ભાગમા યુદ્ધના કાળાં વાદળ ઘેરાઈ રહ્યા છે. દુનિયા યુદ્ધના બે પક્ષોમાં વહેંચાઈ ગઈ છે. ઍટમ બૉમ્બ અને કૉસ્મિક બૉમ્બની રચના થઈ રહી છે અને રાજનીતિજ્ઞ પુરુષો ભસ્માસુરના વરદ હસ્ત સાથે શાંતિ–સુંદરીને વરવા પાગલની માફક ફરી રહ્યા છે ત્રીજું વિશ્વયુદ્ધ થશે તો દુનિયની સંસ્કૃતિ અને સભ્યતાનો નાશ નક્કી થશે. માનવ સભ્યતા આજે કટોકટીને સ્થાને છે. ભ્રમના ધૂમસથી બધી દિશાઓ છવાયેલી છે રાગદ્વેષના આવરણોએ માણસને વિવેક ભુલાવ્યો છે. આવી સ્થિતિમાં જરાપણ દિશાભ્રમ થયો તો દુનિયાનો નાશ નિશ્ચિત છે. દુનિયાની મહાન સત્તાઓ આજે શાંતિનો ક્ષીણ અવાજ સાંભળવાનો ઇનકાર કરી રહી છે. પરંતુ વિશ્વમાં ઍટમ બૉમ્બ કે કૉસ્મિક બૉમ્બથી શાંતિ સ્થપાવાની નથી. વિશ્વશાંતિની તોફાની નૌકાને કેવળ અહિંસાના લંગરથી જ બાંધીને બચાવી શકાય એમ છે. બાપુજીની જયંતીના આ શુભ દિને વિશ્વના દુઃખોની અસરકારક ઔષધિ ભારત પાસે છે એવું આશ્વાસન આપણે દુનિયાને આપી શકીએ એમ છીએ ખરા? બાપુ સ્થૂળ દેહે આજે આપણી વચ્ચે નથી, તેથી દુનિયાને આશ્વાસન આપવાની જવાબદારી વધારે ગંભીર બને છે. આજે બાપુ આપણી વચ્ચે તો નથી પણ તેમનો આત્મા જરૂર અહિંસાત્મક માર્ગે આપણી પ્રગતિને આશા અને વિશ્વાસ સાથે જોઈ રહ્યો હશે.

---

## સાભાર-સ્વીકાર

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, તરફથી:—

**ભીમનાં પરાક્રમો:** લે૦ માધવજી ગોવિંદજી પટેલ, કિં. ૧–૪–૦; **ગૌતમ બુદ્ધ:** લે૦ રામનારાયણ ના. પાઠક, કિં. ૧–૪–૦; **કુણાલ:** લે૦ છોટુભાઈ જોઈતારામ ભટ્ટ, કિં. ૦–૮–૦; **બાળક:** લે૦ પ્રિં. બંસીધર અને અમરનાથ ગુપ્ત, અનુ૦ કુસુમબહેન ચી. શાહ, કિં. ૧–૮–૦; **પ્રેમપંથ:** લે૦ ગાંધીજી, યોજક દેસાઈ વાલજી ગોવિન્દજી કિં. ૦–૪–૦; **ભીમભાઈનું પહેરણુ:** લે૦ છોટુભાઈ જોઈતારામ ભટ્ટ, કિં. ૦–૮–૦;

# "દીધું દાન પાછું લેવાય નહીં'



રતુભાઈ અદાણી

૨૦ દર વરસે રેંટિયાબારસના શુભ દિવસે પૂ૦ બાપુને પ્રિય એવી રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવવા માટે શ્રી નારણદાસકાકા ગાંધીથેલીની ટહેલ નાખે છે લોકો શ્રદ્ધા પૂર્વક એ ટહેલ પૂરી કરી આપે છે

એક ગામમા ગામના આગેવાન નાગરિકો બહારથી આવેલા એક રચનાત્મક કાર્યકરને લઈને ગામની બજારમા ગાંધી થેલીનો ફાળો ઉઘરાવવા માટે નીકળ્યા બજારમા એક પછી એક દુકાને ફરતા ગયા. કોઈએ ગાંધી થેલીમા એંશી રૂપિયા નોંધાવ્યા તો કોઈએ ચાળીસ નોંધાવ્યા કોઈએ વીસ તો કોઈએ દસ કોઈએ પાંચ, કોઈએ અઢી તો કોઈએ સવા રૂપિયો નોંધાવ્યો

ફરતા ફરતા એક નાનકડી દુકાન આવી બપોરનો વખત હતો દુકાનનો માલિક ઊંધમા પડેલી ખુરશી ઉપર આરામથી બેઠો બેઠો ઝોલે ગયો હતો

"કા ભાઈ, તારે શુ નોંધાવવુ છે?" ગામના આગેવાને જુવાન દુકાન–માલિક પાસે જઈને પૂછયુ

"માફ કરો" દુકાન માલિકે જરા ઝબકી જઈને મીચેલી આંખે જવાબ દીધો

"શુ માફ કરો! આંખ ઉઘાડીને જોનો ખરો" આગેવાને ગામના પરસ્પરના સબંધની રૂએ જરા કડક અવાજે કહ્યુ

"શ્રદ્ધા નથી." દુકાન માલિકે આંખો ચોળતા ચોળતા કહ્યુ

"શેમા શ્રદ્ધા નથી?' આગેવાને સહેજ હસતા હસતા કાવકાઈથી પૂછયુ

"પ્યારાબાપુ"

'તમે જેને માટે આવ્યા છો એમા' દુકાન માલિક હવે સ્વસ્થ થયો હતો

'પૂછ તો ખરો કે શેને માટે આવ્યા છીએ! કે એમને એમ 'માફ કરો' અને 'શ્રદ્ધા નથી'!" આગેવાને કહ્યુ

'તો બોલો! શુ છે?" દુકાન માલીકે બેસતા બેસતા પૂછયુ

દર વરસે ગાંધી બાપુના જન્મ દિવસે રાજકોટમા શ્રી નારણદાસભાઈ તરફથી ગાંધી થેલીનો ફાળો થાય છે (કાર્યકર તરફ આંગળી ચીંધીને) આ ભાઈને શ્રી નારણદાસભાઈએ એટલા માટે મોકલ્યા છે એમાથી ખાદી અને એવુ બીજુ કામ ચાલે છે" આગેવાને ટૂંકમા સપૂર્ણ ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો

તે પહેલેથી એમ કહેવુ હતુ ને!" કહેતો કહેતો દુકાન માલિક ઊઠ્યો દુકાનમા સામી ભીંતે એનો કોટ ટીંગાતો હતો કોટના ખીસામા હાથ નાખી એણે પૈસાની મુઠ્ઠી ભરી અને આવીને આગેવાનના હાથમા પૈસા મૂકયા

"કેટલા છે?" આગેવાને પૂછયુ

"ગણી લો ને તમારી મેળે! દુકાન માલિક બોલ્યો.

"એક રૂપિયો અને સાડા છ આના છે" આગેવાને પૈસા ગણીને કહ્યુ

"જે હોય તે. આજનો અત્યાર સુધીનો આટલો વકરો છે" દુકાન માલિકે કહ્યુ

આગેવાને ગાંધી થેલીની સવા રૂપિયાની પહોંચ અને બાકી આના દુકાન માલિકના હાથમા મૂકયા.

"તે આ અઢી આના પાછા કેમ ?" દુકાન માલિકે પૂછ્યું.

"આ ફાળો એંશી સીક્કામાંજ ઉઘરાવાય છે. અને એ હિસાબેજ આ પહોંચો છપાય વામાં આવી છે. એંશી પૈસા એટલે સવા રૂપિયો, કાં અઢી રૂપિયા, કાં પાંચ રૂપિયા, એમ એ હિસાબે જ ફાળો લેવામા આવે છે. તને સવા રૂપિયાની પહોંચ આપી. વધારાના અઢી આના તને પાછા આપ્યા." આગેવાને ખુલાસો કર્યો

"આજની જે કમાણી હતી એ બધી ગાંધી બાપુના ફાળામાં આપી દીધી. વધારે પૈસા તો કોટમા છે નહીં." દુકાન માલિક બોલ્યો.

"તે કાંઈ હરકત નહીં. તમારો આ સવા રૂપિયો સવા લાખ કરતાંય વધુ કિંમતી છે." સાથેના કાર્યકર બોલ્યા.

"આ અઢી આના ક્યાંક વાપરી નાખજોને!" દુકાન માલીકે કહ્યું. એના મોઢા ઉપર થોડી મૂઝવણ હતી

"તે તુ ક્યાક વાપરી નાખજે ને! અમારાથી તો છાપેલી પહોંચ કરતા વધુ પૈસા લેવાય નહીં." આગેવાને કહ્યું.

"તો મારાથી દીધું દાન પાછું લેવાય નહીં." દુકાન માલિકે કહ્યુ.

"તો આ અઢી આના ક્યાંક સારા કામમાં વાપરી નાખજે. અને કાં એક રૂપિયો દોઢ આનો ઉમેરી દે એટલે બીજી સવા રૂપિયાની પહોંચ આપું." આગેવાને કહ્યું.

"ત્યારે એમ બોલો ને! આજનો વકરો તો આપી દીધો. મારી પસે તો કાવડિયુ ય નથી. પણ હમણાં પૂરાં કરી આપું. અંતે તો આ પૈસા ગાંધી બાપુના કામમાં વાપરવાના છે ને!" દુકાન માલિક બોલ્યો, અને તરત ઊભો થઈને પાડોશી વેપારી પાસેથી એક રૂપિયો દોઢ આનો ઊછીનો લાવીને એણે આગેવાનના હાથમાં તે રકમ મૂકી. આગેવાને બીજી સવા રૂપિયાની પહોંચ ફાડી આપી.

"દીધું દાન પાછું લેવાય નહીં." ગામડાંના એક સામાન્ય સ્થિતિના વેપારીની કેવી ખુમારી અને ખાનદાની!

---

એક સંત પાસે એક સાધક ગયો. એ વખતે સંત ડુંગરીનું (તરુ) ધરુ એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે રોપી રહ્યા હતા સાધકે પૂછ્યું: "મહારાજ, ઇંદ્રિયો અને મનને વશ કરવા માટે હું શું કરું?" સંતે પોતાના કામનો નિર્દેશ કરી કહ્યું, "આ હું કરું છું તેમ કર્યા કર, અથાત્ હું જે નાના સરખા ક્યારામાંથી ડુંગરીના ધરુને ઉખેડી મોટા ક્યારામાં રોપું છું તેમ તું તારા દેહરૂપી નાનકડા ક્યારામાં રહેલા અહમ્‌ને ઉપાડી મોટા વિશાળ બ્રહ્મરૂપી ક્યારામાં રોપી દે—એની સાથે એકરૂપતા સાધતો રહે."

(૨)

ઈન્દુલાલ શાહ

વસ્ત્રસ્વાવલંબન ઈચ્છનાર જેમ રેંટિયો અપનાવે છે તેવી રીતે અન્નસ્વાવલંબન પ્રતિ ગમન કરનાર વ્યક્તિ શાકભાજીનો ઉછેર જરૂર હોશે હોંશે કરશે આપણા રોજિંદા ખોરાકમાં શાકભાજીનું સ્થાન અમૂલ્ય છે અને આજના સમયમા રોજબરોજ તેના મૂલ્ય વધતાં જાય છે. સરકારની ઈચ્છાને માન આપી આપણે શાકભાજીનો ઉપયોગ વધારવા પ્રયત્ન કરીએ પરંતુ સામાન્ય જનતાને માટે એ મોંઘું જમણ બને એટલે સ્વેચ્છાથી સ્વાવલંબન સ્વીકારનારને તેમજ સમયની કુટિલતાને અંગે શાકનો ઉપયોગ વધારનારને, બન્નેને માટે એક જ સુલભ રસ્તો છે અને તે શાકભાજીનું પોતાના કમ્પાઉંડમા વાવેતર કરવાનો. રસ્તો સુલભ છે એટલો જ રસદાયી પણ છે, એ તો એનો અનુભવ કરનાર તરત જ કળી જશે પરંતુ શરૂઆતમા એની પાછળ થોડો સમય તથા શક્તિ ખરચવા પડે છે

ઘણા સમયથી વપરાઈ ન હોય એવી કઠણ જમીનને એકાદ ફૂટ જેટલી ખોદી નાખીને પોચી બનાવવી જોઈએ. એમા નવી માટી નાખી ત્રણ ચાર દિવસ તડકામા સારી તપવા દેવી ત્યાર પછી એ બી વાવવા માટે યોગ્ય બને છે. માટીની સાથે થોડું છાણિયુ ખાતર નાખવાથી ફળ સારું આવે છે. શાકભાજી વાવવા માટે જમીન ખાડા ટેકરાવાળી ન હોતાં સપાટ હોવી જોઈએ. મૂળ તથા કંદવાળાં શાક માટે વધારે ઊંડી ખેડ કરવી પડે છે વળી નાના નાનાં બી વાળી શાકભાજી માટે ઉપરની જમીન છૂટી થયેલી હોવી જોઈએ

કેટલાંક બી આરોબાર જમીનમા વાવી દેવાનાં હોય છે જ્યારે કેટલાકનાં ધરુવાડિયામા રોપ તૈયાર કરવા પડે છે કાકડી, ગવાર, ગલકા, ચોળી, દૂધી વ૦ પહેલી કક્ષામાં આવે છે જ્યારે ટમેટા, કોબી ફલાવર, કોબીચ નોલકોલ, મરચા વ૦ના રોપ બનાવવા જોઈએ ઘાસ, કચરો નાખી બાળી નાખવાથી તે જમીનમાથી જીવજંતુ નાશ પામે છે ત્યાર પછી ખાતર સારા પ્રમાણમાં નાખીને જગ્યા તૈયાર કરવી ધરુવાડિયામા દોઢ ફૂટ પહોળી હારો કરવી વરસાદ વધારે હોય તો આ જમીન ૦॥॥ ફૂટ ઊંચી બનાવવી જેથી પાણીમા રોપ અને બી કહોવાઈ ન જાય. તેમા ઝારાથી થોડુ થોડું પાણી પાવું. નાનાં બી ઓછા અને મોટા બી વધારે ઊંડા વાવવા જોઈએ સામાન્ય રીતે બી ૦॥ ઈંચથી ૧॥ ઈંચ ઊંડા વવાય છે. સામાન્ય રીતે છોડ ત્રણ ઈંચ ઊંચા થાય ત્યારે તેને ધરુવાડિયામાથી ઉખાડી તૈયાર કરેલી જમીનમાં રોપવામા આવે છે. રોપવા માટે વાદળાંવાળો દિવસ અથવા સાંજનો સમય પસંદ કરવો જોઈએ.

છોડ એકાદ ફૂટના થયા પછી નાખવા માટે ખાસ રસાયનિક ખાતર પણ સરકાર તરફથી વેચવામાં આવે છે તેનાથી ફળ મોટું આવે છે અને પાકનું પ્રમાણ પણ વધે છે તે ઉપરાત સામાન્ય છાણિયું ખાતર પણ વાપરી શકાય. સૌથી વધુ ધ્યાન રાખવા જેવી રીત તો વાવેતરની ફેરબદલી છે એટલે કે એક જ જાતનો પાક જમીન ખાતરનાં અમુક તત્વો ચુસે છે તેથી જમીન અમુક તત્વો વગરની થઈ જવાનો સભવ રહે છે, તેથી ઊંડા મૂળવાળાં શાકભાજી પછી તે જ જમીનમાં છીછરા મૂળવાળાં શાકભાજી વાવવાં જોઈએ વધારે ખાતર જોઈએ તેવા શાકભાજી પછી ઓછું ખાતર જોઈએ તેવાં શાકભાજી વાવવાં જોઈએ

પરસાદની ઋતુમા પાણી પાવાની ખાસ જરૂર રહેતી નથી. પરંતુ છોડ કંઈક ચીમળાતા દેખાય અથવા જમીન ફાટે તો તે પાણી પાવાની જરૂર દેખાડે છે. સામાન્ય રીતે શાકની અને જમીનની જાત પ્રમાણે જમીન ઉપર એક ઈંચથી તે અઢી ઈંચ પથરાઈ રહે તેટલું પાણી પાવું જોઈએ. રોપ નાનાં હોય ત્યારે નીંદામણ અગત્યની ક્રિયા બની જાય છે. આજુબાજુના નકામા છોડ જમીનમાથી કસ ચસી લે છે અને એટલે અંશે છોડની વૃદ્ધિને રોકે છે ઉપરાંત તેમા છોડને નુકસાનકર્તા જીવાત ભરાઈ રહે છે. નીંદવાથી જમીન પોલી થાય છે અને સૂર્યનો પ્રકાશ કંઈક અંશે પ્રવેશ કરે છે વરસાદનું પાણી તે જમીન વધુ પ્રમાણમાં પી શકે છે.

એ ઉપરાંત શાકભાજીને તેમનાં શત્રુઓથી પણ બચાવવા પડે છે. કીડીને માટે તો આપણે ગ્યાસતેલવાળી રાખનો ઉપયોગ જાણીએ છીએ. તે ઉપરાંત કીડી મારવાના પાવડરો પણ વાપરી શકાય. કોળા, તુરિયાં, કાકડી વિ. ને નુકસાન કરનાર જંતુઓનો નાશ ચૂનાનો ભૂકો અને રાખ છાંટવાથી થાય છે. બીજો ઉપાય તમાકુનો ડો છે. તમાકુ બારેક કલાક પાણીમાં પલાળી રાખી પછી ઉકાળીને ચોળી નાખવી એમા થોડો સાબુ ઓગાળી બરાબર મિશ્રણ કરી છાંટી દેવું.

ફ્રુડઑઈલ ઈમલસન, લેડક્રોમેડ, કાર્બન બાઈસલ્ફાઈડ બાર્ડોમિક્ષ્ચર વગેરેનો ઉપયોગ પણ જંતુ નાશ માટે થાય છે.

આ તો સામાન્ય માહિતી માત્ર છે, જે આપણામાંના ઘણાંને જાણીતી છે. પરંતુ નાનાં બાળકોને આ ઉદ્યોગમાં રસ લેતાં કરવાં અને તેમને યોગ્ય દોરવણી આપવી એ આપણી ફરજ છે. અત્યારે "એક દિવસ માત્ર શાકભાજી"ની ઝુંબેશ ચાલી રહી છે તેવે વખતે મોંઘાં શાકભાજી ખરીદી ન શકીએ તો પણ હાથ મહેનતથી આપણી જરૂરિયાત જેટલું જરૂર ઊગાડી શકીએ. એમાં શરમ કે નાનમ ન હોવી જોઈએ પશ્ચિમના અનુકરણમાં આપણે પણ એકાદ "કીચનગાર્ડન" રાખતાં શીખીએ. ત્યાં દરેક ઘરે પોતાના ઉપયોગ પૂરતું જાતે જ ઉત્પન્ન કરી લેવાનો રિવાજ છે. અને ગાર્ડનીંગ એ તો સુંદર હોબી ગણાય છે. આવાં તાજાં કાચાં શાકભાજી ખાનારને વીટામીનોની ગોળીઓની જરાય જરૂર પડતી નથી.

વાવવાની બિલકુલ સગવડ નથી તે લોકોને માટે પણ આપણો આ ઉદ્યોગ લાભદાયી નીવડશે. શાકભાજીનું વાવેતર વધવાથી ભાવ જરૂર ઘટશે. મધ્યમ વર્ગને આથી આર્થિક મદદ મળશે. વળી ઘર આગળ વાડો ન હોય પણ ઉત્સાહ હશે તે તો ટોપલામાં પણ અમુક શાક ઉત્પન્ન કરી શકે છે. જેવાં કે ભાજીઓ, ભીંડા, ટામેટાં, મરચાં, વાંગી, કોબીચ વ૦ ૧૦ બાળકો અને શિક્ષકો નિશાળના કમ્પાઉંડમાં ને ઉત્સાહી યુવકો જાહેર મકાનોની વાડીઓમાં પણ પોતાનો સાથ આપી શકે છે. એનો અર્થ એ નથી કે આપણે ઘઉં, ચોખા વ૦ ધાન્યો ખૂબ બચાવી દઈશું. પરંતુ ઘણે અંશે શાકભાજી પૂરક અન્ન બની શકે છે. તદુપરાંત એનાથી આપણા માનસ ઉપર કાર્ય ભાનની અસર થાય છે જે દેશહિતને માર્ગે આપણને ખેંચી જાય છે. આપણા દેશના ભંડારમાં વધારો કર્યાનો આપણને સંતોષ મળે છે.

ઘર માલિકો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ આ પ્રવૃત્તિ અપનાવે એ ઈચ્છવા યોગ્ય છે. બી તથા ખાતર મેળવવા માટે સરકારે કેન્દ્રો રાખ્યાં છે. જે ઓછા ભાવે, મોસમ પ્રમાણે, વેચવામાં આવે છે આ ઉદ્યોગમાં જનતા વધુ ઉત્સાહ બતાવે તો હજી વધારે મદદ પણ મેળવી શકાય.

અન્નસ્વાવલંબનને માર્ગે જનાર હરકોઈ ઉત્સાહી વ્યક્તિ આમાં સાથ આપે તો દેશને અનાજની ભીખ માગવા બીજા પ્રત્યે હાથ લંબાવવો ન પડે.

"પ્રાસાદ"




## મણકો-૨ જો - સત્ય

સંકલન કર્તા   શ્રી ચંદુલાલ બ. પટેલ

બાળકોને અંતઃકરણના અવાજ જેવું કંઈ નથી જેઓ જંગલી ગણાય છે તેને અંતઃકરણ નથી હોતું અંતઃકરણ એટલે ખેડાયેલી બુદ્ધિ વાટે આપણા અંતરપટમાં પડતો પડઘો એટલે દરેક માણસ અંતરના અવાજનો દાવો કરે એ હાસ્યજનક કહેવાય

અંતર તો સૌનું હોય છે પણ સૌનું અંતર પૂરેપૂરું જાગ્રત હોતું નથી. ચોરી કરવા નીકળનારો ચોર કહે કે હું મારા અંતરના આદેશને અનુસરું છું તો તે બરાબર થશે? અને પાગલ બનેલા હિંદુ અને મુસલમાનના બેકાબૂ ટોળા દાવો કરે કે પરસ્પર કતલ કરવામાં અને નિર્દોષ બાળકોને રહેંસી નાખવામાં અમે અમારા અંતરના અવાજની પ્રેરણાથી ચાલીએ છીએ તો તે દાવો વ્યાજબી ગણાશે?

સત્યનું તાદૃશ જ્ઞાન — સાક્ષાત્કાર — એટલે અંતરનાદ, એમ હું માનું છું અને આપણને સત્યનું સંપૂર્ણ દર્શન થતું નથી, આપણે જે સત્ય જોઈએ છીએ તે અપૂર્ણ હોય છે, તેથી આપણે જગતના ઋષિઓને આપણા માર્ગદર્શક માનીએ છીએ ને તેમને અનુસરીએ છીએ સત્યનો સાક્ષાત્કાર કરી શકાય એને માટે ચોક્કસ નિયમો ઘડાયેલા છે, એનું પાલન કરીને જ સત્યનું દર્શન કરી શકાય એટલે જેમ ભૂમિતિનું શિક્ષણ લીધા વિના ભૂમિતિનું જ્ઞાન ન મળી શકે, તેમ આવશ્યક સાધન કર્યા વિના કોઈને પણ અંતરનાદ સંભળાઈ શકે છે એમ ન કહી શકાય

સત્યની આરાધના એ ભક્તિ છે, ને ભક્તિ તે 'શીશ તણું સાટું' છે, અથવા તે હરિનો મારગ હોઈ તેમાં કાયરતાને સ્થાન નથી, તેમાં હાર જેવું કંઈ છે જ નહિ એ 'મરીને જીવવાનો મંત્ર' છે પણ હવે આપણે લગભગ અહિંસાને કાંઠે આવી પહોંચ્યા

### મણકો — ૩ જો — અહિંસા

સત્યનો, અહિંસાનો માર્ગ જેટલો સીધો છે એટલો જ સાંકડો છે, ખાંડાની ધારે ચાલવા જેવો છે બજાણિયા જે દોરી ઉપર એક નજર કરી ચાલી શકે છે તેના કરતાં પણ સત્ય, અહિંસાની દોરી પાતળી છે જરા

અસાવધાની આવી કે હેઠે પડીએ. પ્રતિક્ષણ સાધના કરવાથી જ તેનાં દર્શન થાય પણ સત્યના સંપૂર્ણ તો આ દેહે અસંભવિત છે. તેની કલ્પના જ માત્ર કરી શકાય. ક્ષણિક દેહ વાટે શાશ્વત ધર્મનો સાક્ષાત્કાર સંભવતો નથી તેથી છેવટે, શ્રદ્ધાનો ઉપયોગ કરવાનો તો રહે જ છે. તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી

---

નયી તાલીમ શા માટે? [અનુ. પૃ. ૨૨૦થી ચાલુ] જેમ સ્વાભાવિક બની ગયુ છે, એમ એ ભાવના આપણા લોહીમા દાખલ કરવાની જરૂર છે. શ્રમના ગૌરવ માટે એક દાખલો આપું. એક અંગ્રેજ પોસ્ટ માસ્તર રાજકોટમા હતા તે પૈસે ટકે સુખી હતા. મારે એક રાત્રે એકાએક એમને ઘેર જવાનો પ્રસંગ આવ્યો – તેઓ અને તેમના પત્ની ૨ દો દેરવતા હતા એમને પોતાના કામમા રસ હતો. તે કામ કરવામા શરમ નહોતી પણ તેમના મનમાં કાર્યનુ ગૌરવ, શ્રમનુ ગૌરવ સ્પષ્ટ હતું. આપણે એથી ઊલટી દિશામા જ પ્રયાણ કરી રહ્યા છીએ એ ખરેખર શોચનીય છે “આ કામ મારુ નથી” – એ જાતનો ખોટો ખ્યાલ સમાજમાંથી જવો જ જોઈએ, અને દરેક વ્યક્તિ સમાજનુ જ એક અંગ છે એ ભાવનાને હમેશાં વેગ મળવો જોઈએ. સમાજનું હિત વિચારીને પોતાનો – પોતાના સ્વાર્થનો ખ્યાલ જો દરેક જણ કરે તો જ દેશ આગળ વધી શકે.

છેલ્લે એટલુ જ કહેવાનુ કે જીવનદ્વારા જ શિક્ષણ અપાવું જોઈએ. ઉદ્યોગ – પ્રવૃત્તિ એ જીવન છે, અનુભવ છે, અને એ દ્વારા જ વ્યવસ્થિત રીતે આપણે બાળકોને કેળવવાના છે ટૂંકમા, જીવન અને શિક્ષણ વચ્ચે તૂટેલો સબંધ જોડવા માટે, આ નયી તાલીમ છે એમ કહીએ તો કંઈ વધારે પડતું નથી

---

“ઉતાવળે કે વગર વિચાર્યે કંઈ જ ન બોલીએ.
પૂરો વિચાર કર્યા વિના પ્રતિજ્ઞા ન લઈએ.
લઈએ તો તે યાદ રાખીએ ને પાળીએ.” — બાપુ

---

## અનુક્રમણિકા.............................................૩૦ સપ્ટેમ્બર ૧૯૫૦


| | પૃષ્ઠ |
|---|---|
| ૧ શાંતિનિકેતનના ભજનો નગીનદાસ પારેખ | ૨૦૨ |
| ૨ મહાપર્વની મહાપ્રાર્થના મતબાલજી | ૨૦૩ |
| ૩ ખુદાની પાછળ કેટલા ? 'કોઝિયુ'માથી | ૨૦૪ |
| ૪ બાપુનુ પુણ્ય સ્મરણ ... ... | ૨૦૫ |
| ૫ પ્રભુભક્તિનો મહિમા ભોળાશંકર વ્યાસ | ૨૦૭ |
| ૬ વિદેશોમા બાપુ પ્રત્યે શ્રદ્ધા શ્રી. અગ્રવાલ | ૨૦૯ |
| ૭ બાપુના પત્રો ... ... ગાધીજી | ૨૧૩ |
| ૮ બાળકોના બાપુ ... મુકુલભાઈ | ૨૧૫ |
| ૯ ગુરુ—ગાધી ... ગુરદયાલ મલ્લિક | ૨૧૭ |
| ૧૦ નયી તાલીમ શા માટે ? બબ્બનભાઇ | ૨૧૯ |
| ૧૧ 'દીધું દાન' પાછું નુભાઈ અદાણી | ૨૨૩ |
| ૧૨ સ્વાવલબન પ્રતિ ... ઈન્દુલાલ શાહ | ૨૨૫ |
| ૧૩ ગાધી માળા ... ચંદુલાલ બ. પટેલ | ૨૨૭ |
| ૧૪ આ માસની ૭મી વિષ્ણુપ્રસાદભાઈ તરફથી | |

# ગ્રંથાવલોકન

**સ્મૃતિકણ** :............................................લે૦ સીતારામ સેકસરિયા;
પ્ર૦ આધુનિક પુસ્તક ભવન, ૩૦ ૩૧, કનાકર સ્ટ્રીટ, કલકત્તા, કિં. દોઢ રૂપિયો; પૃ૦ ૮૩.

આ હિંદી પુસ્તકના લેખક શ્રી સીતારામ સેકસરિયા એક પ્રખ્યાત સમાજસેવક છે એમણે ઘણાં વરસોથી વિશેષ કરીને પોતાની મારવાડી જાતિની અને દેશની તન, મન અને ધનથી સેવા કરી છે. એમનામા કોઈ જાતની સંકીર્ણતાની ગંધ સુદ્ધાં નથી તેથી તેઓ બધા ધર્મોના અનુયાયીઓના અને જુદી જુદી જાતિના લોકોના એક પ્રિય અને માનનીય મિત્ર બન્યા છે

સમાજ સેવાના કામના સબંધમા એમને જાતજાતના અનુભવો થયા છે અને ભિન્ન ભિન્ન મત ધરાવતી વ્યક્તિઓને મળવાની તક સાંપડી છે. એનુ પ્રતિબિંબ આ પુસ્તકમાં ચોખ્ખું દેખાઈ આવે છે એમા ગાંધીજી, ગુરદેવ, જમનાલાલજી મહાદેવભાઈ, આચાર્ય કવેના સંસ્મરણો છે જેમા તેઓના ચારિત્ર્યની ખૂબીઓ સરળ શૈલીમા પરતુ હૃદયને સ્પર્શે એવી રીતે વર્ણવવામા આવી છે પણ સૌથી વધારે હૃદયસ્પર્શી નિબધો તો તે છે જેમાં એમણે ગરીબ લોકોનો સાચો ગૌરવ ચીતર્યો છે અંધારી કોટડીનો કેદી, બિહારમા થયેલા ભૂકપથી ત્રાસિત પણ અપરાજિત એક હરિજન કુટુબ, બે મુસલમાન બહેનો જેમણે કામ કર્યા વિના ભિક્ષા અથવા દાનનો સ્વીકાર કરવાની ના પાડી અને ભૂખ્યા રહ્યા, એક આંધળા સસરાની દિનરાત સેવા, આ અને એવા બીજા પ્રસગો વાચક કદી વીસરી શકે એમ નથી.

શ્રી સીતારામનુ હૃદય માતૃ-હૃદય છે, તેથી તે કોઈને દુખી કે પીડિત જુએ છે ત્યારે તેના દુખ અને કષ્ટ મટાડવા માટે તરત જ તૈયાર થઈ જાય છે. એટલે જ તે એવા લોકોની અંદરની વેદના અથવા વાત પ્રેમ અને સહાનુભૂતિથી બરાબર સમજી શકે છે, જેના ફળરૂપે એમના લખાણની શૈલીમા વાસ્તવિકતા સાથે જીવનનુ જે સત્ય છે એનુ પણ દર્શન થાય છે.

કાકાસાહેબે પ્રસ્તાવનામા યોગ્ય જ કહ્યું છે 'આરંભથી અંત સુધી આ પુસ્તકમા મેં શ્રી સીતારામજીનું સુગંધિત વ્યક્તિત્વ અનુભવ્યું.'

[એમ. જી.]

## સાભાર-સ્વીકાર

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, તરફથી:—

**મહાદેવભાઈની ડાયરી** : (પુસ્તક ચોથુ) સંપા૦ નરહરિ દ્વા૦ પરીખ, કિં. ૩-૦-૦; **ત્યાગમૂર્તિ અને બીજા લેખો** : લે૦ ગાંધીજી, કિં. ૨-૦-૦; **પાયાની કેળવણી** : લે૦ ગાંધીજી, કિં. ૧-૪-૦; **આશ્રમ ભજનમંડળી** સંપા૦ જુગતરામ દવે કિં. ૦-૧૦-૦; **વ્યાપક ધર્મભાવના** લે૦ ગાંધીજી, કિં. ૨-૮-૦;

શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ તરફથી:—

**જ્ઞાનયોગી ચંદુભાઈ** : સ. વૈકુંઠલાલ શ્રી. ઠાકોર, કિં. ૩-૦-૦; **અધ્યાત્મ વાર્તાલાપ** : સંગ્રાહક 'નરહરિશંકર મ ભટ્ટ, સંપા૦ વૈકુંઠલાલ ઠાકોર, કિં. ૩-૦-૦; **દિ૦ બ૦ અંબાલાલભાઈ** : (જીવનદર્શન) લે૦ નરહરિ દ્વા પરીખ, કિં. ૦-૧૨-૦; **જીવલેણ ગાડું** : લે૦ રાજગોપાલચાર્ય, કિં. ૦-૩-૦; **ચરકમાં નિસર્ગોપચાર** : યોજક વિષ્ણુદેવ સ. પંડિત કિં. ૦-૮-૦; **શ્રી વિષ્ણુ પ્રિયાદેવી** : લે૦ પંડિત વિષ્ણુદેવ સાક્ષેશ્વર, કિં. ૦-૫-૦; **'બહેનોને' હૃદયનો સંદેશો** : દીનશાહજી સો. પાઉવાળા કિં. ૦-૩-૦; **ડૉ. અમથારામ** : લે૦ અંબાલાલ નૂ૦ શાહ, કિં. ૦-૩-૦;

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વ જ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારસરણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમ જ આપણાં રોજિંદાં જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

વ્યવસ્થા :—

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું. ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મનીઑર્ડરથી મોકલવું.

પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે. લવાજમ મ. ઑ.થી મોકલતાં મ. ઑ.ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:—

(૧) શ્રી ચીમનલાલ દેસાઈ રસોઈવાલા
નવીપોળ ગેંડીગેટ રોડ, વડોદરા

(૨) ઈન્દ્રધનુ,
મિશન રોડ, અમદાવાદ

(૩) શ્રી. ચીમનલાલ તમાકુવાલા, વસી તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી, ભાગોળ, સુરત

(૪) શ્રી. મનસુખલાલ જાદવજી ગાંધી,
૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ

(૫) શ્રી. ગીરધરલાલ દામોદરદાસ લિમિટેડ,
રીડરોડ, પોલીસચોકીની સામે, અમદાવાદ

(૬) શ્રી. રામકૃષ્ણ જાજુજી,
તિલક ચોક, સોલાપુર

(૭) એન. એમ. ત્રિપાઠી લિ૦
૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૮) શ્રી. વ્યવસ્થાપક, ખાદી ભંડાર, આણંદ,

(૯) શ્રી. આર. આર. શેઠની કું૦
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

(૧૦) શ્રી. ઓધવજી શીવજી જોષી,
૨૩૩-૩૫, ભાત બજાર, મુંબઈ ૯

(૧૧) શ્રી ટેલી ફન્ક્ટ રેડિયો એજન્સી,
'રૂબી મેન્શન'
સ્ટેશન લેઈન પારસી બજાર, મુંબઈ ૧

(૧૨) શ્રી. રમણીકલાલ મેઘાણી,
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમાં "પ્યારાબાપુ" નું લવાજમ નીચેનાં સ્થળોએ ભરી શકાશે.

(૧) શ્રી. પ્રભુદાસ જ. વજરીઆ,
પો. ઓ. નં. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની

(૨) શ્રી. રતીલાલ પાલા, લોરેન્ઝો મારકવીસ,
પો. ઓ. નં. ૧૨૮૭, [ પો. ઈ. આ. ]

(૩) શ્રી. અમૃતલાલ વોરા,
પો. ઓ. નં. ૧૯૦, કમ્પાલા [ યુગાન્ડા ]

'પ્યારાબાપુ' કાર્યાલય, રૂપાયતન, ગિરિવિહાર, કોલેજ રોડ, જૂનાગઢ, [સૌરાષ્ટ્ર.]

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર કોલેજ રોડ, જૂનાગઢ.



જ્ઞાનયોગને માનવરૂપે પ્રગટવાનું મન થયું અને શ્રી અરવિંદ પ્રગટ્યા

# આરાધના

## ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૩ | ૩૦ નવેમ્બર – ડીસેમ્બર – ૧૯૫૦ | અંક ૧૦ – ૧૧


મારામા ત્રણ પ્રકારનુ પાગલ પણું છે. પહેલું પાગલપણું આ છે. મારો દૃઢ વિશ્વાસ છે કે ભગવાને માણસને જે કાંઈ ગુણ, પ્રતિભા, ઉચ્ચ સંસ્કારો, વિદ્યા, અને ધન આપ્યું છે તે બધુ ભગવાનનુ જ છે. પોતાના કુટુંબના નિર્વાહ માટે તથા બીજી અત્યત જરૂરી વસ્તુઓ માટે જેટલું જોઈએ તેટલુ જ પોતાને અર્થે ખર્ચ કરવાનો માણસને અધિકાર છે. તે પછી જે બાકી રહે તે ભગવાનને પાછુ સોપી દેવાવુ જોઈએ. હું જો બધું જ મારે માટે, મારા સુખ માટે, મારા ભોગવિલાસ માટે વાપરી નાખું તો હું ચોર બનુ

બીજું પાગલપણુ હમણાં હમણાંજ વળગ્યુ છે. એ છે કોઈ પણ રીતે ભગવાનનો સાક્ષાત્કાર કરવો. ઈશ્વર જો હોય તો તેના અસ્તિત્વનો અનુભવ કરવા માટે, તેને સાક્ષાત્ કરવા માટે કોઈક માર્ગ હોવો જ જોઈએ. એ માર્ગ ભલે ગમે તેટલો દુર્ગમ હોય પણ એ માર્ગે જવાનો મે દૃઢ સંકલ્પ કર્યો છે.

ત્રીજુ પાગલપણુ આ છે. સામાન્ય લોકો સ્વદેશને એક જડ પદાર્થ, અમુક મેદાનો, ખેતરો, વનો, પર્વતો અને નદીઓનો બનેલો એક સમૂહ સમજે છે પણ હું સ્વદેશને માતા રૂપે જોઉં છું, તેની ભક્તિ કરું છું, પૂજા કરું છું. હું જાણુ છું કે આ પતિત દેશનો ઉદ્ધાર કરવાનું બળ મારામાં છે. શારીરિક બળ નહિ, પણ જ્ઞાનનું બળ. ક્ષાત્રતેજ એ જ કઈ એકમાત્ર તેજ નથી. બ્રહ્મતેજ પણ છે. એ તેજ પ્રભુના જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે. મારી આ ભાવના નવી નથી, આજકાલની નથી. એ ભાવના લઈને તો હું જન્મ્યો છું. મારા અણુએ અણુએ આ ભાવના ઓતપ્રોત છે. આ મહાધ્યેય સિદ્ધ કરવાને ભગવાને મને આ પૃથ્વી પર મોકલ્યો છે.



શ્રી અરવિંદ



# અરવિંદ આશ્રમનાં ભજનો

મેરા પ્રકાશ હોગા તુઝ મેં,
　　　　મેરા બલ તેરી શક્તિ બને,
તૂ મત અધીર દાનવ કો
　　　　અપના હિય પરિચાલન કરને દે ।
તૂ મત અપૂર્ણ ફલ માંગ,
　　　　અરે મત માંગ અધૂરા પુરસ્કાર ।
તૂ માત્ર એક વર માંગ
　　　　કિ તેરી આત્મા હો ઉઠે મહાન ।
તૂ એક યહી આનન્દ માંગ,
　　　　તેરી સ્વજાતિ ઉત્થાન કરે ।
ઇસ અન્ધ ભાગ્ય સે પરે,
　　　　વિરોધી શક્તિપુંજ કે ભી ઊપર,
ધ્રુવ ખડી મહેચ્છા વહ અકમ્પ,
　　　　સારે પરિવર્તન સે અતીત,
ઉસ સર્વશક્તિમત્તા પર અપને
　　　　કામોં કા ફલ અરે છોડ,
ખટકેગી જગ કી પરતુ માત્ર
　　　　પ્રભુ કી રૂપાન્તર ઘડિયોં મેં ।

---

<u>સુધારો</u>

ઑક્ટોબરના પ્રાર્થનાના પાના ઉપર પ્રવચન-શ્લોકમાં 'મૂનતઃ'ને ઠેકાણે 'ધ્નતઃ' વાંચવું.



# યોગેશ્વર શ્રી અરવિંદ

મુકુલભાઈ

ભારતે યુગે યુગે મહાવિભૂતિઓને જન્મ આપ્યો છે અને તેથી જ વિશ્વમા એ મહા વિભૂતિઓના ઉચ્ચ જીવન અને આદર્શોને લીધે ભારતનુ સ્થાન ગૌરવાન્વિત રહ્યુ છે ભારતે એક જ સમયમા ચાર મહાવિભૂતિઓને જગત સમક્ષ ધરી કવિવર રવીન્દ્રનાથ ઠાકુર કરી ડોના બાપુસમા મહાત્મા ગાધીજી, હુ કોણ'ની ફિલસૂફી સમજાવનાર શ્રી રમણ મહર્ષિ અને મનુ યની અદર Superm nd–અતિમનસ–નો પ્રાદુર્ભાવ કરવા પ્રયત્ન કરનાર યોગેશ્વર શ્રી અરવિંદ ચારે મહાવિભૂતિઓ પોતપોતાના ક્ષેત્રમા વિશિષ્ટ સ્થાન પામી છે અને ચારેય વિભૂતિના અસ્તિત્વથી આપણો દેશ પ્રાણવન્ત બન્યો છે એમાથી ગુરુદેવ આપણને છોડીને ગયા, ત્યાર બાદ બાપુજી ગયા અને શ્રી રમણ મહર્ષિ પણ ગયા અને શ્રીઅરવિંદ પણ એ જ પન્થે સિધાવ્યા. આમ એક પછી એક આ મહાવિભૂતિઓ અનતતામા ભળી ગઈ શ્રી અરવિ દ કહ્યુ છે એમ

'માનવી ભરશે હેહે અવિનાશિક આત્મને,
સ્થપાશે સ્વર્ગની આણ શ્રાન્ત કલાન્તધરા શિર,
ને સનાતન સકલ્પ પ્રભુનો દિવ્ય એહને
ઘસતો કરશી, એને નિજ આધાર અર્પતો
રહેશે ને મૃત્યુથી દિવ્ય જન્મમા માનવી જશે '

આ મહાવિભૂતિઓ દિવ્યતાને પામી છે આવુ બધુ—આવી ફિલસૂફી ભરી વાત – આપણે જાણીએ છીએ તોયે આવી મહાન વિભૂતિ આપણી વચ્ચેથી ક્ષરદેહે જતી રહે છે ત્યારે હૈયુ વ્યથિત તો થાય જ છે, ચક્ષુ અશ્રુથી પ્રક્ષાલિત બને છે, પછી ભલે ગુરુદેવની વાણી આખ સમીપ આવે 'હે દુર્બલ ચક્ષુ, થભાવ તારા અશ્રુને!' કારણ કે મૃત્યુ–પારની ભૂમિકાથી આપણે અજ્ઞાત છીએ આપણો આત્મા દેહના બધનમા પુરાયેલો છે અને શ્રી અરવિંદ કહે છે એમ [અનુસધાન પૃ૦ ૨૮૯ મે]



# ધણું જીવો

## વર્ધમાન સરદાર વલ્લભભાઈ

સરદાર સાહેબ જીવ્યા ત્યા સુધી વધતા જ ગયા નાના સિપાઈમાથી એ મોટામા મોટા સરદાર બન્યા

એ કહેતા કે મર્દના વખાણુ મસાણે શોભે કેમ કે માણુસ કયારે નબળો પડી જાય એની કોને ખબર છે ? પણ એ તો નબળા પડ્યા જ નહિ. એમણે પચોતેર વર્ષ પૂરા કર્યા અને વર્ષે વર્ષે એમનુ તેજ વધતુ જ ગયુ. છેલ્લી ઘડી સુધી એમણે દેશ કાર્ય કર્યા જ કર્યું એમની કીર્તિનો કળશ ઊંચો જ ચડતો ગયો એમણે એમને ગમતી કહેવત સાચી પાડી અને દુનિયામા મર્દ બની ગયા

એમના જવાથી ભારત દેશનો એક મજબૂત સ્તભ ગબડી પડ્યો ગુજરાતનુ છત્ર ઝૂટવાઈ ગયું ગાધીજીનો એક સૈનિક ગયો પણ એ તો જીવન જીતી જ ગયા

એવા તેજસ્વી સરદારના સૈનિકોને પણ તેજ પ્રગટ કરવુ પડશે એમની માફક કાયા ઘસીને કામ કરવું પડશે તો જ આપણે એમના વફાદાર સૈનિક બની શકીશું.

બમલભાઈ મહેતા

# પ્રલોભનનો પ્રતિકાર

સતીશચંદ્ર પ્રતાપરાય દેસાઈ

પાશ્ચાત્ય નીતિ-કથામા એક એવા ટાપુનુ વર્ણન આવે છે કે જેના પર સાત સુંદર સ્ત્રીઓ બહુ મનોરંજક ગીત ગાતી હતી હોડીમા બેસીને જે લોકો એ ટાપુ પાસેથી પસાર થતા હતા તેઓ આ ગાનથી આકર્ષાઈને એ ટાપુ પર ઊતરતા હતા અને ત્યા અતિશય સુખ પામવાને બદલે એમનો નાશ થતો હતો

યુલિસિસને એ ટાપુ પાસેથી પસાર થવાનુ હતુ એને આ સ્ત્રીઓના સગીતની અને તેની આકર્ષણશક્તિની ખબર હતી પોતાનામા એ પ્રલોભનનો સામનો કરવાની શક્તિ નથી એનુ પણ એને ભાન હતુ તેથી જ્યારે એને એ ટાપુ પાસેથી પસાર થવાનુ આવ્યુ ત્યારે તેણે બધા ખલાસીઓના કાનમા મીણ ભરી દીધુ કે જેથી એ કશુ સાભળી શકે નહિ અને એમને હોડીના થાભના સાથે બાધ્યા પોતે પણ પોતાના કાનમા મીણ ભર્યુ કે જેથી એ સગીત સાભળી શકે નહિ આ પ્રમાણે, સહીસલામતીથી યુલિસિસ એ ટાપુ પાસેથી પસાર થઈ શક્યો

જ્યારે સગીતકાર ઓર્ફિયસને એ ટાપુ પાસેથી પસાર થવાનુ હતુ ને એને આ સ્ત્રીઓના અતિશય આકર્ષક સગીતની ખબર પડી ત્યારે એણે મનમા વિચાર્યું કે એના પોતાનામા એવુ અતરનુ સગીત છે કે એના પર આ સગીતની અસર થશે નહિ જ્યારે એ ટાપુ પાસે આવ્યો ત્યારે તેણે પોતાનુ મધુર સગીત શરૂ કર્યું અને એના પર ખરાબ સગીતની જરા પણ અસર ન થવાથી એ પણ સહીસલામતીથી ટાપુ પસાર કરી શક્યો

આ વાર્તામા પ્રલોભનના પ્રતિકાર કરવાના બે રસ્તા બતાવ્યા છે—એક રસ્તો પ્રલોભનથી દૂર રહેવાનો છે, અને બીજો રસ્તો પ્રલોભન હોય છતા તેનો સામનો કરીને તેના પર વિજય મેળવવાનો છે જગતમા પ્રલોભનો છે માટે તેનો ત્યાગ કરવો એમ કેટલાક કહે છે જ્યારે બીજા કેટલાક એમ કહે છે કે જગતમા રહેવુ પણ પ્રલોભનો પર વિજય મેળવવો પ્રથમ દૃષ્ટિએ તો બીજો રસ્તો વધારે ઉચ્ચ લાગશે, પણ તે રસ્તો પસદ કરતી વખતે આપણામા કેટલી શક્તિ છે તેનો ખ્યાલ રાખવાની જરૂર છે આપણે માનીએ કે પ્રલોભનો પર આપણે વિજય મેળવીશુ પણ આપણામા એ શક્તિ ન હોય તો આપણો નાશ થાય પ્રલોભનમા ગયા પછી પતન બહુ સહેલુ છે "ભ્રષ્ટ થયુ જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો." પણ જો આપણે પ્રલોભનની વિરુદ્ધ થઈ શકીએ તો જરૂર પ્રલોભનોની વચ્ચે રહીને તેના પર વિજય મેળવવો તે વધારે પસદ કરવા લાયક માર્ગ છે

પુરાણમા શુકદેવજી ને જનકવિદેહીના દૃષ્ટાતો આપ્યા છે તે આ બને રસ્તાઓના દૃષ્ટાતરૂપે લઈ શકાય શુકદેવજી મહાત્યાગી હતા—એવા ત્યાગી કે એમણે વસ્ત્રનો પણ ત્યાગ કર્યો હતો, અને એમનામા એટલી પવિત્રતા હતી કે તળાવમા નહાતી સ્ત્રીઓ એમનુ નગ્નસ્વરૂપ જુએ તો પણ સકોચ ન પામે

એમણે સાભળ્યુ કે જનકવિદેહી બહુ મોટા ત્યાગી છે ત્યારે એમના મનમા વિચાર આવ્યો કે પોતના કરતા વધારે ત્યાગી કોણ હોઈ શકે? એટલે જનકરાજા કેવી રીતે રહે છે ને કેમ મોટા ત્યાગી કહેવાય છે તે જાણવાની એમને ઈતેજારી થઈ તેથી એ જનક રાજાના મહેલમા ગયા કેટલો ભવ્ય મહેલ! 'આવા મહેલમા રહેનાર માણસ ત્યાગી કહેવાય?' એવો વિચાર સહજ શુકદેવજીના મનમા આવ્યો મહેલના ઓરડાઓ ખૂબ સુશોભિત હતા, અને ત્યા પુષ્કળ મોજ શોખના સાધનો હતા 'આવો મોજશોખ કરનારી વ્યક્તિમા ત્યાગની ભાવના સભવે જ કેમ?' એમ શુકદેવજીના મનમા ખાત્રી થઈ અનેક ભવ્ય ઓરડાઓ વટાવતા વટાવતા આખરે જે ઓરડામા જનક હતા ત્યા એ આવી પહોચ્યા ઓરડામા દાખલ થતા પહેલા એમણે કલ્પી લીધુ કે ખૂબ અંદરથી મોજશોખમા પડેલા રાજાનુ દૃશ્ય એમને જોવાનુ મળશે, પણ તેને બદલે જે દૃશ્ય એમણે જોયુ તે જોઈને એ સ્તબ્ધ થઈ ગયા ભવ્ય આસને ભવ્ય પોષાકમા એ બેઠા હતા, એમનો એક હાથ રાણીના ગળાની આસપાસ હતો પણ બીજો હાથ ધગધગતી અગ્નિની જ્વાળામા હતો શુકદેવજીને કપ નામા પણ નહિ એવુ જ્ઞાન એમને પ્રાપ્ત થયુ જનકના મનમા રાણીનો સ્પર્શ અને ધગધગતી જ્વાળાનો સ્પર્શ એ બને સમાન હતા!

શુકદેવજીનો ત્યાગ ભવ્ય હતો પ્રશસનીય હતો અપ્રતિમ હતો પણ જનકનો ત્યાગ તેથી પણ વધારે પ્રશસનીય ગણાય કર્મ કરવામા આસક્તિનુ પ્રલોભન ડગલે ને પગલે આવે છે પણ તે પર વિજય મેળવીને અનાસક્ત કર્મ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ

જગતનો ત્યાગ કરવાથી આપણા પૂરતી પવિત્રતા આપણે જાળવી શકીએ પણ તેથી જગતના પ્રશ્નોનો ઉકેલ નહિ લાવી શકીએ તે ઉકેલ લાવવા માટે તો જગતના કર્મોમા રચ્યાપચ્યા રહેવુ પડે, અને અપવિત્ર વાતાવરણમા પણ પવિત્રતાનો સચાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ

'ઈશ્વરપ્રાર્થનામાળા'મા શ્રી ભોળાનાથ સારાભાઈએ લખ્યુ છે કે –

કર્તવ્ય કર્મ જગમા રહી નાથ! થાય,<br>
સદ્ધર્મ નીતિ નિયમો સઘળા પળાય.<br>
એ શુદ્ધ તારી અતિ ઉત્તમ અર્ચનાઓ<br>
હે વિશ્વનાથ! વિભુ! નિત્ય પ્રસન્ન થાઓ

ઈબ્રાહીમ આદમ પહેલા બખના રાજા હતા, પણ પાછલી જિંદગીમા તેમણે સર્વસ્વનો ત્યાગ કરી ફકીરી લીધી હતી એક વાર તે રાજમહેલના ઉપલા માળમા સૂતા હતા, ત્યા તેમણે કોઈના પગલાનો અવાજ સાભળ્યો એ અવાજ એવા તો જોરથી થતો હતો કે આખો માળ કપતો હતો આથી ચમકીને તે બોલ્યા કે, કોણ છે એ? આવનારે કહ્યુ કે હુ તમારો શત્રુ નથી, પણ મિત્ર છુ મારુ ઊટ ખોવાઈ ગયુ છે તે શોધવાને હું અહી આવ્યો છુ ઈબ્રાહીમ બોલ્યો, આટલે ઊચે માળે ઊટ શોધવાનુ હોય? આવનાર માણસ બોલ્યો, તો અરે અબુધ! તુ પણ આટલે ઊચે રાજમહેલ ઉપર સુવર્ણના સિહાસન ઉપર બેસીને તથા મૂલ્યવાન વસ્ત્રો પહેરીને ઈશ્વરને શોધવા ઇચ્છે છે? તુ વિચારી તો જો કે તારી રીતભાત પણ મેડીના માળ ઉપર ઊટ શોધવા જેવી નથી? મારી વાતમા તને આશ્ચર્ય શાનુ લાગે છે? આટલુ કહી આવનાર માણસ ઝપાટાબધ ચાલ્યો ગયો તે પછી ઈબ્રાહીમ આદમ વૈભવ અને રાજ્યનુ સ્વામીપણું છોડી જગલમા ચાલ્યા ગયા અને ફકીરી લીધી

# સાચી લગની

શ્રી 'ચંદ્ર'

" ભાઈ! સાધન તો બધાં સરખા જ છે પરંતુ સાચી લગની હોવી જોઈએ. લગની વિના કોઈપણ સાધન સિદ્ધ થતું નથી. "

હરિ વ્યાપક સર્વત્ર સમાના ।
પ્રેમ તે પ્રગટ હોહિં મૈં જાના ॥

તેને કંઇ ખાસ કામ હતુ નહિ, આખો દિવસ અહીંતહીં આંટા મારવા, રસ્તામા કોઇ સબંધી મળે તો પારકી પચાતો કૂટવી અને કંઇ જ કામ ન હોય તો ગમે તે એક પુસ્તક લઇને ઊંધુ ઘાલીને વાચ્યા કરવુ ઘરમા એવું કોઈ માણસ નહોતુ, કે જે તેનો જવાબ માગી શકે વ્હાલસોયી વૃદ્ધ માતા તો માત્ર એટલુ જ ઇચ્છતી હતી કે, તેને જે કરવું હોય તે કરે, પરતુ આખોથી અળગો ન થાય યુવાન પત્નીની શી ગુજાશ કે તેની સામે ઊંચા અવાજે બોલી શકે! ઘરમા બીજુ કોઈ હતું જ નહિ

કિશોરને કામ કરવાની શી જરૂર? તેને ત્યા કોઇ વાતની કમીના નહોતી તેના સ્વર્ગવાસી પિતા એટલી બધી મિલ્કત પાછળ મૂકી ગયા હતાં કે, કિશોરના છોકરાના છોકરાઓ, છૂટે હાથે વાપરે તો પણ, ચિંતા કરવા જેવું નહોતુ આસપાસના ગામડાઓ સુધી પણ કિશોર લોકાદર પ્રાપ્ત કરવામા સફળ થયો હતો તેના પિતાજી પણ ગામની એક આગેવાન વ્યક્તિ તરીકે ઓળખાતા હતા.

આમ તો કિશોર સદાચારી, દયાળુ અને ન્યાયપ્રિય હતો લક્ષ્મીની પાછળ દુરાચાર, ક્રૂરતા, અનીતિ, ઘમડ વિગેરે દુર્ગુણોનુ જે લશ્કર ઘૂસી જાય છે તેને રોકવામા તેણે નોધપાત્ર સફળતા મેળવી હતી ધનના ઢગલા હોવા છતા પણ તેનામા માનવતાની જ્યોત ઝગહળી રહી હતી. એનામા માત્ર એકજ ખામી હતી કે, જે કામને તે હાથમા લેતો તેને સાગોપાગ પૂરૂ પાડી શકતો નહિ. તેનામા દૃઢ સંકલ્પના સદ્ગુણનો સંપૂર્ણ અભાવ હતો. કોઈપણ કાર્યની શરૂઆત તે ઉત્સાહ અને નિશ્ચયથી કરતો પરતુ અમુક દિવસો પછી તેના ઉત્સાહમા એકદમ ઓટ આવી જતી આરભેલુ કામ અધવચ્ચે જ રહી જતુ

તેણે અનેક પુસ્તકો લખવાનો પ્રારભ કર્યો હતો, અનેક સુપ્રસિદ્ધ સસ્કૃત ગ્રથોની ટીકા લખવાનુ મગળાચરણ કર્યું હતુ એવા સખ્યાબધ પુસ્તકો તેને ઘેર પડી રહ્યા હતા, કોઇના પચાસ પાના લખ્યા હશે તો કોઇના માડ પાચ જ! કોઇ ગ્રથના સો શ્લોકોની ટીકા કરી હશે તો કોઇના માત્ર પદર જ! જે કામ અધૂરુ રહેતુ તે કોઇ દિવસ પૂરુ થતું નહિ. આ જ દશા વાચવામા અને ભણવામા હતી બજારમા જઇને ખૂબ પ્રેમ પૂર્વક એકાદ પુસ્તક ખરીદે બે-ચાર દિવસ તેને ધ્યાન દઇને વાચે, અને પછી એના સામું જોવાની પણ ફુરસદ મળતી નહિ કોઇ વિદ્યાર્થીને ભણાવવાનુ માથે લે તો ચાર-પાચ દહાડા પછી તેને ના પાડી દેતો તેના આવા અસ્થિર સ્વભાવને લીધે તેના કામમા તેને બહુ ઓછો સહકાર મળતો

કિશોરમા ધર્મ પ્રત્યે જબરી ધગશ હતી કોઈ પણ સારા મહાત્માના આગમનના સમાચાર મળતા જ તે દર્શનાર્થે પહોચી જતો પછી ભલેને ગમે તેટલુ દૂર કેમ ન જવુ પડે! ભારે ખર્ચ કરીને પણ તે દૂર દૂરના

મહાત્માઓનાં દુર્લભ દર્શનનો અવશ્ય લાભ લેતો. નજીકના તો દરેક મહાત્માઓ સાથે તેને પરિચય હતો.

અહીં પણ તેની ચપળતા તો રહેતી જ. જે મહાત્મા પાસે તે જતો તેમના પ્રત્યે ખૂબ શ્રદ્ધા ધરાવતો. ઘડીભર તો આપણને એમ જ લાગે કે તેની દૃષ્ટિએ આ જ સર્વોત્તમ મહાત્મા છે. નાની–મોટી તમામ સેવા કરતો. તેમના ઉચ્છિષ્ટને પ્રસાદ તરીકે સ્વીકારતો. તેમણે બતાવેલા માર્ગે સાચા હૃદયથી પ્રયાણ કરતો. વારેઘડીએ તેમને ત્યાં જતો. રાત–દિવસ પરિશ્રમ વેઠીને તેમની સેવા કરતો. બધાંને એમ જ લાગતું કે તે સૌમ્યતા અને શ્રદ્ધાની મૂર્તિ સમાન છે.

થોડા દિવસો પછી તે મહાત્માજીને ત્યાં આવવાનું બિલકુલ બંધ કરી દેતો. કદાચ જતો તો મોં બતાવવાની ઈચ્છાથી જ. તમામ સત્કાર્યોનો પ્રવાહ બંધ થઈ જતો. વખત જતાં મહાત્માજી પર અશ્રદ્ધા પણ થઈ જતી. તે તેમનાં છિદ્રો જ શોધ્યા કરતો. કોઈ કોઈ વાર તેમની નિંદા પણ કરતો. પોતાના સંયમી અને વ્યવસ્થિત જીવનને પાછું સ્વછંદી બનાવી દેતો. પરંતુ ઈશ્વરની એટલી કૃપા હતી કે તે સંતોની શોધમાં જ ફર્યા કરતો. વળી કોઈ બીજા મહાત્માને શોધતો. આ પ્રમાણે તેણે એક–બે નહિ, પરંતુ પચીસ ગુરુઓ કર્યા હતા. જે મહાત્મા પર તેને શ્રદ્ધા ચોંટતી, તેની પાસેથી ગુરુમંત્રની દીક્ષા પણ લેતો. જો દીક્ષા ન આપે તો પોતાના મનથી જ તેમને ગુરુ માની લેતો. વળી પાછી અશ્રદ્ધા જાગતી એટલે દીક્ષા અને શિક્ષા બધાંને મૂકી દેતો.

[ ૨ ]

પાસે જ ગંગાકિનારે એક વિરક્ત અવધૂત પધાર્યા હતા. રાબેતા મુજબ, કિશોર તેમની પાસે પહોંચી ગયો. તે તદ્દન નિસ્પૃહ અને તિતિક્ષુ હતા. એક ઠમરહ્યું બાદ કરતાં, તેમની પાસે બીજું કંઈ જ નહોતું. કિશોરને તેમના પર શ્રદ્ધા બેઠી. આખો દિવસ તેમની સેવામાં હાજર રહેતો. સેવા ઊઠાવવામાં જરાય પાછીપાની કરતો નહિ.

મહાત્મા સ્વાનુભવસિદ્ધ મહાપુરુષ હતા. કિશોરે એક દિવસ હૃદયની વાત કરીને મહાત્માજીને પૂછયું, 'ભગવન્! મારા કલ્યાણનો માર્ગ બતાવવા કૃપા કરશો?' મહાત્માએ તેનું હૈયું વાંચીને જવાબ આપ્યો; 'ભાઈ! કાલ સાંજ સુધીમાં પાંચ હજાર દ્વાદશાક્ષર મંત્ર તારા સ્વહસ્તે લખીને મારી પાસે લાવજે, ત્યારપછી તને રસ્તો બતાવી શકીશ.' બીજે દિવસે નિત્યકર્મથી પરવારીને, તેણે મંત્ર લખવાનું શરૂ કર્યું. ખૂબ મહેનતને અંતે તે પરાણે સાડાચાર હજાર મંત્રો લખી શક્યો. તે લાવીને તેણે મહાત્માજી સમક્ષ ધર્યા.. તરત જ મહાત્માજીએ કહ્યું, 'આપે મહેનત તો કરી છે, પરંતુ કંઈક કચાશ રહી ગઈ છે. મેં આપને પાંચ હજાર મંત્રો લખી લાવવાનું કહ્યું હતું, જ્યારે આપ તો સાડાચાર હજાર મંત્રો જ લઈને આવ્યા છો. વારૂ, આજે લખેલા મંત્રોને અહીં મૂકી જાઓ અને કાલે પૂરા પાંચ હજાર મંત્રો લખી લાવજો.' પાંચ દશ મિનિટ ત્યાં બેસીને તેણે મહાત્માજીની રજા લીધી. મહાત્માજીના શબ્દોથી તેને પ્રોત્સાહન મળ્યું. વધુ મહેનત કરીને તેણે બીજે દિવસે ધારેલી સંખ્યા પૂરી કરી.

મહાત્માજીએ ઝીણવટથી મંત્રોને તપાસ્યા. અક્ષરો વાંકાચૂકા હતા. ઉતાવળને અંગે કેટલાક અક્ષરો અધૂરા પણ રહી ગયા હતા. તેમણે પ્રેમથી કહ્યું, 'ભાઈ, મંત્રો તો લખ્યા છે પરંતુ મંત્રો લખવાની આ સારી રીત નથી. મંત્રો તો આંખે ઊડીને બાઝે એવી રીતે લખવા જોઈએ. ભગવાન જેવી અમૂલી ચીજ

મેળવવા માટે શુ આપ આટલો પરિશ્રમ નહિ કરી શકો? જાઓ કાલે સ્વચ્છ અક્ષરે લખી લાવજો'

આજે તો કિશોરે પોતાની તમામ શક્તિ કામે લગાડી હતી આનાથી વધુ મહેનત કરી શકાશે એવી તેને આત્મશ્રદ્ધા નહોતી. વિનય પૂર્વક તે બોલ્યો 'પ્રભો! અવિવેક બદલ ક્ષમા પ્રાર્થુ છુ પરતુ આજે કરેલી મહેનત કરતા વધુ મહેનત કરવા માટે હુ લાઇલાજ છુ'



મહાત્માજીએ સ્હેજ આવેશનો દેખાવ કરીને કહ્યુ 'શા માટે લાઈલાજ ન હો, જ્યાસુધી તમારૂ મન દુનિયાદારીના વ્યવહારોમા રચ્યુ પચ્યુ રહેશે ત્યાસુધી લાચારી બતાવવા સિવાય તમારાથી બીજુ થઈ પણ શુ શકે? આત્મકલ્યાણની અભિલાષા હોય તો જગતથી ન્યારા થવુ જ પડશે સાધન માટે સાચી લગની લાગવી જોઇએ કોઈ પણ કામને હાથમા લીધા પછી તેમા તલ્લીન થઈ જતા શીખો ગમે તેવુ અઘરુ કામ હશે તોપણ સહેલુ બની જશે અને જો તમે મારા કહેવા પ્રમાણે કરી શકતા ન હો તો કાલથી અહી આવવાની તકલીફ ન લેશો કામ તો તમારે જાતે જ કરવુ પડશે હુ તો માત્ર રસ્તો જ બતાવીશ'

કિશોર ઘડીભર તો સ્તબ્ધ થઈ ગયો. મનમા અનેક વિચારો આવવા લાગ્યા છેવટે તેણે સ્વગત નિર્ણય કર્યો કે, 'કોઈપણ ભોગે મહાત્માજીને સતોષ થાય એ મારે જોવુ જોઈએ. કઈ નહિ, કાલે ત્રણ–ચાર મિત્રોને બોલાવીને મન્ત્રો લખાવી લઈશ, મહાત્માજી મારા અક્ષરને ક્યા ઓળખે છે!' મહાત્માજી તેનો મનોભાવ સમજી ગયા તેમણે કિશોરને આજ્ઞા કરી 'મારી પાછળ પાછળ આવો' કિશોરે તેમના કહેવા પ્રમાણે કર્યુ ગગાના કિનારે એક બગલો એકચિત્ત થઇને માછલાઓનુ ધ્યાન ધરી રહ્યો હતો મહાત્માજીએ કહ્યું 'હળવે પગલે જઇને પેલા બગલા પાસે ઊભા રહો' કિશોર આસ્તે રહીને તે બગલા પાસે પહોચ્યો પરતુ બગલાને તેનો જરાય ખ્યાલ નહોતો થોડીવાર ત્યા ઊભા રહ્યા પછી મહાત્માજીએ તાળી પાડવાનો ઇશારો કર્યો એક–બે તાળી વગાડતાની સાથેજ બગલો ચમકીને ઊડી ગયો

પાસે આવીને મહાત્માજીએ કહ્યુ, 'કિશોર! નાનકડા પક્ષીની લગની તમે જોઇ? પોતાની પાસે કોણ ઊભુ છે તેનો પણ તેને ખ્યાલ નહોતો આવી એકાકાર વૃત્તિ હોય તો જ ધારેલા ધ્યેય સુધી પહોચી શકાય તમે બીજા લોકો પાસે મત્રો લખાવીને મારી આખોમા ધૂળ નાખવા ઇચ્છો છો પરતુ તેમા તમારી જાતને જ છેતરી રહ્યા છો કદાચ તમે મન્ત્ર નહિ લખો તો એથી મને કઈ નુકસાન થવાનુ નથી હુ તો માત્ર તમારા જ લાભને ખાતર કહી રહ્યો છુ બધા મહાત્માઓ તો તમને સાધન બતાવશે, કોઈ હાથ પકડીને તમને લક્ષ્ય સુધી નહિ પહોચાડે. તેમણે નિર્દેશેલા માર્ગે જવાની તમન્ના અને દ્રઢતા તમારે કેળવવી જ પડશે જુઓ હુ

"પ્યારાબાપુ"

અહીંયાં ચાતુર્માસ સુધી રોકાવાનો છું. ચાર મહિના સુધી લાગલાગટ દરરોજ પાંચ હજાર મન્ત્રો લખીને તમારી પાસે રાખી મૂકજો. છેલ્લે દિવસે મારી પાસે આવજો.' કિશોરે લજ્જિત થઈને સંમતિ આપી.

[ ૩ ]

મહાત્માજીના વચનરૂપી બાણોએ તેનાં હૃદયને વીંધી નાખ્યું હતું. જેનામાં માણસાઈ છે તેને કેમ ટકોર ન લાગે ? કિશોર બીજા દિવસથી મન્ત્ર લખવામાં તન્મય થઈ ગયો. આજુબાજુ શું થાય છે તેની તેને પડી જ નથી. માતાએ નાહવા માટે ધ્યાન ખેચ્યું પરંતુ તેણે તેના પર ધ્યાન જ ન આપ્યું. બરોબર ભોજન સમયે તેની પાસે આવીને માતાએ કહ્યું ત્યારે તો તે સ્નાન કરવા ગયો.

સાંજ પડતાં પહેલાં જ તેણે પાંચ હજાર અને પાંચ સો મંત્રો પૂરા કર્યા. પોતાના અક્ષરોની સુંદરતા જોઈને તેને પોતાને જ સાનંદાશ્ચર્ય થતું હતું. વારંવાર ઉલટાવી ઉલટાવીને મંત્રોને જોવા લાગ્યો. પછી તેને યથાસ્થાને મૂકી દીધા. મહાત્માજીએ પોતાની પાસે આવવાની સાફ ના પાડી હતી. ચાર મહિના પછી તેમની પાસે આવવાનું કહ્યું હતું. બીજે દિવસે વહેલી સવારથી જ તે મન્ત્ર લખવાના કાર્યમાં ગૂંથાઈ ગયો.

બે-ચાર દિવસ સુધી તો મન ચોંટયું. પરંતુ પછી ઉત્સાહનાં પૂર ઓસરવા લાગ્યાં.

દિવસના જે કલાકો પહેલાં આંખના પલકારાની પેઠે પસાર થઈ જતા હતા તે જ કલાકો હવે યુગ જેવા જણાતા હતા. પાંચ મિનિટ લખે અને પાછો અધીરો થઈને ગણતો કે હવે કેટલાં પાનાં બાકી છે. તે તેના નિશ્ચયમાં મક્કમ હતો. મન સાથે મહાયુદ્ધ થવા લાગ્યું. ઘણા દિવસ સુધી આમ ને આમ ચાલ્યું. જીવનનાં મેદાનમાં કિશોરે પહેલી વાર મન સામે મોરચો માંડયો અને તેમાં વિજયને વર્યો. તેણે મન્ત્ર લખવાનું કામ, અનેક આફતો વચ્ચે પણ ચાલુ જ રાખ્યું.

હવે તેની દશા બદલાઈ ગઈ હતી. કંટાળાથી પોતે કંટાળવાને બદલે કંટાળો જ તેનાથી કંટાળતો હતો. કંટાળો જેનાથી કંટાળે તેને ધારણા-ધ્યેય સુધી પહોંચતાં વાર નથી લાગતી. મંત્ર લખવામાં અલૌકિક આનંદનો અનુભવ થવા લાગ્યો. મનમાં વહેણ પણ તે જ દિશામાં વળી રહ્યાં હતાં. થોડા દિવસો પછી તો તેને એમ જ લાગ્યું કે, સાચાં સુખનો સાગર તો આમાંજ ભરેલો છે; સમસ્ત વિશ્વની સમૃદ્ધિ અહીંજ ખડકાયેલી છે. ખાવાની રુચિ થતી નથી. અનિચ્છાએ ખાવા બેસતી વખતે પણ તેના હૃદયમાં એક જ લગની લાગી હતી કે, કયારે પાછો લખવા બેસું.

નિદ્રાદેવીએ પણ નયનોનાં આસનથી વિદાય લીધી હતી. બ્રાહ્મમુહૂર્તમાં જ તે લખવા મંડી પડતો. અને છેક મોડી રાત સુધી વિજળીના અજવાળે લખ્યા જ કરતો. આખા દિવસની ઝંખનાને પરિણામે રાત્રે સ્વપ્નમાં પણ તે મન્ત્રો લખી રહ્યો હતો.

પાંચ હજાર મંત્રો તો બપોર પહેલાં જ લખાઈ જતા હતા. પછી જેટલા લખાય તેને વધારાના ગણીને તે ગણત્રી નહોતો કરતો. કેટલા મંત્રો લખ્યા તેનું કંઈ ભાન જ નહોતું. દરરોજ મંત્ર લખીને એક જગાએ મૂકી રાખતો.

[ ૪ ]

ચાર મહિના પૂરા થયા. મહાત્માજી પોતેજ સધ્યા સમયે કિશોરને ઘેર ગયા. તે મંત્ર લખવામાં એકાકાર બની ગયો હતો. છેલ્લા બે દિવસથી ન તો તેણે ઊંઘ લીધી હતી કે ન તો તેણે ભોજન કર્યું હતું. વૃદ્ધ માતાએ ઘણું કહ્યું પરંતુ તે તેના પર લક્ષ્ય જ નહોતો આપતો. પહેલાં તો વાતવાતમાં છંછેડાઈ જતો. હવે તો

મુખ પર શાંતિ તરવરી રહી હતી. તેના મુખારવિંદ પર ચમકી રહેલી દિવ્ય જ્યોતથી બધા અંજાઈ જતા. ભાગ્યે જ કોઈ તેની પાસે જવાની હિંમત કરતું.

માતાએ મહાત્માજીના ચરણોમાં પ્રણામ કર્યા. મહાત્માજી કિશોર પાસે જઈને ઊભા રહ્યા. કલમ કલમનું કામ કરી રહી હતી. ક્રિયા તો જરૂર થતી હતી, પરંતુ કર્તાને પોતાના શરીરનું ભાન નહોતું. જેમ સાકર સાકરપણું વિસરીને દૂધમાં મળી જાય છે તેમ કિશોર મંત્ર લખવામાં તદ્રૂપ, એકરસ થઈ ગયો હતો. મહાત્માજીએ અવાજ કર્યો, પરંતુ એ અવાજ નિરુત્તર રહ્યો. માથા પર પોતાનો વરદ હસ્ત મૂકીને તેમણે ગંભીર સ્વરે કહ્યું — 'હરિ ૐ તત્સત્.' કિશોરને બાહ્ય દુનિયાનું જ્ઞાન થયું. પોતાની સમક્ષ ગુરુદેવને ઊભેલા જોઈ તેણે પોતાના અશ્રુ વડે તેમના પુનિત ચરણોને ધોઈ નાખ્યા.

'બસ, ભાઈ! હવે રહેવા દો. મને મંત્રોની જરૂર નથી. તેની સ્થાપના કરીને પ્રતિદિન તેની પૂજા કર્યા કરો. હવે તમારે જે કંઈ સાધન શીખવું હોય તે કહો.' મન્ત્રોનો થોકડો લાવવાને પ્રેમઘેલા બનેલા કિશોરે સદ્‌ગુરુચરણવંદના કરીને કહ્યું, 'પ્રભો! આપનાં શ્રીચરણો એ જ મારું સર્વોત્કૃષ્ટ સાધન છે અને એ જ સર્વોત્તમ સાધન છે. માટે હવે બીજું કોઈ સાધન જોઈતું નથી. બસ કેવળ આપની કૃપાદૃષ્ટિ જ ઈચ્છું છું.' મહાત્માજીએ તેની પીઠ થાબડતા કહ્યું, 'ભાઈ! સાધન તો બધાં સરખાં જ છે. પરંતુ સાચી લગની હોવી જોઈએ. લગની વિના કોઈ પણ સાધન સિદ્ધ થતું નથી. ઈશ્વર આપનું કલ્યાણ કરો.' મહાત્માજી ત્યાંથી ચાલી નીકળ્યા.

---

## વિદ્યાપીઠથી આશ્રમ

આશ્રમથી વિદ્યાપીઠ ને વિદ્યાપીઠથી આશ્રમનો મારો નિત્ય પ્રવાસ લગભગ ચાર વર્ષથી ચાલુ છે. આ પ્રવાસમાં વર્ણવવા જેવું શું હોય, અને બનાવ પણ શું બને? તો પણ એક દિવસનો પ્રવાસ ચિરસ્મરણીય હતો.

વિદ્યાપીઠથી નીકળીને ઉસ્માનપુર પાસે આવું છું ત્યાં બધે ધોળું ધોળું જોવામાં આવ્યું. જ્યાં જોઉં ત્યાં ટીડ ટીડ ને ટીડ. ખેડુત પણ બિચારા કોઈએ થાળી, કોઈએ ડબો ને કોઈએ ફાળિયું લીધું છે, ને હડિયાહડી કરે છે. એ ખેતર વચ્ચેથી હું જોતો જોતો ચાલ્યો. ભગવાનની સ્થૂલ સૃષ્ટિમાં કેવી અવ્યવસ્થા છે એનો વિચાર આવ્યો. માણસે પોતાને ખાવા સારું વનસ્પતિરૂપ જીવતા જીવ તૈયાર કર્યા છે, એના ઉપર આ અનિમન્ત્રિત અતિથિઓ તૂટી પડ્યા છે ને માણસ એને ભગાડવા મથે છે.

આગળ ચાલતાં રાજમાર્ગ ઉપર ચડ્યો ત્યાં મોટર કે ઘોડાગાડી નીચે કે કચરાઈને એક ટીડ મરેલું પડ્યું હતું, ને એના ઉપર કીડી ચડી હતી. તે જોઈને જીવો જીવસ્ય જીવનમ્‌વાળો વિચાર વધી દૃઢ થતો ચાલ્યો.

લગભગ આશ્રમ પાસે આવ્યો ત્યાં એક ખેડૂત બાઈ મળી. મારે ને એને કાંઈ ઓળખાણ ન મળે. પણ જાણે મારા મનમાં ઘોળાતા પ્રશ્નનું જ ઉત્તર ન આપતી હોય એમ તે બોલી: 'જો, ભાઈ, આ ટીડ આવ્યાં છે ખરાં. તે એક ખેતર ઉપર તો એક ટીડડું ય બેઠું નહિ. પણ અડખેપડખેનાં બધાં ખેતરનો તો ઘણું કાઢી નાખ્યું. ટીડ પણ 'જે અધર્મી' હોય એનું જ ખાઈ જાય છે, સારા માણસનું નથી ખાતાં.'

દેખીતા અન્યાયને ઓથે રહેલા ન્યાયનું દર્શન કરાવવા આ બાઈએ પ્રયત્ન કર્યો, પણ એમ જો માણસની આંખ ઊઘડી જાય તો* તો કોન મુચ્યેત બન્ધનાત્! —દેસાઈ વાલજી ગોવિન્દજી

* "આજથી લગભગ ૨૧ વર્ષ પહેલાંનું આ લખાણ છે. એવું પણ ટીડ વાડજના ખેતર ઉપર તૂટી પડ્યાના સમાચાર આવ્યા છે. દે૦ વા૦

જુગતરામ દવે

બાપુની અસર નીચે આપણા દેશના કેટલા બધા લોકો આવી ગયા? એ સૌના ઉપર તેમણે સ્પર્શમણિના જેવી અસર કરી છે. એ સૌનું પોતાનું એવું ઘણું હતું, પણ બાપુના સ્પર્શથી એમનું એ મૂળ ઝવેરાત હતું તેનાથી કંઈક જુદું અને કિંમત આંકી ન શકાય એટલું અમૂલ્ય થઈ ગયું – જેમ પારસમણિ અડવાથી લોઢાનું સોનું બની જાય તેમ.

પંડિત જવાહરલાલમા તેમનું પોતાનું એવું ઓછું છે શું? બાપુના સંસર્ગમા બિલકુલ ન આવ્યા હોત તો પણ તે જવાહર રૂપે જરૂર ઝગક્યા હોત. પણ બાપુની અસર નીચે તે શુદ્ધ કુન્દન બન્યા છે. ગમે તેવા સંકટમા, ગમે તેવો સર્વનાશ થવાનો ભય આવી પડ્યો હોય તોયે અસત્ય, કપટ, હલકું એવું વર્તન કરી જ ન શકે એવા થઈ ગયા છે. તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં તેમના એ ગુણથી લોકોનાં માન અને વિશ્વાસ તેઓ કબજે કરે છે.

સરદારમાં પોતાનો જન્મજાત સરદારીનો ગુણ પૂરેપૂરો હતો. બાપુની સાથે કદી રહેવાની તક મળી ન હોત તો પણ તેઓ પોતાની બાહોશી અને વીરતાને કારણે ભારતના ધુરંધર નેતાને પદે સહેલાઈથી પહોંચ્યા હોત. પરંતુ જો બાપુની અસર નીચે પોતે આવ્યા ન હોત તો કદાચ જગતની અજની દૂર ઉથલપાથલોમાં તે પણ બીજા કેટલાક મહારથીઓની જેમ મંડી પડ્યા હોત. આજે તેઓ પોતાની બધી શક્તિ અને બાહોશી દેશને સ્થિર અને સુરક્ષિત બનાવવામાં ગાળી રહ્યા છે, જેથી તે તક મળતાં બાપુને માર્ગે પાછી આગળ કૂચ કરી શકે.

મગનલાલ ગાંધી ઘણા તેજદાર અને કુશાગ્ર બુદ્ધિના જુવાન હતા. તેઓ આફ્રિકોમાં અગર બીજે જ્યાં પણ રહ્યા હોત ત્યાં ખેતીવાડીમાં કે કળા કારીગરીમાં પોતાનું હીર બતાવી શક્યા હોત. પણ બાપુના હાથ નીચે રહેવાનું મળ્યું તેથી આશ્રમ જીવનને અક્ષરે અક્ષર પાળવામાં અને ખાદીનુ રહસ્ય ખુલ્લું પાડવામાં એમણે કેવો મોટો ફાળો આપ્યો?

મહાદેવભાઈ પોતાની વિદ્વત્તા અને સુંદર મીઠા સ્વભાવથી જ્યાં પણ ગયા હોત ત્યાં દૂધમાં સાકરની જેમ ભળી ગયા હોત. ઘોધબંધ સાહિત્યનાં પુસ્તકો આપનાર પ્રખ્યાત લેખક થયા હોત. ઉન્નત કરનારી અને તે સાથે કલામય કાવ્યમય એવી અનેક કૃતિઓ આપણને આપી શક્યા હોત. પરંતુ બાપુજીના સંગમા આવતાં એ કેવા નવા જ માણસ થઈ ગયા! આપણને હનુમાન જેવા એકનિષ્ઠ રામભક્તનો જીવતો જાગતો દાખલો તેમના વિના બીજો કોણ દેખાડત? કોઈ દિવસ જરા સરખો દાવો કે અભિમાન કર્યા વગર બાપુએ ઉપદેશેલું જીવન જીવનારનો પણ દાખલો આપણને કોણ પૂરો પાડત?

વિનોબા બાપુની અસર વિના પણ એક પ્રખર સંસ્કૃત પંડિત વેદવેત્તા થવાના જ હતા. એમનાં લક્ષણો જોતાં એ પોથીમાંનાં રીંગણાંવાળાં શાસ્ત્રી કે ખુરસીએ ચડી વ્યાખ્યાનો આપનાર પ્રોફેસર થઈને બેસી જાય એવા તો નહોતા જ. ઘણું કરી ભગવાં કે પીળાં ચીર ધારણ કરી સંન્યાસી ભિક્ષુના વેષમાં

ભ્રમણ કરતા હોત, અને વેદ વેદાન્તની પાણીના પોરા કાઢનારી ચર્ચાઓના જાળા જૂના ચોકો પાથરી ગયા છે તેમા સારી પેઠે ઉમેરો કરનારા થઈ પડ્યા હોત પરંતુ



બાપુજીની અસર નીચે આવતા તે રચનાત્મક કાર્યક્રમના એક 'યોગી' થઈ ગયા છે રચનાત્મક કાર્યક્રમ જીરવાય નહિ તેથી લોકો ભલે તેને છોડે, પરંતુ તે શકય બનાવી શકાય તેવો નથી એમ વિનોબાના પ્રયોગો પછી કોઈથી કહી શકાય એવુ રહ્યુ નથી

પૂજ્ય બા બાપુના પત્ની ન હોત તો પણ એક ભલા અને પ્રેમાળ માતા જરૂર થયા હોત પોતાના છોકરાને જ નહિ પણ પિતૃપક્ષના અને માતૃપક્ષના ભાઈબંધ સગા વહાલાઓને પોતાની પાંખમા રાખી ઉછેરનારા, અને પોતાની જાત નીચોવીને સૌને પાળનાર માતુશ્રી થવાના હતા પરંતુ બાપુજીના પડખા સેવ્યા તેના પરિણામે હજારો દીકરા અને દીકરીને માતાનો પ્રેમ આપી શકનારા તેઓ નીવડ્યા. તેમા નાતનો કે જાતનો, દેશનો કે વિદેશનો, ધર્મ કે ધર્માન્તરનો ભેદ ઊડી ગયો છેવટે બાપુની છાયામા અંગ્રેજોના કારાવાસમા એક સતીનુ અને વીરાંગનાનુ મૃત્યુ પામ્યા

હુ પણ કોઈક કારકૂન કે છાપાવાળો કે નાનો સરખો કવિડો થઈને આગિયા કીડાની જેમ કોઈ ઝાડ ઝાંખરામા ઊડતો હોત પૂ૦ બાપુજીની હવામા આવવા મૂળની કાંઈ લાયકાત ન હોવા છતા એક ગ્રામસેવક અને રાષ્ટ્રીય શિક્ષકમા ખપવા લાગ્યો છુ !

---

સત્યના સાથીઓનો સમાજ .... [અનુસંધાન પૃ ૨૭૦થી ચાલુ]

એવુ કહ્યુ છે ને કે, "Be Quiet and know that I am God." (શાંત થાઓ અને જાણો કે હુ પ્રભુ છુ) તેથી સત્યના સાથીઓ જ્યારે એક સાથે પ્રભુની આરાધના કરે છે ત્યારે મૌનમા બેસે છે તે લોકોની સંખ્યા લગભગ એકસો જેટલી છે. તેમનુ પ્રથમ અધિવેશન દક્ષિણ હૈદ્રાબાદમા તા ૧૫થી તા. ૧૮મી ડીસેમ્બર સુધી મળવાનુ છે

# સત્યના સાથીઓનો સમાજ

ગુરુદયાલ મલ્લિક

એક વાર જ્યારે ગાંધીજી નોઆખલીમાં હતા, ત્યારે શ્રી. હોરેસ એલેકઝાંડરે એમને પૂછ્યું કે, શું એવી કોઈ સંસ્થાની જરૂર છે જેના સભ્યો પોતાના ધર્મ (Religion) નું પાલન કરવા છતાં બીજા ધર્મના અનુયાયીઓની સાથે મળીને સહેલાઈથી પ્રભુની આરાધના કરી શકે?

એમ કહેવાય છે કે, ગાંધીજીએ જવાબ આપ્યો કે એવી સંસ્થા જરૂર અલબત્ત છે. પછી થોડીક ક્ષણ ચૂપ રહીને તેમણે કહ્યું, "મારા ખ્યાલમાં તો એક જ સંસ્થા છે જે એવી નવી સંસ્થાનું કામ ઉપાડી શકે અને તે છે Quakers–ક્વેકર્સ–લોકો."

ગાંધીજીનો આ જવાબ સાંભળીને શ્રી. હોરેસ એલેકઝાંડર, જેઓ પોતે Quaker–ક્વેકર–છે, એમને લાગ્યું કે એક નવી જ સંસ્થા સ્થાપવી જોઈએ જેમાં જુદા જુદા ધર્મોના અનુયાયીઓ સહૃદયતાથી એકબીજા સાથે પ્રભુની આરાધના કરી શકે. તેથી Fellowship of the Friends of Truth–સત્યના સાથીઓનો સમાજ–નામની એક સંસ્થા થોડા વખત ઉપર સ્થાપવામાં આવી છે.

ગાંધીજી ઘણી વાર કહેતા: "સત્ય એ જ પ્રભુ છે." તેથી જો લોકોમાં પરસ્પર પ્રીતિ અને સાત્વિક નીતિ વધારવી હોય, તો તેઓને સત્ય અને પ્રેમ દાખવવાની ભલામણ અને શિખામણ આપવી પડશે. કારણ કે, કેવળ સત્ય જ માણસને દરેક જાતની સંકુચિતતામાંથી મુક્ત કરી શકે છે. "Truth shall set you free."

દૃષ્ટાંત તરીકે, જો એક હિંદુ પોતાના હિંદુધર્મનું પાલન સાચી રીતે કરે છે તો તે બીજા ધર્મના અનુયાયીઓના સંબંધમાં પોતાના મનમાં કોઈ ભેદભાવ કે દ્વેષભાવ ધરાવશે નહીં. કારણ કે, તેને તેના ધર્મે શીખવ્યું છે કે, તેના ધર્મશાસ્ત્ર કે તેના પૂજાસ્થાનની બહાર એવું એક કેન્દ્ર છે જ્યાં બધા ધર્મોના અનુયાયીઓ મળી શકે છે; અને તે કેન્દ્ર છે સત્ય. કોઈ પણ ધર્મમાં સંપૂર્ણ સત્યનો સમાવેશ નથી થઈ શકતો. પ્રત્યેક ધર્મ તેથી કેવળ એના અનુયાયીને પ્રભુને મળવાનો એક માર્ગ સૂચવે છે. જેમ સૌન્દર્યનું તત્ત્વ છે, અનેકમાં એક, તેમ ધર્મો અનેક હોવા છતાં પ્રભુ અથવા સત્ય એક જ છે.

જે નવી સંસ્થા સ્થાપવામાં આવી છે તેના સભ્યો જુદા જુદા ધર્મોના અનુયાયીઓ છે. જ્યારે તેઓ સંસ્થામાં જોડાય છે ત્યારે તેઓ પોતાનો ધર્મ નહીં મૂકે, એવું તેઓ જાણે છે છતાંયે તેમાં તેઓ જોડાય છે. તેઓ સારી રીતે જાણે છે કે, કોઇ દિવસ બધા ધર્મોના અનુયાયીઓ અમુક એક ધર્મને સ્વીકારશે નહીં અને તેઓ સ્વીકારે એવી પ્રભુની પણ ઇચ્છા લાગતી નથી. પ્રભુ તો એક મહાન કલાકાર છે; એને તો અનેકમાં એકનો આનંદ અનુભવવો ગમે છે. તેથી તો ગુરુદેવે કહ્યું છે: "When God is dead then religions will be one" (જ્યારે પ્રભુ મરણ પામશે ત્યારે બધા ધર્મો એક થશે.)

ટૂંકમાં કહીએ તો, આ નવી સંસ્થાના સભ્યો પોતાના ધર્મને સત્યને શોધવાનો માત્ર એક માર્ગ સમજે છે. અને સત્ય અથવા પ્રભુનું ધ્યાન અને જ્ઞાન કેવળ મૌનમાં જ થઈ શકે છે. [અનુ૦ પૃ૦ ૨૧૯મે]

"પ્યારા બાપુ"

# નીતિ અને પ્રીતિ

ઉજ્જવલ કુમારીજી

શિકારી જ્યારે જંગલમાં જાય છે ત્યારે જંગલના પ્રાણીઓ ભયભીત બનીને આમતેમ દોડવા લાગે છે અને જ્યારે તેઓ ગુફાનો આશરો લે છે ત્યારે ભયમુક્ત બને છે. જરા, મરણ અને વ્યાધિ એ ત્રણ સંસારના મહાન શિકારીઓ છે. પ્રાણી માત્ર આ શિકારીઓથી ભયભીત અને ત્રાસિત છે. આ ત્રસ્ત બનેલાં પ્રાણીઓને માટે પણ દુઃખમાંથી મુક્ત થવાનો એક જ માર્ગ છે, અને તે છે ધર્મ-ગુફાનો આશ્રય લેવો તે.

ધર્મ ગુફામાં પ્રવેશ કરવાને બે દ્વાર છે. એક નીતિનું અને બીજું પ્રીતિનું આ બે દ્વારોમાંથી ધર્મગુફામાં પ્રવેશ કરીએ તો જરા, મરણ અને વ્યાધિ રૂપ શિકારીઓના ત્રાસથી મુક્ત થઈ શકાય છે. નીતિ અને પ્રીતિ એક જ સિક્કાની બે બાજુઓ છે. સિક્કાની એક બાજુ ઘસાયેલી હોય તો તે ચાલતો નથી, એ જ રીતે નીતિ કે પ્રીતિમાં કંઈ પણ ક્યાશ હોય તો તે ચલી શકતી નથી.

હીરો નાનો હોય છે છતાં દુનિયાની બધી સુખસામગ્રી તેમાં ભરેલી હોય છે. બંગલો, બાગ-બગીચા, મોટર, વસ્ત્રાભૂષણ વગેરે સર્વ તેનાથી સુલભ બની જાય છે. હીરાની જેમ જ નીતિ પણ એક નાનો શબ્દ છે, તેમ છતાં તેમાં માણસનાં અનેકવિધ કર્તવ્યોનો બોધ સમાયેલો છે.

નીતિવાન થવું એટલે પ્રમાણિક થવું. હું વારં-વાર જેના ઉપર ભાર મૂકીને કહું છું. તેનું કારણ એ છે કે, ચારિત્ર્યનો પાયો જ પ્રામાણિકતા છે. આજે તે પાયો ડગમગી રહ્યો છે એટલું જ નહી પણ વિનાશની પરાકાષ્ઠાએ પહોંચી ગયો છે એટલે હવે આપણે તેને બચાવી લેવો જોઈએ. તિબેટની યાત્રા કરી પાછા ફરેલા એક ભાઈએ કહ્યું હતું કે ત્યાંના લોકો એટલા બધા નીતિવાન છે કે, કોઈ બીજાની વસ્તુને અડકતા પણ નથી. આજે તમે તમારી લાકડી રસ્તામાં ભૂલી ગયા હો તો તે કાલે તમને એ જ જગાએ પડેલી મળશે. હજારો લોકો ત્યાં થઈને પસાર થશે પણ કોઈ તેને સ્પર્શ સરખો નહીં કરે. હમણાં જ એક અમેરિકન પ્રવાસીનો અનુભવ વાંચવામાં આવ્યો હતો. તેમાં લખ્યું હતું:

એક અમેરિકન પ્રવાસી મુસાફરીએ નીકળ્યો. તેણે પોતાની સાથે એક બહુ જ સુંદર અને કીમતી કેમેરા પણ લીધો. કુદરતી દૃશ્યોનો તે બહુ જ રસિક હતો. તેથી તેણે ઘણાં કુદરતી દૃશ્યોનાં ચિત્રો લીધાં જેમાં મુખ્યત્વે સ્વીટઝરલેન્ડનાં પ્રાકૃતિક દૃશ્યોના ચિત્ર વધારે હતા. પાછા ફરતી વખતે કેટલાક દિવસ તે પેરિસમાં પોતાના મિત્રને ત્યાં રહ્યો. મિત્રની મોટરમાં બેસીને તે પેરિસમાં પણ ફરતો અને ફોટા લેતો હતો. ત્યાંથી તે લંડન ગયો. રસ્તામાં તેનો કેમેરા ખોવાઈ ગયો. ઘણી શોધખોળ કરી પણ મળ્યો નહીં, કેમેરા ઉપર નામઠામ લખેલું ન હતું. તેથી તે પાછો મળવાની આશા રહી નહી. ઇંગ્લેન્ડ પહોંચ્યા પછી તેણે પોતાના મિત્રને પત્ર લખ્યો, જેમાં કેમેરા ગુમ થવાનો પણ ઉલ્લેખ કર્યો. પંદર દિવસ પછી તે મિત્રનો પત્ર આવ્યો. તેમાં લખ્યું હતું કે તમારો કેમેરા એક ભાઈને જડ્યો છે. તે મારી પાસે આવ્યો હતો. મેં તેને તમારું નામઠામ આપ્યું છે. બે દિવસ પછી તે લંડન આવવાનો છે. તમે ત્યાં જ રહેજો. તે તમને તમારો કેમેરા આપી જશે.

બે દિવસ પછી જ્યારે તે ભાઈ કેમેરા આપવા આવ્યો, ત્યારે અમેરિકન પ્રવાસીએ તેનો બહુ જ આભાર માન્યો અને પૂછ્યું, "ભાઈ, કેમેરા ઉપર તો મારું નામઠામ કશું લખ્યું ન હતું. તમે કેવી રીતે તેના માલિકને શોધી કાઢ્યો?" તેણે જવાબ આપ્યો, "કેમેરા ગાડીમાં મારા સામાન સાથે આવી ગયો હતો. તેના માલિકની મેં ઘણી શોધ કરી પણ જ્યારે કંઈ પત્તો ન મળ્યો, એટલે મેં વર્તમાન-પત્રોમાં જાહેર કરવાનું નક્કી કર્યું". પરન્તુ કેમેરામાં ફોટાઓ જોયા એટલે મને થયું કે ફોટાઓ ધોવડાવું તો કદાચ પત્તો લાગે. ફોટાઓ સાફ કરાવ્યા પણ બધા ફોટા કુદરતી દૃશ્યોના હતા. તેથી મને લાગ્યું

"પ્યારાબાપુ"

કે આ ફોટાઓથી માલિકની જાણ થશે નહીં. પરંતુ હું એક પછી એક ફોટો ઉપાડીને જોતો હતો એટલામાં અચાનક એક ફોટાની અંદર એક મોટર ઊભેલી દેખાઈ. મોટરનો નંબર જાણવા માટે મેં એ ફોટાને ૭૦ ગણો વિશાળ કરાવ્યો. ત્યારે તે મોટરનો નંબર સ્પષ્ટ દેખાયો. તે નંબરની મોટરના માલિકને શોધતો હતો ત્યાં તમારા મિત્ર મને મળી ગયા. તેમણે મને તમારું નામ ઠામ બતાવ્યાં. આથી જ હું તમારી પાસે આવી શક્યો છું." આ બધું સાંભળીને અમેરિકન પ્રવાસીને ઘણો આનન્દ થયો. તેણે તે ભાઈને ખર્ચના પૈસા લેવા બહુ જ આગ્રહ કર્યો, પણ તેણે પૈસા લેવાની સાફ ના પાડી. આ પ્રકારની પ્રમાણિકતા ગરીબ હોય કે શ્રીમંત, શિક્ષિત હોય યા અશિક્ષિત બાળક હોય કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરુષ, દરેકે મેળવવી જ જોઇએ, અને દુનિયા આગળ એવો આદર્શ રજૂ કરવો જોઈએ કે હિન્દનો કોઈ પણ માણસ બીજાની વસ્તુને અડકતો નથી, ત્યાં તાળાં કૂંચી કે કમાડ સાંકળની જરૂર રહેતી નથી.

નીતિવાન બનવા માટે માણસે પોતાના કર્તવ્યોનું પાલન કરવું જોઈએ. માતા-પિતા અને ગુરુ પ્રત્યે પોતાની શી ફરજ છે? પત્ની, પુત્ર, સગાં-સંબંધીઓ અને નોકરો સાથે કેવી રીતે રહેવું? એ બધું શીખી લેવું જોઇએ. આ સંબંધમાં બૌદ્ધ ગ્રંથોમાં બુદ્ધદેવે એક ગૃહપતિપુત્રને સુંદર ઉપદેશ આપ્યો છે. રાજગૃહી નગરીમાં ભિક્ષા લેવા જતાં ગૌતમબુદ્ધે સિગાલ નામના એક યુવાનને છયે દિશાઓને નમસ્કાર કરતો જોયો. ત્યારે તેઓ બોલ્યા, "હે ગૃહપતિપુત્ર! તું આ શું કરી રહ્યો છે?" તે બોલ્યો, "મારા પિતાએ મરતી વખતે મને છ દિશાઓને પૂજવાનું કહ્યું હતું, હું તે કરી રહ્યો છું" બુદ્ધે કહ્યું, "દિશા પૂજનની આ સાચી રીત નથી. આ તો દ્રવ્ય દિશા છે. ભાવદિશાની પૂજા એ જ સાચી પૂજા છે. ભાવ-દિશા આ પ્રમાણે છે— માતપિતા પૂર્વ દિશા છે. ગુરુ દક્ષિણ દિશા છે. પત્નીપુત્ર પશ્ચિમ દિશા છે. સગાસબંધી ઉત્તર દિશા છે. શ્રમણ, બ્રાહ્મણ, સાધુ, સંત અને સમાજસેવક ઉપરની દિશા છે, અને નોકર-ચાકર દાસ, મજૂર વગેરે નીચેની દિશા છે. આમ સમજવું જોઇએ."

પૂર્વ દિશાની પૂજા એટલે માતાપિતાની પૂજા કરવી જોઇએ. માતાપિતાની પૂજાનાં પાંચ અંગ છે. જેમ કે, (૧) તેમનું કામ કરવું. (૨) તેમનું પોષણ કરવું. (૩) પરંપરાથી ચાલતાં સત્કાર્યોમાં દાન, ધર્મ વગેરેને ચાલુ રાખવાં. (૪) તેમની સંપત્તિનો ઉપયોગ વિલાસમાં ન કરતાં સારા કાર્યોમાં કરવો (૫) તે જીવતાં ન હોય તો તેમને નામે દાન-ધર્મ કરવું. આ પ્રમાણે માતાપિતાની પૂજા કરવી એ જ પૂર્વ દિશાની પૂજા છે. તે પુત્રને પાપથી બચાવી લઈ સારા માર્ગે દોરે છે. શું આપણે આપણાં માતાપિતાની આ પ્રમાણે સેવા કરીએ છીએ? 'માતૃદેવો ભવ' 'પિતૃદેવો ભવ' એ આપણા આર્યધર્મનો પહેલો પાઠ છે. દેવની માફક પોતાનાં માતપિતાનો આદર કરવાવાળાં અને તેમની આજ્ઞા પાળવાવાળાં કેટલાં ભાઈબહેનો આજે હશે? બહુ જ થોડાં. હજારોમાં એક બે. પરંતુ યાદ રાખો કે ભીષ્મ અને શ્રવણની માફક સર્વસ્વ અર્પણ કરી દેનાર પુત્ર જ માતાપિતાની સાચી પૂજા કરી શકે છે માતાના હૃદયનો તો જરા વિચાર કરો. તે કેવી પ્રેમમૂર્તિ છે! તેના હૃદયમાં કેટલી કોમળ ભાવનાઓ ભરેલી છે! તેણે તમારે માટે કેટલાં કષ્ટ વેઠ્યાં છે! તેમને દુઃખ થાય એવું કોઈ પણ કાર્ય આપણાથી ન થવું જોઇએ.

અમેરિકાના એક મોટા ધનવાન અને દાનવીર ગૃહસ્થ એન્ડ્રયુ કાર્નેજીનું નામ તમે સાંભળ્યું હશે. તેનાં માબાપ બહુ જ ગરીબ હતા. બાપ વણકરનું કામ કરતો હતો અને મા ધોબણનું કામ કરતી હતી. કાર્નેજી પોતાનું ગુજરાન ચલાવવા મોચીની દુકાને જોડા સીવવાનું કામ કરતો હતો. કામ કરે તો જ ખાવા મળે એવી સ્થિતિ હતી. કોઈ કોઈ વાર તો તેને સોળ-સોળ અને અઢાર-અઢાર કલાક કામ કરવું પડતું હતું. પહેરવા માટે ફક્ત એક જ પહેરણ હતું. રાત્રે જ્યારે તે સુઇ જતો ત્યારે મા તેને ધોઈ સૂકવી દેતી હતી. સવારે કાર્નેજીને એ અડધું સુકાયેલું પહેરણ પહેરીને કામે જવું પડતું. ગરીબીને લીધે માતાપિતાને જે દુઃખ પડતું તે જોઈ તે ઘણો જ દુઃખી થતો. તે પોતાની માને કહેતો. 'મા હું ખૂબ જ ધનવાન થવાનો છું. [અનુ૦ પૃ૦ ૨૭૮મે]

શકું છું - જીવન ખૂબ વિચાર
મય કરી મૂક. સેવાને અર્થે
જીવવામાં અર્થ છે
નહીં તો આપણે પૃથ્વી
ઉપર ભારરૂપ છીએ-
૧૩-૯-૩૦ બાપુના
આશીર્વાદ

ચિ૦ રસિક,

તારો કાગળ વાંચી રાજી થયો છું. મારાથી પરબારો કાગળ ન લખાય. પરબારા કાગળ બહુ એ છા લખી શકાય છે. તેં લાંબો કાગળ ભલે લખ્યો મારે બધી હકીકત જોઈતી હતી. મારે તને ઠપકો નથી આપવો, ચેતવવો છે. તારી પ્રતિજ્ઞાઓ યાદ રાખજે, મારી આશાઓ સફળ કરજે. ભૂલો તુરત કબૂલ કરે છે ત્યાં લગી સુધારાની આશા રાખી શકું છું. જીવન ખૂબ વિચારમય કરી મૂક. સેવાને અર્થે જ જીવવામાં અર્થ છે. નહિ તો આપણે પૃથ્વી ઉપર ભારરૂપ છીએ.

૧૩–૯–૩૦ ય. મં. બાપુના આશીર્વાદ.

× × × × ×

ગુરુભાઈ કે ગમે તે બીજાની વચ્ચે મીઠી હરીફાઈ જરૂર થઈ શકે એટલે કે આપણાથી વધારે સારું જે કોઈ કરી શકે તેને આદર્શ કરતા જઈએ અને આગળ વધતા જઈએ. આમાં દ્વેષ લવલેશ પણ ન હોવો જોઈએ. એટલા સારુ મીઠી વિશેષણ વાપર્યું. આ હરીફાઈમાં જેને આપણે આદર્શ માનેલ હોય તે પોતાની કુશળતામાં દિવસે દિવસે વધારો કર્યા કરે એવી આપણામાં ઈચ્છા હોવી જોઈએ કે જેથી આપણો આદર્શ ઊંચો ને ઊંચો રહે. એવી ઇચ્છાનું પરિણામ આપણે પોતાને વિષે પણ સારું થાય, એટલે કે આપણે પણ વધતા જઈએ.

કોઈ પણ એક વિભાગમાં આપણે નીતિ ચૂકયા હોઈએ તો તેની અસર બધાની ઉપર થાય જ છે એવો મારો દૃઢ અભિપ્રાય અને અનુભવ છે. એટલે કે વ્યભિચારી માણસ રાજ્ય પ્રકરણમાં કંઈ નુકશાન નથી કરતો એવી માન્યતા છે તે સાવ ખોટી છે, અથવા તો વેપારમાં અનીતિ કરે પણ પોતાના ખાનગી કે કૌટુંબિક વ્યવહારમાં નીતિ જાળવે એવી માન્યતા રાખવામાં આવે તે પણ ખોટી છે. તેથી જ્યારે જ્યારે દોષ થાય ત્યારે ત્યારે તેને ડામવો જોઈએ.

× × × × ×

ગમે તે સ્થિતિમાં રહીને જે સત્ય બોલી, આચરી શકે, તે જ સત્યાર્થી ગણાય. વેપારમાં જૂઠું બોલવાની કોઈને ફરજ નથી પડતી, નથી પડતી નોકરીમાં. જ્યાં ફરજ પડે છે એમ લાગે ત્યાં ન જઈએ, પછી ભલે ભૂખે મરી જઈએ.

"બાપુ"

# ગુરુ નાનકની દૃષ્ટાંત કથાઓ

મુકુલભાઈ

ગુરુ નાનકનું સ્મરણ થાય છે ત્યારે એમણે સરળ દૃષ્ટાંતો દ્વારા જે ગહન ઉપદેશ આપ્યો છે તે દૃષ્ટિ સમીપ આવ્યા વિના રહેતો નથી ગુરુ નાનક ભિન્ન ભિન્ન ધર્મો વચ્ચે સમન્વય અને પ્રેમ સ્થાપવા ઇચ્છતા હતા હિંદુ અને મુસલમાન બંને વિધર્મીઓ છે એમના વચ્ચે સઘર્ષ હોય એ દુર્ભાગ્યનું ચિહ્ન છે એ બંને ધર્મીઓ ઈશ્વરનું સાચું તત્ત્વ ન સમજે અને આપસઆપસમાં ઝઘડીને પોત પોતાના ધર્મોને લજવે એ અનુચિત જ કહે વાય ઈશ્વર તો એક જ છે એની આગળ બધા સરખા છે તો પછી એમના સતાનો નમમી ચડસાચડસીમા શા માટે પડે? એથી સાચું તત્ત્વ તો બાજુએ જ રહી જાય છે અને નકામી કડવાશ જન્મે છે ગુરુ નાનકે એમાંથી માર્ગ કાઢવા પ્રયત્ન કર્યો અને હિંદુ તેમ જ મુસલ માન ભાઈઓમા જે ખોટા રીતરિવાજો અને ખોટી રૂઢીઓ માન્યતાઓ પ્રવેશેલા હતા તેને દૂર કરવા તેઓ મથ્યા એ માટે તેઓ ઘણી વાર ઉદાહરણરૂપ વર્તન કરીને એમાંથી ઊગ બોધ તારવતા એમાંના કેટલાક દૃષ્ટાંતો આપણે લઈએ

[૧]

એક વાર ગુરુ નાનક ફરતા ફરતા હરદ્વાર આવ્યા ત્યાં ગંગા નદીને તીરે યાત્રાળુઓનો મેળો જામ્યો હતો કેટલાક ગંગામાં સ્નાન કરતા હતા, તો કેટલાક સૂર્યની સામે જોઈને જળની અંજલિ અર્પતા હતા કેટલાક મંત્રોનો જાપ કરતા હતા તો કેટલાક વિચારમગ્ન બેઠા હતા ક્યાંક ક્યાંક દક્ષિણા માટે ખેંચાખેંચી થઈ રહી હતી



ગુરુ નાનકદેવે ગંગાના શીતળ જળમાં સ્નાન કર્યું અને આથમણી દિશા તરફ ખોબે ખોબે પાણીને હાલવવા માંડ્યું

આ જોઇને એક બ્રાહ્મણ બોલ્યો

અરે તું છે કોણ? અને આ તું આ શું કરી રહ્યો છે? કઇ ધર્મ જાણે છે કે મૂર્ખ જ છે?"

આ સાંભળીને નાનક બોલ્યા 'ભાઈ, હું તો આમ દેશનો માણસ છું મારે નથી નાત કે નથી જાત ભાઇ તમે જ મને કહોને તમે શા માટે ઊગમણી દિશામાં પાણી હાલવી રહ્યા છો?'

બ્રાહ્મણો હસીને બોલ્યા તું તો ખરેખર મૂરખ છે! અમે તો પિતૃતર્પણ કરીએ છીએ એટલુંયે તું સમજતો નથી?'

નાનક કહે 'ત્યારે તો ભાઈ હું પણ યોગ્ય જ કરું છું મારું ગામ પશ્ચિમ દિશાએ આવ્યું છે ત્યાં મારું ખેતર છે હું મારા ખેતરને અહીંથી પાણી સિંચુ છુ એ ખેતર અહીંથી બહુ દૂર નથી, આશરે સોએક કોશ જેટલું અંતર હશે"

બ્રાહ્મણો બોલ્યા 'હે મૂર્ખ! એટલે દૂર આવેલા ખેતરમાં અહીંથી તે કંઈ પાણી સિંચાતુ હશે? ત્યાં શી રીતે પાણી પહોંચી શકે? તારી અક્કલ બહેર મારી

ગઇ છે કે શું?'

ત્યારે ગુરુ નાનક બોલ્યા: "ભાઈ, પાણી કેમ ન પહોંચે? તમે લોકો સ્વર્ગે સિધાવેલા તમારા પિતૃઓને જળની જે અંજલિ અર્પો છો, તે જો એટલે દૂર એમને પહોંચતી હોય, તો પછી માત્ર સો કોશ જેટલે અંતરે આવેલા મારા ખેતરને પાણી કાં ન પહોંચે?"

બ્રાહ્મણો બિચારા શું કહે!

[ ૨ ]

એક દિવસ ગુરુ નાનક થાકયા પાકયા મસ્જિદમાં સૂતા હતા. એવામા ઊંઘમાં એમના પગ કાબા તરફ થઈ ગયા. સવારે મસ્જિદના વડા અધિકારી મુલ્લવરે આ જોયું. એના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે નાનકને ઢંઢોળીને જગાડ્યા અને જોરથી કહ્યું, "હે કાફર, તું કેટલો બેફામ છે! ખુદાના ઘર તરફ પગ રાખીને સૂતાં શરમાતો નથી?"

ગુરુ નાનકે શાંત અવાજે કહ્યું: "ભાઈ, મારી ભૂલ હું કબૂલ કરું છું. પણ મને બતાવો કે, ખુદાનું ઘર કઈ બાજુ નથી, જેથી તે તરફ પગ રાખીને સૂઈ જાઉં."

ખુદાનો વાસ તો બધે જ છે. ગુરુ નાનકના વાકયનો મર્મ સમજતાં મુનીવર અવાક્ બની ગયા!

[ ૩ ]

એક વાર ગુરુ નાનક બગદાદ ગયા હતા. તે વખતે બગદાદ પર ખલીફાની સત્તા હતી. તે વખતનો ખલીફ ખૂબ અત્યાચારી હતો અને બધાની પાસેથી જોરજુલમથી ઘણું ધન પડાવી લેતો હતો.

ખલીફ નાનકને મળવા આવ્યો. નાનકે આસપાસ પડેલા સો કાંકરા ભેગા કરીને બાજુએ મૂકયા. આ જોઈને ખલીફ બોલ્યો, "નાનક સાહેબ! આપે આ કાંકરા શા માટે ભેગા કરી રાખ્યા છે?",

નાનક કહે, "તમને મારી અનામત તરીકે સાચવવા આપવા માટે એ મેં ભેગા કરી રાખ્યા છે."

ખલીફ બોલ્યો, "ઠીક, આપ એ અનામત ક્યારે પાછી લઈ જશો?"

નાનક કહે, "મારે ઉતાવળ નથી. કયામતને દિવસે ખુદાના દરબારમાં હું પણ હોઈશ જ. તમે તે વખતે આ સો કાંકરા લેતા આવજો."

ખલીફે આશ્ચર્ય પામી કહ્યું, "અરે સાહેબ! આ આપ શું બોલ્યા? કયામતને દિવસે આવી નજીવી વસ્તુને સાથે લઈ જવાય ખરી?

એ સાંભળીને ગુરુ નાનક શાંત સ્વરે બોલ્યા, "અરે ખલીફસાહેબ, એ તો હુંયે જાણું છું કે કયામતને દિવસે કોઈ કંઈ સાથે લઈ જતું નથી પણ તમે કેટલી મહેનત અને અત્યાચારો કરીને આટલી બધી દોલત એકઠી કરી છે તે શું તમે કંઈ અહીં જ છોડીને જવાના છો? તેથી મને થયું કે તમારી આટલી અઢળક દોલત સાથે આટલા કાંકરાનો શો ભાર તમને લાગવાનો છે? ભલે તમે એટલા મારા કાંકરા પણ સાથે લેતા આવો."

ગુરુ નાનકનાં આવાં મર્માળાં વચન સાંભળીને ખલીફની સાન ઠેકાણે આવી અને એણે ત્યારથી એ બધી દોલત ગરીબગુરબાને ખેરાત કરવામાં વાપરવા માડી.



# સર્વોદયનો પાયો

રામનારાયણ ના. પાઠક

એક વાર મહમદ પયગમ્બર સાહેબ પ્રવાસમાંથી પાછા ફરીને મદીના આવ્યા સીધા તેઓ પોતાની પુત્રી ફાતમાને મળવા ગયા ઘરમા નજર કરી તો તેમણે બે વસ્તુ નવી જોઈ એક તો દરવાજા ઉપર રેશમી કપડાના પડદા લટકતા હતા અને બીજુ ફાતમાના હાથમા રૂપાના કડા હતા

જોતાવેંત મહંમદ સાહેબ એ જ પગલે પાછા ફર્યાં અને મસ્જિદમા બેસીને રડવા લાગ્યા

ફાતમાએ મહમદ સાહેબને તરત જ પાછા ફરતા જોયા એટલે પોતાના દીકરા હસનને પાછળ મોકલ્યો 'જા બેટા જોઇ આવ, નાના કેમ પાછા વળી ગયા?

હસને મસ્જિદમા આવીને મહમદ સાહેબને પૂછ્યુ 'દાદાજી આપ કેમ તરત ચાલ્યા ગયા?'

મહમદ સાહેબે જવાબ આપ્યો બેટા અહી મસ્જિદમા લોકો ભૂખ્યા બેઠા છે અને મારી દીકરી રેશમી પડદા લટકાવે અને હાથમા રૂપાના કડા પહેરે એ જોઇને મને ભારે શરમ આવી.'

હસને જઈને ફાતમાને વાત કરી ફાતમાએ તરત જ હાથમાથી કડા ઉતારીને રેશમી પરદાના કપડામા વીંટાળી લીધા. મસ્જિદમા જઈને મહંમદ સાહેબના પગ આગળ મૂકી માફી માગી મહંમદ સાહેબનો ચહેરો આનદથી ખીલી ઊઠ્યો તેઓ સતોષ પૂર્વક બોલ્યા "હવે તુ મારી દીકરી સાચી"

જગતના સર્વ ધર્મમા, સર્વ સાધુઓના જીવનમા સ્વેચ્છા પૂર્વકની ગરીબીના આવા ભવ્ય દૃષ્ટાંતો પડેલા છે

સમભાવનો અર્થ સ્વેચ્છા પૂર્વકની સાદાઈ–ગરીબી–થાય છે

ગુરુદેવે સમભાવને માટે ગાયુ છે

"યુક્ત કરો રે સમાર સંગે,
મુક્ત કરો હે બંધ."

માનવમાત્ર સાથે સમભાવ એ જ સર્વોદયનો પાયો છે

સેવાગ્રામમા જગતભરના શાંતિવાદીઓની પરિષદ મળી ત્યારે બાબુ રાજેન્દ્રપ્રસાદે પ્રમુખપદેથી સર્વોદયનો મુખ્ય સિદ્ધાંત રજૂ કર્યો હતો "સાદુ જીવન અને ઉચ્ચ વિચાર" આજના વિગ્રહને ટાળવાનો પણ એ જ અમોઘ ઉપાય છે વહેલા કે મોડા એને અપનાવ્યા સિવાય માનવજાતને શાંતિ મળવાની નથી.

---

**પ્યારાબાપુ** ના વાચકો જાણતા જ હશે કે 'રૂપાયતન' સંસ્થા માટે અમે લાંબા સમયથી જમીનની શોધમા હતા, જ્યા 'પ્યારાબાપુ'ના પ્રકાશન સાથે રચનાત્મક પ્રવૃત્તિઓ પણ ચાલી શકે આવી જગ્યા જૂનાગઢથી, ત્રણ માઈલ દૂર અમે પસંદ કરી છે આ સંસ્થા વિષે વિસ્તૃતમા તો કાર્યને થોડુંક મૂર્ત સ્વરૂપ મળ્યા પછી જ આપવુ ઉચિત લાગે છે

હવેથી નીચેને સરનામે પત્રવ્યવહાર કરવા વિનંતી છે —

'પ્યારાબાપુ' કાર્યાલય
"રૂપાયતન"
કૉલેજ રોડ,
જૂનાગઢ–(સૌરાષ્ટ્ર)

**નીતિ અને પ્રીતિ...** [અનુ૦ પૃ૦ ૨૭૨થી ચાલુ]

જ્યારે હું ધનવાન બનીશ ત્યારે તને લગારે દુઃખ નહીં પડવા દઉં. પહેરવા સુંદર રેશમી કપડાં લાવીશ, સારું ભોજન ખવડાવીશ. ગાડી, મોટર વગર તને ફરવા નહીં જવા દઉં, અને તારે માટે ઘણા નોકર રાખીશ. તે હરેક ક્ષણે તારી સેવામાં હાજર રહેશે."

મહેનત-મજૂરી, પ્રમાણિકતા અને બુદ્ધિમત્તાને લીધે કેટલાક વખત પછી ખરેખર તે મોટો ધનવાન બની ગયો. તેણે પોતાની માતાને જેવું કહ્યું હતું એવું સુખ આપ્યું. માના આનંદની સીમા ન રહી પરંતુ એટલાથી તેની માતૃભક્તિ પૂરી થતી નથી. તેણે ૨૨ વર્ષની નાની ઉમરે જે પ્રતિજ્ઞા લીધી હતી એ એની માતૃભક્તિની પરાકાષ્ઠા હતી. ધનવાન થયા પછી તેણે વિચાર કર્યો કે, હવે હું લગ્ન કરું તો મારી પત્નિને કારણે માતાને કંઈક દુઃખ તો ઉઠાવવુ જ પડશે. સાસુ વહુને ન બને તો ? હું ધનવાનની પત્ની છું એવું અભિમાન કરી તે માતાનુ અપમાન કરે તો ? એવું બને તો મારાથી જોયુ ન જાય. એથી તો કુંવારા રહેવું વધારે સારું છે. આખરે તેણે નિશ્ચય કર્યો કે, જ્યાં સુધી માતા જીવતી રહેશે ત્યાં સુધી હું લગ્ન નહીં કરું. માતાનો અત્યંત આગ્રહ હેવા છતાં તેણે લગ્ન ન કર્યું. માતાનું અવસાન થયા પછી બાવન વર્ષની વયે તેણે લગ્ન કર્યું. આજનો હિંદ પણ આવા માતૃભક્ત નરવીર ઉત્પન્ન કરે તો દેશને ઉન્નતિને શીખરે લઇ જતાં વાર ન લાગે.



ગૃહપતિપુત્રને વાસ્તવિક ગૃહસ્થ-નીતિનું જ્ઞાન કરાવતા ગૌતમ બુદ્ધે બીજી દક્ષિણ દિશાની પૂજા એટલે ગુરુની પૂજા બતાવી. ગુરુ-પૂજાનાં પાંચ અંગ છે. (૧) ગુરુ આવે ત્યારે ઊઠીને ઊભા થઈ જવું. (૨) ગુરુ બીમાર હોય તો તેમની સેવા કરવી. (૩) ગુરુ જે ઉપદેશ આપે તેને શ્રદ્ધાપૂર્વક સાંભળવો અને તેનો અમલ કરવો. (૪) ગુરુનું કામ કરવું. (૫) જે શાસ્ત્રજ્ઞાન આપે તે વિનયપૂર્વક ગ્રહણ કરવું. આ પાંચ પ્રકારે ગુરુપૂજા થઇ શકે છે. ગુરુપૂજા એ નીતિમાન ગૃહસ્થનું બીજું કર્તવ્ય છે. ગુરુપૂજાથી માણસનું જીવન ઉન્નત બને છે. ગુરુ, શિષ્ય ઉપર કૃપા કરી બધી વિદ્યા શીખવે છે, અને સન્માર્ગે દોરે છે. પણ આજે એવા ગુરુ- પૂજક ક્યાં છે ? આજ તો ગુરુ સામે મળે તો માણસ નીચું મોં રાખી આગળ ચાલી નીકળે છે. સદ્‌ગુરુ પરત્વે આદર ન હોય તો સન્માર્ગે ચાલવું મુશ્કેલ છે. અને સન્માર્ગ વિના શાંતિ કે સુખ ક્યાં છે ? એક તત્ત્વજ્ઞાની પોતાના વિશાળ અનુભવ પછી લખે છે કે, "હું મારા લાંબા અનુભવ પછી કબૂલ કરું છું કે મેં એવો કોઈ પણ માણસ નથી જોયો જે દુઃખી ન હોય." કુમાર્ગે જનારને સુખ ક્યાંથી મળે ? સારા માર્ગે જવાથી જ સુખ મળે છે અને તે ગુરુ-પૂજકને જ પ્રાપ્ત થાય છે.

પત્ની અને પુત્ર પ્રત્યે પોતાનું કર્તવ્ય પૂરું કરવુ એ પશ્ચિમ દિશાની પૂજા છે. પત્ની પૂજાનાં પાંચ અંગ છે. (૧) તેને માન આપવું. (૨) તેનું અપમાન ન થવા દેવું. (૩) એક પત્નીવ્રત પાળવું. (૪) ઘરનો

"પ્યારબાપુ"

કારભાર તેને સોંપી દેવો. (૫) અને તેની જરૂરિયાતો પૂરી પાડવી. આ પ્રમાણે કરવાથી પત્ની અનુકૂળ બને છે, પતિવ્રતા બને છે પરંતુ બધું કામકાજ સંભાળવા લાગે છે, અને પોતાની જવાબદારી સમજવા લાગે છે. પરંતુ આજે આ બધા કર્તવ્ય ભુલાતા જાય છે પત્નીનો તિરસ્કાર કરવામાં આવે છે. તેનું માન પણ સચવાતું નથી જે ઘરમાં સ્ત્રીનો તિરસ્કાર થાય છે તે ઘર કદાપિ સુખી થઈ શકતું નથી કેટલીક જગ્યાએ એનાથી ઊલટું જોવા મળે છે પતિ પત્નીને એટલો બધો વશ થઈ જાય છે કે તે પત્નીને માટે માતાપિતાની પણ અવગણના કરવા લાગે છે. વસ્તુતઃ તે પત્નીનો ગુલામ બની જાય છે. આ બન્ને દશાઓ ત્યાજ્ય છે પત્નીને માથે ન ચઢાવવી જોઈએ, એ જ રીતે તેનો તિરસ્કાર પણ ન કરવો જોઈએ, પણ એને યોગ્ય સન્માન આપી તેને સાચી ગૃહિણી બનાવવી જોઈએ.

ઉત્તર દિશાની પૂજા બતાવતાં ગૌતમબુદ્ધ સગાં સંબંધીઓ પરત્વેના કર્તવ્યનો બોધ કરાવે છે સગાં સંબંધીઓની પૂજાના પાંચ અંગ છે. (૧) તેમને આપવા યોગ્ય વસ્તુ આપવી (૨) તેમની સાથે પ્રિય ભાષણ કરવું. (૩) તેમને ઉપયોગી થવું. (૪) તેમની સાથે સમાનભાવે રહેવું. અને (૫) તેમની સાથે નિષ્કપટ ભાવે વ્યવહાર કરવો. આ રીતે માણસ પોતાના સગાસંબંધીઓ સાથે રહે તો તે સૌનો વહાલો બની શકે છે અને બધાની સાથે પોતાનો મીઠો સંબંધ કાયમ રાખી શકે છે.

શ્રમણ, બ્રાહ્મણ, સાધુ-સંત અને સમાજસેવક એ ઊંચી દિશા છે. તેમની સેવા કરવાનાં પણ પાંચ અંગ છે. (૧) મનથી તેમનો આદર કરવો (૨) વાણીથી તેમના કાર્યની પ્રશંસા કરવી તથા તેને અનુમોદન આપવું, અને દુનિયામાં તેમના કાર્ય પ્રત્યે સદ્ભાવના ફેલાવવી (૩) શરીરથી તેમની સેવા કરવી. (૪) ભિક્ષા લેવા આવે ત્યારે તેમનો આદરસત્કાર કરવો. (૫) તેમને જરૂરી વસ્તુઓ આપવી તથા અપાવવી. આ રીતે કરવાથી શ્રમણ આપણને ઉત્તમ માર્ગ બતાવે છે. અને પાપથી બચાવે છે. પરંતુ સાચા સમાજસેવકોની આજે કદર થતી નથી. તેમની કદર કરવામાં આવે તો સમાજસેવકોમાં પણ વૃદ્ધિ થવા પામે. પણ સમાજસેવકો આજે કઈ દશામાં પડ્યા છે તેનો વિચાર કરવાની પણ કોઈને ફુરસદ નથી તેમના બાળકોની કેળવણી માટે વ્યવસ્થા છે કે નહીં તેની કોઈ ચિંતા કરતું નથી. સમાજના ઘણા સાચા સેવકોને પોતાના જીવન સમાજને અર્પણ કરવા છતાં પણ કેટલીયે મુશ્કેલીઓ વેઠવી પડે છે કેટલીક વાર તો તેમને અન્ન અને વસ્ત્રોનો અભાવ પણ સહન કરવો પડે છે તેથી પ્રત્યેક ગૃહસ્થે તેમના પ્રત્યે પોતાના સાચા કર્તવ્યનું પાલન કરવું જોઈએ.

નીચી દિશાની પૂજા એટલે નોકર ચાકર, દાસ, દાસી, મજૂર વગેરેની સેવા કરવી. તેના પાંચ અંગ છે (૧) તેમની શક્તિ જોઈને કામ લેવું (૨) તેમને યોગ્ય વેતન આપવું (૩) બીમાર હોય તો સેવા-ચાકરી કરવી (૪) પ્રસંગ અનુસાર ઉત્તમ ભોજન આપવું. (૫) ઉત્તમ કામ માટે ઈનામ આપવું. આમ કરવાથી નોકર-ચાકર માલિકના ગુણગાન ગાય છે, અને કામ સારી રીતે કરે છે આજ્ઞાનું પાલન કરે છે આજના જમાનામાં દાસ-પૂજાના આ પાંચ અંગ ભુલાઈ જવાથી સ્વામી અને સેવક વચ્ચે મીઠો સંબંધ રહી શક્યો નથી, ગુમાસ્તાધારો એ એનું પરિણામ છે. મીલોમાં પડતી મજૂરોની હડતાલો પણ સેવકપૂજાને ભૂલી જવાનું ચિહ્ન છે.

નોકર માંદો પડે તો તેની સેવા ચાકરી કરવી એ સેવક-પૂજાનું અંગ છે. પરંતુ આજે કયો માલિક આવી સેવા કરતો હશે? ઘેર ઘોડો બીમાર પડે તો તેને બતાવવા માટે દાક્તરની વ્યવસ્થા કરવામાં આવે છે, પણ નોકર માંદો પડે તો તેનો પગાર પણ કાપી લેવામાં આવે છે, કેવી વિપરીત સ્થિતિ છે! મોટર રાખવા ગેરેજની વ્યવસ્થા કરવામાં આવે છે, પણ કોઈ પોતાના નોકરની રહેવાની પણ ચિંતા કરતું નથી. નોકરની શક્તિ જોઈને કામ લેવું એ પણ સેવાનું એક અંગ છે. વૃદ્ધ કે નિર્બલ નોકરો પાસેથી ઓછું કામ લેવું જોઈએ અને તેમને પૂરતું વેતન આપવું જોઈએ.

ઘાસના ભારાવાળા કે લાકડાના ભારાવાળા દરેક મજૂરની સાથે આવો વ્યવહાર રાખવો જોઈએ. અમારા પૂજ્ય ગુરુદેવ જ્યારે સી. પી.માં વિરાજતા હતા, ત્યારે એક ભાઈએ તેમને કહ્યું. "મહારાજ,

મને કઈક મત આપો’ ગુરુદેવે કહ્યુ ભાઇ જેવી તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરો ’ પરતુ તેણે ગુરુદેવની ઇચ્છા પ્રમાણે જ મત લેવાનો આગ્રહ રાખ્યો ત્યારે ગુરુદેવે કહ્યુ જુઓ ભાઈ, તમે લાકડાની કે ઘાસની ભારી ખરીદો ત્યારે તેની કિમત આપતી વખતે નક્કી કરેલી કિમત કરતા થોડા વધારે પૈસા આપજો તે ભાઈએ આ મત લીધુ. તેનુ પરિણામ એ આવ્યુ કે બધા ભારાવાળા તેની પ્રશસા કરવા લાગ્યા. કોઈ વખત તેને જગલમા જવુ પડે અને કોઈ મુશ્કેલીનો સામનો કરવો પડે ત્યારે એ લોકો તેને કેટલા મદદગાર થઈ પડતા? આમ સેવકપૂજાનુ બહુ સુદર પરિણામ આવે છે તેથી મારે પણ તમને એ જ કહેવાનુ છે કે, તમે પણ તમારા નોકરોને નક્કી કરેલા પગાર ઉપરાત મજૂરો સાથે નક્કી કરેલી મજૂરી ઉપરાત ભરવાડ સાથે ઠરાવેલા પૈસા ઉપરાત અને ઘોડાગાડી વાળા સાથે નક્કી કરેલા ભાડા ઉપરાત તેમને કઈક પણ વધારે આપજો જેથી તેઓ ખુશ થશે અને ભવિષ્યમા કોઇક દિવસ કામ આવશે પૈસા સુરક્ષિત રાખવાની આ જ સાચી મેક છે

આ પ્રમાણે બુદ્ધદેવે ગૃહસ્થને નીતિધર્મ શિખવતા આ છ ભાવ દિશાઓની પૂજા બતાવી છે જે ગૃહસ્થ આ રીતે સર્વાંગીણ નીતિનુ પાલન કરે છે તે નીતિના દ્વારથી ધર્મમા પ્રવેશ કરી નિર્ભય બની જાય છે. ધર્મગુફાનુ બીજુ દ્વાર પ્રીતિ અથવા સર્વ જીવો પ્રત્યે પ્રેમ અને દયા રાખવી તે છે પ્રીતિ એટલે પીડિતોની નિસ્વાર્થ સેવા પતિતોનો ઉદ્ધાર દલિતોના દુખ દૂર કરવા જેનાથી માનવ હૃદય સાથે એકતા અનુભવી શકાય અને બીજાનુ દુખ જાણી શકાય તેનુ નામ પ્રીતિ છે પોતાનુ દુખ તો જાનવર પણ જાણી શકે છે પરતુ બીજાના દુખ જાણવા એ જ માનવની વિશેષતા છે દરકોઈના દુખથી દિલ કપી ઊઠે તેનુ નામ પ્રીતિ છે પ્રીતિથી કરેલી સેવાનુ માણસને અભિમાન નથી હોતુ. માતા પ્રીતિથી બાળકની સેવા કરે છે, તેથી તેને અભિમાન નથી હોતુ આજે સૌ કોઇ પોતાની સેવાનુ માપ કાઢે છે, પરતુ પ્રીતિપૂર્વક કરેલી સેવામા એવુ નથી હોતુ. સૂર્ય પૃથ્વી પર કેટલો ઉપકાર કરે છે? કેટલી નિયમિતતાથી તે પોતાનુ સેવાકાર્ય કરે છે? નક્કી કરેલા વખતથી એક સેકડ પણ આગળ પાછળ નથી પડતો તેમ છતા તે પોતાની સેવા બદલ માનપત્ર નથી ઇચ્છતો આખી પ્રકૃતિ આપણને એ જ શીખવી રહી છે નદીઓ હમેશા વહેતી જ રહે છે વૃક્ષો છાયડો અને ફળ આપે છે પુષ્પો સુવાસ દે છે અને બદલામા કશુ માગતા નથી. આવી નિસ્વાર્થ પ્રીતિ જ ધર્મગુફાનુ બીજુ દ્વાર છે

મનુષ્યને અન્ય સાથે પ્રેમ કરવામા જે આનદ આવે છે તે દુન્યવી ભોગોના આનદથી કઈક જુદા જ પ્રકારનો હોય છે જેના હૃદયમા પ્રીતિનુ નિર્મળ ઝરણુ વહી રહ્યુ છે તે હૃદય નથી પણ પૃથ્વીનુ નદનવન છે તેના હૃદયમા ઇશ્વરીય તત્ત્વનો નિવાસ છે કારણ ઇશ્વર પ્રેમસ્વરૂપ છે આપણુ જીવન પુષ્પ સમાન છે અને પ્રેમ તેમા રહેલો મદ છે સર્વ જીવોના પ્રત્યે પ્રેમ રાખવો એ જ સર્વ ધર્મોનો અર્ક છે-સાર છે ખ્રિસ્તીઓના વિષે એક સુદર વાક્ય લખેલુ છે, they are true deciples of Christ not who know most but who love most અર્થાત્ ‘જે વધારે જાણે છે તે નહી પણ જે અધિક પ્રેમ રાખે છે તે જ ઇસુખ્રિસ્તના સાચા શિષ્યો છે’ આપણે પણ સૌની સાથે હળવુ મળવુ જોઈએ. તેમા સપ્રદાય, નાતજાત કે રગભેદનો ભાવ ભૂલી જવો જોઈએ દરેકની સાથે પ્રેમભરી આખોથી જોવુ જોઈએ દરેકની સાથે પ્રેમરસ ભીની વાણીથી વાતો કરવી જોઇએ ઘેર આવેલાને પ્રેમથી આદર આપવો જોઈએ આમ કરવાથી તમે જ્યા જશો ત્યા તમને અનેક મિત્રો મળશે અને ક્યાય તમને એકલાપણુ નહી લાગે. તેથી દિલમા બીજાને અપનાવવાની અને તેમનામા સમાઈ જવાની ભૂખ પેદા કરતા રહેવુ જોઇએ અને પ્રેમનો વરસાદ વરસાવતા રહેવુ જોઇએ

આ રીતે નીતિ અને પ્રીતિ એક જ ધર્મવૃક્ષની બે શાખાઓ છે બને એક પક્ષીની બે પાંખો સમાન છે. ધર્મના આ બે અંગોને જે માણસ પૂર્ણપણે પોતાના જીવનમાં ઉતારશે તે હમેશા ધર્મગુફામા રહી સુખી થશે




## સદાચારનો પાયો તો શ્રમ જ

રવિશંકર મહારાજ

માણસ 'સદાચાર' 'સદાચાર' કહે છે પણ એ તો જીભે તો ગોખવાના શબ્દો છે સદાચારનો પાયો તો શ્રમ છે શ્રમ કરનાર ઓછો પાપી બને છે, અને તે ઓછો દુખી થાય છે, ઓછો પરાધીન બને છે એને પરિગ્રહ કરવની બહુ ચિંતા રહેતી નથી આવી એક કિંમતી વસ્તુ આપણી પાસેથી અલોપ થઈ છે આજે શ્રમની કિંમત ઘટી ગઈ છે શ્રમ કરનાર માણસ હલકો ગણાય છે ઘણી વખત મહેનતુ માણસની ભાષા સરકરી નથી હોતી એ એનો દોષ આ એનુ મૂલ્યાંકન! ગૃહસ્થ માણસ સારી ભાષા બોલે છે અને સઘનો શુદ્ધ રાખે પણ શ્રમ નહી કરે આ મૂલ્યાંકન ફેરવવુ પડશે બીજી દૃષ્ટિએ જોઈએ કે આવા ગૃહસ્થ વલણના માણસો વધે તો જગત ટકે કે પેલા શ્રમ કરનાર જેવા માણસો વધે તો? એ દેખીતુ છે કે શ્રમ કરનાર વધે તો જ જગત ટકે પણ શ્રમ–કામ કરનારની જે જડતા છે તેમા જ્ઞાન પૂરીને તેનો શ્રમ તે જ્ઞાનથી ઓછો કરી શકે આવે પ્રવાહ જગતમા વધે તો જ જગત સુખી થાય. અત્યારે તો માણસો ભણતા વધારે જાય છે એમ ભૂખમરો વધતો જાય છે આજે મધ્યમ વર્ગને દુખ છે એમ કહેવાય છે ખરેખર તેના દુખનો પાર નથી. વિદ્યાનુ દાન શ્રેષ્ઠ ગણાય છે આપણે એ વિદ્યાનુ દાન બાળકોને કરીએ છીએ પણ તેથી લોકો મધ્યમ વર્ગમા આવતા જાય છે એનુ કારણ એ છે કે મધ્યમ વર્ગનુ મોઢુ પૈસાદારનુ અને પગ ગરીબના થઈ જાય છે એટલે એનો મેળ ખાતો નથી તેથી કેળવણી આજે દુખદાયક થઈ પડી છે શિક્ષક પણ એ જ કોટીમા–મધ્યમ વર્ગમા–આવે છે તેનુ મોઢુ કરમાયેલુ રહે છે, કારણ તેને ખર્ચની–આવકની ચિંતા રહે છે તેનુ કારણ એ છે કે ભણતરની અંદર શ્રમનુ મૂલ્યાંકન એણે આંક્યુ નથી એણે માત્ર ચોપડીમાથી જ લીધુ છે ગાંધીજીએ આ પરિસ્થિતિનો ઉકેલ તો આપ્યો કે શ્રમમાથી જ્ઞાન મેળવવુ રસોઈનુ જ્ઞાન રસોઈ કરવાથી મળે, પાકશાસ્ત્રની ચોપડીમાથી નહી ખેતીનુ જ્ઞાન ખેતી કરીને લેવુ વગેરે, ક્રિયા સિવાય માણસને સાચુ જ્ઞાન મળતુ નથી. એટલે ગાંધીજીએ શાળાઓમા ઉદ્યોગ દાખલ કરવાનુ કહ્યુ દડઓફક કરવા એ ઉદ્યોગ નહી દડઓફકથી થોડી સ્ફૂર્તિ આવે છે પણ તે બસ નથી ઉદ્યોગ એટલે હાથે ચડાવેલ શ્રમની પ્રતિષ્ઠા વધશે ત્યારે જ

# ભગવાન પણ પ્રવેશ કરી શકતા નથી...

ભગવાનની પૂજા સમાપ્ત થયા પછી મંદિરનો દરવાજો બંધ કરીને પંડિત રામલાલ બહાર આવ્યા. જોયું તો મંદિરના પગથિયાંથી થોડેક દૂર રામુ બેઠેલો છે. 'કેમ આવ્યો રામુ!' પંડિતજીએ પૂછયું.

'કંઈ નહિ મહારાજ! ઘણા દિવસથી... અરજ કરવા માગતો હતો, પણ હિમ્મત થતી ન હતી, પરન્તુ વિચાર્યું કે આજ તો જરુર કહીશ.'

'શું વાત છે? કહે.' પંડિત રામલાલ ત્યાં ઊભા ઊભા જ બોલ્યા.

'માલિક ભગવાનના મંદિરમાં અમને પણ જવા દો.'

પંડિત રામલાલજી છાપા વગેરે વાચતા રહેવાને લીધે કઈક ઉદાર વિચારના થયા હતા. તેમને ખબર હતી કે ગાંધીજીના હરિજન-આંદોલનને લીધે કેટલીક જગાએ લોકો અછૂતોને માટે મંદિરોના દરવાજા ખોલી રહ્યા છે. પરન્તુ તેમને આવી કલ્પના પણ ન હતી કે કોઇ દિવસ તેમનો રામુ જ પોતાને મોઢેથી ભગવાનના મંદિરમાં જવાની વાત કહેશે.

પોતાના આશ્ચર્યને છુપાવતાં તેઓ બોલ્યાઃ

'કેમ રામુ! તને આ વાત કયાથી સૂઝી?'

'મહારાજ! શું અમને ભગવાનની પૂજા કરવાની ઇચ્છા ન થાય?'

'અરે! એજ તો હું પૂછું છુ કે તને આ ઇચ્છા કયાથી થઇ?'

'મહારાજ! ઇચ્છા તો કાયમથી છે જ. હાલમાં રોજ છાપાંના સમાચાર સાંભળતાં આશા થઇ કે હવે અમારાં ભાગ્ય ખુલી જશે.'

'રામુ! તારી વાત તો બરાબર છે. પરંતુ આટલા દિવસથી જે પ્રથા ચાલી આવી છે તેને બદલવી સહેલી નથી.'

'મહારાજ! એકવાર અમારો મંદિર-પ્રવેશ શરુ થઈ જાય। પછી કેટલાક દિવસોમાં આ પ્રથા પણ પુરાણી પ્રથા થઈ જશે.'

'રામુ! તને ખબર છે, મારો તો આમાં કોઈ જાતનો વિરોધ નથી, પરન્તુ જે બીજા વિરોધ કરનારા છે તેનું શું કરશો?'

'મહારાજ! અમારે માટે આપની સંમતિ હશે તો તેમના વિરોધ તો ધીરે-ધીરે આપો-આપ જ શાન્ત થઈ જશે.'

પંડિતજીએ કેટલીયે દલીલો કરી, પરન્તુ તેઓ મનમાં સમજતા હતા કે રામુની માગણી સાચી છે. આથી તેમણે કહ્યું-'રામુ! ઇચ્છા તો મારી પણ છે કે કોઈ રીતે તમારા લોકોને માટે મંદિરનાં દ્વારો ખોલી દેવામાં આવે, પરન્તુ તમે જુઓ છો કે આ કેવળ મારા એકલાના હાથની વાત નથી. તમે લોકો જઇને ભગવાનને પ્રાર્થના કરો કે તેઓ કોઈ રીતે લોકોનાં મન ફેરવી દે અને તમને મંદિરમાં આવવા દે.' રામુ નિરાશ થઇને ચાલ્યો ગયો.

આ વાતને ઘણા દિવસ વીતી ગયા. હવે રામુ એ તરફ આવતો દેખાતો ન હતો. એક દિવસ એ કયાક જઈ રહ્યો હતો ત્યારે પંડિતજીએ તેને પાસે બોલાવીને પૂછયુંઃ

'કેમ રામુ! કયાં જઈ રહ્યો છે? ઘણા દિવસથી સાંજે બેસવા પણ નથી આવતો? કહે, ભગવાનની પ્રાર્થના કરી?'

'હા મહારાજ! બહુ જ કરી.'

'તો ભગવાને શું કહ્યુ?'

'હા મહારાજ! ભગવાને કહ્યું, કે 'રામુ! તું શા માટે આ લોકોની પાછળ પડે છે? આટલા દિવસથી હું તેમના મંદિરમાં જવાનો પ્રયત્ન કરી રહ્યો છુ. તેઓ મને જ અંદર નથી જવા દેતા તો તને કયાંથી જવા દેશે?'

"પ્યારાબાપુ"

# બાપુજી પતિ તરીકે

નિર્મળાબહેન શાહ

[શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય (ગુજરાત વિદ્યાપીઠ)ના વિદ્યાર્થી ભાઈબહેનો ગાંધીજીના જીવન વિશેનો રસપૂર્વક ઊંડો અભ્યાસ કરી રહ્યા છે ગાંધી જયંતી સપ્તાહ પ્રસંગે ત્યાંની એક વિદ્યાર્થી બહેને એક નિબંધ તૈયાર કર્યો હતો. એનો પ્રથમ ભાગ 'ગાંધીજી પુત્ર તરીકે' વર્ષ ૭, અંક ૫માં પ્રગટ થયો હતો. એના અનુસંધાનમાં હવે એ લેખમાળા આગળ પ્રગટ થાય છે આ આખી લેખમાળા દરેક વિદ્યાર્થીને અવશ્ય બોધક થઈ પડશે ]

બાપુજીનો પતિ તરીકેનો આદર્શ ખૂબ ઊંચો હતો શરૂઆતમા બાપુજી કસ્તુરબા સાથે સારી રીતે વર્તી નહોતા શક્યા એનુ કારણ એ હતુ કે તેમના વિચારો તે વખતે પરિપક્વ થયા નહોતા તેમના વિચારો જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ તેમના વર્તનમા ફેર પડતો ગયો અને છેવટે તો તે પોતાની પત્નીને પત્ની તરીકે નહી પણ બા તરીકે માનતા થયા હવે આપણે નીચેના પ્રસગો જોઈએ કે જેથી એ વિશે કઈક વધારે ખ્યાલ આવે

ગાધીજીના લગ્ન ૧૩ વર્ષની ઉમરે થયા હતા, ત્યારે તેમને લગ્ન શુ છે એ વિષેનો કઈ ખ્યાલ નહોતો સારુ ખાવાનુ મળશે, વાજા વગેરે અને એક બાળા સાથે વિનોદ કરવાનો મળશે એટલો જ માત્ર ખ્યાલ હતો ગાધીજી એમ માનતા હતા કે એક પત્ની વ્રત પાળવું જોઈએ આ વિચારથી તેઓ અદેખા ધણી બન્યા પાળવુ જોઈએ એમાથી પળાવવુ જોઈએ એવા વિચાર પર તેઓ આવ્યા તેમને પત્નીની પવિત્રતા વિશે શકા નહોતી. પણ અદેખાઈ કારણ જોવા ક્યા બેસે છે? ગાધીજી પોતાની સ્ત્રી ક્યા જાય છે તેની તપાસ રાખતા. અને તેમની રજા લીધા સિવાય તેમના પત્ની બહાર જાય તો તેમને ગમતુ નહી આ વસ્તુ એમની વચ્ચે દુ:ખદ ઝઘડાનુ મૂળ થઈ પડી. રજા વિના ક્યાય ન જવાય એ તો એક જાતની કેદ જ કહેવાય, આ વસ્તુ કસ્તુરબા સહન કરી શકે એમ નહોતુ આથી ગાધીજી જેમ જેમ વધારે બધનો મૂકતા ગયા તેમ તેમ કસ્તુરબા વધારે છૂટ લેતા ગયા આથી ગાધીજીને વધારે ચીડ ચડતી હતી અબોલા એ સામાન્ય વસ્તુ થઈ પડી હતી

ગાધીજી કહેતા કે કસ્તુરબાએ તે વખતે જે છૂટ લીધી હતી તે ખૂબ નિર્દોષ હતી કારણ કે એક બાળા જેના મનમા પાપ નથી એ દેવદર્શને જવા ઉપર, કે ઈને મળવા જવા ઉપર દાબ કેમ સહન કરે? જો પોતે પોતાની પત્ની પર દાબ મૂકે તો પત્ની પોતાની પર દાબ કેમ ન મૂકે? આ વસ્તુ તો તેમને પાછળથી સમજાઈ પણ તે વખતે તો તેમને પતિપણુ સિદ્ધ કરવુ હતુ છતા ગાધીજીના જીવનમા મીઠાશ નહોતી એમ નહોતું, કારણ કે વક્રતાનુ મૂળ પ્રેમમા હતુ

ગાંધીજીને પોતાની સ્ત્રીને આદર્શ સ્ત્રી બનાવવી હતી. પત્ની સ્વચ્છ રહે, પોતે શીખે, તે શીખે અને બન્ને એક બીજામા ઓતપ્રોત થઈને રહે એ તેમની ભાવના હતી કસ્તુરબા નિરક્ષર હતા છતાય સ્વભાવે સીધા, સ્વતત્ર, મહેનતુ અને ઓછા બોલનારા હતા પોતાની અજ્ઞાનતાનો તેમને અસતોષ નહોતો. કસ્તુરબાને ભણાવવાની ગાધીજીને ખૂબ ઇચ્છા

હતી. પણ સામાજિક રિવાજોને કારણે અને પોતાની વિષય વાસનાને કારણે તેઓ એમને ભણાવી શક્યા નહીં. વિષય – ઊંઘમાંથી જાગ્યા ત્યારે જાહેર જીવનમાં ઝંપલાવી ચૂક્યા હતા.

ગાંધીજી હમેશાં એમ માનતા હતા કે કસ્તુરબાએ પોતે જે કહે તે પ્રમાણે વર્તવું જોઇએ. પોતાની પત્ની પોતાનું કહ્યું ન માને તો પરાણે પણ પોતાને ખરું લાગે તે કરાવવું તેમ તેઓ ઇચ્છતા હતા. એનું પરિણામ કેવું આવી શકે તેનું ભાન બાપુજીને નીચેના પ્રસંગ પરથી થયું.

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી આવીને પાછા ગયા તે વખતે પોતાની પત્નીને અને બાળકોને પણ સાથે લઈ ગયા. હિંદુસંસારમાં બાળવિવાહ થતો હોવાથી અને મધ્યમ વર્ગના લોકોમાં મોટે ભાગે પતિ સાક્ષર અને પત્ની નિરક્ષર હોવાથી પતિએ પત્નીના શિક્ષક બનવું પડે છે. આથી ગાંધીજીએ પણ પોતાને મનગમતો પોષાક પત્ની અને બાળકો માટે સીવડાવ્યો. આ પોષાક તેઓને જરાય ગમતો નહોતો. બૂટ કઠતા હતા, મોજાં ગંધાતા હતાં, અને પગ કુગાઈ જતા હતા, છતાય બૂટ ને મોજાં પણ પરાણે પહેરવા પડતાં હતાં. આ બાબતમાં બાળકો અને પત્ની ફરિયાદ કરે તો ગાંધીજી પાસે જવાબો તૈયાર હતા. કસ્તુરબાએ લાચારીથી આ પોશાકનો સ્વીકાર કર્યો. આના કરતાં પણ વધારે મુશ્કેલી તેમને છરી કાંટાનો ઉપયોગ કરવામાં લાગી. ધીરે ધીરે ગાંધીજીનો મોહ આ વસ્તુઓ પરથી ઊતરી ગયો અને તેમણે છરી કાંટાનો ત્યાગ કર્યો ફેરફારો જેમ દુઃખકર્તા હોય છે તેમ વસ્તુઓનો ત્યાગ પણ દુઃખકર્તા હોય છે. આ રીતે પોતે જેવું માનતા હતા તેવું પોતાની પત્ની પાસે કરાવવાનો આગ્રહ રાખતા હતા.

ગાંધીજી જ્યારે ડરબનમાં વકીલાત કરતા હતા. ત્યારે ઘણા મહેતાઓ તેમની સાથે રહેતા હતો. તેમાં હિંદુ અને ખ્રિસ્તી હતા, અથવા પ્રાન્તવાર કહીએ તો ગુજરાતી અને મદ્રાસી હતા. તેઓને ગાંધીજી કુટુંબીજન તરીકે ગણતા હતા. અને પત્નીની તરફથી કંઈક વિઘ્ન આવે તો પત્ની જોડે લડતા હતા. ઘરની બાંધણી પશ્ચિમનાં મકાન જેવી હતી. તેમાં કોટડીઓમાં ખાળ નહોતા અને હોવા પણ ન જોઇએ એમ ગાંધીજી માનતા હતા. તેથી દરેક કોટડીમાં પેશાબને માટે વાસણ હતું. આ ઉપાડવાનું કામ નોકરનું નહોતું પણ ગાંધીજી અને કસ્તુરબાનું હતું. મહેતાઓ પોતાનું ઘર માનીને વાસણો ઉપાડતા નહોતા. આથી કસ્તુરબાને ચીડ ચડી. ગાંધીજીને વાસણ ઉપાડવા પડતાં હતાં તે પણ તેમને ગમતું નહોતું. આથી તેઓ હંમેશાં આંખમાંથી મોતીના બિન્દુ ટપકાવતાં લાલ આંખેથી ઠપકો આપતાં સીડી પરથી નીચે ઊતરતાં હતાં. ગાંધીજીની સામે તેઓ કંઈ દલીલ કરતાં નહીં. પણ ગાંધીજીને હસતે મોઢે કસ્તુરબા વાસણ નહોતાં લઈ જતાં તે ગમતું નહોતું. ગાંધીજી તે 'વજ્રાદપિ કઠોરાણિ મૃદુનિ કુસુમાદપિ' હતા. ગાંધીજી તો જેવા પ્રેમાળ તેવા જ કઠોર પતિ હતા. એક દિવસ ગાંધીજી ઊંચે સાદે બોલ્યા, "તારે વાસણ હસતે મોએ લઈ જવાં હોય તો લઇ જા નહીતર રહેવા દે. રોજ ઊઠીને આ કંકાસ મારા ઘરમાં નહીં ચાલે." આ વચન કસ્તુરબાને તીરની જેમ ખૂંચી ગયું. કસ્તુરબાએ ચિડાઇને જવાબ આપ્યો: "ત્યારે તમારું ઘર તમારી પાસે રાખો. હું આ ચાલી." ગાંધીજી આ વખતે ઇશ્વરને ભૂલ્યા હતા. તેમનામાં દયાનો છાંટો પણ નહોતો. તેમણે કસ્તુરબાનો હાથ ઝાલ્યો અને તેઓ દરવાજા સુધી લઈ ગયા.

"આદાબાપુ"

અડધો દરવાજો પણ ઉઘાડ્યો કસ્તુરબાની આંખમાંથી ગંગાજમના વહેતા હતા તેઓ બોલ્યાં, "તમને તો લાજ નથી, મને છે જરા તો શરમાઓ! હું બહાર નીકળીને ક્યાં જવાની હતી? અહીં મા, બાપ નથી કે ત્યાં જાઉં હું બાયડી થઈ એટલે ધૂળ ખાવા જ રહ્યાં હવે લજવાઓ ને બારણું બંધ કરો કોઈ જોશે તો બેમાંથી એકે નહીં શોભીએ' ગાંધીજીએ મોં તો લાલ રાખ્યું પણ શરમાયા ખરા દરવાજો બંધ કરી દીધો બન્ને વચ્ચે કજિયા ઘણા થયા છે પણ પરિણામ હંમેશા કુશળ જ આવ્યું છે કસ્તુરબા ગાંધીજીને સત્ય વસ્તુ કહેતા જરાય અચકાતા નહોતા

એક વાર કસ્તુરબા ખૂબ માંદા હતા ડાક્તરે માંસનો સેરવો લેવાનું કહ્યું પણ કસ્તુરબાએ લીધો નહીં આથી ગાંધીજીને ખૂબ આનંદ થયો ડાક્તરે કહ્યું કે 'તમારે જો મારી દવા કરવી હોય તો માંસનો સેરવો આપો નહીં તો તમારી પત્નીને મારા ઘરમાંથી લઈ જાઓ' ગાંધીજી વરસાદમાં કસ્તુરબાને લઈને બહાર નીકળ્યા ત્યારે ડાક્તરે કહ્યું, 'તમે ક્રૂરપતિ લાગો છો.' પાછળથી નૈસર્ગિક ઉપચારોથી કસ્તુરબાને સારું થઈ ગયું આમ બન્ને એક બીજાને સમજીને ચાલતા હતા ગાંધીજી જે કામ કરે તેમાં મદદ કરવી એ કસ્તુરબાની ભાવના હતી જેલમાં જવામાં પણ તેમણે પાછી પાની કરી નથી.

એક વાર જેલમાં ગાંધીજી ઉપવાસ કરવાના હતા તે વખતે કસ્તુરબાનો અકળા યેલો કાગળ આવ્યો તેના જવાબમાં બાપુજીએ લખ્યું હતું

"તારું સ્થાન શોભાવજે સીતાજી રામની મિલકત નહોતી પણ રામની આંખની કીકી હતી. સીતાને વનવાસમાં મોકલીને રામ પોતે વનવાસી થયા કેમ કે તેનું હૃદય સીતાની પાછળ ગયું હતું પણ કોઈ પ્રાકૃત માણસ પોતાની સ્ત્રી પ્રત્યે એમ ન વર્તી શકે કેમકે સ્ત્રી અને પોતે એક જ છે એવો અલૌકિક પ્રેમ જોવામાં નથી આવતો."

"બાપુના આશીર્વાદ"

આ રીતે ગાંધીજી કસ્તુરબાને શિખામણ આપીને પણ કેટલીક વસ્તુઓ સમજાવતા હતા કસ્તુરબા અને ગાંધીજી પાછલા જીવનમાં પતિપત્ની તરીકે વર્તતા નહોતા ગાંધીજી કસ્તુરબાને પત્ની નહીં પણ બા માનતા હતા આનો એક રમૂજી અને બોધપ્રદ દાખલો આપું

લંકાના પ્રવાસનો એક પ્રસંગ છે એ પ્રવાસમાં કસ્તુરબા સાથે હતા એક વાર એક સભામાં ગાંધીજીને એકલા જોઈ એક ભાવિક માણસે પૂછ્યું, 'આજ તમારી બાને સાથે નથી લાવ્યા?' ગાંધીજીએ જવાબ આપ્યો, "મારી બા તો વર્ષો પહેલા સ્વર્ગે સિધાવી છે પરંતુ આ પણ ત્રીસ વર્ષથી મારી માતા જ છે અમે નક્કી કર્યું છે કે એણે રસોઈ કરવી કપડાં ધોવા, અને મારી સેવાનાં કામ કરવા અને મારે લોકોની પાસે આવી માનપાન મેળવવા આમ અમે કામના ભાગ પાડી લીધા છે સેવાના મેવા કસ્તુરબાના ભાગમાં ને કીર્તિના કુચકા મારે ભાગ" આમ કહીને ગાંધીજી ખડખડાટ હસી પડ્યા

જેલની લડત વખતે કસ્તુરબા અને ગાંધીજી સાથે જ જેલમાં રહેતા હતા. અહીં જે પ્રસંગ બને છે તેમાં ગાંધીજીની પત્નીભક્તિ બહુ જ સરળતાથી દેખાઈ આવે છે

આગાખાન મહેલમાં કસ્તુરબા માંદા પડ્યા ત્યારે રાત્રે પણ ઘણીવાર ગાંધીજી

એમની પાસે આવતા કસ્તુરબા ગાધીજીને ખાસ પોતાની પાસે બેસવા દેતા નહોતા તો પણ તેઓ એમની પાસે જ આવીને બેસતા હતા ગાધીજી હોય ત્યારે કસ્તુરબા એમનો જ ટેકો લઇને અઢેલીને બેસતા હતા દાક્તરે કહ્યુ કે ન્યુમોનિયાના જતુ ઝેરી હોય છે માટે ગાધીજીએ એ રીતે બેસવું નહી. પણ તેમને કહેવુ એ કઇ સહેલી વાત નહોતી અશક્તિ વધી ત્યારે કસ્તુરબાને મોઢામાથી લાળ પડતી હતી બધા હોય તો પણ ગાધીજી જ કસ્તુરબાનુ મો લૂછતા હતા અને રૂમાલ પણ તેઓ જ ધોઈ લાવતા હતા

એક વખત ગાધીજી જમીને કસ્તુરબાની પાસે બેઠા હતા તેઓ થાકી ગયેલા હતા તેથી મિત્રે એ તેમને સૂઈ જવા માટે કહ્યુ તેઓ ગયા તો ખરા પણ તેમને શાતિ મળી નહી કારણ કે પોતાની પત્ની પ્રત્યે ફરજ બજાવવી એ તેમનો ધર્મ હતો

છેલ્લી માદગી વખતે કસ્તુરબાને ઝાડા તથા પેશાબમા અગન બળતી હતી ગાધીજીને તેમણે કહ્યુ, "હુ તો પાણીના ઉપચાર કરીશ" બીજે દિવસથી ઠડા અને ગરમ પાણીના ટબબાથ લેવાનુ શરૂ કર્યું એ આપવામા ગાધીજીનો લગભગ એક કલાક જતો હતો અને તેઓ ઠીક ઠીક થાકી જતા હતા કસ્તુરબાએ ગાધીજીને કહ્યુ કે તમે મને બાથ નહી આપો તો ચાલશે સુશીલા આપશે પણ ગાધીજીએ માન્યુ નહી, અને કહ્યુ, "ઉત્તરાવસ્થામા ઇશ્વરે મને આવી રીતે સેવા કરવાની તક આપી છે તેને અમૂલ્ય અવસર હુ માનુ છુ તે મારી સેવા લેશે ત્યા સુધી ખુશીથી એક કલાક કાઢી આપીશ"

કસ્તુરબા કોના ખોળામા જશે તે વિષે તેમના મરણ પહેલા બે ત્રણ દિવસ ઉપર જ ગાધીજીએ વાત કાઢી હતી ત્યારે તેમણે કહ્યુ હતુ, "જે ભાગ્યશાળીની સેવા એક નિષ્ઠ હશે તેના જ ખોળામા કસ્તુરબા જશે" અને બન્યુ પણ એવુ જ કે કસ્તુરબા ગાધીજીના ખોળામા માથુ મૂકીને દેવલોક પામ્યા તેમના પર જે સાડી ઓઢાડવામા આવી હતી તે ગાધીજીના હાથની કાતેલી હતી

કસ્તુરબાના શરીરમાથી પાણી ખૂબ છૂટયુ હતુ તેથી દહનક્રિયા ચાર વાગ્યા સુધી ચાલી હતી ત્યા સુધી ગાધીજી ચિતાની પાસે જ બેસી રહ્યા હતા કેટલીયે વાર મિત્રોએ કહ્યુ કે આપ થાકી જશો પણ તેમણે ખસવાની ના પાડી "બાસઠ વર્ષના સાથીને આ ઘડીએ આવી રીતે હુ છોડી શકુ ખરો? કસ્તુરબા પણ એને માટે મને માફ ન કરે" ગાધીજીએ હસીને જવાબ આપ્યો પણ તેમના અતરમા તીવ્ર વેદના થતી હતી તેઓ જ્ઞાની હતા, મહાત્મા હતા, પરતુ મનુષ્ય તો હતા જ બધા ચાલ્યા ગયા ત્યાર પછી બાપુ કહે, "કસ્તુરબા વગરના જીવનની હુ કલ્પના જ કરી નથી શકતો હું ઇચ્છતો હતો કે તે મારા હાથમા જ ચાલી જાય જેથી મને ચિતા રહે નહી, કે મારી પછી એનુ શુ થશે પરતુ એ મારા જીવનની અવિભાજ્ય અગ હતી એના જવાથી મારા જીવનમા જે ખાલીપણુ પેદા થયુ છે તે કદી ભરાઈ શકાવાનું નથી" પાછા બોલવા લાગ્યા, "ઇશ્વરે પણ મારી કેવી કસોટી કરી!"



# સાદાઈ

હીરુભાઈ જરીવાળા

સાદાઈ એ ગાંધીજીની જીવનકળાનો મૂળભૂત સિદ્ધાંત છે પશ્ચિમનો સુધારો આર્થિક સુખસગવડને ઘણું જ ભારે મહત્ત્વ આપે છે અને કહે છે કે આર્થિક એશઆરામ ને ભોગવિલાસમાં વધારો કરવો એ કોઈપણ પ્રગતિશીલ વ્યક્તિ કે મજાનું ધ્યેય હોવું જોઈએ આમ ભોગવિલાસ અને એશઆરામ વધારવા પાછળ અને તે પૂરી પાડવા સારુ ઉત્પાદન વધાર્યે જવું એ કાંઈ પ્રગતિ ન કહેવાય વળી આજે વધારી મૂકેલી જરૂરિયાતો સૌને તો મળી શકતી નથી અને આખા જનસમાજને વધારી મૂકવા ધારેલી વસ્તુઓ મળી રહે કે કેમ એ શંકાસ્પદ છે અત્યારે તો જેમણે પોતાની જરૂરિયાતો વધારી મૂકી છે તેઓ પોતાની વધારી મૂકેલી જરૂરિયાતો પૂરી પાડવાનું બીજાને ભોગે બીજાને કંગાળ રાખીને જ કરી શકે છે વળી તેઓ જુલમ અને અન્યાય આચરી રહ્યા છે અત્યાર સુધી થઈ ગયેલા વિશ્વયુદ્ધના કારણોમાં ઊંડા ઊતરીએ તો જણાશે કે પોતાને આગળ વધેલી અને સુધરેલી મનતી પ્રજાઓનો અને એ પ્રજાઓમાં પણ પોતાને આગળ વધેલા માનતા અમુક વર્ગોનો સ્વાર્થ અન્યાય અને જુલમ એ મુખ્ય કારણો છે

આથી જ ગાંધીજી હિંદ સ્વરાજ માં કહે છે તેમ આ સુધારાની ખરી ઓળખ તો એ છે કે માણસો બહારની શોધોમાં અને શરીરસુખમાં સાર્થક્ય અને પુરુષાર્થ માને છે પણ ભારતવર્ષમાં આદર્શ એ ન હતો ગાંધીજી કહે છે ' આપણે જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે તેનું મન ફાંફાં માર્યા કરે છે તેના શરીરને જેમ વધારે આપીએ તેમ તે વધારે માગે છે વધારે લઈને પણ સુખ નથી થતું ભોગ ભોગવતા ભોગની ઇચ્છા વધતી જાય છે તેથી પૂર્વજોએ હદ બાંધી ઘણા વિચારો કરીને જોયું કે સુખદુઃખ મનના કારણ છે તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી, ગરીબ તે ગરીબાઈના કારણથી દુઃખી નથી તવંગર દુઃખી જોવામાં આવે છે ગરીબ સુખી જોવામાં આવે છે આમ જોઈ તેઓએ ભોગની વાસના છોડી આપણને કંઈ સંચા–યંત્રો–વગેરે શોધતા ન આવડે તેમ ન હતું પણ આપણા પૂર્વજોએ જોયું કે સંચા વગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામ જ બનશે ને પોતાની જાતિ તજશે તેઓએ વિચારપૂર્વક કહ્યું કે આપણે હાથે પગે જે બને તે જ કરવું હાથ પગ વાપરવામાં જ ખરું સુખ છે તેમાં જ તંદુરસ્તી છે"

બીજે એક ઠેકાણે તેમણે કહ્યું છે કે ' અંતર અને સમયને ટૂંકાવવાની શારીરિક હાજતો વધારવાની ને તેની તૃપ્તિ માટે ધરતીના છેડા સુધી જવાની આ ઘેલછાને વિષે મને ખરા જિગરથી અણગમો છે આમ કહેવામાં ગાંધીજી અત્યારની આર્થિક અંધાધૂંધી અને રાજકારી ઘર્ષણના છેક મૂળ સુધી ઊતર્યા છે અને આપણું સર્વ દુઃખોના મૂળ કારણ પર તેમણે આંગળી મૂકી છે"

આમ જીવનની જંજાળ જેમ વધે તેમ પ્રગતિ થઈ કહેવાય એવું ગાંધીજી માનતા નથી તેઓ તો માને છે કે કોઈપણ વ્યવસ્થા પ્રગતિશીલ હોય તો તેને પરિણામે સાદાઈ વધવી જોઈએ અને જીવન આત્માની દૃષ્ટિએ ઉન્નત અને સમૃદ્ધ થવું જોઈએ ગાંધીજી એમ માને છે કે કહેવા કરતા કરી બતાવવું

મૂકુંજો કે હું ઊર્ધ્વગામી લોકનો કોઈ એવો પ્રકાશ આ જગતમાં લાવવા માગું છું, એવી કોઈ શક્તિ અહીં ક્રિયમાણ કરવા માગું છું–જેને પરિણામે માનવપ્રકૃતિમાં ભારે ફેરફાર ઊથલપાથલ થઇ જશે. એ એવી શક્તિ હશે જે આજ સુધીમાં કદી પૃથ્વી ઉપર પ્રકટ રીતે ક્રિયમાણ થઈ નથી." એ શક્તિ તે Supramental–અતિમાનસ–ની શક્તિ.

શ્રી અરવિંદની ફિલસૂફી સમજવા માટે સાધકની અમુક ભૂમિકાની જરૂર રહે છે. એ વિના શ્રી અરવિંદની સાધનાનો ખ્યાલ ન આવી શકે. હવે તો શ્રી અરવિંદના ઉચ્ચ વિચારો આપણી પાસે વિદ્યમાન છે. એનું શુદ્ધ અને શાંત હૃદયે ચિંતવન કરીને એને આત્મસાત્ કરવામાં જ આપણા જીવનને પ્રગતિશીલ કરી શકીશું. શ્રી અરવિંદની સાધના એ વિશ્વ–જીવનને વિકાસશીલ કરવામાં અવશ્ય સહાયરૂપ થઇ પડે એમ છે. શ્રી અરવિંદ ખરેખર આ જગતમાં કોઈક નવીન આધ્યાત્મિક શક્તિના તપઃપૂત દૃષ્ટા હતા.

આજે શ્રી અરવિંદનું સ્મરણ કરતાં એમની સૌમ્ય પ્રશાંત મૂર્તિ, અતલસ્પર્શી શાંતિની આભા સર્વત્ર પ્રસારતી એમની સાધનાશીલ મૂર્તિ દૃષ્ટિ સમીપ ખડી થાય છે અને એમને વંદન કરતું મન સ્પંદી ઊઠે છે:

'મોર સંધ્યાય તુમિ સુંદર વેશે એસેછ
તોમાય કરિ ગો નમસ્કાર.
મોર અંધકારેર અન્તરે તુમિ હેસેછ
તોમાય કરિ ગો નમસ્કાર.'

---

એક દિવસ રામદાસ સ્વામી શિષ્યો સાથે શેરડીના વાડ આગળથી જતા હતા. શિષ્યોએ તેમાંથી શેરડી ખાધી. તેટલામાં તે શેરડીનો માલિક આવ્યો. તેને આ પ્રમાણે પૂછ્યા વગર શેરડી ખાતા જોઈ ઘણો ક્રોધ આવ્યો અને રામદાસ સ્વામીને સર્વના મુખી સમજીને ખૂબ માર માર્યો. આ વાતની શિવાજી મહારાજને ખબર પડી, ત્યારે તેઓએ તે વાડના માલિકને તેડાવી મંગાવ્યો તે આવ્યો ત્યારે રામદાસ સ્વામી સિંહાસન પર બેઠા હતા અને શિવાજી મહારાજ નીચે બેઠા હતા. આ જોઈ તે તો કંપવા લાગ્યો. શિવાજી મહારાજે રામદાસ સ્વામીને કહ્યું કે, આપ આજ્ઞા કરો તે પ્રમાણે તેને શિક્ષા કરું. રામદાસ સ્વામીએ પૂછ્યું કે હું કહું તે પ્રમાણે ખરેખર કરશો? શિવાજી મહારાજે કહ્યું કે, પ્રભુ! હું આપની આજ્ઞા નહી પાળું? રામદાસ સ્વામીએ કહ્યું કે, એ ગરીબ છે તેથી તેની શેરડી ઓછી થવાથી તેને આઘાત થયો તે વાજબી છે; માટે એનું દારિદ્ર દૂર કરવા એને જાગીર આપી તેનો ભોગવટો વંશપરંપરા ખાય એવો લેખ કરી આપો. શિવાજી મહારાજે તે પ્રમાણે તેને જાગીર આપી.

ઉપકારિષુ યસ્સાધુઃ સાધુત્વે તસ્ય કો ગુણઃ ।
અપકારિષુ યસ્સાધુઃ સ સાધુઃ સદ્ભિરુચ્યતે ॥

માણસ પોતાના પર જેણે ઉપકાર કર્યો હોય તેના પ્રત્યે સાધુતા રાખે નવાઈ? પણ જે અપકાર કરનારા પ્રત્યે પણ ઉપકાર કરી સાધુતા બતાવે સાધુ પુરુષ છે એમ સંત લોકો કહે છે.

–'આશાબાપુ'




# મણકો - ૩જો - અહિંસા

સંકલન કર્તા શ્રી ચંદુલાલ બ. પટેલ

'અહિંસા પરમો ધર્મ ' એ જીવનના ઉચ્ચમા ઉચ્ચ રહસ્યોમાનુ એક રહસ્ય– આદર્શ–છે તેનાથી લેશ પણ નીચે ઊતર્યા એટલે તે પતન જ ગણાવું જોઈએ યુક્લિડની ભૂમિતિની વ્યાખ્યા પ્રમાણેની સીધી લીટી પાટી ઉપર ભલે ન દોરી શકાય પણ એવી લીટી દોરવી અશક્ય હોવાથી તેની વ્યાખ્યામા પરિવર્તન ન જ થઈ શકે એ કસોટી પ્રમાણે તો છોડને જમીનમાથી ઉખેડવો એમા પણ દોષ છે સુદર ગુલાબનુ ફૂલ તોડતા કોને આઘાત નથી થતો ? પણ ખડ તોડતા આપણને આઘાત નથી થતો તેથી કંઈ સિદ્ધાંત ખોટો ન ઠરે તે તો એટલુ જ બતાવે છે કે આપણે કુદરતી રચનામા ખડનુ સ્થાન નથી સમજતા માટે બધી જાતની–ઈજા–ક્ષતિ–મા અહિંસાના સિદ્ધાતનો ભગ રહેલો છે અહિંસાનુ સપૂર્ણ પાલન જીવનને અશક્ય તો કરી જ મૂકે પણ સત્યને જીવવા દેતા આપણો સૌનો ભલે નાશ થતો પ્રાચીનો તે સિદ્ધાતને છેવટની હદ સુધી લઈ ગયા છે અને શરીર ધારણ અનિષ્ટ છે, ઉપાધિ છે એવું કહી ગયા છે મોક્ષ એ અદેહ, અતિપ્રાકૃત અવસ્થા છે, જેમા ખાવાપીવાના બધનો નથી હોતા અને તેથી તેમા ભેંસ દોહવાને અને ખડ ઉખેડવાને યે સ્થાન નથી. એ સત્યનુ ગ્રહણ કરવુ અથવા તેની ખૂબી સમજવી આપણે માટે મુશ્કેલ હશે તેનુ પૂર્ણ પાલન કરવું તો અશક્ય જ છે છતા એ જ સત્ય છે એ વિષે મને શકા નથી અને તેને જ અનુસરીને આપણે જીવનનો માર્ગ ગોઠવીએ અને તેમા સંપૂર્ણ શક્તિ ખપાવી દઈએ એમા શ્રેય રહેલુ છે ખરી સમજ થઈ એટલે અરધી બાજી જીત્યા જેટલી હદ સુધી આ ભવ્ય સિદ્ધાતનો આપણે અમલ કરી શકીએ તેટલી જ હદ સુધી જીવનમા સાર રહેલો છે કેમ કે તે સ્થિતિમા દેહ આપણો વશ હોય, આપણે દેહને વશ નહિ

ખેતી ઇત્યાદિ આવશ્યક કર્મો શરીર વ્યાપારની જેમ અનિવાર્ય હિંસા છે તે હિંસા નથી મટતી પણ તે અનિવાર્ય હોઈ તેનો દોષ ઓછો લાગે છે, ને મનુષ્ય જ્ઞાન ભક્તિ આદિ વડે આ અનિવાર્ય દોષથી છેવટે

યોગેશ્વર શ્રી અરવિંદ..[અનુ૦ પૃ૦ ૨૫૮થી ચાલુ]
'જે કો ચાહે ધરણી ઉપરે સ્વર્ગને લાવવાને,
તેણે જાતે ધરણી તણી માટી પરે આવવાનું,
પૃથ્વી કેરો મલિન પ્રકૃતિ બોજ ઉઠાવવાનો,
કષ્ટે છાયો વિકટ પથ આ વિશ્વનો કાપવાનો.'

આ જગતમા રહીને—દેહમા આબદ્ધ રહીને—આવી મહાન વિભૂતિઓ આ પૃથ્વી ઉપર સ્વર્ગ સ્થાપી શકે છે એવી આપણી આસ્થા છે અને એવી વિભૂતિઓ આપણી વચ્ચે જીવત રહે ત્યારે જ આપણને હૂફ રહે છે અને આપણે નિશ્ચિત રહી શકીએ છીએ. અમૃતત્વને પામેલી એ વિભૂતિઓના આત્મા આપણી વચ્ચે સદાય વિદ્યમાન તો છે જ પણ પ્રેમપૂર્ણ હૃદયને આવી ફિલસૂફી શી રીતે સમજાવી શકે?

મહાયોગી શ્રીઅરવિંદનુ સમગ્ર જીવન મનનીય છે ઈ સ ૧૮૭૨ના ઓગસ્ટની ૧૫મી તારીખે એમનો જન્મ થયો હતો એમણે નાનપણથી વિલાયતમા શિક્ષણ પ્રાપ્ત કર્યું હતુ પશ્ચિમની મુખ્ય ભાષાઓના તેઓ જાણકાર હતા. એમનુ ભાષાજ્ઞાન જોઈ ત્યાના અધ્યાપકો પણ અંકિત થતા વિલાયતમા શ્રી સયાજીરાવ ગાયકવાડે એમનુ હીર પારખ્યુ અને એમને વડોદરા લઈ આવ્યા. શ્રી અરવિંદ વડોદરામા ૧૮૯૩થી ૧૯૦૬ સુધી રહ્યા. અહી જ એમણે આધ્યાત્મિકતાની પ્રથમ દીક્ષા લીધી. વળી તેમણે અહી રહી બગાળી, ગુજરાતી અને મરાઠી ભાષાનો પરિચય મેળવ્યો ૧૯૦૬મા તેમણે વડોદરા છોડ્યુ ૧૯૦૭મા તેઓ કલકત્તાની બગાળ નેશનલ કૉલેજના આચાર્યપદે નિમાયા 'વન્દેમાતરમ્' પત્રના તેઓ તત્રી પણ રહ્યા એ પછી અલીપુર બોમ કેસમા એમની પણ ધરપકડ થઈ અને તેઓ જેલમા ગયા. આ જેલનિવાસ દરમિયાન એકાત વાસમા એમને 'પ્રથમ વાર પ્રભુનો સાક્ષાત્કાર થયો' અને શ્રી અરવિંદ પોતાના 'ઉત્તરપાડા આખ્યાન'મા કહે છે કે એમને ત્યા પ્રતીતિ થઈ કે "પ્રભુ મને એમ કહી રહ્યા છે 'જે બધનો તોડવાનુ તારામા બળ ન હતુ તે તારે ખાતર અને તારે બદલે મે તોડી આપ્યા છે મારે તારી પાસે એક બીજું કાર્ય કરાવવાનુ છે તને હુ અહી લાવ્યો છુ તે એ કાર્ય માટે તુ જે જાતે શીખી શકે તેમ નથી તે તને હુ અહી શીખવવા લાવ્યો છુ.' એમ કહી તેણે મારા હાથમા ગીતા મૂકી" આમ શ્રીઅરવિંદે ગીતાની સાધના એ સમયમા કરી તેમના જીવનમા એકાએક પલટો આવ્યો અને ૧૯૧૦મા તેઓ પોડીચેરી ચાલ્યા ગયા ત્યા ચાર વર્ષ એમણે શાત યોગમા ગાળ્યા અને ૧૯૧૪મા 'આર્ય' માસિક શરૂ કર્યું એ માસિકમા એમના મહત્ત્વના લખાણો પ્રગટ થતા ગયા અને ૧૯૨૧મા 'આર્ય' બધ થયુ પછી તો નવેબર ૧૯૨૬મા આશ્રમની બધી જ વ્યવસ્થાનુ કામ શ્રીમાતાજીએ હાથ ધર્યું અને શ્રીઅરવિંદે એકાતવાસ સ્વીકાર્યો દિવ્ય જીવનને અહી આ પૃથ્વી ઉપર ઉતારવાનો એમણે જે સકલ્પ કર્યો હતો તેની સિદ્ધિ માટે એમણે આ ઉગ્ર એકાન્તવાસ સ્વીકાર્યો હતો અને આખુ વિશ્વ એમના પ્રત્યે મીટ માડીને બેઠુ હતુ આજે વિશ્વ પણ કટોકટીની પળોમાથી પસાર થઈ રહ્યું છે એ સમયે શ્રી અરવિંદનુ થયેલુ નિર્વાણ સૌને સમસ્યારૂપ બન્યું છે અને સૌની મતિ મૂઝાઈ રહી છે

વળી દરેકને મનમા એક જ પ્રશ્ન સદા ઊઠ્યા કરતો કે શ્રી અરવિંદ શાની સાધના કરી રહ્યા છે? એ સવાલ ખૂબ જ ગભીર હતો હજી એનો ઉકેલ સૌને વિદિત થયો નથી શ્રી અરવિંદે પોતે જ શ્રી દિલીપકુમારને કહ્યું હતું "હુ શાની સાધના કરુ છુ એ કહીશ તોયે મને અત્યારે સમજી શકવાના નથી અથવા ખોટુ સમજશો પણ આટલુ જાણી

"પ્રસ્થાન"

મૂકજો કે હું ઊર્ધ્વગામી લોકનો કોઈ એવો પ્રકાશ આ જગતમાં લાવવા માગું છું, એવી કોઈ શક્તિ અહીં ક્રિયમાણ કરવા માગું છું–જેને પરિણામે માનવપ્રકૃતિમાં ભારે ફેરફાર ઊથલપાથલ થઇ જશે. એ એવી શક્તિ હશે જે આજ સુધીમાં કદી પૃથ્વી ઉપર પ્રકટ રીતે ક્રિયમાણ થઈ નથી." એ શક્તિ તે Supramental–અતિમાનસ–ની શક્તિ.

શ્રી અરવિંદની ફિલસૂફી સમજવા માટે સાધકની અમુક ભૂમિકાની જરૂર રહે છે. એ વિના શ્રી અરવિંદની સાધનાનો ખ્યાલ ન આવી શકે. હવે તો શ્રી અરવિંદના ઉચ્ચ વિચારો આપણી પાસે વિદ્યમાન છે. એનું શુદ્ધ અને શાંત હૃદયે ચિંતવન કરીને એને આત્મસાત્ કરવામાં જ આપણા જીવનને પ્રગતિશીલ કરી શકીશું. શ્રી અરવિંદની સાધના એ વિશ્વ-જીવનને વિકાસશીલ કરવામાં અવશ્ય સહાયરૂપ થઇ પડે એમ છે. શ્રી અરવિંદ ખરેખર આ જગતમાં કોઈક નવીન આધ્યાત્મિક શક્તિના તપઃપૂત દૃષ્ટા હતા.

આજે શ્રી અરવિંદનું સ્મરણ કરતાં એમની સૌમ્ય પ્રશાંત મૂર્તિ, અતલસ્પર્શી શાંતિની આભા સર્વત્ર પ્રસારતી એમની સાધનાશીલ મૂર્તિ દૃષ્ટિ સમીપ ખડી થાય છે અને એમને વંદન કરતું મન સ્પંદી ઊઠે છે :

'મોર સંધ્યાય તુમિ સુંદર વેશે એસેછ
તોમાય કરિ ગો નમસ્કાર.
મોર અંધકારેર અન્તરે તુમિ હેસેછ
તોમાય કરિ ગો નમસ્કાર.'

---

એક દિવસ રામદાસ સ્વામી શિષ્યો સાથે શેરડીના વાડ આગળથી જતા હતા. શિષ્યોએ તેમાંથી શેરડી ખાધી. તેટલામાં તે શેરડીનો માલિક આવ્યો. તેને આ પ્રમાણે પૂછયા વગર શેરડી ખાતા જોઈ ઘણો ક્રોધ આવ્યો અને રામદાસ સ્વામીને સર્વના મુખી સમજીને ખૂબ માર માર્યો. આ વાતની શિવાજી મહારાજને ખબર પડી, ત્યારે તેઓએ તે વાડના માલિકને તેડાવી મંગાવ્યો તે આવ્યો ત્યારે રામદાસ સ્વામી સિંહાસન પર બેઠા હતા અને શિવાજી મહારાજ નીચે બેઠા હતા. આ જોઈ તે તો કંપવા લાગ્યો. શિવાજી મહારાજે રામદાસ સ્વામીને કહ્યું કે, આપ આજ્ઞા કરો તે પ્રમાણે તેને શિક્ષા કરું. રામદાસ સ્વામીએ પૂછ્યું કે હું કહું તે પ્રમાણે ખરેખર કરશો? શિવાજી મહારાજે કહ્યું કે, પ્રભુ! હું આપની આજ્ઞા નહી પાળું? રામદાસ સ્વામીએ કહ્યું કે, એ ગરીબ છે તેથી તેની શેરડી ઓછી થવાથી તેને આઘાત થયો તે વાજબી છે; માટે એનું દારિદ્ર દૂર કરવા એને જાગીર આપી તેનો ભોગવટો વંશપરંપરા ખાય એવો લેખ કરી આપો. શિવાજી મહારાજે તે પ્રમાણે તેને જાગીર આપી.

ઉપકારિષુ યસ્સાધુઃ સાધુત્વે તસ્ય કો ગુણઃ ।
અપકારિષુ યસ્સાધુઃ સ સાધુઃ સદ્ભિરુચ્યતે ॥

જે માણસ પોતાના પર જેણે ઉપકાર કર્યો હોય તેના પ્રત્યે સાધુતા રાખે તેમાં શું નવાઈ? પણ જે અપકાર કરનારા પ્રત્યે પણ ઉપકાર કરી સાધુતા બતાવે તે જ ખરો સાધુ પુરુષ છે એમ સંત લોકો કહે છે.

# ગ્રંથાવલોકન

કેળવણી વિકાસ : ....... . . . . . . . . લે૰ કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્ર૰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં ૧-૪-૦; પૃ૰ ૪+૬૮

'કેળવણીવિવેક' પછી 'કેળવણીવિકાસ' પ્રસિદ્ધ થાય છે 'કેળવણીવિવેક'ની જેમ આ પુસ્તકમાયે મોટે ભાગે શ્રી. કિશોરલાલ ભાઈના જૂના લેખોનો જ સંગ્રહ છે ઉક્ત લેખોના દિવસોથી જ પ્રાથમિક કેળવણીના પ્રશ્ન પર શ્રી કિશોરલાલભાઈનુ દિલ ચોંટેલુ હતુ અને ત્યારથી જ કેળવણીના ક્ષેત્રમા જીવનનો ઉપયોગ કરવાની અભિલાષા એમના મનમા પેદાતી આવી છે પણ સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામા શ્રી કિશોરલાલભાઈ જોડાયા ત્યારે એ અભિલાષાને મૂર્તરૂપ મળ્યુ

કેળવણીના કાર્ય અને વિચારની બાબતમા શ્રી નરહરિભાઈનો અને શ્રી કિશોરલાલભાઈનો સાથ સૌથી વધારે રહ્યા છે તેથી આ પુસ્તકને શ્રી નરહરિભાઈની પુરવણી મળી એ સુયોગ્ય જ છે એ પુરવણી શ્રી કિશોરલાલભાઈ કહે છે એમ એમના લેખો માટે વાચકને તૈયાર કરે એવી છે તેથી એને ભૂમિકારૂપે છાપવામા આવી એ ઉચિત છે 'નઈતાલીમ'ના શિક્ષકોને અને અભ્યાસીઓને ઉપયોગી થાય એવી આ 'ભૂમિકા' છે એમા શ્રી નરહરિભાઈએ નઈતાલીમ અને સ્વાવલંબન'ની તલસ્પર્શી સમાલોચના કરી બહુ ઉપયોગી માહિતી આપણને આપી છે. વળી 'ઇતિહાસનુ શિક્ષણ' એ વિશે પણ મહત્ત્વના મૌલિક સૂચનો એમણે આપ્યા છે.

'કેળવણીવિકાસ'ને બે ખડમા વહેચી દેવામા આવ્યુ છે (૧) સાબરમતી (૨) સેવાગ્રામ

પહેલા ખડના પહેલા ચાર લેખો ઉદાહરણો દ્વારા 'કેળવણીના લક્ષણો' કેળવયેલા તથા ન કેળવાયેલા,' 'જ્ઞાન અને અજ્ઞાન' જેવા ગહન વિષયોનો સરળપણે ઉકેલ દર્શાવે છે એ ચારે લેખો શ્રી. કિશોરલાલભાઈની શૈલીની એક સુદર બાજુનુ દર્શન કરાવે છે 'સભ્યતાના આધારસ્તભ' એ લેખમા શ્રી કિશોરલાલભાઈ ગૃહિણીકર્મ, ભગકર્મ, કૃષિકર્મ તથા કારીગરીકર્મની પ્રતિષ્ઠા સમજાવે છે અને એને સભ્યતના આધાર સ્તભ ગણાવે છે આમ ગાંધીજી જેને શારીરશ્રમનો સિદ્ધાત કહે છે તેને આ રીતે એમણે રજૂ કર્યો છે.

બીજા ખડમા 'કેળવણી અને મજૂરી' 'બે સસ્કૃતિઓ,' 'ઉદ્યોગદ્વારા કેળવણી' 'જીવનનિર્વાહની કેળવણી' ઇત્યાદિ લેખો ઉદ્યોગ અને 'સાક્ષરી' શિક્ષણ વચ્ચેનો તેમ જ શિક્ષણના વિષયો અને પ્રત્યક્ષ જીવન વચ્ચેનો મેળ શ્રી કિશોરલાલભાઈને ધીમે ધીમે કેવી રીતે સૂઝતો ગયો એ સમજવા સહાયરૂપ થાય છે અને આપણને પણ નવુ દર્શન કરાવે છે આ પુસ્તક કેળવણીના અભ્યાસીએ અચૂક વાચવુ જ જોઈએ

— મુ૰ ક૰

## સાભાર-સ્વીકાર

બાલ સાહિત્ય ... ચરોતર એજ્યુકેશન સોસાયટી આણદ તરફથી —

બાલમિત્ર ગિજુભાઈ : લે૰ સોમાભાઇ ભાવસાર, કિ ૦-૪-૦; (બાળકોના મિત્ર ગિજુભાઇના જીવનની રસમય પ્રસગમાળા) અમર ગાધીજી : લે૰ સોમાભાઇ ભાવસાર, કિ ૦-૩-૦; (ગાંધીજીના જીવનપાઠોની બાળકો અને પ્રૌઢો ઉપયોગી સચિત્ર પુસ્તિકા)

મોક્ષ મેળવી આ હિંસાથી પણ મુક્ત થાય છે. તેથી જ શરીર એ મનુષ્યને સારુ જેમ બંધનનું દ્વાર છે તેમ મોક્ષનું પણ દ્વાર છે. તે જ પ્રમાણે જે કરોડપતિ થવા ખાતર ખેતી કરે તેને ખેતી બંધનનું દ્વાર છે. જે કેવળ આજીવિકાને અર્થે કરે તેને તે મુક્તિનું દ્વાર બની શકે છે.

કર્મમાત્ર, પ્રવૃત્તિમાત્ર, ધંધામાત્ર સદોષ છે. આવશ્યક ધંધામાત્રમાં સરખો દોષ છે. ખેતીના ધંધામાં, રેશમના ધંધામાં, સોનીના ધંધામાં, ખેતીના કરતાં ઘણો વધારે દોષ છે. કેમ કે તે ધંધા આવશ્યક નથી. તેમાં હિંસા તો પુષ્કળ રહેલી જ છે. એ તો હિંસા વિના મળે નહિ. હીરના કીડાને ઉકાળવામાં આવે છે. સોની જે આસમાની અગ્નિ પ્રગટાવે છે તેમાં બળતાં જંતુઓને પૂછીએ ને તે જવાબ આપી શકે તો આપણને તેના ધંધામાં રહેલી હિંસાનો કંઇક ખ્યાલ આવે. ચોમેર હિંસાથી ઘેરાયેલા અને બળતા આ જગતમાં વિચરનાર જે મહાપુરુષે અહિંસારૂપી ધર્મને પ્રગટાવ્યો તેને સાષ્ટાંગ નમસ્કાર હજો.

---

## નવેમ્બરનો ૧૦મો અંક

ક્ષ્મા અંકમાં સૂચના આપી હતી કે 'રૂપાયતન' સંસ્થાને જૂનાગઢમાં જગ્યા મળવાથી ફેરવતા વખત લાગશે તેથી નવેમ્બરનો ૧૦મો અંક પ્રગટ નહીં થાય છતાં ઘણા ગ્રાહક બંધુઓએ લખ્યું છે કે નવેમ્બરનો અંક અમને નથી મળ્યો. નવેમ્બર અને ડીસેમ્બરનો અંક ભેગો જ પ્રગટ કર્યો છે. આશા રાખીએ છીએ કે ગ્રાહક બંધુઓ હવે નવેમ્બરના અંકની માગણી નહિ કરે.

---

"સહુ એક બીજા પ્રત્યે ઉદારતાથી વરતે તો જ મંડળો ચાલી શકે
આટલું કરતાં શીખી જાઓ તો મોટા મંડળો ચલાવવાની
શક્તિ સહેજે આવી જાય." બાપુ

[પૃષ્ઠ ૨૮૧, 'કોડિયું'માંથી અને ૨૮૮, 'ગુજરાત શાળાપત્ર'માંથી]

---

અનુક્રમણિકા..........................................................૩૦ નવેમ્બર –ડીસેમ્બર ૧૯૫૦


| | પૃષ્ઠ | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ પાગલપણું ... શ્રી અરવિંદ | ૨૫૭ | ૧૦ નીતિ અને પ્રીતિ...ઉજ્જ્વલ કુમારીજી | ૨૭૧ |
| ૨ શ્રી અરવિંદ આશ્રમનાં ભજનો .. ,, | ૨૫૮ | ૧૧ બાપુના પત્રો ... ... ગાંધીજી | ૨૭૩ |
| ૩ યોગેશ્વર શ્રી અરવિંદ ... મુકુલભાઇ | ૨૫૯ | ૧૨ ગુરુનાનકની દૃષ્ટાંત કથાઓ મુકુલભાઈ | ૨૭૫ |
| ૪ ઘણું જીવો સરદાર ... બબલભાઈ | ૨૬૦ | ૧૩ સર્વોદયનો પાયો રામનારાયણ ના. પાઠક | ૨૭૭ |
| ૫ પ્રલોભનનો પ્રતિકાર સતીશચંદ્ર દેસાઈ | ૨૬૧ | ૧૪ સર્વોદય વાણી ... રવિશંકર મહારાજ | ૨૮૧ |
| ૬ સાચી લગની ... શ્રી 'ચક્ર' | ૨૬૩ | ૧૫ ભગવાન પણ પ્રવેશ કરી શકતા નથી ... | ૨૮૨ |
| ૭ વિદ્યાપીઠથી આશ્રમ ... દે૦ વા૦ | ૨૬૭ | ૧૬ બાપુજી પતિ તરીકે નિર્મળાબહેન શાહ | ૨૮૩ |
| ૮ સ્પર્શમણિ ... જુગતરામ દવે | ૨૬૮ | ૧૭ સાદાઈ ... હીરુભાઈ જરીવાળા | ૨૮૭ |
| ૯ સત્યના સાથીઓનો સમાજ મહિલાજી | ૨૭૦ | ૧૮ ગાંધી માળા ... ચંદુલાલ બ. પરેલ | ૨૮૧ |

# ગ્રંથાવલોકન

**કેળવણી વિકાસ:** ......... . . . . . . લે० કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્ર० નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિં૰ ૧-૪-૦; પૃ० ૪૦+૬૪

'કેળવણીવિવેક' પછી 'કેળવણીવિકાસ' પ્રસિદ્ધ થાય છે 'કેળવણીવિવેક'ની જેમ આ પુસ્તકમાયે મોટે ભાગે શ્રી કિશોરલાલભાઈના જૂના લેખોનો જ સંગ્રહ છે કેટલેક અંશે જોના દિવસોથી જ પ્રાથમિક કેળવણીના પ્રશ્ન પર શ્રી કિશોરલાલભાઈનું દિલ ચોંટેલું હતું અને ત્યારથી જ કેળવણીના ક્ષેત્રમાં જીવનનો ઉપયોગ કરવાની અભિલાષા એમના મનમાં પોષાતી આવી છે પણ સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામાં શ્રી કિશોરલાલભાઈ જોડાયા ત્યારે એ અભિલાષાને મુર્તરૂપ મળ્યું

કેળવણીના કાર્ય અને વિચારની અંગે લેમાં શ્રી નરહરિભાઈનો અને શ્રી કિશોરલાલભાઈનો સાથ સૌથી વધારે રહ્યા છે તેથી આ પુસ્તકને શ્રી નરહરિભાઈની પુરવણી મળી એ સુયોગ્ય જ છે એ પુરવણી શ્રી કિશોરલાલભાઈ કહે છે એમ એમના લેખો માટે વાચકને તૈયાર કરે એવી છે તેથી એને ભૂમિકારૂપે છાપવામાં આવી એ ઉચિત છે 'નઈતાલીમ'ના શિક્ષકોને અને અભ્યાસીઓને ઉપયોગી થાય એવી આ ભૂમિકા છે એમાં શ્રી. નરહરિભાઈએ 'નઈતાલીમ અને સ્વાવલંબન'ની તલસ્પર્શી સમાલોચના કરી બહુ ઉપયોગી માહિતી આપણને આપી છે. વળી 'ઇતિહાસનું શિક્ષણ' એ વિશે પણ મહત્ત્વના મૌલિક સૂચનો એમણે આપ્યા છે.

'કેળવણીવિકાસ'ને બે ખંડમાં વહેંચી દેવામાં આવ્યું છે (૧) સાબરમતી (૨) સેવાગ્રામ

પહેલા ખંડના પહેલા ચાર લેખો ઉદાહરણો દ્વારા 'કેળવણીનાં લક્ષણો' કેળવાયેલા તથા ન કેળવાયેલા,' 'જ્ઞાન અને અજ્ઞાન' જેવા ગહન વિષયોનો સરળપણે ઉકેલ દર્શાવે છે એ ચારે લેખો શ્રી. કિશોરલાલભાઈની શૈલીની એક સુંદર બાજુનું દર્શન કરાવે છે 'સભ્યતાના આધારસ્તંભ' એ લેખમાં શ્રી કિશોરલાલભાઈ ગૃહિણીકર્મ, ભંગીકર્મ, કૃષિકર્મ તથા કારીગરીકર્મની પ્રતિષ્ઠા સમજાવે છે અને એને સભ્યતાના આધારસ્તંભ ગણાવે છે આમ ગાંધીજી જેને શરીરશ્રમનો સિદ્ધાંત કહે છે તેને આ રીતે એમણે રજૂ કર્યો છે.

બીજા ખંડમાં 'કેળવણી અને મજૂરી' 'બે સંસ્કૃતિઓ,' 'ઉદ્યોગદ્વારા કેળવણી' 'જીવનનિર્વાહની કેળવણી' ઇત્યાદિ લેખો ઉદ્યોગ અને 'સાક્ષરી' શિક્ષણ વચ્ચેનો તેમ જ શિક્ષણના વિષયો અને પ્રત્યક્ષ જીવન વચ્ચેનો મેળ શ્રી કિશોરલાલભાઈને ધીમે ધીમે કેવી રીતે સૂઝતો ગયો એ સમજવા સહાયરૂપ થાય છે અને આપણને પણ નવું દર્શન કરાવે છે આ પુસ્તક કેળવણીના અભ્યાસીએ અચૂક વાંચવું જ જોઈએ

— મુ૦ ક૦

## સાભાર-સ્વીકાર

આત્મ સાહિત્ય .. . ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ તરફથી —

**બાલમિત્ર ગિજુભાઈ:** લે० સોમાભાઈ ભાવસાર, કિં. ૦-૪-૦; (બાળકોના મિત્ર ગિજુભાઈના જીવનની રસમય પ્રસંગવાર્તા.) **અમર ગાંધીજી:** લે० સોમાભાઈ ભાવસાર કિં૰ ૦-૩-૦; (ગાંધીજીના જીવનપાઠોની બત્રીસ અને ચોવીસ ઉક્તિઓની સચિત્ર પુસ્તિકા.)

# ગ્રાહક બંધુઓને

પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

---

થોડાક અપવાદ સિવાય મોટા ભાગના ગ્રાહકોના લવાજમ આ અંક સાથે પૂરાં થાય છે. લવાજમ મનીઑર્ડરથી મોકલવાની અમારી સૂચના ગયા અંકમા આવેલી તે અનુસાર મિત્રો તરફથી આ નવા વર્ષ માટે લવાજમ મળવું શરૂ થઇ ગયુ છે પણ બધા મિત્રોએ અમારી આ વિનતી પર બહુ ધ્યાન નથી આપ્યું. લવાજમ મનીઑર્ડરથી મોકલાવો તો અમારી ઘણી મહેનત બચી જાય આમ છતાં આપ જો મનીઑર્ડરથી ન જ મોકલી શકો તો વી પી. થી મોકલવા અમને લખી જણાવશો? આવતો અંક બહાર પડતાં સુધીમાં ઉત્તર નહી મળે તો આપ ચાલુ રહેવા ઇચ્છો છો એમ સમજી આપને ક્રમાનુસાર વી. પી મોકલાશે, જે સ્વીકારી લેવા વિનંતી છે. અને ચાલુ ન રહેવુ હોય તો કૃપા કરી અમને વેળાસર જણાવશો જેથી અમને પાચ આનાના પોસ્ટેજનુ અને અંક ચોળાઈને પાછો આવવાનું નાહકનુ નુકસાન ન થાય પત્રવ્યવહાર કરતી વખતે અથવા લવાજમ મોકલતી વખતે આપનુ પૂરૂ નામ તથા ગ્રાહક નંબર લખવા આવશ્યક છે. જેથી તુરત ધ્યાન આપી શકાય.

પરદેશમાં "પ્યાગબાપુ"નું લવાજમ નીચના સ્થળોએ ભરી શકાશે.

(૧) શ્રી. પ્રભુદાસ જ. વજરીઆ, પો. બો ન. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની

(૨) Hindu Association, Box No 59, Lourenco Marques (P. E. A.)

ગ્રાહકો નોંધવાના સ્થળો:

(૧) શ્રી ગીરધરલાલ દામોદરદાસ લિ૦, રીડ રોડ, પોલીસ ચોકી સામે, અમદાવાદ.

(૨) શ્રી જમુભાઇ સરૈયા, ગંગામહાલ, ૫૯, બાણગંગા રોડ, મુંબાઈ ૯

(૩) વ્યવસ્થાપક ખોદીભંડાર, આણંદ

'પ્યાગબાપુ' કાર્યાલય: રૂપાયતન. ગિરિવિહાર કોલેજ રોડ, જૂનાગઢ (સોરઠ)

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતુ માસિક]



વર્ષ ૩ | ૩૦ જાન્યુઆરી–૧૯૫૧ | અંક ૧૨


વિદ્યાર્થીઓ આત્મબળની વાત ન સમજે એ આપણી દીનતા સૂચવે છે જે વસ્તુ ખરી છે, શાશ્વત છે, તે ન સમજાય અને જે ક્ષણિક છે તે વ્યવહાર ગણાય એ કેવુ આશ્ચર્ય !

માત્ર સખ્યાબળ કઈ જ નથી એ આપણી પાસે રોજ પ્રત્યક્ષરૂપે સિદ્ધ થાય છે છતા એ કેમ અવ્યવહારુ વાત ગણાતી હશે ? અસખ્ય ઘેટા એક વાઘને જોઈ કેમ નાસે છે ? ઘેટાને પોતાની પામરતાનુ જ્ઞાન છે વાઘને પોતાની શક્તિનુ જ્ઞાન છે આ એનુ આત્મબળ. આત્મબળને કાલ્પનિક વસ્તુ કે આકાશ પુષ્પવત્ માનવામા જ ભૂલ રહેલી છે

સખ્યાબળની હુ અવગણના નથી કરતો તેને સ્થાન છે, પણ તેના ગર્ભમાયે આત્મબળ વસેલુ હોય ત્યારે જ સખ્યાબધ કીડી એકરૂપે હાથી ઉપર ચડી બેસે એટલે એના પ્રાણ લે આ કીડીમા એકતાનુ જ્ઞાન છે શરીરે અનેક છતા તે મને એક છે તેને આત્મબળ છે આપણને એક હોવાનુ ભાન આવે તો આપણને આત્મબળ આવ્યુ, ને તે ક્ષણે આપણે છૂટીએ

રાષ્ટ્રીય વિદ્યાલયોમા ખોબા જેટલા શ્રદ્ધાળુ વિદ્યાર્થીઓ હોય તે બળવાન છે સરકારી વિદ્યાલયોમા ભણનારા અસખ્ય વિદ્યાર્થીઓ જો દેશને સારુ ન જીવતા હોય તો તેમની સખ્યાની શી કિમત છે ?

કિમત ગુણમા છે વિસ્તારમા નથી એ શાસ્ત્રીય વાક્ય તો છે જ કેમ કે તે અનુભવસિદ્ધ છે, ને તથી વ્યવહારુ છે જે વ્યવહારમા ન જ ઊતરે તે શાસ્ત્રીય નથી એ કેવળ શાબ્દિક પ્રયોગ છે.

પૃથ્વી દડા જેવી ગોળ છે અને પોતાની ધરી ઉપર ફરે છે એમ જ્યારે ગેલીલિયો બોલ્યો ત્યારે તેની વાતને કાલ્પનિક કહી લોકો હસ્યા હતા કોઈએ તેને ગાળો પણ કાઢી હતી આજે આપણે જાણીએ છીએ કે પૃથ્વીને થાળી જેવી ને સ્થિર કહેનારા કલ્પનાગૃહમા નિવાસ કરતા હતા અને ગેલીલિયોએ વ્યવહારુ વાત કરી હતી આધુનિક કેળવણીનુ વલણ આત્માને ભુલાવવાનુ હોવાથી આપણને આત્મબળની વાત નીરસ લાગે છે, ને રોજ ચૂરા થઈ જતા શરીરબળની ઉપર નજર ઠરે છે આ મંદતાની પરાકાષ્ઠા છે

પ્રત્યેક વિદ્યાર્થી જે ઇચ્છે તે તટસ્થ રીતે પ્રયોગ કરે તો આ વાક્યનો પ્રત્યક્ષ અનુભવ થઈ શકે



(૧) કેવળ સખ્યબળની કશી કિમત નથી. (૨) આત્મબળ વિનાનુ બીજુ બળ ક્ષણિક અને નિરર્થક છે

આ બે વસ્તુ સાચી હોય તો પ્રત્યેક વિદ્યાર્થી અને વિદ્યાર્થિની આત્મબળને ઓળખવા ને કેળવવા મથે

ગાંધીજી



# એ જ કઠિન માર્ગે !

પૂર્વ જીવનની ભૂલોના ભણકારો મારી નિદ્રાને ખંડિત કરે છે

ક્લેશ પામેલા આત્માની વેદના મારી આખને આસુથી ભીજવી દે છે

હે પરમકૃપાળુ! તારી પાસે ચાલી આવવાની હિંમત તુ મને આપજે.
હુ જાણું છુ, કે એ માર્ગ પથરાળો છે

ત્યા બધે જ નિર્જનતાનો શૂન્યકાર વ્યાપી રહ્યો છે

અંધકારના વાદળાઓ એ માર્ગ પર વારવાર ફરી વળે છે

તારાના ઝાખા દર્શન પણ થતા નથી અને છતા હે પ્રભો! એ જ
માર્ગે પર ચાલી આવવાનુ ધૈર્યબળ તું મને આપજે.

મેઘની ગર્જનાથી અને વીજળીના ઝબકારાથી એ માર્ગ ભયભીત
બની ગયો છે.

અને છતા હે દીનદયાળ! એ જ માર્ગે ચાલી આવવાનું આત્મ-
બળ તું મને આપજે.*

અનુવાદક: દિલખુશ બ. દિવાનજી

*હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના કાવ્ય પરથી

# બાપુનો વારસો

ચૌહાણ રાજેન્દ્રસિંહ

આજથી ત્રણ વર્ષ પહેલાં બાપુ આપણને છોડીને ચાલ્યા ગયા તેમના પુણ્ય સ્મરણમાં આજે આપણે આ દિવસ ઉજવી રહ્યા છીએ બાપુને માટે એ દિવસ ઉત્સવનો હતો, કારણ કે કબીરની જેમ તેઓ પણ માનતા હતા કે
'જિસ મરને સે જગ ડરે મેરે મન આનંદ
કબ મરિહૌ કબ પાઇહૌ પૂરન પરમાનંદ ॥'

આપણે જન્મને તહેવાર માનીએ છીએ બાપુ મરણને તહેવાર માનતા કારણ કે આ દિવસે એમણે જીવનની પરિપૂર્ણતા પ્રાપ્ત કરી હતી આપણે મરણથી ડરીએ છીએ તે મરણને પસંદ કરતા જીવનને તે એક અનામત સંપત્તિ માનતા હતા અને તેથી પ્રભુપ્રિત્યર્થે તેનો ઉપયોગ કરી તેને પોતાના ખરા માલિકને – ઈશ્વરને સોંપતા વિષાદને બદલે એમણે હર્ષ જ અનુભવ્યો
'તેરી તુઝકો સોંપતે ક્યા લાગેગા મોહિ ।'

આપણે જીવનને આપણી પોતાની સંપત્તિ માનીએ છીએ, તેથી જ તેના રક્ષણની ચિંતા કરીએ છીએ બીજાની મિલકતનું રક્ષણ કરવું એ પણ ઉચિત છે, પણ યોગ્ય સમયે તે તેને તરત જ પાછી આપી દઈએ તો પણ આપણે તેનો મોહ કરીએ છીએ ગાંધીજી શરીરનો ઈશ્વરના કાર્યમાં ઉપયોગ કરતા હતા આપણે તેનો ઉપભોગ કરીએ છીએ તેથી આપણને તેના ઉપર આસક્તિ ઉત્પન્ન થાય છે અને બીજાની વસ્તુ પોતાની સમજવાનો મોહ ઉદ્ભવે છે

ઉપભોગથી આપણે એ મિલકતને કલંકિત કરીએ છીએ કબીર આ સંસારને નૈહર અને ઈશ્વરના ઘરને પિયર માનતા અને આ દેહનો ઉપભોગ કરી તેને કલંકિત કરનારાઓને તેમણે કહ્યું છે –
'નૈહર મેં દાગ લગાય આઈ ચુનરી ।'

એથી ઊલટું શરીરનો ઈશ્વરના કાર્યમાં ઉપયોગ કરનારા જેઓ તેને શુદ્ધ નિષ્કલંક રાખીને જેવું ને તેવું પાછું સોંપી દે છે તેમને માટે કબીરે કહ્યું છે

સો ચાદર સુર નર મુનિ ઓઢી,
ઓઢિ કે મૈલી કીન્હી ચદરિયા ।
દાસ કબીર જતન સે ઓઢી,
જ્યોં કી ત્યોં ધર દીન્હી ચદરિયા ॥

તેથી આજે આપણી એ જ પ્રાર્થના હોવી જોઈએ કે આપણે આ શરીર અથવા તો પોતાની મૂડીને પરાયી સમજી જતનથી તેનો ઉપયોગ કરીએ અને જ્યારે તે પાછી માગે ત્યારે બિલકુલ આનાકાની કર્યા સિવાય જેવી ને તેવી પરત કરીએ બાપુની માફક જીવનનો સદુપયોગ કરનારાઓ માટે તુલસીદાસે કહ્યું હતું
'જિયત મરત ફલ દસરથ પાવા
અંડ અનેક અમલ જસ છાવા ॥'

બાપુ તો ચાલ્યા ગયા પણ વારસામાં શું મૂકતા ગયા ? એ જ પ્રશ્ન આપણે વિચારવાનો છે તે આપણને અનાસક્ત જીવન ગાળવાનો ઉપદેશ આપી ગયા આપણે જીવનને સંભાળીશું તો જ મરણને સંભાળી શકીશું આપણને તો જીવનને બદલે મરણને સંભાળવાની ચિંતા થાય છે આપણા શરીરની દુર્દશા ન થાય એ જ ચિંતા આપણને રહે છે, જીવનની દુર્દશા ભલે ને થાય પરંતુ જો આપણે જીવન સારી રીતે જીવીએ તો મરણ આપોઆપ સુધરી જશે. અંતકાળ શુભ જ આવશે જીવનભર રામનું સ્મરણ ન કરનારને માટે જ આ કહ્યું છે –

'આરાધના'

'અન્ત રામ કહિ આવત નાહી ।'

બાપુએ આજીવન રામનામની સાધના કરી, તેથી અંતકાળે પણ તેમના મુખમાંથી 'હે રામ' એ જ શબ્દો નીકળી પડ્યા. ફળમાં જીવનભર જીવનરસ ભરતા રહેવાથી તે અંતે પાકીને આપોઆપ પડી જશે. જો આપણે શરીરને વળગી ન રહીએ તો આપણને દેહોત્સર્ગની ખબર પણ નહીં પડે જેવી રીતે–

'સુમન માલ જિમિ કણ્ઠ તેં ગિરત ન જાનૈ નાગ ।'

જો આપણે પોતાને હંમેશાં તૈયાર રાખીશું તો સાપની કાંચળીની માફક આપણું શરીર અલગ પડી જશે. બાપુના જીવન અને મરણમાથી આપણે આ શીખવાનું છે.

ગાંધીજી પોતાના વિચારોની સાથે પોતાનું કાર્ય પણ વારસામાં આપી ગયા છે. સ્વરાજ મળવાથી યા તો લોકતંત્ર સ્થાપિત થવાથી તેમનું કાર્ય પૂર્ણ નથી થયું. પરંતુ તેનો પ્રારંભ થયો છે. હવે આપણને તેમનું કાર્ય પૂર્ણ કરવાનો અવસર સાંપડ્યો છે. ગાંધીજીનો ઉદ્દેશ માત્ર રાજનૈતિક ન હતો. તે તો તેમના પૂર્ણ સ્વરાજ કે રામરાજ્યનું એક અંગ માત્ર હતું. તેમનું મૂળ લક્ષ્ય તો આધ્યાત્મિક, સામાજિક અને આર્થિક સ્વરાજ પ્રસ્થાપિત કરવાનું હતું. હજી તો એક જ અંગની પૂર્તિ થઈ છે. ત્રણ અંગો હજી બાકી છે.

પ્રત્યેક ક્ષેત્રમાં સમતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવ સ્થાપવાનો એમનો આશય હતો. જીવમાત્ર સાથે આત્મૈક્યના એકરૂપતા અનુભવવી, સેવા દ્વારા તેમના હૃદય સુધી પહોંચવું એ એમનું આધ્યાત્મિક સ્વરાજ હતું એક પણ જીવ દીન-દુઃખી રહેશે ત્યાં સુધી આ કામ અપૂર્ણ જ રહેશે.

સામાજિક ક્ષેત્રમાં હજી સુધી વિષમતા પ્રવર્તે છે. રામરાજ્ય ત્યારે સ્થપાશે જ્યારે આ વિષમતા દૂર થશે. કાયદાથી અસ્પૃશ્યતા દૂર કરવાથી એ સમસ્યા ઉકેલાવાની નથી. જ્યારે આપણા હૃદયમાંથી કેવળ અસ્પૃશ્યતા નહીં, અસમાનતા દૂર થશે ત્યારે જ બાપુનું આ વ્રત પૂરું થશે, તે સિવાય નહિ.

બૈર ન કરુ કાહૂ સન કોઈ ।
રામ પ્રતાપ વિષમતા ખોઈ ॥

આ વિષમતા સામાજિક ક્ષેત્રમાં જ નહીં, આર્થિક ક્ષેત્રમાં પણ દૂર થવી જોઈએ. શારીરિક વિષમતાની જેમ આર્થિક વિષમતા પણ પૈતૃક હોય છે. કોઈને મજબૂત તો કોઈને કમજોર શરીર હોય છે પણ તેને ઉન્નત અને સ્વસ્થ બનાવવાનો પૂરેપૂરો અવસર તો તેને રહે છે. તેવી જ રીતે આર્થિક ક્ષેત્રમાં પણ થવું જોઈએ. તે માર્ગમાં જેટલી મુશ્કેલીઓ હોય તે બધી દૂર થવી જોઈએ.

વિષમતા વધવાનું સૌથી ઘાતક તત્ત્વ તો એ છે કે લોકો પરિશ્રમ વિના સંપત્તિ મેળવવા અને તેને કાયમ કરવા ઇચ્છે છે. એથી ઊલટું ગાંધીજીનો સિદ્ધાંત એ છે કે શ્રમ દ્વારા રોટલો મેળવવો જોઈએ. આ સિદ્ધાંતનું પાલન નહીં કરવાથી પરિશ્રમ કરનારાઓને પૂરતી મજૂરી મળતી નથી અને જેને પરિશ્રમને વેચાતો લેવાની શક્તિ છે તે જ તેને અધિકૃત કરી લે છે તેથી જો શ્રમ પ્રમાણે વસ્તુઓની પ્રાપ્તિ થવા લાગે તો અડધી વિષમતા મટી જાય.

આપણા દેશમાં બીજી વિષમતા શહેરો અને ગામડાં વચ્ચેની છે. ગામડાં ઉત્પાદન કરે છે અને શહેરો તેનો ઉપયોગ કરે છે. શહેરો પાસે ખરીદ કરવાની શક્તિ છે એટલે ગામડાનું દૂધ ફળ અને શાકભાજી પરદેશ ચાલી જાય છે. તેથી એવો નિયમ હોવો જોઈએ કે જ્યાં સુધી ગામડાંની જરૂરિયાતો પૂરી ન થાય ત્યાં સુધી માલ શહેરોમાં ન જઈ શકે.

પણ એટલેથી જ સમસ્યા ઉકેલાઈ જતી નથી. ગામ પોતાનો માલ શહેરમાં શા

માટે મોકલે છે ! આ પ્રશ્ન ઉપર વિચાર કરીશું તો જણાશે કે આપણે કંઈક ખરીદવું પડે છે તેથી જ આપણને વેચવાની ફરજ પડે છે કાપડ ખરીદવા માટે આપણે અનાજ વેચવું પડે છે તેથી જો કાપડ સ્વયં બનાવી લઈશું તો અનાજ વેચવાનું આપમેળે બંધ થઈ જશે આ રીતે જ આપણે સ્વાવલંબી થઈ શકીએ તેમ છીએ

ગામડાં માટે બાપુનો મુખ્ય સિદ્ધાંત એ છે કે પ્રત્યેક ગામડું સ્વાવલંબી બને, પોતાની જરૂરિયાતની ચીજો પોતે જ ઉત્પન્ન કરે કોઈ પણ ચીજ માટે તેને બીજાનું મોં જોવું ન પડે તે માટે આપણે આપણા ઉત્પાદન પર નિયંત્રણ કરવું આવશ્યક છે જરૂરિયાતો પ્રમાણે જ ઉત્પાદન કરીએ મન ફાવે તેમ નહિ ગામના માટે જેટલા અનાજ, કાપડ ગોળ અને તેલની જરૂર હોય તે બધું આપણે ગામડામાજ ઉમજા કરીએ

પ્રત્યેક ગામ હરેક ચીજ ઉત્પન્ન ન કરી શકે એ મુશ્કેલી એમાં છે, પણ તેને માટે આજુબાજુના ગામમાંથી તે ચીજો બદલામાં મેળવી લઈ લે એ ઉપાય છે આમ કરવાથી સ્વદેશી ધર્મનો બીજો મહત્ત્વપૂર્ણ સિદ્ધાંત ઉદય થાય છે કે જ્યાં સુધી આપણો પાડોશી આપણી જરૂરિયાતો પૂરી કરી શકે ત્યાં સુધી આપણે બહારથી ચીજો મંગાવવી જોઈએ નહી આ પ્રકારની વહેંચણી કરીને કોઈ ગામ ઘઉં, કોઈ ચોખા, કોઈ ફળ, કોઈ શાક ભાજી, કોઈ ગોળ, કોઈ તેલ, કોઈ કપડું વગેરે પેદા કરીને અંદર અંદર લેવડદેવડ કરે



સ્વાવલંબન અને સ્વદેશીના આ સિદ્ધાંતથી આપણા ગામ ફરીથી સુખી અને સમૃદ્ધ બની શકે તેમાં જરા ચે શંકા નથી સરકાર આપણા રક્ષણ શિક્ષણ અને સરકારની જવાબદારી લઈ શકે પણ સ્વાવલંબન તો આપણે જાતે જ કરવું પડશે તે માટે સરકાર યંત્રો, પૈસા વગેરેની સહાયતા અવશ્ય કરી શકે છે, પણ તેનો ઉપયોગ તો આપણે જ કરવો રહેશે સ્વરાજ આપણને મળી ગયું પણ રામરાજ્ય તો ત્યારે જ સ્થપાશે જ્યારે આપણામાંથી વિષમતા દૂર થશે વિષમતા ત્યારે જ દૂર થશે જ્યારે આપણે સ્વાવલંબી થઈશું અને સ્વાવલંબી, ત્યારે જ થઈશું જ્યારે આપણું કામ આપણે જાતે જ કરીશું અર્થાત્ શ્રમશીલ બનીશું આ રીતે બધું રહસ્ય બાપુના મત 'શરીરશ્રમ'માં સમાઈ જાય છે

જ્યારથી આપણે સ્વધર્મ યા તો સ્વકર્મના મહત્ત્વને ભૂલી ગયા ત્યારથી આપણે શ્રમ તરફ ઉપેક્ષાવૃત્તિ બતાવી છે અને પરાવલંબી બની ગયા છીએ ગીતામાં કહ્યું છે કે આપણે સ્વકર્મથી જ ઈશ્વરની પ્રાર્થના કરી સિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ છીએ આપણે સિદ્ધિ પ્રાપ્ત કરવા માગીએ છીએ પણ સ્વકર્મ કરવા તૈયાર નથી કંઈ પણ કર્યા સિવાય તેને મેળવવા ઈચ્છીએ છીએ કંઈ પણ કર્યા વિના મેગવવાની ઇચ્છા રાખવાથી શોષણની શરૂઆત થાય છે અને પરિણામે વિષમતા જન્મે છે

તેથી જો આપણે બાપુની સ્મૃતિને શાશ્વત કરવા ઇચ્છતા હોઈએ તો એમણે જે વસ્તુઓ વારસામાં આપી છે તેમાં વધારો કરવો પડશે



## સ્વચ્છતા–અંતરની અને બહારની

બાપુજીનો આગ્રહ સ્વચ્છતા માટે ઘણો જ હતો. સ્વચ્છતા એ પવિત્ર અને વિકાસશીલ આત્માનું પ્રતિબિંબ જ છે તેથી સૌ કોઈ અંતર્બાહ્ય સ્વચ્છ બને એમ બાપુજી ઇચ્છતા. અંતરને સ્વચ્છ કરવાનું એકમાત્ર સાધન પ્રાર્થના–રામનામ–જ છે. તેથી જ બાપુજી કહેતા: "બધું ભૂલીએ પણ પ્રાર્થના ન ભૂલીએ. શરીર ધોયા વિના બગડે તેમ હૃદયને પ્રાર્થના વતી ધોયા વિના આત્મા જે સ્વચ્છ છે તે મલિન દેખાય. તેથી તે વસ્તુ કદી ન છોડશો."

આ તો અંતરને સ્વચ્છ કરવાની વાત થઈ. બાહ્ય વસ્તુમાં પણ ચોખ્ખાઈ સારુ બાપુજી એટલો જ દૃઢ આગ્રહ રાખતા. આ વિષે એક પ્રસંગ બોધપ્રદ છે. આપણે ઘરમાં, ખાસ કરીને રસોડામાં, સ્વચ્છતા તરફ નાની નાની બાબતમાં કાળજી રાખતા નથી. એક જ કપડાના–કટકાનો–લૂછણિયાનો રાંધવાના વાસણને પકડવા વગેરે માટે ઉપયોગ કરીએ છીએ અને એ ગંદા લૂછણિયાથી જ પીરસવાની થાળી વાટકા વગેરે લૂછીએ છીએ. વળી કોઇ કોઈ બહેનો પોતાની સાડીના છેડાથી નાનાં બાબા–બેબીની લીંટ પણ સાફ કરે છે અને એનાથી જ થાળી વગેરે પણ સાફ કરે છે. આવી નાની બાબત તરફ આપણું લક્ષ જતું જ નથી. બાપુજી એ બાબતમાં બહુ સાવધ રહેતા.

બાપુજી એક વાર બારડોલી તાલુકાના વરાડ નામના ગામે ગયા હતા. બપોરે જમવાનો સમય થયો એટલે બાપુજીએ વાટકામાં લીંબુના પાણીમાં જરા મીઠું નાખ્યું અને પીધું. ત્યાં એક ભાઈ એમની સંભાળ માટે હાજર હતા. બાપુજીએ એ ભાઈને વાટકો અને ચમચો ધોવા માટે આપ્યો.

એ ભાઈ તો ચોકડીમાં ગયા અને ત્યાં મૂકેલી ડોલમાંથી હાથ વડે પાણીની છાલક મારી વાટકો અને ચમચો વીછળ્યા અને પછી ટોલમાં બોળી સાફ કરી બાપુજી પાસે તે લઈ આવ્યા.

બાપુજી આ બધું જોતા હતા. બાપુ કહે: "આ તમે બરાબર ન કર્યું. તમે એક તો ટોલમાં હાથ નાખી ટોલનું પાણી મેલું કર્યું પછી વાટકાને અને ચમચાને બરાબર

# ગુરુ નન્દનજી

ગુરુદયાળ મલ્લિક

રવિવારનો દિવસ હતો મારા ગુરુજીની તબિયત જરા વધારે બગડી ગઈ તેઓ ઘણા દિવસથી પથારીવશ હતા પણ થોડા દિવસથી એમ લાગવા માંડ્યુ હતુ કે તેઓ જલદી સારા થઈ જશે. પરંતુ એક દિવસે એ આશા નિરાશામા ફેરવાઈ જતી લાગી ડાકતરો ઘણુ કરીને છેલ્લી ઘડી સુધી હિમત હારતા નથી તેઓ પણ ઉદાસીન દેખાયા ત્યા હાજર રહેલા એક મિત્રે ડાકતરોને ઉદાસીન જોઈને પૂછ્યુ 'હવે બીજો કોઈ ઉપાય આપને સૂઝે છે?' ડાક્તરે કહ્યુ 'એક જ અને તે રામને ભરોસે!'

ડાક્તરોએ 'રામભરોસે' નિરાશ થઈને કહ્યુ હતુ પણ રામે તો એક અજબ લીલા બતાવી મારા ગુરુજીના પિતાજીએ ગીતાપાઠ શરૂ કર્યો તેમના વયોવૃદ્ધ દાદીમાએ 'જય રામ, જય રામ, જય જય રામ'ની માળા જપવા માડી જોતજોતામા મારા ગુરુજીની આખોમા તેજ દેખાયુ અને તેઓ જાણે તન્મયભાવે પાઠ અને જપને સાભળતા હોય એમ બધાને લાગ્યુ હુ પણ આ દૃશ્ય શાત ભાવે જોઈ રહ્યો હતો પ્રતિપળે મારા અત ર્યામીને હુ કહી રહ્યો હતો 'હે સર્જનહાર, 'હે દયાળુ તારી લીલા અપાર છે અને અદ્ભુત છે!'

પરતુ કોણ જાણે કેમ મને તે વખતે અદરથી પ્રેરણા થઈ કે હુ જે ઓરડીમા મારા ગુરુજી હતા ત્યાથી બહાર નીકળી દરિયા કિનારે જાઉ અને ત્યા મૌનમા પ્રભુના નામની માળા ફેરવુ

માળા ફેરવતા ફેરવતા એક ક્ષણ મને એમ લાગ્યુ કે પ્રભુના ચરણકમળ–શીતળ ચરણ–મારા માથા પર છે અને મે અજબ, અગાધ, આનદ અનુભવ્યો પણ તે જ વખતે આકાશમાથી મારા પગની પાસે એક ચકલી પડીને મરી ગઈ! તેને જોઈ હુ તરત જ બોલી ઊઠ્યો 'મારા ગુરુજીને વધારે વખત જીવતા રાખવા માટે કુદરતની આ એક કુરબાની છે જય ગુરુજી, જય!'

જ્યારે હુ ગુરુજીની ઓરડીમા પાછો ફર્યો ત્યારે તો તેઓ હસતા હતા અને તેમની કૃપાદૃષ્ટિ મારા પર પડી ફક્ત એટલુ જ નહિ પણ તેમણે વહાલથી પોતાનો જમણો હાથ મારા માથા પર મૂક્યો હુ તો ખુશ ખુશ થઈ ગયો કારણ કે કાચા-પાકા મારા જેવા ભક્તને માટે ગુરુકૃપા એક અમૂલ્ય વસ્તુ છે, એક કીમિયો છે, જે માણસને ઈશ્વરાભિમુખ કરવામા દિવ્ય શક્તિ અર્પે છે

પણ મગળવારે મારા ગુરુજીની તબિયત ફરી પાછી બગડી ગઈ સવારનો વખત હતો ફરી મને અદરથી આદેશ મળ્યો કે હુ બહાર જઈને એકાતમા જપ જપુ જપ જપતા જપતા ઘણો સમય પસાર થઈ ગયે પણ જ્યારે મે આખો ઉઘાડી ત્યારે કેટલાક માણસોને ગભીર મુખે જતા જોયા એમના માના એકના હાથમા સફેદ કપડામા ઢાકેલુ નાના બાળકનુ શબ હતુ! એ જોઈને મને મારા ગુરુજીનો તરત ખ્યાલ આવ્યો અને મારા મનમા જાતજાતની શકાઓ ઊભી થવા લાગી હુ એકદમ ગુરુજીના ઘર તરફ જવા ઉપડ્યો રસ્તામા શ્વાસે શ્વાસે પ્રભુને એવી પ્રાર્થના કરતો હતો, 'હે પ્રભુ, અમારા ગુરુજીને અમારી વચ્ચે વધારે વખત રાખવા

માટે અમારા પર કૃપા કર.'

હજી હું ગુરુજીના ઘેરથી થોડેક દૂર હતો. એવામાં મારા કાનમાં જાણે કોઈ કહેતું હોય એમ મને થયું: —શું કુદરત મને એમ કહી રહી હતી?—'તારા ગુરુજીનાં કર્મ એટલાં સારાં, શુદ્ધ અને ઉચ્ચ છે કે એમની ખાતર એક માતાએ પોતાના સંતાનની કુરબાની આપી છે.' આ સાભળીને મને ઘણું આશ્વાસન મળ્યું. હું કૃતજ્ઞતાના ભાવથી દબાઈ વારંવાર 'જય પ્રભુ! તારો જય હો! જય ગુરુજી, જય!' એમ કહેવા લાગ્યો.

એટલામાં તો ગુરુજીનું ઘર આવી પહોંચ્યું. હું ઘરમાં દાખલ થયો. તરત જ હું તેમની ઓરડીમાં ગયો. તેમની ઓજસ્વી આકૃતિ જોઈ હું આનંદ પામ્યો. મેં મારું માથું એમનાં ચરણે મૂક્યું. તેમણે મને આશીર્વાદ આપ્યા અને મારા આનંદનો પાર ન રહ્યો.

ગુરુજી હજી સુધી પથારીવશ છે. તેમની સેવામાં તેમનાં માતા, પિતા, દાદીમા રાત ને દિવસ હંમેશાં ખડાં જ છે. દાક્તરો જેટલું તેમનાથી બને છે તેટલું મારા ગુરુજી માટે કરી રહ્યા છે. મારા ગુરુજીને બચાવવા કેટલાક તો પોતાનું લોહી પણ આપવા તૈયાર થયા. પણ ગુરુજી પોતાની મુક્ત ચાલે જઈ રહ્યા છે. આજે નરમ તો કાલે ગરમ. તેઓ જાણે પોતે જ કહેતા હોય: 'રામનામ હૈ સબ દુઃખ કી દારૂ, દવા ઔર શફા.' પણ આપણામાં એટલો ભગવાનમાં વિશ્વાસ નથી અને ગુરુજીની માફક કષ્ટ સહન કરવાની શક્તિ અને ધીરજ નથી. મને તો એમ લાગે છે કે આ અમૂલ્ય શિખામણ આપવા જ ગુરુજી અમારી વચ્ચે હજી સુધી ટકી રહ્યા છે. તેમની કૃપા આપણા ઉપર અપાર છે, પણ આપણે એટલી કાચી બુદ્ધિવાળા છીએ કે ગુરુજીની શીખામણ પ્રમાણે એક દિવસ ચાલીએ છીએ અને બીજે દિવસે ફરી પાછા આપણી બુદ્ધિ પ્રમાણે ચાલીએ છીએ, ગુરુજી આ બધું જાણે છે. એમને તો અમને આ શિખામણ આપવામાં આનંદ થાય છે. તેથી જ તો એમનું નામ 'નન્દન' છે. તેમણે હજી સુધી અમારામાંથી એટલી શ્રદ્ધા કાઢી નાખી નથી. એમનો પૂરેપૂરો વિશ્વાસ છે કે એક દિવસ અમે જરૂર રામનામમાં અચળ વિશ્વાસ રાખતા શીખીશું. જય ગુરુજી! જય!!

હા, હું એક વાત તો કહેવાની ભૂલી જ ગયો! મારા પરમ પૂજ્ય ગુરુજીની ઉંમર ફક્ત નવ જ મહિનાની છે અને તેમની શિખામણ આપવાની પદ્ધતિ શ્રી રમણ મહર્ષિની જેમ છે, એટલે કે મૌન દ્વારા!!!

---

આ લોક અને પરલોકના ભોગો ભોગવવાની ઇચ્છાથી જે રહિત છે તે જ સાચો સાધુ કે સંન્યાસી છે. ઇચ્છામાત્રનું મૂળ મનમાં રહેલું છે. મનનું મૂળ અહંભાવમાં રહેલું છે. એ અહંભાવ તે શરીર પૂરતો અહંભાવ છે. એ શરીરરૂપી વસ્ત્ર ઉતારી નાખવાનાં છે. સફેદ કપડાં ઉતારીને રાતાં કપડાં પહેરીએ, જોડા, ચંપલ મૂકીને પાવડી પહેરીએ એ કંઈ વસ્ત્ર ઉતાર્યાં ન કહેવાય. એ તો વસ્ત્રની ફેરબદલી કરી ગણાય. પરમાત્મસ્વરૂપની કે આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે દેહમાંનો અહંભાવ જ અંતરાય રૂપ છે. જીવન છે ત્યાં સુધી એ અહંભાવ પર રહેશે જ. આપણે એ અહંભાવ દિવ્ય કરતા રહીએ. શરીર અને મનમાંથી ઉઠાવીને તે પરમબ્રહ્મ સાથે એકરૂપ કરતા રહીએ. એમ કરતાં કરતાં એક દિવસ બેસી જશે. આમ વારંવાર અહંભાવને ઉઠાવીને પરમબ્રહ્મ સાથે જોડતાં રહેવું એ જ ખરી ભક્તિ, ખરી તપસ્યા, ખરું ધ્યાન, કે ખરું મનન છે. અહંભાવ થયો કે હું કોણ? એ પ્રશ્નનો જે જવાબ મળે તેમાં લીન થતા રહેવું.

# જનક વિદેહી

રામનારાયણ ના પાઠક

રાજ્ય સિંહાસન ઉપર બેસીને ન્યાય ચૂકવવો, ખજાનામા દ્રવ્ય લાવવુ, સાચવવુ અને વાપરવુ લોકોનુ રક્ષણ કરવું કૃષિ ગોપાલન અને નાનાવિધ ઉદ્યોગો દ્વારા જનતાનુ ભરણપોષણ કરવુ રાજમહેલમા વસવું, કુટુબ પરિવાર અને મિત્રમડળ સાથે આનદ કરવો અને અતિથિ તથા મુનિજન સાથે ધર્મવાર્તા કરવી આમ જનકરાજા બાહ્ય દૃષ્ટિએ અન્ય રાજાઓની પેઠે જ રાજ કાજ કરતા છતા, વિદેહી' કહેવાતા તેથી એમના પ્રધાનને કોઈ કોઈ વાર ભારે મૂઝવણ થતી પ્રધાન જનકરાજાની કેવળ રાજ પ્રકરણી બાજુ જોનારા હતા એને રહી રહીને વરવાર વિચાર આવતો કે આ જનકરાજાને વિદેહી કહેનારા કેવા મૂર્ખ છે ! સામાન્ય રીતે ખેડૂતો કે વેપારીઓ કહે તો હજી સમજાય પણ આ તો બ્રાહ્મણો અને ઋષિઓ પણ જનકને વિદેહી કહે છે દિવસે દિવસે એની મૂઝવણ વધવા લાગી આખરે, એક વાર ભર કચેરીમા પ્રધાને જનકરાજાને પોતાને જ પ્રશ્ન કર્યો 'મહારાજ' આપને મારે એક પ્રશ્ન પૂછવો છે આજ્ઞા હોય તો પૂછુ ?"

'સુખેથી પૂછો "

'આપ રત્નજડિત સિહાસને બિરાજો, જરિયાની વસ્ત્રો પહેરો, માથે હીરા મડિત મુગટ ધારણ કરો, પગમા મખમલિયા મોજડીઓ પહેરો, માણેકમોતી અને જવાહીરથી ભરેલો ખજાનો સાચવો, મોટા આવાસમા રાણીઓ સાથે સુખાસને બેસો અને આનદ પ્રમોદ કરો, છતા આપને સૌ જનક 'વિદેહી' કહે છે એનુ શુ કારણ ?"

પ્રધાનનો પ્રશ્ન સાભળીને દરબારીઓ સ્તબ્ધ બન્યા એમને સૌને આ સવાલ સાભળીને ભારે નવાઈ ઊપજી જનકરાજા આ બધી વસ્તુની વચ્ચે રહેતા છતા એનાથી એટલા નિરાળા લાગતા હતા કે આવો પ્રશ્ન જ કોઈને ઊઠ્યા ન હતો પરતુ વિચક્ષણ બુદ્ધિવાળા પ્રધાને પ્રશ્ન ઉઠાવ્યો ત્યારે જનકરાજા એનો શો ઉત્તર આપે છે એ સાભળવાનુ સૌને કુતૂહલ થયુ

એ જમાનામા આ જાતનો કોઇ પ્રશ્ન પૂછે એટલે તેનો તરત ઉત્તર ન આપતા પણ પૂછનારની જિજ્ઞાસાવૃત્તિની કસોટી કરતા સમય પાકયે ક્રિયા દ્વારા એનો ઉત્તર આપતા એ પ્રમાણે જનકરાજાએ પ્રધાનજીને કહ્યુ

આપનો પ્રશ્ન યોગ્ય છે એનો „ઉત્તર ચાર માસ પછી હુ તમને આપીશ '

દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા એક માસ બે માસ, ત્રણ માસ વીત્યા ચોથો મહિનો પૂરો થવા આવ્યો પ્રધાનની ધીરજ ખૂટવા આવી. ઘણી વાર ધ્યેય નજીક હોય ત્યારે જ આપણી ધીરજ ખૂટવા આવે છે અને શ્રદ્ધાની કસોટી થાય છે પ્રધાન ચાર મહિના પૂરા થવાની આતુરતાથી રાહ જોવા લાગ્યો મુદત વીતી જાય તો પછી ભર કચેરીમા ફજેતી કરવી એમ વિચારવા લાગ્યા એમ કરતા છેલ્લો દિવસ આવ્યો.

બરાબર મધ્યાહ્ન સમયે પ્રધાનજી ભોજન કરીને સહેજ આરામ લઈ રહ્યા છે એ વખતે જનકરાજાના ખાસ દૂતે આવીને એક પત્ર પ્રધાનજીના હાથમા મૂકયો પ્રધાને ખોલીને વાચ્યો. એમા લખ્યુ હતુ "આજે સાયકાળે

"પ્યારા બાપુ"

આપણા દરબારીઓ અને ઇષ્ટ મિત્રો સહિત તમને રાજમહેલમાં ભોજન લેવા નિમંત્રણ છે. યથા સમયે અવશ્ય પધારશો."

વાંચીને પ્રધાનજી રાજી થયા. આભાર-દર્શન તથા આમંત્રણ સ્વીકારનો પત્ર લખી આપી દૂતને વિદાય કર્યો. અને પોતે ફરી આરામથી સુખાસને સૂતા. પણ હજી પડખું ફેરવી આંખ મીંચે છે તેટલામાં બજારની અંદરથી ડંકાનો અવાજ સંભળાયો ડંકા નિશાન બજાવીને કોઈ ઊભી બજારે સાદ પાડતું હતું. સાંભળવા માટે પ્રધાન ઊઠીને અટારીએ ગયા. કાન માંડીને સાંભળવા લાગ્યા. શું સાંભળ્યું ?

"આજ રાત્રે, સાયંકાળ વીત્યે એક પહોર પછી, આપણા મુખ્ય પ્રધાનને રાજમહેલના ચોગાનમાં શૂળી પર ચઢાવવાના છે તો સૌ શહેરીઓએ ત્યાં જોવા આવવું"

પ્રધાનજી તો થથી જ ગયા! પહેલીવારે માની ન શકયા, કાનનો દોષ માની ફરીથી સાંભળ્યું. ખાત્રી થઈ. નગરજનોને પણ આશ્ચર્ય થયું. જનકરાજાના રાજઅમલમાં કદી કોઈને એક ફટકાની પણ સજા થઈ ન હતી તેને બદલે પ્રધાન જેવા માણસને શૂળીએ ચઢાવવાની આજ્ઞા સાંભળીને સૌ સ્તબ્ધ બન્યા. પ્રધાનનો કોઈ ભારે મોટો અપરાધ થયો હશે એમ સૌએ માન્યું.

પ્રધાનની ઊંઘ ઊડી ગઈ. એ ઊભો થઈ આંટા મારવા લાગ્યો. સુખાસનની સુંવાળી તળાઈમાં એને શૂળો ભોંકાવા લાગી. મનમાં થયું પ્રશ્ન પૂછયો એના બદલામાં આ શિક્ષા મળી, ગમે તેવો તોય રાજા. સત્તાથી માણસ આંધળો બને છે. આમ વિચારો કરતાં સાંજ પડી. પ્રધાન તૈયાર થઈને રાજમહેલે આવ્યો.

મહેલમાં ભોજનની તૈયારીઓ ચાલે છે. હારબંધ બાજઠો નાંખ્યા છે. થાળ પીરસાયા છે. પ્રધાનનો પાટલો જનકરાજાની સામે જ નાંખ્યો હતો. જનકરાજાએ પ્રધાનને આદર-માન આપી બેસાડ્યા બત્રીસ વાનીઓ પીરસાણી. ભાતભાતનાં ભોજન જોઇ સૌનાં મોંમાં પાણી છૂટ્યાં. બધી વસ્તુ પીરસાઈ રહી એટલે રાજાએ કહ્યું :

"ચાલો કરો હરિહર."

ભોજન ચાલતું થયુ. ચાર કોળિયા લીધા પછી જનકરાજાએ પ્રધાનને પૂછયું: "કહો પ્રધાનજી, રસોઈ કેવી થઇ છે? આ ચાર જાતનાં શાક મૂકયાં છે તેમાં દરેકમાં જુદો જુદો સ્વાદ છે. એનું વર્ણન કરો. દરબારીઓ, મિત્રો જરા સાંભળજો. પ્રધાનજી આજના ભોજનની વાનીઓનું વર્ણન કરી બતાવે છે."

સૌ એક કાન થયા. પ્રધાને હાથમાં લીધેલો કોળિઓ તરછોડી નાંખીને, નરમ અવાજે જવાબ દીધો: "ભોજનનો દેખાવ તો ઘણો સરસ છે. પણ મારું ધ્યાન, મારું મન આજે અત્યારે એક જ વસ્તુમાં વળગ્યું છે. એક કલાક પછી મારે શૂળી પર ચઢવાનું છે તેથી મને આમાં કશામાં સ્વાદ આવતો નથી. મને શી ખબર કે વિદેહી કહેવાતા રાજાને એક સાધારણ પ્રશ્ન પૂછવાનો બદલો આવો મળશે."

પ્રધાનના દુઃખનો પડઘો આખી પંગત ઉપર પડ્યો. સૌએ ભોજન બંધ કર્યું એટલે જનકરાજા ઊભા થયા અને શાંત અવાજે બોલ્યા: "ભાઇઓ, શાંતિથી સાંભળજો. પ્રધાનજીના પ્રશ્નનો જવાબ આજે મારે આપવાનો છે. જો કે પ્રશ્નનો ઉત્તર તો તેમને મળી ગયો છે. એમણે હમણાં જે જવાબ મને આપ્યો તેમાં જ એ ઉત્તર સમાયેલો છે છતાં હું [અનુ૦ પૃ૦ ૩૨૨મે]



# ગાંધી–મેળો

ચીમનલાલ ભટ્ટ

ગાંધી જીવનનો અનુસાર, આવ્યો મંગળ ગાંધીમેળો,
સર્વોદયનો એ ભણકાર, આવ્યો મોહન ગાંધીમેળો

દુખિયા આવો સુખિયા આવો, સાધુજન સૌ આવો,
પ્રેમ કરી નિજ હૃદયભવનમાં, ગાંધી રંગ લગાવો આવ્યો..

પુણ્ય પુરુષ ગાંધીબાપુના જીવનમાં પ્રગટેલો,
સત્ય અહિંસાનો સંદેશો, ઝીલજો સત્વ ભરેલો આવ્યો.

ભરમ વહી જ્યાં જ્યાં બાપુની, ત્યાં ત્યાં ગાંધીમેળો,
ગંગા યમુના સંગમ સરખો, પાવનકારી મેળો આવ્યો...

રેંટીઓ બાપુના મંગળ આદર્શોનો મેળો,
અપનાવી એને સૌ માણો, માનવતાનો મેળો આવ્યો.

મેળો ભૈયા રામભરતનો બંધુ પ્રેમ–ભરેલો,
કૃષ્ણ–સુદામાનો અતિ મીઠો હૃદય હૃદયનો મેળો આવ્યો..

શબરીની ભક્તિ કોઈ લાવે, કોઈ રામ રસ મીઠા,
કો પ્રહ્‌લાદ તણો સત્યાગ્રહ લાવી રહે અદીઠો આવ્યો...

ગાંધી રસ મનમાન્યો પીવા, ગાંધી રસિયાં આવો,
પીઓ પીઓ પીવરાવો વહાલાં લ્યો જીવનનો લહાવો આવ્યો...

ઉજ્જવલ કુમારી

વૃક્ષનાં પાન જ્યારે પીળાં પડી જાય છે, ત્યારે તે ખરવા માંડે છે. એમ જીવન-વૃક્ષમાંથી પણ દર બાર કલાકે રાત અને દિવસ-રૂપી પાંદડાં ખરી પડે છે. અનેક દિવસોનો સમૂહ એ જીંદગી છે. એક દિવસ જીવન-માંથી ઓછો થયે જીવનનો એક અંશ પૂરો થાય છે. જેમ સરિતાનો પ્રવાહ રાતદિન અસ્ખલિત વહ્યા જાય છે, તેમ આ જીંદગી પણ ધક્કો માર્યા વિના વહ્યે જાય છે, અને એમ કરતાં એક દિવસ એનો અન્ત આવે છે. મૃત્યુનો સમય અચાનક આવીને ખડો થાય છે.

ત્યારે એમ નથી થતુ કે આ નિશ્ચિત મૃત્યુપળ માટે આપણે કંઈ કરીએ? મૃત્યુ તો દર પળે આવતું જ જાય છે, પણ એ આપણું મૃત્યુ છે, એમ છેલ્લી પળ સુધી નથી લાગતું. આ છેલ્લી પળે આપણને આશ્વાસન મળે એવું કંઈ ન કરીએ?

આપણે સૌ અત્યારે અહીં પ્રભુની વાણી ખૂબ શાન્તિથી સાંભળી રહ્યા છીએ. આપણે સંપૂર્ણ સ્વસ્થ બેઠા છીએ. પણ એમાં આપણી વચ્ચે અચાનક એક સર્પ દેખાય તો? તો એ સ્વસ્થતા અને શાંતિ ચાલ્યાં જશે. કારણ કે આપણે સર્પમાં મૃત્યુની ભયંકરતા જોઇ શકીએ છીએ.

આનું કારણ અજ્ઞાન છે. આપણે તો ધગધગતા તવા જેવી શૈયાને પુષ્પ જેવી સુકોમળ બનાવીએ અને વેદના સમયે શાન્તિ ન ગુમાવીએ એવું કંઈ કરીએ તો સારું. બાળકનો જન્મ થાય છે ત્યારે તે રડે છે; ..ણ ત્યારે આપણે તો ખુશી જ થઇએ છીએ. જીવન એવું જીવવું કે આપણા મૃત્યુ વખતે બીજા રડે અને આપણે હસીએ. જો આપણે એ પળે હસી શકયા, તો જીવન જીત્યું ગણાય. જે હસતે મુખે મરી જાણે શકે, એ મૃત્યુંજય છે. મહાત્માજીએ 'હે રામ!' કહીને કેટલી સ્વસ્થતાથી દેહ છોડ્યો એ મૃત્યુંજય હતા એમ જ સોક્રેટીસે સ્વસ્થ ચિત્તે ઝેરનો પ્યાલો પીધો આવું સ્વસ્થ મૃત્યુ કેમ મેળવી શકાય? એ એક દિવસમાં ન બને. આખું જીવન જે સારું ગાળી શકે, તે જ આવું મૃત્યુ મેળવી શકે. આપણે ભોગને માનવજીવનનું ધ્યેય બનાવી દીધું છે. પણ જીવન તો માનવતાની પ્રાપ્તિનું વ્રત છે. માનવીની શક્તિ કંઇ નાની સૂની નથી. એ તો વાઘ–વરુ જેવા હિંસક પ્રાણીને પૂરી શકે છે અને કેળવી પણ શકે છે. એ દેવતાને પણ નમાવી શકે. મંત્રથી ભૂતને પણ સ્વાધીન બનાવી શકે. આવી શક્તિનો ઉપયોગ માનવતાને પ્રાપ્ત કરવા એ કરી શકે અને એ રીતે એ જીવનને મહાવ્રત બનાવી શકે.

માનવીમાં ત્રણ પ્રકારનું સામર્થ્ય ખીલવું જોઇએ. પહેલું સામર્થ્ય તે વિવેક. બાળક દીવાની જ્યોતને સ્પર્શ કરવા જાય છે. સ્પર્શ કરતાં તે દાઝે છે. પણ એક વાર દાઝયા પછી તે ફરીથી એ જ્યોતને સ્પર્શતો નથી. અનુભવથી એણે જ્ઞાન મેળવ્યું એ વિવેક. મને સુખ કે દુઃખ શાથી થાય છે એ સમજી શકે અને તે પ્રમાણે વર્તન કરે એ માનવી. સુખમાં સંયમ અને દુઃખમાં શાન્તિ રાખે તે વિવેક.

"પ્યારાબાપુ"

માનવતાનુ બીજુ સામર્થ્ય તે સયમ દારૂ પીનાર શરાબ પીવામા નુકસાન છે એમ તો સમજે જ છે, અને તે ન પીવાનો નિશ્ચય પણ કરે છે પરતુ મિત્રો મળે છે ત્યારે એ નિશ્ચય ડગી જાય છે એનામા વિવેક તો છે પણ સયમ નથી વિવેકથી જાણીને અમલમા મૂકવાનું બળ, તે સયમ. વિવેકનો દીપક મણુસના મનમા જાગ્રત છે જ ખેટુ કરતા પ્રથમ તો મન ડખે છે વિવેક એને ચેતવે છે પણ સયમના અભાવે એ ખોટુ કરે છે, અને તેમ વારવાર કરતા મન જડ બની જાય છે ત્યા વિવેકનો અન્ત આવે છે માણુસે વિવેક ના પાડે ત્યા અટકવું વિચારવુ અને સયમપાલન કરવું જોઈએ

નિયમોનુ પાલન કરવુ તે સયમ છે મનને ખોટુ કામ કરતા રોકવુ અને ઇન્દ્રિયોનો વિજય કરવો, તે સયમ ચક્રવર્તી પણ જો ઇન્દ્રિયોનો ગુલામ બની રહે તો તે ચક્રવર્તી નથી લાખો યોદ્ધાઓ પર વિજય મેળવે, પણ ઇન્દ્રિયો પર વિજય ન મેળવી શકે, તે પરાજિત છે Im tat on of Christ નામના પુસ્તકમા લખ્યુ છે Victory perfect is to triumph over ourselves.

સમ્રાટ અશોકનો પૌત્ર સપ્રતિ એ જૈન હતો એણે ૪૦ કરોડ જૈનો બનાવ્યા હતા અગાઉ હિંદની વસ્તી ૩૦ કરોડ હતી એ પહેલા ૧૮ કરોડ કહેવાતી એટલે જૈન ધર્મ હિંદ બહાર પણ ફેલાએલો હતો. સપ્રતિનો પિતા કુણાલ અંધ હતો. બાળપણમા એ મોસાળ રહેતો પુત્ર કુણાલ આઠ વર્ષનો થયો, ત્યારે અશોકે એને મોસાળ લખી મોકલ્યુ 'અધીયતામ્ કુમારઃ' કુમારને ભણાવજો પણ પત્ર લખનારે લખ્યુ 'અંધીયતામ્ કુમાર.' કુમારને અંધ બનાવજો.

આટલી ભૂલનુ પરિણામ ગભીર આવ્યુ ઘાસમા એક જ ચિનગારી પડે, એનુ પરિણામ શું આવે? વીછી એક જ રોમ પર ચટકો ભરે તેનુ પરિણામ શું? સીડી ઊતરતા એક જ પળ આખ બધ કરો, તો ઠેઠ નીચે ગબડી પડાય એમ લખનારની એક જ ભૂલ થઈ અનુસ્વારથી અધીયતામ્નુ અંધીયતામ્ થઈ ગયુ પણ પુત્રે તો પિતાની આજ્ઞા સ્વીકારી અને આખો કાઢી આપી કુણાલ અંધ થયો

ઘણે વખતે કુણાલ રાજધાનીમા—પટણામા—આવે છે એ સારુ સગીત વગાડે છે સાભળી લોકો મુગ્ધ બને છે અશોક પણ એની ખ્યાતી સાભળી એને તેડવા પાલખી મોકલે છે કુમાર આવે છે, પણ મોઢુ દેખાડતો નથી એ પડદા પાછળથી ગાય છે સાભળીને રાજા મુગ્ધ બને છે કુમાર ગીતમા જ પોતાના નામને ગૂથે છે, અને અશોક ચમકે છે એને કુણાલ યાદ આવે છે અને તે પડદા પાછળ દોડી જાય છે એને ઘણુ દુખ થાય છે. પણ કુમાર તો કહે છે કે, મે તો રાજ્ય માગ્યુ છે ફરજ બજાવ્યાનો મને આનદ છે એનુ દુખ મને નથી આનુ નામ સયમ

કુણાલના પુત્ર સપ્રતિએ ૧૬મે વર્ષે દિગ્વિજય કર્યો વિજયના આનદમા એ માતાને મળે છે, પણ માતાને આનદ નથી યુદ્ધમા જે હિંસા થઇ એનો વિચાર માતાને આવે છે એ પુત્રને કહે છે કે, તે આટલી હિંસા દ્વારા બહારના શત્રુઓ પર વિજય મેળવ્યો એની કંઈ કિંમત નથી અદરના શત્રુઓ પર વિજય મેળવ્યો હોય તો આનદ થાય

કુમાર સપ્રતિ ચાલ્યો જાય છે એને મુનિ મળે છે અને એ અહિંસાનો ઉપાસક બને છે આજે જગતના રાજ્યો યુનોમા નિઃશસ્ત્રીકરણની વાતો કરે છે, ઠરાવો કરે છે, પણ નિઃશસ્ત્રીકરણ થતુ નથી સપ્રતિએ

જાહેર કર્યું કે જે ખંડિયા રાજાઓ શસ્ત્રો છોડી દેશે તેની ખંડણી માફ થશે આ રીતે તેણે હિંસાનો ત્યાગ કરાવ્યો. અનાર્ય દેશોમાં પણ પ્રચારકો મોકલ્યા અને શાન્તિની સ્થાપના કરી. એવી માન્યતા પણ છે કે અશોકને નામે જે શિલાલેખો જોઇએ છીએ તે સંપ્રતિએ કરાવ્યા હતા.

મૃત્યુ સમયે શાન્તિ જોઈતી હોય તો ઇન્દ્રિયો પર સંયમ રાખવો જોઈએ કાન કોઈની બૂરાઈ ન સાંભળે. અવગુણ જોશે તેનામાં અવગુણનો સચય થશે. ગુણ જોશે તેના પ્રત્યે ગુણો આકર્ષાશે. દરેક વસ્તુમાં ગુણ અને અવગુણ છે. તેમાં શું ગ્રહણ કરવું તે આપણે વિચારવાનું છે.

શ્રીકૃષ્ણે દુર્યોધનને કોઈ ગુણવાનને શોધવા કહ્યું, પણ દુર્યોધનને કોઈ ગુણવાન ન જડ્યો. યુધિષ્ઠિરને અવગુણીને શોધવા કહ્યું, પણ એને કોઈ અવગુણી ન મળ્યો. જેવી દૃષ્ટિ હોય એવું દેખાય. ઉકરડા ઉપર બેસવું છે કે બગીચામાં તે આપણે જ નક્કી કરી લેવાનું છે. હૃદયમાં ગંદકી ભરવી છે કે ,સુગંધ તે આપણે જ વિચારવાનું છે. તમારા એક હાથમાં સ્વર્ગ છે અને એકમાં નર્ક છે. જે જોઈએ તે મૂઠી ઉઘાડજો.

કોઈની બૂરાઇ નહિ સાંભળવામાં કંઈ જ મોટું કામ કરવાનું નથી. સારું જોવા સાંભળવાની ટેવ પાડો. ગલીએ ગલીએ નાટક સીનેમાઓ પથરાયાં છે અને પ્રજાને નિર્માલ્ય બનાવે છે. કેટલાક કહે છે કે અમે ધાર્મિક ચિત્રો જોઇએ છીએ. પણ ધાર્મિક ચિત્રો જોવાથી ધાર્મિક થવાય એ દલીલ જૂઠી છે. ૯૮ ટકા પ્રેક્ષકો એમાંથી કુસંસ્કાર ગ્રહણ કરે છે. સુસંસ્કાર કરતાં કુસંસ્કારવહેલા ગ્રહણ કરાય છે.

ટોલ્સટોયે એક દાખલો આપ્યો છે કે કોઇ માણસનું ઘર બળતું હતું. એના અજવાળામાં એક માણસે પુસ્તક વાંચ્યું બીજાએ એમાંથી બીડી સળગાવી, ત્રીજાએ એ અગ્નિ પર ચા બનાવી. ત્રણેને ઘર બળવાથી લાભ થયો. પણ એ લાભ કેટલો, અને ઘર બળવાથી વિનાશ સર્જાયો તેનું નુકસાન કેટલું ?

આપણી નેત્રશક્તિ હીણી થઇ ગયાની ફરિયાદો આવે છે. કારણ આપણે આંખનો સંયમ જાળવી શકતા નથી. આપણે સયમને બદલે ભોગને મહત્ત્વ આપ્યું છે. ઝાઝી મોટર અને ઝાઝા બંગલા હોય તે મોટો માણસ ગણાય એવી ભ્રમણામાં આપણે પડી ગયા છીએ. પણ એક માણસ ભોગવી કેટલું શકવાનો છે ? સામગ્રી વધે છે પણ ભોગવી શકાતી નથી. જીવનનું ધ્યેય ભોગ નથી, સંયમ છે. જરૂરિયાતો વધાર્યે જવી એ તો અનાર્યતા છે.

વાણીના અસંયમથી તો મહાભારતનું યુદ્ધ સર્જાયું. માયાવી રચના ન પારખવાથી સ્થળને જળ સમજી દુર્યોધને કપડાં ઊંચાં લીધાં એટલે અર્જુને તેની મશ્કરી કરતાં કહ્યું કે, આંધળાનાં તો આંધળા જ હોય ને ! વાણીના આ અસંયમથી તો મોટું યુદ્ધ જાગ્યું. વાણીનો જે દુરૂપયોગ કરે છે, એથી તો મૂંગાં પશુ સારા.

માનવજીવનનું ત્રીજું સામર્થ્ય કર્તવ્યપાલન છે જેની જે ફરજ છે તે તેણે બજાવવી. એમાં જ માનવજીવનની સફળતા છે.

રાતદિન પીળાં પાંદડાં ખરી પડે છે, તે પાછાં આવતાં નથી. માટે જીવન વહેતું જાય છે ત્યારે પ્રમાદ ત્યાગી જીવનને સફળ બનાવવા વિવેક, સંયમ અને કર્તવ્યપાલનના વ્રતને અંગીકાર કરીએ.

"પ્યારા બાપુ"

મોઢે કહેતાં શરમ આવે ને લખતાં ઓછી આવે તેનું કારણ જોવા સાંભળવાનું છે. દૂર બેઠા કલમ ચલાવાય પણ ચાર આંખ મળે ત્યારે શરમ આવી જાય. આપણે નિર્મળ થતા જઈએ તેમ તેમ એ શરમ ઓછી થાય.

બાપુ

ચિ૰ શારદા,

પુરુષ અને સ્ત્રીમાં કુદરતી ભેદ છે એટલે બેયના ધર્મો પણ કંઈક નોખા છે. તેથી પુરુષ સ્ત્રીનો ધર્મ બજાવવા જાય અથવા સ્ત્રી પુરુષનો ત્યારે મુશ્કેલી આવે જ. પણ બેય આત્મા રૂપે એક હોવાથી ઘણી મુશ્કેલીઓને ઓળંગી શકે. એવી સ્થિતિ જ્યારે નિર્વિકારતા પેદા થાય ત્યારે જ આવે. આ સમજવામાં તને કદાચ મુશ્કેલી પડશે. બે ત્રણ વાર વાંચી વિચારજે. છતાં ન સમજાય તો ચિમનલાલને કે નારણદાસને કે પ્રેમાબહેનને પૂછજે ને પછી શું સમજી તે લખજે.

મોઢે કહેતાં શરમ આવે ને લખતાં ઓછી આવે તેનું કારણ જોવા સાંભળવાનું છે. દૂર બેઠા કલમ ચલાવાય પણ ચાર આંખ મળે ત્યારે શરમ આવી જાય. જેમ જેમ આપણે નિર્મળ થતા જઈએ તેમ તેમ એ શરમ ઓછી થાય છે.

ય. મં. ૩-૧૦-૩૨ બાપુ

* * * * *

મારો આદર્શ એવો છે કે પુરુષ એ પુરુષ રહીને સ્ત્રી બને અને સ્ત્રી એ સ્ત્રી રહીને પુરુષ બને. પુરુષે સ્ત્રી થવું એટલે સ્ત્રીની નમ્રતા અને વિવેક શીખવો. અને સ્ત્રીએ પુરુષ બનવું એટલે પોતાની ભીરુતા છોડી દઈ હિંમતવાળી અને બહાદુર બનવું.

* * * * *

પુરુષ અને સ્ત્રી બન્ને નિર્ભય બની શકે છે. પુરુષ નિર્ભય રહી શકે છે એમ પોતે માને છે પણ એ હમેશાં સાચું નથી હોતું. તેમ સ્ત્રીઓ પણ પોતાને નિર્બળ માનીને અબળા કહેવડાવે છે એ બરાબર નથી. એણે ભયભીત રહેવાની જરાય જરૂર નથી. મીરાંબાઈની એક વાત મેં પરમ દિવસે સાંભળી તે કહું. મીરાંબાઈ વૃંદાવનમાં ગયાં અને એક સાધુનો દરવાજો ઠોક્યો. સાધુએ કહ્યું કે હું કોઈ પણ સ્ત્રીનું મોં જોતો જ નથી. એટલે મીરાંબાઈએ જવાબ આપ્યો કે તમે કોણ છો? હું તો માત્ર એક જ પુરુષને જાણું છું અને તે ઈશ્વર છે. આ સાંભળી પેલા સાધુએ દરવાજો ઉઘાડી નાખ્યો અને મીરાંબાઈને સાષ્ટાંગ નમસ્કાર કરીને કહ્યું કે, આજે મારી આંખો ઊઘડી છે. હું અંધકૂપમાંથી ઊગર્યો છું.

"પ્યારા બાપુ"

# 'વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાદપિ'

મુકુન્દભાઈ



ગુજરાતના ગૌરવ સમા સરદારશ્રી આપણને છોડીને ચાલ્યા ગયા છે. સરદારશ્રીને લીધે આપણા દેશમા કાયદો અને વ્યવસ્થ બરાબર જળવાતા હતાં અને તેઓ જો હજી થોડા વર્ષો જીવ્યા હોત તો આપણા દેશને વધુ મગીન બનાવી ગયા હોત પણ ઈશ્વરની ઈચ્છા આગળ કોનુ ચાલે છે? તેથી હવે એમના જીવનને સમજીને આપણા જીવનને ઘડવાનુ રહ્યુ

એમ કહેવાય છે કે સરદારશ્રી એ લોખંડી પુરુષ હતા. સહનશીલતા અને તિતિક્ષા એમને વરસામા જ મળી હતી શારીરિક દુખ તો જાણે એમને મન રમત વાત એવા એક બે પ્રસગો યાદ આવે છે

સરદારશ્રી વકીલાતનો અભ્યાસ કરતા હતા ત્યારે એક મિત્ર સાથે વચવા માટે બે મહિના બાકરોલ રહેવા ગયેલા ત્યા તેમને બાબલાઈ થઈ નાનકડા ગામમા બીજા ઉપાયો તો શી રીતે થઈ શકે? એક જણે કહ્યુ, 'ગામમા એક વાળદ છે તે નસ્તર મૂકીને ગમે તેવુ ગૂમડુ ફોડી નાખે છે એ કામમા એ હોશિયાર છે માટે એને બોલાવો તો સારુ "

વાળદ આવ્યો તેણે નસ્તર મૂકવા માટે સળિયો ધખાવ્યો, અને ધીમેથી બામલાઈને લગાડ્યો પણ અદરથી બધુ જ પરુ કાઢી નાખવાની એની હિંમત ન ચાલી!

આ જોઈને સરદાર કહેઃ "અરે, આમ જોયા શુ કરે છે? લાવ તારાથી ન થાય તો હુ કરુ. ' એમ કહીને તેમણે સળિયો હાથમા લઈ તરત અદર ખેચી દીધો અને અદર ચારે બાજુ ફેરવી બધુ પરુ કાઢી નાખ્યુ!

આવો જ એક બીજો પ્રસગ છે વિલાયતમા જ્યારે સરદારશ્રી ભણતા હતા ત્યારે એક દિવસે નહાતી વેળાએ એમને ચક્કર આવવાથી પડી ગયા પછી તો ખૂબ તાવ ચડ્યો અને પગમા વળાનુ દરદ માલૂમ પડ્યુ તેમણે મિત્રની સલાહથી ઓપરેશન કરાવ્યુ પણ સર્જનને આ દરદની બરાબર ખબર નહી એટલે વાળો પૂરેપૂરો બહાર ન નીકળ્યો તેથી સર્જને બીજી વાર ઓપરેશન કર્યુ એથી તો દરદ વધી પડ્યુ અને ધનુર ધાયુ એમની સ્થિતિ ખૂબ ગભીર થઈ ગઈ પેલા સર્જને કહ્યું, જો જીવ બચાવવો હોય તો પગ કાપી નખાવો " પણ હિંદમા જઈ સરદારશ્રીને તો વકીલાત કરવી હતી એ કઈ લગડા પગે શોભે? એટલે એમણે ના પાડી બીજા એક તબીબે એમને કહ્યુ 'જો ક્લોરોફોર્મ ન લો તો સારા થવાનો વધારે સભવ છે'

એ સાભળીને સરદાર કહે 'મારે તો ક્લોરોફોર્મ લેવાની જરૂર જ નથી ગમે તેટલી પીડા કે દુખ થય તે હુ સહન કરી શકુ એમ છુ ' અને સરદારે ઓપરેશન એક ઊહકાર સુદ્ધા કાઢ્યા વિના કરાવ્યુ!

આમ સરદારશ્રીમા લોખડીપણુ હતુ

"પ્યારા બા

તોયે એમનું હૃદય એટલું જ પ્રેમાળ હતું. એમાં પણ મૃદુતા વસેલી હતી, એમના જીવનના કેટલાક પ્રસંગો એની સાક્ષી પૂરે છે.

જ્યારે સરદારશ્રી વકીલાતનો અભ્યાસ કરતા હતા ત્યારે અભ્યાસ માટે તેઓ મોટે ભાગે નડિયાદમાં એમના એક મિત્ર કાશીભાઈને ત્યાં રહેતા હતા. કાશીભાઈના પિતાના મિત્ર ડુંગરભાઈ નડિયાદના પ્રખ્યાત વકીલ હતા. જે વખતે સરદાર કાશીભાઇને ત્યાં રહેતા હતા ત્યારે ડુંગરભાઇનાં પત્ની છએક મહિનાનો એકનો એક છોકરો મૂકીને ગુજરી ગયાં. તેથી કાશીભાઈનાં માતુશ્રી એને ઉછેરવા માટે પોતાને ઘેર લઇ આવ્યાં. કાશીભાઈ અને સરદાર ખડકીની મેડી ઉપર વાચતા તથા સૂવા બેસવાનું રાખતા. એમણે બંનેએ છોકરાને માની જેમ ઉછેરી મોટો કર્યો. સરદાર તો છોકરાને પોતાને પડખે જ સુવાડતા અને રાત્રે ઊઠીને એને બે ત્રણ વાર દૂધ પાતા. રાતે છોકરો ઝાડો પેશાબ કરે તો એનાં બાળોતિયાં બદલાવતા અને બધું સાફસૂફ કરીને પાછા પોતાની પાસે સુવાડતા. આ છોકરાને ત્રણેક વર્ષનો થયો ત્યાં સુધી ઉછેરીને મોટો કરવામાં સરદારે ખૂબ જ પરિશ્રમ ઉઠાવેલો. સરદારમાં આવી માતૃવૃત્તિ સ્વાભાવિક હતી.

એમના કડક દેખાવ અને એ છાકોલાપણાને લીધે તેમની એ પ્રેમાળ વૃત્તિ બીજાઓને દેખાતી ન હતી. યરવડા જેલમાં '૩૨–'૩૩માં સરદારશ્રી બાપુજી સાથે રહ્યા ત્યારે બાપુજીને સરદારની માતૃવત્સલતાનો પરિચય થયો હતો. તેથી બાપુજી ઘણી વાર કહેતા કે 'સરદાર તો 'મારી મા' બન્યા છે. વળી મહાદેવભાઈએ પણ એમની ડાયરીમાં નોંધ્યું છે: "વલ્લભભાઈની ભલમનસાઈ તો ડગલે ને પગલે જોવાની મળે છે. અને જે પ્રેમથી બાપુને માટે એ ફળ સમારે છે અને દાતણ કૂટવાનું ભૂલી ગયા હોય તો યાદ આવતાં દાતણ લેવા દોડે છે એ બધું એમની અપાર ભક્તિ સૂચવે છે. અને એ ભક્તિ શીખવાને માટે પણ એમના પગ આગળ બેસવાને પ્રેરે છે.'

ભાવતી વસ્તુ હેતથી ખવડાવવાનું સરદારને ખૂબ ગમતું. જ્યારે ગાંધીજીએ યરવડા જેલમાં ઉપવાસ આદર્યા ત્યારે સરદારને નાસિક જેલમાં ખસેડવામાં આવ્યા હતા. તે વખતે '૩૩–'૩૪માં તેમ જ '૪૧માં એમના સાથીઓને એમના આ સ્વભાવનું દર્શન થયું હતું. જેલમાં બધાને માટે સરદાર બે વખત ચા જાતે જ બનાવે. કોઈએ માત્ર એક પ્યાલો તો પીવાનો જ નહીં, ફરી વધારે ચા લેવી જ પડે. વળી નાસ્તામાં જુદી જુદી વાનીઓ મંગાવીને અથવા તૈયાર કરીને જાતે જ પીરસે અને આગ્રહ કરી કરીને ખવડાવે. રસોડા ઉપર જાતે જ દેખરેખ રાખે.

સરદારના આવા પ્રેમાળ સ્વભાવનું દર્શન કરતાં તેમ જ એમની લોખંડી પુરુષસમી ભવ્ય મૂર્તિ આંખ સામે ખડી થતાં આપણને સહજ ભાવે મહાકવિ ભવભૂતિના એક શ્લોકનું સ્મરણ થયા વિના રહેતું નથી:

'વજ્રથીયે ઘણાં કઠણ, પુષ્પથી પણ કોમળાં,
અહો! એવા મહાત્માનાં કો જાણે ચિત્તને ખરાં.'



તોયે એમનું હૃદય એટલું જ પ્રેમાળ હતું. એમાં પણ મૃદુતા વસેલી હતી, એમના જીવનના કેટલાક પ્રસંગો એની સાક્ષી પૂરે છે.

જ્યારે સરદારશ્રી વકીલાતનો અભ્યાસ કરતા હતા ત્યારે અભ્યાસ માટે તેઓ મોટે ભાગે નડિયાદમાં એમના એક મિત્ર કાશીભાઈને ત્યાં રહેતા હતા કાશીભાઈના પિતાના મિત્ર ડુંગરભાઈ નડિયાદના પ્રખ્યાત વકીલ હતા. જે વખતે સરદાર કાશીભાઇને ત્યા રહેતા હતા ત્યારે ડુંગરભાઇનાં પત્ની છએક મહિનાનો એકનો એક છોકરો મૂકીને ગુજરી ગયાં. તેથી કાશીભાઈના માતુશ્રી એને ઉછેરવા માટે પોતાને ઘેર લઇ આવ્યાં. કાશીભાઈ અને સરદાર ખડકીની મેડી ઉપર વાચતા તથા સૂવા બેસવાનું રાખતા. એમણે બંનેએ છોકરાને માની જેમ ઉછેરી મોટો કર્યો. સરદાર તો છોકરાને પોતાને પડખે જ સુવાડતા અને રાત્રે ઊઠીને એને બે ત્રણ વાર દૂધ પાતા. રાતે છોકરો ઝાડો પેશાબ કરે તો એનાં બાળોતિયા બદલાવતા અને બધું સાફસૂફ કરીને પાછા પોતાની પાસે સુવાડતા. આ છોકરાને ત્રણેક વર્ષનો થયો ત્યાં સુધી ઉછેરીને મોટો કરવામાં સરદારે ખૂબ જ પરિશ્રમ ઉઠાવેલો. સરદારમાં આવી માતૃવૃત્તિ સ્વાભાવિક હતી.

એમના કડક દેખાવ અને એ છાઓલાપણાને લીધે તેમની એ પ્રેમાળ વૃત્તિ બીજાઓને દેખાતી ન હતી. યરવડા જેલમાં '૩૨–'૩૩માં સરદારશ્રી બાપુજી સાથે રહ્યા ત્યારે બાપુજીને સરદારની માતૃવત્સલતાનો પરિચય થયો હતો. તેથી બાપુજી ઘણી વાર કહેતા કે 'સરદાર તો ‘મારી મા’ બન્યા છે. વળી મહાદેવભાઈએ પણ એમની ડાયરીમાં નોંધ્યું છે: “વલ્લભભાઈની ભલમનસાઈ તો ડગલે ને પગલે જોવાની મળે છે. અને જે પ્રેમથી બાપુને માટે એ ફળ સમારે છે અને દાતણ કૂટવાનું ભૂલી ગયા હોય તો યાદ આવતાં દાતણ લેવા દોડે છે એ બધું એમની અપાર ભક્તિ સૂચવે છે. અને એ ભક્તિ શીખવાને માટે પણ એમના પગ આગળ બેસવાને પ્રેરે છે.’

ભાવતી વસ્તુ હેતથી ખવડાવવાનું સરદારને ખૂબ ગમતું. જ્યારે ગાંધીજીએ યરવડા જેલમાં ઉપવાસ આદર્યા ત્યારે સરદારને નાસિક જેલમા ખસેડવામાં આવ્યા હતા. તે વખતે '૩૩–૩૪માં તેમ જ '૪૧માં એમના સાથીઓને એમના આ સ્વભાવનુ દર્શન થયુ હતું. જેલમાં બધાને માટે સરદાર બે વખત ચા જાતે જ બનાવે. કોઈએ માત્ર એક પ્યાલો તો પીવાનો જ નહીં, ફરી વધારે ચા લેવી જ પડે. વળી નાસ્તામાં જુદી જુદી વાનીઓ મંગાવીને અથવા તૈયાર કરીને જાતે જ પીરસે અને આગ્રહ કરી કરીને ખવડાવે. રસોડા ઉપર જાતે જ દેખરેખ રાખે.

સરદારના આવા પ્રેમાળ સ્વભાવનું દર્શન કરતાં તેમ જ એમની લોખંડી પુરુષસમી ભવ્ય મૂર્તિ આંખ સામે ખડી થતાં આપણને સહજ ભાવે મહાકવિ ભવભૂતિના એક શ્લોકનું સ્મરણ થયા વિના રહેતું નથી:

‘વજ્રથીયે ઘણાં કઠણ, પુષ્પથી પણ કોમળાં,
અહો! એવા મહાત્માનાં કો જાણે ચિત્તને ખરાં.’



આપે છે રીંગણા આપણી વાડીના છે એટલે તરખડ કાંઈ કરી જ નથી" મોહનભાઈ મરક મરક હસતા હસતા બોલ્યા

"ઓહો! બધી જ વસ્તુઓ તમારી જ વાડીની છે! રાજી થવા જેવું પણ આ મજાનો રોટલો અને રીંગણાનુ શાક છે, પછી આ લાડુ શા માટે કર્યા?" મે કહ્યુ

"તમ જેવા મહેમાન તો અમારે આગણે કોક દિ હોય ને! ઘર માંડીને બેઠા છીએ ઘરના પ્રમાણમા અમારે આદર સત્કાર કરવો જોઈએ. તમને માફક આવે એ લેજો હુ શેનીયે તાણ નહી કરુ" મોહનભાઈએ કહ્યુ કેવી સાદી અને સરળ ભાષામા એમણે ગૃહસ્થ ધર્મનો મર્મ કહી દીધો! તાણ અને રકઝક માથી મને ઉગારી લેવામા ય એમની સરકારિતા દેખાઈ આવતી હતી.

મે જમવાનુ શરૂ કર્યું મોહનભાઈ સામે જેઠા બેઠા મારી સાથે વાતો કરતા હતા પટ લાણી રસોડાના ઉંબર ઉપર બેઠા હતા એના પહેરવેશમા અને ભાવમા ઊંડી સરકારિતા અને ખાનદાની નીતરતી હતી.

હુ જમીને ઊઠ્યો, ઓશરીમા આવી ઢાલિયા ઉપર બેઠો, ત્યા મોહનભાઈ આવીનો ઝૂડો લઈને બહાર આવ્યા, બાજુનો ઓરડો ઉઘાડ્યો અને બોલ્યા, "ચાલો ત્યારે હુ તમને મારો કોઠાર દેખાડુ અમે તો ખેડુ માણસ, એટલે અમારે ત્યા બેસવા ઊઠવાની બહુ મોકળાશ નહી"

હુ ઊઠ્યો એના કોઠારિયામા દાખલ થયો આખો ઓરડો કોઠીઓ અને સામાનથી ભરેલો હતો ફરતી નાની મોટી ગોળ અને ચોરસ માટીની કોઠીઓ ઊભી હતી. લીંપેલી અને પોળેલી કોઠીઓ ઉપર કયાક કયાક આભલા ચોડ્યા હતા. કોઠીને કાઠે કાઠે પટલાણીએ ઉપસાવેલ ચિત્રો ભાત ભાતના ભાવ જનવતા હતા ઓરડામા એક વાસડા ઉપર બિયારણની કોથળિયો વ્યવસ્થિત રીતે ટાગી હતી એક ખૂણામા માટલાની ઉતરડ ઊભી હતી ઓરડાના એક ખૂણામા અનાજની થોડી ગુણો ગોઠવી હતી.

"આ અમારો કોઠાર સારામા સારુ બી પસદ કરી જુદુ સાચવી રાખુ છુ" મોહન ભાઈના મોઢા ઉપર એક જાતનો આનદ તરી આવતો હતો

"એ તો દેખાઈ જ આવે છે કેટલી જમીન છે!" મે પૂછ્યુ

ચાલીસ વીઘા"

'વાડી છે?"

' બે કોસની વાડી છે."

"એકલા જ છો? કે સાથે કોઈ રળનાર છે?"

"હુ તો એકલો જ, સાથી રાખવો પડે છે."

' શુ શુ વાવો છો? માડવીનું વાવેતર કેવુ ક?" મે પૂછ્યુ

"માડવીનુ વાવેતર તો આ બાજુ હમણા ઠીક ઠીક થાય છે પણ આપણે તો સરકારના ધારાધોરણ પ્રમાણે વાવેતર કરીએ છીએ આપણે કાયદાનો ભગ કરીએ તો પછી સરકારના કાયદા પાળે કોણ?"

'બહુ મજાની વાત કહેવાય તમાકુ તો નહી વાવતા હો" મે પૂછ્યુ

"ના રે! મારે પોતાને જ કોઈ જાતનુ બધાણ નથી હુ એવી તરખડમા શીદને ઊતરુ?"

"નીપજ કેવીક આવે છે?"

"જોઈએ એના કરતા ભગવાન વધારે દઈ રહે છે મહેનત તો કોઈની અફળ ગઈ જાણી છે?" મોહનભાઈ બોલ્યા એની સાદી વાતમા પણ કેટલું તત્ત્વજ્ઞાન સમાયેલુ છે! એના મોઢા ઉપર સતોષનો ભાવ તરી આવ્યો

ઓરડામાથી બહાર નીકળી હુ ઢાલિયા ઉપર બેઠો. સામે ગાદલી નાખીને મોહનભાઈ બેઠા

ઓશરીમાં ઢાલિયો ઢાળેલો હતો. નીચે થેલી મૂકી હું નિરાંતે ઢાલિયા ઉપર બેઠો.

અનેક ગામડાં ફર્યો, અનેક ઘરે ઉતારો કર્યો, અનેક ગામડિયા ભાઈઓની મહેમાનગતી ચાખી પણ આખ ઠરે અને ટાઢક વળે એવું વાતાવરણ ગામડાંમાં આજ પહેલી વાર અહીં અનુભવ્યું. ફળીની ચોખ્ખાઈ ઊડીને આંખે ચોટે એવી હતી તો ઓશરીનો શણગાર મનનો થાક ઉતારે એવો હતો. ભાત ભાતનાં ભરત ભરેલાં અને મોતીએ ગૂંથેલાં તોરણ, ચાકળા, ઘોડલા અને પંખાથી દિવાલ શોભતી હતી. પાણિયારા ઉપર બૂજારાં અને કળશા ઝગઝગારા મારતાં હતાં. ઓશરીને એક છેડે કોદાળી, પાવડો, ખરપિયો, વાવણિયું ઈત્યાદિ ખેતીના સાધનો વ્યવસ્થિત રીતે ગોઠવેલા હતાં.

તડકામા બપોરે ચાલીને આવવાથી મને તાપ અને ધૂળનો થાક લાગ્યો હતો. ગામને પાદર નદી નહોતી. નજીકમા કયાય કૂવો હોય તો નાહી આવવાની મેં ઇચ્છા જણાવી, ત્યાં તો મોહનભાઈએ ફળીમાં ખાટલો ઢાળી નાહવાની વ્યવસ્થા કરી આપી. નાહી કારવી, થોડી વાર યજમાન સાથે વાતો કરી ત્યાં તો મારે માટે જમવાનું તૈયાર થઈ ગયું. રેણુઘરમાં પાટલો અને ચાકળો પથરાઈ ગયા. ઓરડામાં મેં પગ મૂકયો અને કળાથી નિતરતા ઓરડાએ જ હમીને આવકાર આપ્યો. સામેની પેઢલી ઉપર પટલાણીને આણામાં મળેલો, ગામડાના સુતારની કારીગરીના નમૂના જેવો પટારો પડ્યો હતો. પટારા ઉપર ચંદરવો ઢાંકેલ ડામચિયો હતો. બાજુમાં માટીના થાળાવાળી ઘંટી ગોઠવેલી હતી. થોડે દૂર રવાઈ ટીંગાતી હતી. સામેના ખૂણામાં ટીંગલી પોપટવાળું રંગીન રૂપાળું ઘોડિયું હતું. ભરત ચતારાવાળા ખોયામાં સૂતેલું બાળક ઉપર લટકતા કોડીના ઘૂઘરા સાથે ગેલ કરતું હતું.

ઓરડાની ધોળેલી દીવાલો ઉપર પટલાણીએ માવતરને ઘરે હોંશે હોંશે ભરેલા ચાકળા, તોરણ ટાંગેલા હતા. ભોંયતળિયે અરીસા જેવી ગાર હતી. ઘરની એકેએક વસ્તુ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી હતી. ખૂણેખૂણામાં અને ચીજેચીજમાં કુટુંબની અને પટલાણીની સુઘડતા અને સંસ્કારિતા દેખાઈ આવતા હતા.

હું જમવા બેઠો. મોહનભાઈ સામે ચાકળો નાખીને બેઠા. ગામડાનું આતિથ્ય વખણાય છે. હવેના જમાનામાં, બરકત વધી પણ લોકોનાં મન સાંકડા થવા લાગ્યા. છતાં હજી ગામડાની મહેમાનગતી મરી પરવારી નથી. તાણ કરી કરીને જમાડવું એ આ મહેમાનગતીનું એક મહત્ત્વનું લક્ષણ ગણાય છે. કોઇ કોઇ વખત જંગલીપણાની હદ સુધી આ તાણ પહોંચી જતી હોય છે.

જેવો હું જમવા માટે ચાકળા ઉપર બેઠો કે તુરત જ મોહનભાઈની આઠ દસ વરસની દીકરી ઠરસાહાર ચાલે રૂમઝૂમ રૂમઝૂમ કરતી આવીને મારી સામે મૂકેલો પાટલા ઉપર આભલા જેવી ઝગઝગતી કાસાની થાળી, અને તાંસળી મૂકી ગઈ. અને ત્યાર બાદ એક પછી એક વાનીઓ પાટલાની આસપાસ ગોઠવી ગઈ. એક થાળીમાં લીલવણી બાજરાનો ઊનો ફળફળતો રોટલો હતો. બીજી થાળીમાં ચૂરમાના લાડુ હતા. ત્રીજી થળીમા શાકનો વાટકો, ચમચો, પાપડ ઈત્યાદિ હતું.

"તમને ઠીક લાગે અને માફક આવે એ તમારી મેળે જ લઇ લ્યો." વીંઝણેથી માખીઓ ઉડાડતાં ઉડાડતાં મોહનભાઈએ કહ્યું.

"આટલી બધી તરખડ શું કામ કરી, મોહનભાઇ!" મેં કહ્યું.

"આમાં તરખડ શેની? કયાં કાંઈ બહારથી લાવવું પડ્યું છે? ઘઉં બાજરો ઘરના છે. ગોળ આપણા વાડનો છે. ગાય માતા ઘી દૂધ

આપે છે રીગણા આપણી વાડીના છે એટલે તરખડ કાંઈ કરી જ નથી " મોહનભાઈ મરક મરક હસતા હસતા બોલ્યા

"ઓહો! બધી જ વસ્તુઓ તમારી જ વાડીની છે! રાજી થવા જેવું પણ આ મગનો રોટલો અને રીગણાનુ શાક છે, પછી આ લાડુ શા માટે કર્યા?" મે કહ્યુ

" તમ જેવા મહેમાન તો અમારે આગણે ક્યાક દિ હોય ને! ઘર માડીને બેઠા છીએ ઘરના પ્રમાણમા અમારે આદર સત્કાર કરવો જોઈએ તમને માફક આવે એ લેજો હુ શેનીયે તાણ નહી કરુ " મોહનભાઈએ કહ્યુ કેવી સાદી અને સરળ ભાષામા એમણે ગૃહસ્થ ધર્મનો મર્મ કહી દીધો! તાણ અને રકઝક માથી મને ઉગારી લેવામાય એમની સરકારિતા દેખાઈ આવતી હતી

મે જમવાનુ શરૂ કર્યું મોહનભાઈ સામે બેઠા બેઠા મારી સાથે વાતો કરતા હતા પટલાણી રસોડાના ઉંબર ઉપર બેઠા હતા એના પહેરવેશમા અને ભાવમા ઊડી સસ્કારિતા અને ખાનદાની નીતરતી હતી.

હુ જમીને ઊઠ્યો, ઓશરીમા આવી ઢોલિયા ઉપર બેઠો, ત્યા મોહનભાઈ ચાવીનો ઝૂડો લઈ ને બહાર આવ્યા, બાજુનો ઓરડો ઉઘાડ્યો અને બોલ્યા, "ચાલો ત્યારે હુ તમને મારો કોઠાર દેખાડુ અમે તો ખેડુ માણસ, એટલે અમારે ત્યા બેસવા ઊઠવાની બહુ મોકળાશ નહી "

હું ઊઠ્યો એના કોઠારિયામા દાખલ થયો આખો ઓરડો કોઠીઓ અને સામાનથી ભરેલો હતો ફરતી નાની મોટી ગોળ અને ચોરસ માટીની કોઠીઓ ઊભી હતી. લીંપેલી અને ધોળેલી કોઠીઓ ઉપર ક્યાક ક્યાક આભલા ચોડ્યા હતા. કોઠીને કાઠે કાઠે પટલાણીએ ઉપસાવેલ ચિત્રો ભાત ભાતના ભાવ જગવતા હતા ઓરડામા એક વાસડા ઉપર બિયારણની કોથળિયો વ્યવસ્થિત રીતે ટાગી હતી એક ખૂણામા માટલાની ઉતરડ ઊભી હતી. ઓરડાના એક ખૂણામા અનાજની થોડી ગુણો ગોઠવી હતી

'આ અમારો કોઠાર સારામા સારુ બી પસદ કરી જુદુ સાચવી રાખુ છુ." મોહન ભાઈના મોઢા ઉપર એક જાતનો આનદ તરી આવતો હતો

"એ તો દેખાઈ જ આવે છે કેટલી જમીન છે?" મે પૂછ્યુ

' ચાલીસ વીઘા "

'વાડી છે?"

' બે કોસની વાડી છે "

"એકલા જ છો? કે સાથે કોઈ રળનાર છે?"

'હુ તો એકલો જ, સાથી રાખવો પડે છે."

'શુ શુ વાવો છો? માડવીનુ' વાવેતર કેવુ ક?" મે પૂછ્યુ

" માડવીનુ વાવેતર તો આ બાજુ હમણા ઠીક ઠીક થાય છે પણ આપણે તો સરકારના ધારાધોરણ પ્રમાણે વાવેતર કરીએ છીએ આપણે કાયદાનો ભગ કરીએ તો પછી સરકારના કાયદા પાળે કોણ?"

" બહુ મજાની વાત કહેવાય. તમાકુ તો નહી વાવતા હો " મે પૂછ્યુ

"ના રે! મારે પોતાને જ કોઈ જાતનુ બધાણ નથી હું એવી તરખડમા શીદને ઊતરુ?"

"નીપજ કેવીક આવે છે?"

"જોઈએ એના કરતા ભગવાન વધારે દઈ રહે છે મહેનત તો કોઈની અફળ ગઈ જાણી છે?" મોહનભાઈ બોલ્યા એની સાદી વાતમા પણ કેટલુ તત્ત્વજ્ઞાન સમાયેલુ છે! એના મોઢા ઉપર સતોષનો ભાવ તરી આવ્યો.

ઓરડામાથી બહાર નીકળી હુ ઢોલિયા ઉપર બેઠો સામે ગાદલી નાખીને મોહનભાઈ બેઠા

કુળીમાં મેં પગ મૂકયો ત્યારથી આ ખેડૂત કુટુમ્બની સ્વચ્છતા, સુઘડતા અને સંસ્કારિતાએ મને ચકિત કરી દીધો હતો.

"તમે કેટલું ભણ્યા છો?" મેં પૂછ્યું.

"બહુ નથી ભણ્યો. અમારા ખેડુના નસીબમાં ઝાઝું ભણતર કયાંથી હોય! ચાર જ ચોપડી ભણ્યો છું." મોહનભાઈએ કહ્યું.

"ચાર જ ચોપડી ભણ્યા અને વધુ નથી ભણ્યા એ ઈશ્વરની મહેરબાની સમજજો. જીવનમાં આટલી સાદાઈ, આટલી સ્વચ્છતા, આટલું સુઘડપણું, આટલી સંસ્કારિતા અને એ બધા ઉપરાંત આટલો સંતોષ ભણેલા માણસોમાં મેં કયાંય ભાળેલ નથી. તમે ભલે ચાર જ ચોપડી ભણ્યા પણ તમે એમાં જિંદગીનું સાચું ભણતર ભણી લીધું. કયાં અભ્યાસ કર્યો હતો?" મેં પૂછ્યું.

"ભણ્યો છું તો રાજકોટ, રાષ્ટ્રીયશાળામાં." જુવાન ગર્વપૂર્વક બોલ્યો.

"ત્યારે સાચું! મને કયારનો મનમાં પ્રશ્ન થયા કરતો હતો. બીજા કોઈ ગામડામાં નહીં અને આ જ ગામડામાં, બીજે કોઈ ઘરે નહીં અને આ જ ઘરે આવો સુંદર યોગ કયાંથી? પણ હવે સમજાય છે. જિંદગીની શરૂઆતમાં જ તમને સાચા સંસ્કાર મળી ગયા, સાચું ભણતર મળી ગયું. તમને મળીને તો મને બહુ આનંદ થયો પણ તમારું ઘર જોઈને વિશેષ આનંદ થયો. એક વાત પૂછું?" મેં કહ્યું.

"એક શા માટે, બે વાત પૂછો ને!" મોહનભાઇ સહેજ હસ્યા.

"તમારું ઘર મને બહુ ગમ્યું. બધી રીતે સંપૂર્ણ છે. પણ એક ઉણપ મને લાગી. ઘરમાં રેંટિયો કેમ કયાંય દેખાયો નહીં?" મેં કહ્યું.

"હા એ વાત સાચી. રેંટિયો નથી." મોહનભાઈ બોલ્યા,

."મોહનભાઈ! જેને આદર્શ ઘર કહી શકાય એવું બધું આ ઘરમાં છે. આગણે ગાય છે, ઘરમાં ઘંટી છે, ખેડનો ધધો છે, સંસ્કાર છે, સંતોષ છે, સાદાઈ છે, બધુંય છે, એક રેંટિયો નથી. એક રેંટિયા વિના બીજું બધું ઝાંખુ ઝાંખુ લાગે છે. કપાસ તો વાવતા હશો." મેં કહ્યું.

"હા, કપાસનું વાવેતર ખરું."

"તો પછી ઘરમાં રેંટિયો ન વસાવો? રેંટિયાની વાત તો હું જ્યાં જાઉં છું ત્યાં કરું છું. પણ વાત કરતી વખતે ત્યાં રેંટિયો દાખલ થઈ જશે એવી આશા હોતી નથી. તમને તો હું ભારપૂર્વક કહું છું. તમારા ઘરમાં તો રેંટિયો હોવો જ જોઈએ. તમારાં લુગડાં પૂરતું તમે જાતે કાંતી લો તો મારે મન આ ઘર આદર્શ ઘર બને, બીજાને જોવા તેડી આવવાનું મન થાય એવું એક ઠેકાણું બને." મેં કહ્યું.

"તમારી વાત તો સાચી છે. મનમાં ઘણી વાર થાય છે કે રેંટિયો વસાવું. પણ ખેડનું કામ રહ્યું, ઘરમાં માણસ પારવા, કામમાં તાણ પડે છે. પણ હવે વહેલી તકે રેંટિયો વસાવી લઇશ. મારે માટે રેંટિયો કયાં નવી વાત છે?" મોહનભાઈ બોલ્યા.

"જ્યારે રેંટિયો વસાવો ત્યારે મને ખબર આપશો? આજે તો તમારું આ રૂડું રૂપાળું ચોખ્ખું અરીસા જેવું ઘર જોઇને બહુ આનંદ આવ્યો. પણ રેંટિયાથી ગૂંજતું તમારું ઘર જોઇને મને બહુ આનંદ આવશે. હું ચાહીને તમારે ઘેર આંટો આવી જઈશ. અને એ સુંદર દૃશ્ય જોઇને મારી જાતને ધન્ય માનીશ." મેં કહ્યું.

"એવી બહુ મોટપ મને આપી દ્યો મા. તમે ધ્યાન ખેંચ્યું એ તો બહુ સારું થયું. ગાંધી બાપુએ તો પહેલેથી જ કીધું છે ને! કે રેંટિયા વિના સ્વરાજ મળશે નહીં અને

"પ્યારા બાપુ"

મગશે તો ટકશે નહી હું ભવેને થોડું ભણ્યો પણ એટલું તો સમજુ છુ જેટલું સમજ્યો છુ એટલું આચરી તો નથી શકાતું, પણ ગજા પ્રમાણે થાય એટલું કર્યા કરુ છુ જાત સુધારીએ તો દેશ એની મેળે સુધરશે ઘરમા રેંટિયો તો જોઈએ એટલી ઊણપ છે એ વાત સાચી પણ હવે વહેલી તકે રેંટિયો લઈ લઈશ ઊનટાનો મારે તમારો આભાર માનવો જોઈએ તમે મારી આખ ઉઘાડી એટલા માટે ” મોહનભાઈએ એમની ઊંડી સમજણનો પરિચય આપ્યો સાંજે જ્યારે હુ મોહનભાઈની રજા લઈને નીકળ્યો ત્યારે ફળી સુધી મોહનભાઈ વળાવવા આવ્યા

‘હવે બીજી વાર આવીશ ત્યારે તમારુ ઘર રેંટિયાથી શોભતુ હશે કેમ મોહનભાઈ ?’ મે રજા લેતા લેતા કહ્યુ

“એમા શક નહી રેંટિયો ઘરમા આવી ગયો સમજો ” મોહનભાઈએ ખાત્રી આપી. અને મે મોહનભાઈની વિદાય લીધી.

એક મહિના પછી મોહનભાઈ તરફથી મને પત્ર મળ્યો એમા લખ્યુ છે ‘રેંટિયો લઈ લીધો છે અહીના ગામના સુતાર પાસે જ કરાવ્યો છે કાતવાનુ પણ શરૂ કરી દીધુ છે તમારા વચન મુજબ તમે ક્યારે ફરી અમારા મહેમાન બનો છો ?”

મોહનભાઈનો કાગળ વાચી મે ઊંડા સંતોષની લાગણી અનુભવી

રાષ્ટ્રીયશાળાના બગીચામા સંસ્કાર સિંચન પામેલા નાનકડા છોડને જતે દહાડે કેવા મીઠા ફળ આવ્યા ?

મોહનભાઈને આપેલુ વચન હજી પાળી શક્યો નથી રેંટિયાથી ગૂંજતુ અને શોભતુ એમનુ ઘર જોવા હજી હું જઈ શક્યો નથી પણ દૂર બેઠા બેઠા હું રેંટિયાથી ગૂંજતા એમના રૂડારૂપાળા ઘરની કલ્પના કરી શકુ છુ મોહનભાઈની સ્વચ્છતા, સુઘડતા, સંસ્કારિતા, સાદાઈ શ્રમજીવન અને સંતોષજીવનમા સ્વાવલંબનનો ઉમેરો થતા એમનુ જીવન કેવુ સોળે કળાએ ખીલી ઊઠ્યુ હશે ! બહારથી આટલુ વ્યવસ્થિત નિયમિત સુખી સંસ્કારી અને સંતોષી જીવન જીવતા એ દંપતિના અંતરમા આનંદના કેવા ઓઘ ઊઠતા હશે ! કલ્પનાથી જ મન ભરાઈ જાય છે

---

ગોરા કુંભાર, જ્ઞાનોબા વગેરે કેટલાક ભક્તો એક વખત પંઢરપુરમા ભેગા થયા ભજનનો ઘોષ ચાલતો હતો તેવામા સાક્ષાત્ વિઠ્ઠલનાથ ત્યા પધાર્યા અને ભક્તોને કહ્યુ “ભાઈઓ, મને બધુ જગત પગે લાગે છે પણ મારી ઇચ્છા આજે કોઈને પગે લાગવાની છે માટે કોને પગે લાગુ ? તે બધા મને કહો.” તે વખતે ભક્તો બોલ્યા “આ સવાલનો જવાબ તો તુકારામ વિના અપાય તેમ નથી.” વિઠ્ઠલનાથે તુકારામને પૂછતા તેમણે કહ્યુ “બોલે તૈસા ચાલે, ત્યાચા વંદીન પાઉલે બોલે તેમ ચાલે એ વંદન યોગ્ય છે વિઠ્ઠલનાથે કહ્યુ ‘એવા તો તમે છો, માટે હુ તો તમને પગે લાગીશ.”

યથા ચિત્તં તથા વાચો યથા વાચસ્તથા ક્રિયા ।
ચિત્તે વાચિ ક્રિયાયાં ચ સાધૂનામેકરૂપતા ॥

## 'તુમ બિન સાબરમતી હૈ સૂની !'

મુકુલભાઈ

આજે સવારથી બાપુજીના વિચારોએ મને ઘેરી લીધો હતો. મન કંઈક ઉદાસ બની ગયું હતું. સાંજે મને થયું લાવને આશ્રમ ભણી ફરી આવું એ પુણ્યભૂમિમાં થોડી વાર બેસવાથી મન જરા હળવું થશે. બાપુની વિચારધારામાં મગ્ન બની ધીમે ધીમે મેં સત્યાગ્રહાશ્રમ ભણી પગલાં માંડ્યાં.

આશ્રમમાં પેસીને જરા આગળ જતાં જ્યાં શ્રી. વિનોબાજી અને મીરાંબહેન રહેતાં હતાં એ બે નાનકડી ઓરડીઓ આવી. ત્યાંથી થોડેક દૂર બાપુજીના નિવાસસ્થાન 'હૃદયકુંજ' આગળ આવીને થોભ્યો. ઓટલા પર જઇને બેઠો. સામે જ સ્મૃતિલેખ હતો. આંખો એના પર ઠરી ગઈ. વાચતા વાચતા આંખો ભીની થઈ ગઈ:

હૃદય કુંજ

યહ સ્થાન વરસોં તક મહાત્મા ગાંધી ઔર શ્રીમતી કસ્તુરબાકા નિવાસસ્થાન રહા હૈ । યહી વહ સ્થાન હૈ જહાંસે ગાંધીજીકો અપની સબ રાષ્ટ્રીય પ્રવૃત્તિયોંકી પ્રેરણા હુઈથી। ઔર ઇસી સ્થાનસે ભગવાન બુદ્ધ કે મહાભિનિષ્ક્રમણકા સ્મરણ કરાનેવાલી સન્ ૧૯૩૦કી જગપ્રસિદ્ધ દાંડીયાત્રા આરંભ હુઈ થી।

કેટલાયે વિચારો આંખ સામે આવીને ખડાં થઇ ગયા. ભગવાન બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ, બાપુજીની દાંડી કૂચ, પૂજ્ય કસ્તુરબા અને આમ એક પછી એક અંતરપટ પર આવીને ખડાં થયાં. હું કઇક ઊંડે ઊતર્યો. બાપુજી અને ગુરુદેવ એ તો મારા આધ્યાત્મિક પિતાસમા છે. તેઓ જો ન હોત તો મારું શું થાત ? આજે હું કયાં હોત ? મારા આત્માની તૃષ્ણાને કયાં છિપાવત ?

આ વિચારોથી હું અકળાઈ ઊઠ્યો અને ત્યાંથી ઊઠી 'ઉપાસનામંદિર' ભણી વળ્યો. મારી નજર સ્મૃતિલેખ ભણી વળી :

ઉપાસના મંદિર

યહ વહ પવિત્ર ઉપાસના ભૂમિ હૈ જહાં પર સત્યાગ્રહાશ્રમકે નિવાસી ભાઈબહન સુબહશામ પ્રાર્થના કરતે થે । ઇસી સ્થાનસે ગાંધીજીને અનેક ધર્મપ્રવચન કિયે થે, જિનકી પવિત્ર ધ્વનિ આજ ભી વાતાવરણમેં ગૂંજતી સી પ્રતીત હોતી હૈ, ઔર યહી વહ સ્થાન હૈ જો ગાંધીજીકે કડે આત્મપરીક્ષણમેં સત્યાગ્રહાશ્રમ નામકે યોગ્ય ઠહરા થા ।

એ પવિત્ર ધ્વનિના સ્પંદને ઝીલવા મારું હૈયું વ્યાકુળ બન્યું. એ ભૂમિ પરની રેતીમાં હું જઈને બેઠો. મનમાં 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ' ની ધૂન ગૂંજવા લાગી. થોડી વાર ધ્યાનસ્થ દશામાં જ હું ત્યાં બેસી રહ્યો. મન કંઇક હળવું થયું.

અહીં સુધી આવું અને સ્વ૦ પૂ૦ મગનભાઈને શી રીતે વીસરી જાઉં ? એમના નિવાસ સ્થાનનું દર્શન કર્યા વિના મનને શાંતિ કયાંથી વળે ? એ તો હતા આશ્રમના પ્રાણ. આશ્રમને જ રસ્તે થોડા દિવસ પર એક સેવક ભાઈ સાથે જતો હતો, ત્યારે એ વયોવૃદ્ધ ભાઈએ કહ્યું: 'હવે આશ્રમ એ આશ્રમ કયાં રહ્યો છે! જ્યારે મગનભાઈ હતા, ત્યારે આશ્રમ આદર્શરૂપ હતો. હું પણ એમના હાથ નીચે કેળવાયેલો છું. પણ મગનભાઈની વાત જ ઓર હતી "

'મગન – નિવાસ' પાસે જતાં સ્મૃતિલેખ પર નજર પડી :

"પ્યારા બાપુ"

# બાપુજી પિતા તરીકે

૬

નિર્મળાબહેન શાહ

બાપુજીનુ જીવન એટલે પ્રયોગશાળા જ હતી બાપુજીને આપણે પતિ તરીકે જોઈ ગયા તેમના જીવનમા ઉત્તરોત્તર વિકાસ જ થતો ગયો આવા સત્યના ઉપાસક ગાધીજી પિતા તરીકે સફળ ન થાય એ શી રીતે સભવે ? બાપુ આપણા સૌના બાપુ બન્યા છે આપણે એમની પાસેથી પ્રેરણા લઈને આપણા જીવનને વિકાસને પથે દોરવાનો પ્રયત્ન કરીએ છીએ તો પછી પોતાના જ પુત્રો તરફ પિતા તરીકેની ફરજ સારી રીતે ન બજાવે એવુ બને જ કેમ ? પરતુ બાપુજીના વિચારો એટલા ઉચ્ચતમ હતા કે જેથી તે કોઈનાથી સહેલાઈથી સમજી શકાય એમ ન હતુ આને લીધે તેમના પુત્રોને અસતોષ રહ્યા કરતો હતો પણ એમને કયા ખબર હતી કે એમના પિતા તો આપણા સૌના બાપુ થવના છે ?

ગાધીજી ડરબનમા રહેતા હતા ત્યારે તેમને પોતાનુ જીવન અને તેટલુ સાદુ કરી નાખ્યુ હતુ દરેક કામ હાથે કરવાનો શોખ વધ્યો કામમા તેઓ બાળકોને પણ પલોટતા હતા ઘટી ચલાવવામા, રોટી બનવવામા પણ બાપુ બાળકોની મદદ લેતા હતા પાયખાનાની સફાઈ કરવામા પણ તેમના એકેય બાળકને સૂગ રહી નથી આરોગ્યના નિયમો પણ તેઓ સહેજે શીખી શકયા હતા

ગાધીજી તેમના અક્ષરજ્ઞાન વિષે બેદરકાર રહ્યા હતા એમ તો નહી જ કહી શકાય પણ તેમણે તે જતુ કરતા સકોચ ખાધો નથી આ ઊણપને માટે તેમના પુત્રો તેમની સામે ફરિયાદ કરી શકે એમ છે પુત્રોએ કેટલીક વાર અસતોષ પણ જાહેર કર્યો હતો ગાધીજી કહે છે આમા કઈક અશે મારે મારો દોષ કબૂલ કરવો જોઈએ એમ હુ માનુ છુ ” બાળકોને અક્ષરજ્ઞાન આપવાની ઇચ્છા ગાધીજીને ઘણી હતી તેઓ પ્રયત્ન પણ કરતા હતા છતાય કઈક ને કઈક વિઘ્ન આવી પડતુ પોતે પોતાના પુત્રો માટે ભણવાની કઈ વ્યવસ્થા કરી નહોતી, આથી ઑફિસે જાય ત્યારે તેઓને ચાલતા સાથે જ લઈ જતા હતા અને રસ્તામા તેઓને શીખવાડતા હતા પણ આ વસ્તુ એમની સાથે કોઈ આવનાર ન હોય તો જ બની શકતી બાળકો ઑફિસમા આટા ફેરા કરતા ને કઇ વાચવા જેવુ લાગે તો વાચતા ગાધીજીના મોટા પુત્ર હરિલાલ સિવાયના બધા બાળકો આ રીતે ઊછર્યા હતા, કારણ કે હરિલાલ દેશમા હતા અક્ષરજ્ઞાન આપવા માટે ગાધીજી નિયમિત રીતે એક કલાક કાઢી શકયા હોત તો તેમના બાળકો આદર્શ કેળવણી પામત આવો આગ્રહ

---

મગન નિવાસ

યહ સ્વર્ગીય શ્રી મગનલાલ ગાધીકા ઘર હૈ । આપ સત્યાગ્રહાશ્રમકે પ્રાણ થે। સન્ ૧૯૨૮મે આપકી મૃત્યુ પર શોક પ્રકટ કરતે હુએ ગાધીજીને યે અમર વચન કહે થે ‘ઉનકી મૃત્યુને મુઝે ‘વિધવા’ બના દિયા હૈ ’।

હવે મગનભાઈ જેવી તપસ્યા કોણ કરી દાખવશે ? એ તપસ્વી તો ગયા ! આશ્રમ સાવ સૂનો સૂનો લાગે છે !

મદ ગતિએ હુ પાછો ફર્યો બાપુ-ઘેલુ મારુ મન મીરાના એક પદને પોતાના જ અર્થમા સ્પષ્ટિત કરવા લાગ્યુ

‘ મુખડાની માયા લાગી રે,
મોહન પ્યારા,
મુખડાની માયા લાગી રે ’

“ પ્યારાબાપુ ”

તેઓ ન રાખી શકયા તેનું દુઃખ ગાંધીજી અને તેમનાં બાળકો બન્નેને રહ્યું હતું. ગાંધીજીના મોટા પુત્રે તો અનેક વાર બળાપા ગાંધીજી સામે કાઢ્યા હતા. બીજા પુત્રોએ હૃદયની ઉદારતા વાપરી આ દોષને દરગુજર કર્યો હતો. આ ઊણપ સામે ગાંધીજીને પશ્ચાત્તાપ નથી અને છે તો એટલો જ છે કે તેઓ આદર્શ બાપ ન બની શકયા. તેમના અક્ષરજ્ઞાનનો હોમ ભલે અજ્ઞાનથી છતાં સદ્ભાવે માનેલી સેવાને અર્થે કર્યો છે એવો ગાંધીજીનો અભિપ્રાય છે. તેમના ચારિત્ર ઘડવા માટે જરાય ઊણપ તેમણે રાખી નથી.

ગાંધીજી ડરબન ગયા ત્યારે તેમની સાથે ત્રણ બાળકો હતા. તેમના બે પુત્રો અને એક ભાણેજ. આ બધાને કયાં ભણાવવા એ પ્રશ્ન હતો. ગોરાઓ માટે જે નિશાળ હતી તેમાં બાળકો ભણી શકે એમ હતું પણ તે અપવાદ તરીકે. બીજાં હીંદી બાળકો ત્યાં ભણી શકતાં નહોતાં. તેમને માટે મીશનરી શાળાઓ હતી. તેમાં ગાંધીજી પોતાનાં બાળકોને મોકલવા માટે તૈયાર નહોતા. કારણ કે ત્યાં અપાતી કેળવણી તેમને ગમતી નહોતી. ગુજરાતી મારફતે તો શિક્ષણ મળે જ કયાંથી? અંગ્રેજી મારફતે અથવા બહુ પ્રયત્ન કરે તો તામિલમાં મળી શકે. પણ ત્યાંની બીજી ખામીઓ તેઓ છીરવી શકે એમ નહોતું. પોતે બાળકોને ભણાવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં સફળતા મળી નહીં. ને બીજો સારો શિક્ષક પણ ન મળ્યો.

ગાંધીજી મૂઝાયા અને પોતાને ગમે એવી રીતે શિક્ષણ આપે તેવી અંગ્રેજ બાઈને અંગ્રેજી શીખવવા માટે રાખી. પણ એનાથી કંઈ બરાબર ચાલ્યું નહીં.

બાળકોને દેશ મોકલી દેવા માટે પણ ગાંધીજી તૈયાર નહોતા કારણ કે તે એવું માનતા હતા કે બાળક છોકરાંઓ માબાપથી વિખૂટાં ન રહેવાં જોઈએ કારણ જે કેળવણી બાળકો સુવ્યવસ્થિત ઘરમાં પામી શકે છે તે છાત્રાલયમાં પામી શકતાં નથી. એમના પુત્રો બી. એ. કે એમ. એ. નથી થયા છતા તેઓ જે અનુભવજ્ઞાન, પિતાનો સહવાસ અને સ્વતંત્રતાનો પદાર્થપાઠ શીખ્યા છે તે કંઈ જેવી તેવી વસ્તુ નથી. કૉલેજોમાં જો ગયા હોત તો આ વસ્તુથી તે વંચિત રહી જાત. ગાંધીજી માને છે કે બાળકોને યોગ્ય રીતે ઉછેરવાં હોય તો માબાપે બાળકોના ઉછેરનું સામાન્ય જ્ઞાન મેળવી લેવું જોઈએ. ગાંધીજીને પોતાના પુત્રો પર કેટલો પ્રેમ હતો તે નીચેના પ્રસંગ પરથી સમજાશે.

આ સમાજમાં જે વિચારોને આપણે પ્રગતિ તરીકે માનીએ છીએ તે વિચારો ગાંધીજીને પ્રગતિની વિરોધમાં લાગતા હતા. આ માન્યતા તેમની ધીરે ધીરે દૃઢ થતી ગઈ. પશ્ચિમની કેળવણી તેમને ગમતી નહોતી. તેથી સાચી કેળવણી કેવી હોઈ શકે એની સંકલના પોતાના મન સાથે ઘડવા માંડી. અને પોતાના પુત્રોને પણ તેવી જ કેળવણી આપવાનો નિશ્ચય કર્યો. આ વખતે તેમના જ્યેષ્ઠ પુત્ર હરિલાલને અસંતોષ થયો. તેને એમ લાગ્યું કે ગાંધીજી સાધુતા તરફ પ્રયાણ કરે છે. કુટુમ્બની રહેણી કરણી પણ સાદી હોવાને લીધે ગમી નહીં. હરિલાલ પોતાને કેળવણી મળતી નથી તેથી વધારે મૂંઝાયા. જાહોજલાલી, વૈભવ, માનપ્રતિષ્ઠા અને ધન મેળવવાને બદલે ફક્ત દેશસેવાના અને સાધુતાના પંથે વિચરતા ગાંધીજી પ્રત્યે તેમના હૃદયમાં અસંતોષ ધૂંધવાવા લાગ્યો. શરીરશ્રમ કરવો, ધંધો કરવો, બિમારોની સેવા કરવી વગેરે હરિલાલને ગમતું નહોતું. આધુનિક કેળવણીની સંસ્થાઓમાં પારંગત થઈને ઉપાધિઓ મેળવીને જીવન આગળ ધપાવવાની એમનામાં

મહત્ત્વાકાક્ષા જાગેલી તે કેમય કરી શમી શકતી નહોતી બાના મનમાં પણ એમ જ થયા કરતુ હતું કે આ છોકરાને ગાધીજી ભણાવે તો સારું હરિલાલને લાગ્યુ કે બાપુની પાસે રહીને તેમના પાશમાંથી છૂટી શકાશે નહી. આથી તેમણે નાસી જવાનો વિચાર કર્યો

એક દિવસ ગાંધીજીને ખબર પડી કે હરિલાલ જોહાનિસબર્ગ ચાલ્યા ગયા છે અને પહેલી જ સ્ટીમરમા દેશ તરફ ઉપાડવાના છે. ગાધીજીને આ ખબર અસહ્ય લાગી. હરિલાલ પોતાનાથી છાનામાના ચાલ્યા ગયા તે તેમને ગમ્યુ નહી. પુત્રવત્સલ ગાધીજી વિહ્વળ બની ગયા અને બોલવા લાગ્યા, 'હરિલાલ ચાલ્યો ગયો ! મારાથી અસતોષ પામીને ચાલ્યો ગયો ! તને આ શુ સૂઝ્યુ ? હરિલાલ, તેં આ શું કર્યું ! મને મળ્યો પણ નહી ! હુ એટલો બધો અકારો લાગ્યો ! હરિલાલ તુ કેમ ચાલ્યો ગયો ?' આમ વિહ્વળતાથી ગાધીજીએ બે દિવસ સુધી હૃદયમા બેચેની ભોગવી, વ્યથા અનુભવી હરિલાલ સ્ટીમરમા દેશ તરફ જાય તે પહેલા ડેલાગોઆ બે તાર કરી તેમને પાછા બોલાવ્યા અને હરિલાલ પાછા આવ્યા ત્યા સુધી ગાધીજીએ વિહ્વળતા ભોગવી છતાય ગાધીજી પોતાના વિચારોમા મક્કમ હતા. તેમણે હરિલાલને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ હરિલાલને ગળે વાત ઊતરી નહીં ગાધીજીએ પોતાનો આગ્રહ છોડી હરિલાલને ભણવાની વ્યવસ્થા કરી આપી પણ તેમને સફળતા મળી નહીં. આથી ગાધીજીએ કહ્યુ, 'મોહ લાગ્યો હોય તેને નિષ્ફળતા મળે નહીં', ત્યા સુધી તેનો મોહ ઊતરે નહી.' ગાધીજીના જીવન પ્રવાહનો વિરોધ કરી હરિલાલે બડ ઉઠાવ્યું તેની અસર બીજા ભાઇઓ પર પણ થઈ.

ગાધીજી પાસે જ્યારે પુત્રો ભણવાની વાત કરતા હતા ત્યારે તેમને સાચી કેળવણીનો પાઠ સમજાવતા હતા. હરિલાલને કેળવણી માટે અસતોષ હતો તેવો રામદાસ, દેવદાસ અને મણિલાલને પણ હતો. આથી ગાધીજી દૂર હોય ત્યારે પત્રો મારફતે સાચી કેળવણીના પાઠો આપતા હતા. એકાદ પત્ર જોઈશું તો વધારે ખ્યાલ આવશે.

ચિ૦ મણિલાલ,

તમને શું થવાનુ છે એવો સવાલ થવાથી તમે ગભરાયા તમારા વતી હું જવાબ આપુ તો કહુ કે તમે તમારી ફરજ બજાવવાના છો. હાલનો ધધો મા બાપની સેવા કરવાનો છે, જેટલુ ભણવાનુ મળે તેટલું ભણવાનો અને ખેતી કરવાનો છે. આગળ ઉપરની ચિતાઓ કરતા નહી. તે ચિતા તમારા મા બાપને છે. જ્યારે તેઓ મરી જાય ત્યારે તમે ચિતા ભોગવજો આટલો નિશ્ચય હોવો જોઇએ કે બારીસ્ટરી કે દાકતરી ધધો કરવાનો નથી આપણે ગરીબ છીએ અને ગરીબ રહેવા માગીએ છીએ. પૈસાની જરૂર માત્ર ભરણપોષણ ખાતર છે. ફિનિક્સને ચડાવવુ તે આપણુ કર્મ છે, કેમ કે તે વાટે આપણે આત્માને શોધી શકીએ છીએ ને દેશસેવા કરી શકીએ. એટલુ ખાતરીથી માની લેજો કે તમારી ચિતા હુ રાતદિવસ કર્યા કરુ છુ. માણસજાતનો ખરો ધધો જ એ છે કે તેણે પોતાના ચારિત્રને ઘડવુ. કમાવાને અર્થે કઈ શીખવુ પડે એવું નથી. જે માણુસ જાતનો રસ્તો છોડતો નથી તે કદી ભૂખે મરતો નથી અને તેવો વખત આવે તો ડરતો નથી. તમે નિશ્ચિંત બની જે અભ્યાસ બને તે કર્યા કરજો. આ લખતા તને મળવાનુ અને મારી છાતી સાથે ચાપવાનુ મન થઈ જાય છે અને તેમ નથી કરી શકતો તેથી આખમા પાણી આવી જાય છે. બાપુ તમારી ઉપર નિર્દયતા વાપરવાના નથી. એ ખાતરીથી માનજો. જે હું કહુ છુ તે તમારું ભલું સમજીને કરું છુ. તમે બીજાની સેવા કરો છો તે કદી રઝળનાર નથી એમ માનજો.

બાપુના આશીર્વાદ

(૧૯૫૧)

# ગાંધીજીની નમ્રતા...............................................

લલ્લુભાઈ મકનજી

ગાંધીજી જેવી વ્યક્તિના પુનિત પગલાંથી પોતાનું ઘર પાવન થાય એવી ઝંખના તો લાખો લોકોના હૃદયમાં હોય છે. તેમાં યે ગાંધીજીના સહવાસમાં જેઓ આવ્યા છે તેમના દિલમાં એવી ઝંખના જાગે એ સ્વાભાવિક છે. ગાંધીજી પોત ને ઘેર આવીને ભોજન કરે એવી દિલ્હીના એક શિષ્યે તેમને વિનંતી કરી. તેમની વિનંતીનો ગાંધીજી અસ્વીકાર ન કરી શક્યા. અને તેમના ત્યાં જવાનો દિવસ નક્કી થયો. પેલા શિષ્યના આનંદનો પાર ન રહ્યો. ગાંધીજીને શું ખવડાવીશ? તેમનું સ્વાગત કેવી રીતે કરીશ? ઘર આગળની સાંકડી શેરીઓ લોકોથી ઉભરાઈ જશે તેમાંથી ગાંધીજીને લાવવાની વ્યવસ્થા કેવી રીતે કરીશ? એવા અનેક પ્રશ્નોના વિચાર કરતા તે રાત્રે સૂઈ ગયા. બીજે દિવસે તેમને ખબર આપવામાં આવી કે હિન્દુ મુસ્લિમ એકતા માટે ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યા છે. વજ્રપાત પડ્યા જેટલું તેમને દુઃખ થયું! ક્ષણભર તો તેમને કંઇ સૂઝ ન પડી. જે દિવસને તે પોતાના જીવનનો ધન્ય દિવસ ગણતો હતો તે દિવસનો આનંદ વિધિએ નિર્દયતાપૂર્વક ઝૂંટવી લીધો! અંતરની ઊંડી વેદના સાથે તે ગાંધીજીને મળવા ગયા. તેમને જોઇ ગાંધીજી હસી પડ્યા. અને બોલ્યા: "હું તો આજે પણ તમારે ત્યાં આવવા તૈયાર છું. પણ હવે જમીશ નહી. તમારી ઇચ્છા હોય તો હમણાં જ ચાલીએ, નહિ તો ઉપવાસ પછી આવીશ."

ગાંધીજી પોતાને ત્યાં આવીને ભોજન કરે એવી તેની અંતરની ઇચ્છા હતી. તેથી ગાંધીજીની બીજી દરખાસ્તનો તેમણે સ્વીકાર કર્યો. વળી પાછી પ્રેમભરી ધીરજથી, ગાંધીજીના આગમનની રાહ જોવા લાગ્યા. દિનપ્રતિદિન સમય વીતવા લાગ્યો. ૨૧ દિવસના ઉપવાસ પૂરા થયા ઉપવાસથી આવેલી નબળાઈ જવા લાગી. ફરીથી ગાંધીજીને મળી પોતાને ત્યાં આવવાનો દિવસ તેમણે નક્કી કર્યો. વિધિએ ઝૂંટવી લીધેલો જીવનનો ધન્યદિન ફરીથી આવ્યો. તેથી શિષ્યની છાતી આનંદથી છલકાતી હતી. તે વખતે પણ ગાંધીજી સૂર્યાસ્ત પહેલાં જ ભોજન કરી લેતા હતા. ગાંધીજીને તે બોલાવવા ગયા. પણ મનમાં દહેશત રહેતી કે રખેને સૂર્યાસ્ત થઇ જાય તો! ઝડપભેર બધી તૈયારીઓ કરી રાખી હતી. ગાંધીજી મૌ. મહમદઅલી સાથે તેમને ત્યાં આવ્યા. અને દૂધ અને ફળોનું ભોજન કર્યું. ભગવાન રામચંદ્ર જ્યારે પોતાના સંગ્રહેલાં બોર ખાધાં ત્યારે શબરીને જેવો આનંદ થયો હતો તેવો જ આનંદ તે દિવસે આ શિષ્યના હૃદયમાં વ્યાપી ગયો હતો. ઘરની બહાર લોકોની મોટી મેદની બારણાં નજીક અને સાંકડી શેરીમાં એકઠી થઈ હતી. બધો કાર્યક્રમ પૂરો કર્યા પછી ગાંધીજીએ વિદાય લીધી અને મૌ. મહમદઅલી સાથે ઘરની બહાર નીકળ્યા. બારણાના ઉમરા બહાર જ વાંકા વળી જુએ તો મૌલાનાના જોડા જડે જ નહિ! ઢગલાબંધ જોડાઓમાં ગાંધીજી મૌલાનાના જોડા શોધવા લાગ્યા. ત્યાં એકાએક તેમના જોડા પર ગાંધીજીની દૃષ્ટિ પડી. "આ રહ્યા તમારા જોડા" કહી તરત જ ગાંધીજીએ તેમના જોડા પોતાના હાથે ઊંચકી લીધા [અનુ॰ પૃ॰ ૩૩૪]

"પ્યારા બાપુ"




પ્રાર્થનામા આપણે જે કઈ સાભળીએ છીએ અને બોલીએ છીએ તેની સાથોસાથ આચરવાની ટેવ પડી જાય તો આપણા બેડો પાર થઈ જાય પણ એ ટેવ પાડવી પડે છે આચરવુ એટલે કેળવાવુ અને બોલવુ એટલે ભણવું, ભણવાથી જાણકાર થવાય. આમ જાણવુ એ એકડો છે તો આચરવુ એ મીડુ છે એ બન્નેનો સગમ થાય તો દસ થઈ જાય

ધર્મ એ શબ્દ જ એવો છે કે માણસ પાપ કરતા ડરે ધારણ કરે તે ધર્મ દુ ખ માથી બચાવે તે ધર્મ, પણ આચરણ વગર તે માત્ર વાતોમા જ રહે છે આજે આપણે આત્મભાન ભૂલ્યા છીએ અને થોડુ ઘણુ છે તે પણ ભૂલતા જઈએ છીએ એટલે સારા કપડા પહેરીએ છીએ, સારે ઠેકાણે રહીએ છીએ પણ ઊડા ઊતરીશુ તો કયાય શાન્તિ નહિ દેખાય આનુ મુખ્ય કારણ એ છે કે જીવનનો આધાર પૈસો થઈ ગયો છે પ્રાર્થનામા પણ પૈસો જ આવે છે એટલે પ્રાર્થના કરતી વખતે પણ મનમા તો બગતરા હોય છે કોઈ આપત્તિ આવે તો તેને ટાળવા માટે પણ પૈસા માગીએ છીએ આ રીતે પરમાત્મા પાસે બીજુ માગવાનુ પણ શુ રહ્યુ છે?

જૈન ધર્મમા જે મહાવ્રતો કહ્યા છે તે જ સુખી થવાના વ્રતો છે. સુખી થવા માટે શરીરને જે અવયવો આપ્યા છે તેનો સારો ઉપયોગ કરો તો આ વ્રતો સહેલાઈથી પાળી શકાય અને મહેનતથી મેળવેલી ચીજ નાની હોવા છતા મોટી થઈ જાય છે બુદ્ધિ એ ખોરાક મેળવવા માટે નથી. તે તો તત્ત્વજ્ઞાન આપવા કે લેવા માટે છે બુદ્ધિથી ખોરાક ના મેળવાય અને મેળવીએ તો નીચે પડી જવાય શરીરના પોષણ માટે હાથપગ આપ્યા છે અને કુદરતની કળા તો દેખો! એણે બે હાથ અને બે પગની વચ્ચે પેટને મૂક્યુ એ હાલે એટલે પેટ ભરાઈ જાય હાથપગ હલાવીને પેટ ભરીએ તો બધુય પવિત્ર રહે આજે પૈસાની મર્યાદા આવી ગઈ છે પણ જરૂરિયાતની મર્યાદા રહી નથી એટલે દુ ખ આવતુ જાય છે દરેકનુ મોઢુ પૈસા તરફ ગયુ છે ગરીબ કહેવાય તેનુ પણ તે તરફ અને મધ્યમવર્ગની વાત આવે છે ત્યારે તો મને અચબો લાગે છે ધન આવવાનુ છે કયાથી? ધન એ કઈ ઉત્પન્ન થતુ નથી ઉત્પન્ન તો પાચ શેર બાજરી વાવી પોણો મણ ઉપજાવવી તે છે પણ પાચ રૂપિયાનુ શાક લઈ સાત ઉપજાવીએ તે ઉત્પન્ન નથી એટલે ધન તરફથી મોઢુ ફેરવીને સાચા ઉત્પાદન ભણી નજર ગયા સિવાય તેમનુ દુ ખ મટે તેમ મને લાગતુ નથી

રવિશંકર મહારાજ

'પ્યારા બાપુ'

પશ્ચિમનો પશુન્યાય હિંદુસ્તાનને નહિ ભાવે–નહિ સદે. છતાં ધારો કે હિંદુસ્તાને તે ગ્રહણ કર્યો તો પછી હિંદુસ્તાનમાં મારું રહેવું હું નિરર્થક સમજું. તે વેળાએ હિમાલયનો એકાંતવાસ મને સ્વર્ગીય લાગે. પશુબળનો પ્રયોગ કરવામાં હિંદુસ્તાનને મારો ઉપયોગ નિરર્થક થાય. હિંદુસ્તાન પણ તેવે વખતે મને આશીર્વાદ આપીને હિમાલય તરફ વળાવે.

હિંદુસ્તાનને મારો મુલક ગણી હુ અભિમાન ધરાવું છું. કેમ કે હું માનું છું, કે હિંદુસ્તાન આત્મબળની સર્વોત્તમતા જગતને બતાવવાની શક્તિ ધરાવે છે. જ્યારે પશુબળની સર્વોત્તમતાનો સ્વીકાર હિંદુસ્તાન કરશે ત્યારે તેને મારી માતૃભૂમિ કહેવામાં મને હર્ષ ન રહેવો જોઈએ. મારા ધર્મને ક્ષેત્રની, ભૂગોળની મર્યાદા નથી એમ મારું માનવું છે. દેહરખો કે ક્ષેત્રરખો ધર્મ હું નથી માનતો એમ સિદ્ધ કરવાની મારી શક્તિ હો એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

**ગાંધીજીની નમ્રતા:..** [અનુ૰ પૃ૦ ૩૨૦થી ચાલુ]
અને મૌલાનાના પગ આગળ મૂકયા. આ દશ્ય જોઇ ઘણાં પ્રેક્ષકોને આઘાત લાગ્યો. અરે! જે સતપુરુષની ચરણરજ પોતાના મસ્તકે ચઢાવવાને માટે અસંખ્ય લોકો ઝંખે છે તે સંત પુરુષ આમ બીજાના જોડા પોતાના હાથથી ઊંચકીને તેમની આગળ ધરે!! પણ એ જ ગાંધીજીની મહત્તા હતી. તેઓ એટલા નમ્ર હતા કે તેમની મહત્તાનો તેમને વિચાર સરખો પણ આવતો નહિ. "સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે. પણ સત્યનો પૂજારી તો રજકણ શુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે" એવી નમ્રતા સત્યના પૂજારી ગાંધીજીમાં હતી. તેથી જ તેમણે કરોડો હૈયાંને પોતાના તરફ આકર્ષી લીધાં હતાં.

"જાણી જોઇને અસત્ય બોલે તે ગમે તેટલું પ્રાયશ્ચિત્ત કરે તોયે તે માફ ન થાય. પણ જે ભૂલથી બોલી નાખે તેને જ પ્રાયશ્ચિત્તથી માફ થાય."

બાપુ

[પૃ૪ ૩૨૧, 'વિશ્વવાત્સલ્ય'માંથી ૭મી, 'ટાઇમ્સ ઓફ ઇંડિયા'ના સૌજન્યથી]

## અનુક્રમણિકા........................................૩૦ જાન્યુઆરી ૧૯૫૧


| | | | |
|---|---|---|---|
| | | | પૃ૪ |
| ૧ | આત્મબળ ... ... | ગાંધીજી | ૨૯૩ |
| ૨ | એ જ કઠિન માર્ગ! | દિ. બ. દિ. | ૨૯૪ |
| ૩ | બાપુનો વારસો | બ્યોહાર રાજેન્દ્રસિંહ | ૨૯૫ |
| ૪ | બાળકોના બાપુ ... .. | મુ૰ ક૰ | ૨૯૮ |
| ૫ | ગુરુનન્દનજી ... | ગુરુદયાલ મલ્લિક | ૨૯૯ |
| ૬ | જનક વિદેહી ... | રામનારાયણ પાઠક | ૩૦૧ |
| | ગાંધી–મેળો ... | ચીમનલાલ ભટ્ટ | ૩૦૩ |
| | જીવન એ... | ...ઉજ્જ્વલ કુમારીજી | ૩૦૪ |
| ૯ | બાપુના પત્રો ... | | |
| ૧૦ | વજ્રાદપિ... ... ... | ગાંધીજી | ૩૦૭ |
| ૧૧ | સાચું ભણતર ... ... | મુકુલભાઇ | ૩૦૯ |
| ૧૨ | તુમ બિન સાબરમતી ... | પ્રવાસી | ૩૧૧ |
| ૧૩ | બાપુજી પિતા તરીકે...નિર્મળાબહેન શાહ | મુકુલભાઈ | ૩૧૬ |
| ૧૪ | ગાંધીજીની નમ્રતા ... | નિર્મળાબહેન શાહ | ૩૧૭ |
| ૧૫ | સર્વોદય વાણી ... | લલ્લુભાઈ મકનજી | ૩૨૦ |
| ૧૬ | ગાંધી માળા ... | રવિશંકર મહારાજ | ૩૨૧ |
| | | ચંદુલાલ બ. પટેલ | ૩૨૩ |

# ગ્રંથાવલોકન

<u>બાપુની કારાવાસની કહાણી</u> : લે૦ ડૉ૦ સુશીલાબહેન નય્યર, અનુ૦ મણિભાઈ ભ. દેસાઈ પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં ૬-૦-૦; પૃ૦ ૨૨+૫૧૬

બાપુજીનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ ખરેખર અભૂતપૂર્વ જ હતું એમના લખાણો દ્વારા એનો આપણે પરિચય કરીએ છીએ. પરંતુ એમના સાન્નિધ્યમાં રહેવાને ભાગ્યશાળી થયેલી વ્યક્તિઓએ પણ એમના વ્યક્તિત્વની આપણને ઝાંખી કરાવી છે શ્રી મહાદેવભાઈની ડાયરી એ બાબતમાં ધ્યાન ખેંચે એવી છે એવી જ બીજી ડાયરી આપણને મળતી હોય તો તે આ પુસ્તક છે

ડૉ સુશીલાબહેન બાપુની સાથે ઘણા વરસ રહ્યા છે જ્યારે બાપુજીને ૧૯૪૨ની સાલમાં આગાખાન મહેલમાં નજરકેદ રાખવામાં આવ્યા હતા ત્યારે એ જેલનિવાસ દરમિયાન સુશીલાબહેન બાપુજી પાસે રહ્યા હતા તે આખો સમય આપણા દેશના ઇતિહાસમાં અતીવ મહત્ત્વનો ગણી શકાય એ સમય દરમિયાન ત્રણ અતિગંભીર પ્રસંગો બન્યા

(૧) મહાદેવભાઈનું અનસાન

(૨) બાપુજીએ કરેલા ૨૧ દિવસના ઉપવાસ

(૩) પૂજ્ય બાનું અનસાન !

મહાદેવભાઈ અને બાના અવસાનને લીધે બાપુએ જે હૃદયની વ્યાકુળતા અનુભવી એમણે જે મનોમંથનો અનુભવ્યા એ બધું આપણને અજ્ઞાત જ હોત પરંતુ સદ્ભાગ્યે ડા સુશીલાબહેન બાપુજીની પાસે હતા અને બાપુજીએ જ મહાદેવભાઈના અવસાન પછી એમને ડાયરી લખવા કહી ૧૬મી તારીખે બાપુજીએ સવારની પ્રાર્થના વખતે સુશીલાબહેનને કહ્યું

"મહાદેવનો જેવો બોજો ઉપાડી શકે તેવો ઉપાડી લે આજથી તારે નિયમિત ડાયરી રાખવાની છે યાદ રાખજે કે એક દિવસ આ ડાયરીઓ છપાવાની છે " પછી સુશીલાબહેને નિયમિત ડાયરી લખવા માંડી અને બાપુજી તે વાંચી જતા હતા

આમ બાપુએ જેલમાં કેવી રીતે દિવસો વિતાવ્યા, મહાદેવભાઈ અને પૂજ્ય બાના અવસાન વખતે બાપુની કેવી સ્થિતિ હતી, સરકાર સાથે એ કારાવાસ દરમિયાન શી મંત્રણા ચાલતી હતી એ સર્વ ઐતિહાસિક પ્રસંગોની જાણ આપણને આ પુસ્તક દ્વારા થાય છે

આ પુસ્તક ગંભીર પ્રસંગોથી ભરેલું છે, અને બાપુજીના વ્યક્તિત્વની સુકોમળ બાજુનું આપણને દર્શન કરાવે છે બાપુ-પ્રેમી સૌ ભાઈબહેનોને આ સુંદર પુસ્તક જરૂર પ્રેરણાદાયી થઈ પડશે



"શરીર અને મનને આનંદપૂર્વક કામે લગાડવાથી ઉપાધિમાત્ર ટળે છે."

# આરાધના

## ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૩ | ૩૦ ઑક્ટોબર - ૧૯૫૦ | અંક ૯

"મરણનો ભય ટાળવા, મનોવિકાર નસાડવા પ્રયત્ન કરી પ્રફુલ્લિત રહો."

શંકરાચાર્યે એક શ્લોક કહ્યો છે તેમાં એવું કહ્યુ છે કે, સમુદ્રને કિનારે બેસી ઘાસની સળી ઉપર પાણીનું બિંદુ મૂકી સમુદ્ર ઉલેચતા માણસને જેટલી ધીરજ અને જેટલી વાર લાગે તેના કરતાં વધારે ધીરજ અને વખતની જરૂર મનને મારવામાં એટલે મોક્ષ સાધવામા જોઈએ. તમે તો ઉતાવળા થઈ ગયા લાગો છો! મરણનો ભય, મેં બહુ વિચાર્યું છે તો પણ, મારોયે સાવ નથી ગયો. છતાં હુ અધીરો નથી થતો. પ્રયત્નવાન રહું છું. તે કોઈક દિવસે મુક્ત થઈશ જ. પ્રયત્ન કરવાનો એક પણ લાગ ન છોડયો. એ આપણું કર્તવ્ય છે. પરિણામ લાવવું કે ઇચ્છવું એ પ્રભુ આધીન છે પછી પંચાત શાને? માતા બાળકને ધવરાવતાં પરિણામનો વિચાર નથી કરતી. તેનું પરિણામ તો આવે જ છે. મરણભય ટાળવા, મનોવિકાર નસાડવા પ્રયત્ન કરી પ્રફુલ્લિત રહો એટલે જશે. નહિ તો વાંદરાનો વિચાર ન કરવાના વિચાર કરતા વાંદરો વિચારમાં આવ્યા જ કર્યો એવું થશે. આપણે પાપ યોનિમાથી જન્મ્યા, પાપકર્મથી દેહાધીન થયા તે બધા મળ તમે એક પળમાં કેમ ધોઈ શકશો?

'સૂતર આવે તેમ તું રહે,
 જેમ તેમ કરીને હરિને લહે'

એ બોધ અખા ભગતે કર્યો છે. તુલસીદાસજી કહે છે કે, સંકટ હોય યા ન હોય પણ રામનામ જપો એટલે સર્વાંશ સિદ્ધ. આપણે તો એ જ અર્થ સિદ્ધ કરવાનો છે. એટલે તે જપ જપ્યા કરજો. રામ કયા તે મનની સાથે નિશ્ચય કરી લેવો. તે રામ નિરંજન છે, નિરાકાર છે. રાક્ષસી વૃત્તિઓના સમૂહ રૂપી રાવણનો દૈવી વૃત્તિઓ રૂપી અનેક પ્રકારના શસ્ત્રો વડે સંહાર કરનાર છે. તે પ્રાબલ્ય માટે ૧૨ વર્ષની તપશ્ચર્યા કરનાર છે. છેવટમાં શરીરને કે મનને એક ક્ષણભર પણ નવરા ન રહેવા દેવાં. ઉત્સાહપૂર્વક બન્નેને કામે લગાડવાં એટલે



તમારી ઉપાધી માત્ર ટળશે જ. બાકી તો પ્રભુ ઉપર ભરોસો રાખવો. શ્રદ્ધાપૂર્વક જે એ નામનો જપ જપે તે હમેશાં સુરક્ષિત છે એમ માનું છું. બાપુ



જગદીશ્વરની પ્રાર્થના

પાપઃ ખલોઽયમિતિ નાર્હસિ મા વિહાતુમ્
કિં રક્ષયા કૃતમતેરકુતોભયસ્ય ।

યસ્માદસાધુરધમોઽહમપુણ્યકર્મા
તસ્માત્ તવાસ્મિ સુતરામનુકંપનીયઃ ॥
(વલ્લભદેવ – સુભાષિતાવલિ ૩૫૨૪)

હે ભગવાન, આ તો પાપિયો અને દુષ્ટ છે એમ જાણીને તું મને છોડી ન દેતો. જેની સન્મતિ ખીલેલી છે, અને તેથી જેને કયાયથી ભય જ નથી એવા સજ્જનની તું રક્ષા કરે એનો કાંઈ અર્થ જ નહિ કેમ કે હું ભૂંડા કામનો કરનારો નીચ દુર્જન છું, એટલે તારી દયાનું હું અધિકું પાત્ર છું.

પ્રવચન ૯૧

ન દ્વિષન્તઃ ક્ષયં યાન્તિ યાવજ્જીવમપિ ઘ્નતઃ ।
ક્રોધમેવ તુ યો હન્તિ તેન સર્વદ્વિષો હતાઃ ॥
(૧૦ સુ૦ ૩૩૫૯)

માણસ જીવે ત્યાં લગી રાત ને દિવસ તલવારથી શત્રુઓના ડોકાં ઊડાડ્યા જ કરે તો પણ શત્રુઓનો નાશ ન થાય પરંતુ જે ક્રોધને જ હણે છે તેના શત્રુમાત્ર હણાઈ જાય છે. ૬૦ વા૦

અન્યાયોપાર્જિત વિત્તં, દશ વર્ષાણિ તિષ્ઠતિ।
પ્રાપ્તે ચૈકાદશ વર્ષે, સમૂલં ચ વિનશ્યતિ॥

શાસ્ત્રકાર મહારાજા માનવીના મનનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યા પછી એક પરમ મંગળ સત્ય ગાય છે: "અન્યાયથી મેળવેલી સંપત્તિ દશ વર્ષ પર્યંત રહે છે અને જ્યારે અગિયારમું વર્ષ બેસે છે ત્યારે સમૂળગું વિનાશ પામે છે."

કોઈ એક નગરમાં હેલાક નામનો વેપારી પોતાના પરિવાર સાથે રહેતો હતો. હેલાકની વાણી ઘણી મીઠી હતી. રીતભાત આકર્ષક હતી. કહેવત છે કે:–

નમન નમનમેં ફેર હૈ, બહોત નમે નાદાન;
દગલબાજ દુના નમે, ચિત્તા, ચોર, કમાન.

આ પ્રકારની એની રીતભાત હતી. વાણીના જાદુથી તે લોકોને ગમે તે સમજાવી દેતો અને મીઠી વાણીનો ઉપયોગ લોકોને છેતરીને ધન કમાવા પાછળ કરતો. લેવાના કાટલાં જુદાં, દેવાનાં કાટલા જુદા, માલમાં સેળભેળ, છળકપટ વગેરે વડે તે ભારે નિષ્ણાત થઈ ગયો હતો.

લોકનજરે તે આવા વર્તનથી લોકોને છેતરી શકતો હતો તે સાચું, પરંતુ તત્ત્વ દૃષ્ટિએ વિચારીએ તો તે પોતાની જાતને જ છેતરી રહ્યો હતો.

આવા અન્યાય કાર્યથી તેણે ઘણું ધન મેળવ્યું હતું.

હેલાક શેઠનો એકનો એક પુત્ર નવજવાન બન્યો અને બાજુના કોઈ નગરમાં રહેતા એક ધર્મિષ્ઠ શ્રાવકની કન્યા સાથે તેનાં લગ્ન કરવામાં આવ્યાં. હેલાકની પુત્રવધૂ સદાચારી, સંસ્કારી, સુરૂપ અને ધર્મશ્રદ્ધાના ગુણોથી શોભતી હતી.

હેલાકની દુકાન ઘરની બાજુમાં જ આવી હતી અને કોઈ માણસ માલ આપવા આવે ત્યારે હેલાક પોતાના પુત્રને કહેતો: "ભાઈ, પંચ પોષ્કર લાવજે....આ તો આપણા સંબંધી છે."

પંચ પોષ્કર એટલે સવા શેરિયું માપ.... મણનું સવા મણ થાય.

કોઈ માલ લેવા આવે ત્યારે હેલાક પોતાના પુત્રને કહેતો: "ભાઈ, ત્રિપોષ્કર લાવજે.......આ આપણા જુના અને ભલા ગ્રાહક છે"

ત્રિપોષ્કર એટલે પોણા શેરિયું માપ. મણનું પોણો મણ થાય.

હેલાક શેઠની આ સાંકેતિક ભાષા ધીરે ધીરે લોકોનાં જાણવામાં આવી અને લોકોએ તેનું નામ વંચક શેઠ પાડ્યું.

એક વખત હેલાકના પુત્રને તેની પત્નીએ પૂછયું: "આપના પિતાશ્રીને લોકો જુદા નામથી શા માટે બોલાવે છે?"

હેલાકના પુત્રે પત્ની આગળ....સઘળી વાત કહી બતાવી અને વેપારમાં જે રીતે દગાખોરી ચાલતી હતી અને જે પ્રકારની સાંકેતિક ભાષા વપરાતી હતી, તે સઘળી માહિતી આપી. પત્નીના મધુર સ્વભાવ આગળ પતિ જરા પણ અસત્ય બોલી શક્યો નહીં.

બીજે દિવસે સવારે પુત્રવધૂએ પોતાના શ્વશુર સમક્ષ મસ્તક નમાવી મૃદુ મંજુલ સ્વરે કહ્યું: "હે તાત! આ રીતે અન્યાયથી મેળવેલું ધન નહીં ધર્મકાર્યમાં ખરચી શકાય,

કે નહીં એ સાચવી શકાય. કારણ કે અન્યાયથી મેળવેલું ધન અન્યાયના માર્ગે જ ચાલ્યું જાય છે....માટે ન્યાયમાર્ગે ધન મેળવવું એ જ ઉત્તમ છે.".

હેલાક શેઠે કહ્યું: "જો ન્યાયથી ધંધો કરવામાં આવે તો ઘરનો વ્યવહાર કેવી રીતે ચાલી શકે?"

પુત્રવધૂએ કહ્યું: "બાપુ, ન્યાયથી પ્રાપ્ત કરેલું ધન કદાચ ઓછું હોય, તો પણ તે ધર્મશુદ્ધ અને વ્યવહારશુદ્ધ હોવાથી તેના વડે બીજું ઘણું પ્રાપ્ત થાય છે. વળી એ ધન કાયમ ટકી શકે છે. અન્યાયથી મેળવેલું ધન ઘણું વિનાશકારી છે. એક તો એ બીજી પેઢી સુધી ટકતું નથી. બીજું એવા ધનના યોગે મન નબળાં થઈ જાય છે અને સદાચારની ભાવના નષ્ટ થઈ જાય છે. પરિણામે અન્યાય બીજા વારસામાં ઊતરે છે અને કુળગૌરવ નષ્ટ થઈ જાય છે. માટે મારી પ્રાર્થના છે કે આપ ન્યાયપૂર્વક વેપાર કરો. મારા શબ્દોમાં વિશ્વાસ ન બેસતો હોય તો કેવળ છ માસ માટે પણ આપ ન્યાયપૂર્વક ધન કમાવું એવી પ્રતિજ્ઞા લો.

પુત્રવધૂની મધુર વાણીથી હેલાક શેઠે છ માસ માટે નીતિ માર્ગે ધન કમાવાની પ્રતિજ્ઞા લીધી.

હેલાકના સત્ય વ્યવહારથી લોકો એના તરફ આકર્ષાવા લાગ્યા અને થોડા જ સમયમાં લગભગ પાંચ શેર સુવર્ણની કમાણી થઈ. શેઠે આ સાચી દાનતથી એકઠું કરેલું સોનું પુત્રવધૂને આપ્યું.



પુત્રવધૂએ વિચાર કર્યો: "આ સંપત્તિ નીતિથી મેળવેલી છે કે નહિ? એની પરીક્ષા કરવી જોઈએ."

પરીક્ષા કરવાના આશયથી તેણે પાંચ શેર સોનાની એક પાંચ શેરી બનાવરાવી અને તેના પર ચામડું મઢી, ચામડા પર હેલાક શેઠનું નામ કોતરી તે પાંચ શેરી તેણે રસ્તા વચ્ચે મૂકી દીધી. ત્રણ દિવસ સુધી રઝળતી રહી અને ચોથે દિવસે પાછી આવી.

તરત જ તેણે એ સુવર્ણની પાંચ શેરી જળાશયમાં નાખી. એને એક મોટો મચ્છ ગળી ગયો. બે ચાર દિવસ પછી એ મચ્છ એક માછીમારની જાળમાં સપડાયો અને તેને ચીરતા તરત પાંચ શેરી દેખાણી. માછીએ ચામડા પર હેલાક શેઠનું નામ વાંચ્યું અને તે બિચારો આ વસ્તુ હેલાક શેઠને આપી ગયો.

હેલાક શેઠે ચામડું ઉખેડીને, જોયું તો પાંચ શેર સોનાની પાંચ શેરી!

પુત્રવધૂએ આખી વાત કહી અને હેલાક શેઠને પ્રતીતિ થઈ કે ન્યાયથી મેળવેલું ધન કોઈ કાળે જતું નથી.

પોતાની ગુણિયલ પુત્રવધૂનો આભાર માનીને હેલાક શેઠે જીવનભર ન્યાયયુક્ત વેપાર કરવાની પ્રતિજ્ઞા લીધી.

"પ્યારાબાપુ"

# સાચા સુખનુ મૂળ સતોષ

સતમાલજી

જૈન શાસ્ત્રોમા એક રૂપક ઉપર વાત આવે છે તેનો ભાવાર્થ એવો છે કે ત્રણ માણસો સાથે મુસાફરીએ નીકળ્યા તેમનો હેતુ ગુજરાન માટે કઈક ધધો શોધવાનો પણ ખરો. રસ્તે ચાલતા એક લોખડનો ભડાર મળ્યો તેમા લોખડના વાસણ ભરેલા હતા એટલે ત્રણે જણે પોતપોતાનાથી લેવાય તેટલા વાસણ લઈ લીધા પછી આગળ ચાલ્યા, એટલે બીજો એક તાબાનો ભડર આવ્યો તેમા તાબાના વાસણ હતા એટલે ત્રણમાથી બે જણે લોખડના નાખી દઈ તાબાના વાસણ લીધા. એકે ન લીધા એણે વિચાર્યું કે મને જે મળ્યુ છે એનાથી મને સતોષ થયો છે એટલે મારા માટે તો પ્રથમની વસ્તુ જ બરાબર છે તેઓ આગળ ચાલ્યા ત્યા તો ચાદીનો ભડાર આવ્યો એટલે પેલા બે જણે તો તાબાના વાસણ નાખી દઈ ચાદીના લઈ લીધા પેલો એક મક્કમ રહ્યો વળી પાછા આગળ ચાલ્યા એટલે સોનાનો ભડાર આવ્યો એટલે પેલા બે જણે ચાદીના વાસણ ફેકી દઈ સોનાના પકડ્યા પેલો એક જણ તો બરોબર અડગ જ રહ્યો એણે માન્યુ કે મને જોઈતું હતુ તે મળ્યુ છે પછી ચિંતા શી?



આ ઉપરથી આપણને એમ લાગશે ખરુ કે પેલા બે જણે કર્યું એમા ખોટુ શુ હતુ? ઊલટુ તેજ સાચુ હતુ પેલો એકજ મૂરખ હતો કે તેણે સોનાના વાસણ ન લીધા. પણ આમા તો એક સિદ્ધાત સમાયેલો છે સિદ્ધાતને રૂપિયા, આના પાઈથી ન મપાય વાસણ જે સાધન હતુ અને સતોષ કે આનદ જે સાધ્ય હતુ તેને પેલા બે જણે ગૌણ માન્યુ માણસ જો સાધનના જ વિકાસની ભાંજગડમા ગૂચવાઈ જાય તો તેનો સાચો વિકાસ અટકી પડે છે અને પરિણામ એ આવે છે કે આ તત્વ તેના જીવનમા નાના મોટા દરેક પ્રસગે આડુ આવે છે અને કાયમી અસતોષ જન્માવે છે ઘણા માણસો એવા હોય છે કે આખી જિદગી ઝાવા મારવામા જ વેડફી નાખે છે એક વખત નક્કી કરે કે મારી પાસે જો આજીવિકાનુ સાધન ઊભુ થઈ જાય તો પછી સતોષ માની લઉ પછી કઈ પણ કાળુધોળુ ના કરુ પ્રમાણિક મહેનત કરીને જીવુ અને તેમ કરવા છતા કદાચ પૈસા વધે તો કોઈ સારા કામમા વાપરી નાખુ આમ વિચાર કરીને એ માણસ ચેન કેન પ્રકારેણ એ સ્થિતિ મેળવી લે છે પછી પેલી વાત યાદ આવે છે, કેમ હવે સતોષ? ત્યા મન દલીલ કરે છે આટલાથી શુ થાય? આટલી કાયમી મૂડી થાય પછી વાત આમ માણસને જે વસ્તુ મળે છે તેનાથી તે સતોષ નથી પામતો પણ વધુ મેળવવાનુ દુ ખ વહોરે છે દા ત હજાર મળ્યા તેની લિજ્જત નથી ભોગવતો પણ નથી મળ્યા તેવા દસ હજાર મેળવવાની ઉપાધિમા પડે છે સારુ મકાન મેળવે છે તેની મોજ નથી માણતો પણ બગલો નથી મળ્યો તેનુ દુ ખ ભોગવ્યા કરે છે, અને આમ આખી જિંદગી કલ્પનાથી ઊભા કરેલા દુ ખમા પૂરી કરે છે

અલબત્ત વિકાસની બાબતમાં માણસે બારણું બંધ ન કરવું જોઈએ. જો એ બંધ થાય તો વિકાસ અટકી જાય. જિજ્ઞાસા એ જીવનનું મહામોલું સોપાન છે, અને એને જીવનના અંત સુધી જાગૃત રાખવું જોઈએ. નવાઈની વાત તે એ છે કે વિકાસ અને જિજ્ઞાસામાં જ માનવીને આળસ ઘેરે છે, કૂકા (ધન) મેળવવામાં તો રાતદિન જાગૃતિ રહે છે.

માતા, પિતા, ભાઈ, બહેન વગેરે કુટુંબીઓ પણ વિકાસને તક આપનારાં સાધનો છે. પણ માણસ જો એમાં ગૂંચવાઈ જાય, એની લેતી દેતીમાં જ પુરાઈ જાય તો આગળ નહિ વધી શકે. આ બાબતમાં પશુ સમાજ કરતાં માનવ સમાજ પાછળ રહ્યો છે. એમાં તે કહેવાતાં સગાં સ્નેહીઓનાં જાળાં અને વેલા વેલીઓથી એટલો બધો અટવાઈ ગયો છે કે જિંદગી સુધી બહાર નીકળી શકતો નથી. અને એથી ખરા હૃદયની પ્રભુ–સ્મરણની વાત પણ એને ગોઠ ચઢતી નથી. એને ખ્યાલ પણ નથી કે લોહીના સંબંધ કરતાં ગુણના સંબંધની વાત મુખ્ય છે કે જે સંબંધો કાયમી શાંતિ આપે છે. પણ આ વાત સામાન્ય બુદ્ધિને લીધે માણસ વિચારી શકતો નથી. એને એ પણ ખ્યાલ નથી હોતો કે આ મારા સંબંધો કાયમી રહેવાના નથી. એક સંબંધ ગયા પછી બીજો બાંધવાનો છે.

ભ્રમર આજે એક ફૂલ ઉપર તો કાલે બીજા ફૂલ ઉપર એમ ભ્રમણ કર્યા જ કરે છે. એનો સંબંધ મધ લેવા પૂરતો હોય છે. એ સંબંધ એના વિકાસ પૂરતો માને ત્યાં સુધી ઠીક છે. પણ જો એ ચોંટી જાય, આસક્ત થઈ જાય તો પુષ્પ બિડાઈ જઈને કદાચ તેનું મૃત્યુ પણ લાવે છે.

એટલે આપણી ફરજને બરાબર અદા કરીએ પણ મોહ સંબંધોથી તો છૂટીએ જ. પાડોશનું હિત થતું હોય તો ઘરના સંબંધો આડે ન આવવા જોઈએ અને ગામનું હિત થતું હોય ત્યાં પાડોશના સંબંધો આડે ન આવવા જોઈએ. આમ ઠેઠ જગત સુધી પહોંચી જઈએ તો વિશ્વની સાથે જે સગાઈ છે કે જેને આપણે પ્રેમસગાઈ કહીએ છીએ તે વધુ વિકસિત બને અને અરસપરસ બધાં જણ આવા મધુર અને કર્તવ્યપારાયણ સંબંધો દ્વારા જ સાચા સુખને સિદ્ધ કરી શકીએ.

---

"પંક્તિ ભેદ કરવો એ મહા પાપ છે."

એક દિવસે સ્વામી શ્રી પ્રકાશાનંદજીને તેમના ભક્તોએ તરબૂચ સમારીને વચમાંનો ગર્ભ રકાબીમાં આપ્યો. આ જોઈ સ્વામીજીએ મજાક કરતાં કહ્યું :

"એક રાજા મહેલ પર અગાસીમાં બેસી ફળફળાદિ ખાતા હતા અને છોતરાં નીચે ફેંકતા હતા. ત્યાંથી પસાર થતા એક ગાંડા જેવા માણસે તે છોતરાં ઉપાડી ત્યાં બેસીને ખાવા માંડ્યાં. આ જોઈ પહેરેગીરોએ તેને ધમકાવી ત્યાંથી ચાલ્યા જવા કહ્યું. તે ગાંડાએ ગણકાર્યું નહીં. સિપાઈઓ તેને મારવા લાગ્યા, પણ જેમ મારે તેમ ગાંડો વધુ હસવા લાગ્યો. એટલામાં રાજાની નજર તેના પર પડી અને તેને કૌતુક લાગ્યું, તેથી તે ગાંડાને પોતાની પાસે બોલાવી માર પડવા છતાં હસવાનું કારણ પૂછ્યું. તે ગાંડાએ કહ્યું કે છાલ ખાનારને આટલો માર ખાવો પડ્યો તો ગર્ભ ખાનારને કેટલો માર ખાવો પડશે તે વિચારમાં મને હસવું આવતું હતું. રાજા ઉત્તર સાંભળી સમજી ગયો કે આ તો કોઈ જ્ઞાની છે. પોતે તરત જ તેને પગે પડી ક્ષમા માગી." આ સાંભળી સૌ હસી પડ્યા. સ્વામીજીએ કહ્યું કે, પંક્તિ ભેદ કરવો એ મહા પાપ છે.

"પ્યારાબાપુ"




"ધર્મગ્રંથોનુ મનન કરીને જીવનમા ઉતારીએ તો જ તે તારી શકે".

માત્ર રામાયણ વાચવાથી કે સાભળવાથી કઈ ન વળે તે એવો ઉપયોગી ગ્રથ છે કે તેના શબ્દે શબ્દે આપણને નવુને નવુ જાણવાનુ મળ્યા જ કરે છે પણ એ જાણીને પ્રસગ આવે ત્યારે જીવનમા ન મૂકીએ તો એ જાણ્યુ નકામુ છે તુબડુ હોય તે આપણને ડૂબતા બચાવે ખરુ પણ કિનારે ન લઈ જાય એ તો આપણા હાથ પગ હાલે તો જ કિનારે જવાય તેમ રામાયણ એ તુબડુ છે એનુ મનન કરીને જીવનમા ઉતારીએ તો જ તે તારી શકે રામાયણમા આપણને ધર્મ કોને કહેવાય અને અધર્મ કોને કહેવાય એ સ્પષ્ટ સમજાવ્યુ છે

ધર્મ એ અતરમાથી ઊગે છે એનો એક તાજો દાખલો આપુ રાધનપુરમા ગયા દુષ્કાળ વખતે એક દિવસ ગોળ વહેચાયો. ખોદકામ કરતા બધા મજૂરોએ ગોળ લીધો પણ એક છોકરીએ લેવા ના પાડી ઘણો આગ્રહ કર્યો પણ તેણે ના જ માન્યુ કારણ પૂછ્યુ ત્યારે કહ્યુ કે મારી બાએ મફતનુ કશુય લેવાની ના પાડી છે મને નવાઈ લાગી કે વગર મહેનતનુ ન ખવાય એ વેદ ધર્મ એને કોણે શીખવ્યો હશે ? મને એ માતાને મળવાનુ મન થયુ અને એક દિવસ પ્રસગ પડયે એને ઘેર ગયો. ગયો ત્યારે માથે આધુ ઓઢીને એ બાઈ બેઠી હતી મને જોઈને એ ઊભી થઈ ગઈ ને આવકાર આપ્યો. એ વિધવા હતી થોડા વખત પહેલા જ એનો જુવાન ધણી મરણ પામ્યો હતો મે પૂછ્યુ "ખેતી કરો છો ?" ત્યારે તેણે કહ્યુ "હવે નથી કરતી. બે બળદ હતા તે વેચી નાખ્યા, અને ત્રીસ વીઘા જમીન હતી તે ગોચરમા મૂકવા મહાજનને આપી દીધી આ મારી છોકરી છે તે મજૂરીએ જાય છે અને હુ ઘરનુ કામ છાણાલાકડા કરુ છુ આમ મારુ ગુજરાન ચાલે છે બે બળદના છસો રૂપિયા ઊપજ્યા તે શેઠને આપ્યા છે અને કહ્યુ છે કે મારા ધણીનુ કલ્યાણ થાય તેવા કોઈ સારા કામમા વાપરજો શેઠ બહુ ભલા છે તેમણે એ રૂપિયા એક વરસ પોતાની પાસે રાખ્યા અને બાજુના એક ગામમા પાણીનુ બહુ દુ ખ હતુ ત્યા ગામ લોકોએ મજૂરી કરી, જેથી રૂા ૫૫૦)મા એક કૂવો અને હવાડો બનાવી દીધા છે બાકીના પચાસ અને બીજા વ્યાજના થયા તે મળીને ગામમા પરબ ચલાવે છે" મે કહ્યુ કે, તમે એ રકમ તમારા ભરણપોષણ માટે રાખી હોત તો ? તેણે મારી સામે આખો ટગટગાવતા કહ્યુ 'મારો ધણી

બહુ જુવાન હતો. ધણી મહેનત કરીને તેણે ખજૂર આણ્યા હતા. એની મહેનતનું અમારાથી ખવાય?" "ત્યારે આ જમીન એકલી છોકરી માટે રાણી હોત તો?" ત્યારે તેણે જવાબ આપ્યો: "છોકરી એનું નસીબ લઈને નહિ આવી હોય?" આ જવાબ સાંભળી હું તો આભો જ બની ગયો. મને થયું કે આને કોણે આ શાસ્ત્રો ભણાવ્યાં હશે? મોટા મોટા તત્વજ્ઞાની કહેવાય છે તે સાચા કે ખૂણામાં પડેલી આ કોળી બાઈ સાચી? ક્યાં આજનો બીજાની મજૂરીનું હડપ કરી જતો છતાંય શિક્ષિત કહેવાતો સમાજ અને ક્યાં અણઘડ કહેવાતાં આ ગામડિયાં? એમાંથી કોણ અણઘડ? હજુ મારા મનમાં "મારો ધણી બહુ જુવાન હતો એની મજૂરીનું અમારાથી ખવાય?" એ શબ્દો ગુંજ્યા જ કરે છે. —રવિશંકર મહારાજ

## ધર્મકથા

વાલજી ગોવિન્દજી દેસાઇ

૭

કેટલાક માણસ હ૦ ઉમરને મળવા ગયા, અને જુએ છે તો પોતે અંગરખાની ચાળ ચડાવીને આમ તેમ હડિયાહડી કરે છે. માણસોને જોઈને કહે, 'આવો, તમે પણ મને સથવારો પૂરવો. બૈતુલમાલ[રાષ્ટ્રકોશ]નો એક ઊંટ ભાગી ગયો છે. એક ઊંટમાં કેટલા ગરીબનો હક શામિલ છે તે તો તમે જાણો છો.' એક જણ કહે, 'અમીર-ઉલ-મોમીનીન (આસ્તિકના રાજા), આપ શું કામ દાખડો કરો છો? કોઈ ગુલામને હુકમ કરો એટલે એ ગોતી આવશે.' હ૦ ઉમર બોલ્યા; 'મારાથી ચડે એવો ગુલામ કોણ હોઈ શકે?'

૮

એક વેળાએ હ૦ ઉમર સારી વાર ઘરમા રહ્યા. બહાર આવ્યા તો લોકો વાટ જોતા હતા, એણે જાણ્યું કે હઝરત આગળ પહેરવાનાં કપડાંની બીજી જોડી હતી નહિ, એટલે પહેરેલાં લુગડાં ધોઈને સૂકવેલાં હતાં. સૂકાઈ ગયા એટલે એ જ વસ્ત્ર પહેરીને બહાર નીકળ્યા.

૯

એક વાર હ૦ ઉમર રાતે નગરચર્ચા સાંભળવા નીકળ્યા હતા, ત્યારે મદીનાથી ત્રણ માઇલ દૂર એક મુકામે જઈ ચડ્યા, અને જોયું તો એક સ્ત્રી કાંઇક રાંધે છે ને બે ત્રણ છોકરાં રો રો કરે છે. પોતે પાસે ગયા, ને શું વાત છે એમ પૂછ્યું, તો બાઈ કહે, 'ઘણા વખતથી છોકરાંને ખાવાનું મળ્યું નથી, એટલે એને ફોસલાવવા સારુ ઠાલું હાંડલું એમાં પાણી નાખીને ચૂલે ચડાવ્યું છે.' હ૦ ઉમર એવે જ ટાણે મદીના આવ્યા, રાષ્ટ્રકોઠારમાંથી લોટ, ઘી, ખજૂર એવું એવું લીધું, ને પોતાના ગુલામ અસ્લમને કહ્યું, 'મારા વાંસા ઉપર આ બધું રાખી દે.' અસ્લમ કહે, 'હું ઉપાડી લઉં.' હ૦ ઉમર કહે, 'ઠીક છે, પણ કયામતને દિવસે તું થોડો મારો ભાર ઉપાડવાનો હતો?' એમ કરીને એ તો પોતે ભાર ઉપાડીને એ બાઈ આગળ આવ્યા ને એના મોઢા આગળ બધી વસ્તુ ધરી. બાઈએ લોટ બાંધ્યો, ને હાંડલું ચૂલે ચડાવ્યું; હ૦ ઉમર પોતે ચૂલો ફૂંકતા ગયા. ભોજન તૈયાર થયું એટલે છોકરાંએ આનન્દપૂર્વક ખાધું, અને કૂદાકૂદ કરવા મંડ્યાં, તે જોઈને હ૦ ઉમર પણ પ્રસન્ન થયા. બાઈ કહે, 'ખુદા તમારું ભલું કરે. તમે જ અમીર-ઉલ-મોમીનીન થવાને યોગ્ય છો.'

(શિબ્લીકૃત અલ્ફારૂક ઉપરથી)

# વખાણ

જ્યોતીન્દ્ર હ. દવે

"આ તે તમે શો ધધો માડ્યો છે? કોઈ અમેરિકા જઈને જોડા બનાવવાના કારખાનાંઓની મુલાકાત લઈને આવે, કોઈ ટિમ્બકટુ જઈને ત્યાની ગટરોનુ નિરીક્ષણ કરીને પાછો ફરે, કોઈને શબ્દવ્યૂહરચનાની હરિફાઈમા ઇનામ મળે એટલે સમારભો કરીને એને માન આપવા કેમ મંડી પડો છો?" આપણા એક સાહિત્યકાર પરદેશની મુસાફરી કરીને પાછા ફર્યા ત્યારે તેમને સત્કારવાનો સમારંભ ગોઠવવામા આવ્યો હતો તેને ઉદ્દેશીને એક પ્રૌઢ વિચારકે ઉપર મુજબ ટીકા કરી.

"આપણા પોતાના લાગતા હોય એવા માણસને કોઈ ઉત્તમ પદવી મળે, એને અકસ્માત કઈ લાભ થાય અથવા દૂર મુસાફરી કરવા એ પ્રસ્થાન કરે કે ત્યાંથી પાછો ફરે ત્યારે આપણો હર્ષ વ્યક્ત કરવા આપણે તેને અભિનદન આપીએ તેમા ખોટું શું છે?" મે પૂછ્યુ

"અભિનંદન આપવા હોય તો એને પત્ર લખો પણ આવા જાહેર મેળાવડા કરવાની શી જરૂર? અને તેમાયે જેને અભિનંદન આપવાં હોય તેનાં ભારોભાર વખાણ કરવાની શી જરૂર? વખાણી વખાણીને આપણે આપણા સારા માણસોને વધુ પડતા આત્માભિમાનવાળા ને ગુમાની બનાવી મૂકીએ છીએ. વાતોના વડા પીરસીને જ એ સંતોષ માનતા થઈ જાય છે. એમને કંઈ કામ કરવા દો. કંઈક કરી બતાવે પછી એમનાં કરવાં હોય તેટલાં વખાણ કરજો." એમણે જવાબ દીધો.

આપણામાં એક ખોટો પૂર્વગ્રહ બધાઈ ગયો છે કે જે માણસ બહુ બોલે તે કામ કરી શકે નહિ, અને ખરું કામ કરનારા માણસો તો મૂંગા મૂગા જ કામ કરે છે. પરતુ બીજાના અભિપ્રાય મૂજબ દોરવાયા વિના જે જાતે વિચાર કરીને નિર્ણય બાધે છે તે જરા જેટલુ પણ દુનિયાના જડચેતન સર્વ પદાર્થોનું નિરીક્ષણ કરશે તો તેને જણાઈ આવ્યા વિના નહિ રહે કે અવાજ કરનાર જ કામ કરી શકે છે. જેનુ જેવુ સામર્થ્ય તેવો તેનો અવાજ. સૌથી સમર્થ હોય છે તેનો અવાજ પણ એવો જ બળવાન હોય છે. મોટર જેટલો અવાજ કરી શકે છે તેટલો અવાજ ગાડુ કરી શકતુ નથી. સિહ સમી પ્રચડ ગર્જના બકરી કરી શકતી નથી. સાગરનો ધીર ગભીર ઘોષ ખાબોચિયાથી થઈ શકતો નથી સમીરના પ્રચંડ સુસવાટા હાથમાના નાજુક પખા વડે થઈ શકતા નથી. વિદ્યુતનો કાન ફાડી નાખે એવો અવાજ ન નકડા દીવાઓથી થઈ શકતો નથી. જગતમાં જે જે મોટા કાર્યો કરનારા થઈ ગયા છે તે બધા બોલકણા હતા. એટલું જ નહિ પણ એમની આસપાસના માણસો પણ વારવાર બોલ્યા જ કરતા. "વાતમાં ને વાતમાં લલ્લુભાઈએ ભરૂચ ગુમાવ્યું" એવી કહેવત, વાર્તાલાપનો મહિમા ન જાણનારા અથવા જેને વાર્તાલાપ કરતા આવડતો નહિ હોય એવા કોઈકે પ્રચલિત કરી છે. પરતુ ભરૂચ શું એકલા લલ્લુભાઈએ જ ગુમાવ્યું છે? લલ્લુભાઈ ઉપરાંત તો કઈક નથ્થુભાઈઓ ભરૂચના માલિક બની ગયા છે. એવા કેટલાય નથ્થુભાઈથી માંડી અંગ્રેજ સરકાર સુધીના ભરૂચના બધા માલિકોએ ભરૂચ ગુમાવ્યું છે.

(૧૯૫૦) ૨૩૬

એ લોકોએ તો ભરૂચ ગુમાવીને બીજું કશું મેળવ્યું નથી. લલ્લુભાઈએ તો ભરૂચ ગુમાવીને એના કરતાં ઘણી મોટી વસ્તુ મેળવી છે. એમનું નામ ગુજરાતી ભાષામાં અમર બની ગયું છે. 'બોલે તેનાં બોર વેચાય' એ કહેવત તદ્દન સાચી છે. જે બોલે તેની પાસે કદાચ બોર ન હોય તો પણ બીજા કોઈકનાં બોર વેચાય તેનો નફો પણ એને જ મળે છે.

અને કોઈનાં વખાણ કરવાં એમાં ખોટું શું છે? એ તો બહુ ઉત્તમ વસ્તુ છે. બીજાઓને ઉતારી પાડવાની, તેમની નિંદા કરવાની વૃત્તિ આપણામાં બહુ વધારે પ્રમાણમાં હોય છે. એને લીધે આપણને પોતાને ને જેની નિંદા કરીએ છીએ તે માણસને એમ બંને પક્ષને નુકસાન થાય છે. એને બદલે જો કોઈનાં વખાણ કરીએ તો તેને તેમ જ આપણને પોતાને પણ ફાયદો થવાનો સંભવ રહે.

"હમણાં હમણાં તમારા લેખો જોઈએ તેવા આવતા નથી. પહેલાં જેવી ચમક એમાં દેખાતી નથી." મારા એક સાહિત્યરસિક મિત્રે થોડા વખત પર ટીકા કરતાં મને ઉપલી મતલબનું કહ્યું હતું. "મને પોતાને પણ એમ લાગે. હવે મને થાક લાગ્યો છે. શરીર પહેલાં જેટલું કામ આપતું નથી. અને મન પણ પહેલાના પ્રમાણમાં જરા દુર્બળ બન્યું હોય તો નવાઈ નહિ." મેં કહ્યું.

એ જ દિવસે બીજા એક સાહિત્યરસિક મિત્ર મળવા આવ્યા. એમણે એમના ઓળખીતા એક તંત્રી તરફથી લેખની માગણી કરી. મેં કહ્યું, "હમણાં મારાથી બહુ લખી શકાતું નથી. અને જે કંઈ પણ લખાય છે તે તદ્દન દમ વગરનું હોય છે. હમણાં મારે થોડા વખત આરામ લેવાની જરૂર છે." "એમ કેમ કહો છો? હું તમારા લેખો નિયમિત વાંચું છું. બહુ સરસ આવે છે. લેખ ન આપવા માટે આવા બહાના ન કાઢો." એમણે જવાબ દીધો. "તમે મારાં ખોટાં વખાણ ન કરો. લેખ લેવા માટે એમ જૂઠાં વખાણ કરવાની કશી જ જરૂર નથી. હું પોતે વાત જાણું છું કે હમણાં મારાથી સારું લખી શકાતું નથી. ગમે તેમ ઘસડી કાઢું છું. એ તો સારું છે કે બહુ લોકો એ વાંચતા નહિ હોય." મેં કહ્યું. "ખરેખર, સાચું કહું છું. તમારાં વખાણ કરવા માટે કહેતો નથી. પણ હમણાં તમારા લેખો આવે છે તે સાચે જ મને બહુ ગમે છે. હું પોતે એ વાંચું છું. એટલું જ નહિ, પણ બીજાઓને પણ એ વાંચવાની ભલામણ કરું છું. અને તમારા લેખ સારા ન આવતા હોત તો હું એની માંગણી જ શું કરવા કરત?" એણે કહ્યું. "વારુ, લેખ ક્યારે જોઈશે?" મેં પૂછ્યું. "દશેક દિવસમાં આપશો તો ચાલશે." એણે કહ્યું. "આપીશ." મેં કહ્યું ને ફરી પૂછ્યું, "પણ મારા હમણાના લેખોમાં કંઈ દમ જેવું હોય છે એમ ખરેખર તમને લાગે છે?" "જરૂર; તમારી આત્મશ્રદ્ધા આમ પાંગળી કેમ થઈ ગઈ છે? તમારા લખાણમાં દમ જેવું છે એમ કોઈને લાગતું ન હોત તો એ માટેની માંગણી લોકો તરફથી થાત ખરી?" એણે કહ્યું.

એમના ગયા પછી મને થયું, આ માણસમાં સાહિત્યની સારી સમજ છે મને પોતાને ને મારા કેટલાક મિત્રોને પણ હમણાં મારાં લખાણ બહુ દમ વિનાનાં આવે છે એમ લાગતું હતું. પણ અમારા સૌના અભિપ્રાય કરતાં ઉપર્યુક્ત મિત્રનો અભિપ્રાય વધારે વજનદાર હોય એમ મને લાગ્યું, [અનુ૰ પૃષ્ઠ ૨૪૭મે]

# ગાંધીજી અને એક ચીની યુવક .. ... . ..

જી. રામચન્દ્રન્

સન ૧૯૨૫ની આ વાત છે એક ચીની વિદ્યાર્થી હિંદ આવ્યો હતો તેણે ગાંધીજી તેમ જ ગુરુદેવનુ નામ સાભળ્યુ હતુ તે પોતે પણ પ્રખ્યાત લેખક અને કવિ હતો શાતિનિકેતનમા ગુરુદેવની વિશ્વભારતીમા તે દાખલ થયો અને તે બહુ થોડા વખતમા બધાની સાથે હળીમળી ગયો તે વખતે જ્યારે બધુ સારી રીતે ચાલી રહ્યુ હતુ ત્યારે એના ઉપર એક આફત આવી પડી એના ઉપર જાસૂસ હોવાનો શક જવાથી વારવાર એની જડતી લેવામા આવી એનુ પરિણામ એ આવ્યુ કે એ બિચારો ગભરાઈ ગયો અને એણે વિશ્વભારતી છોડી દેવાનો નિશ્ચય પણ કર્યો પરતુ આ પારકા દેશમા એ ક્યા અને કોની પાસે જાય?

એણે ગાધીજીને એક પત્ર લખ્યો એમા એણે પોતાની મુશ્કેલીઓ તેમ જ બધી હકીકત સ્પષ્ટતાથી જણાવી. ગાધીજી ચિત્તરજનદાસના યાદગાર ફડને માટે ફાળો ઉઘરાવી રહ્યા હતા મહાદેવભાઈએ એ ચીની યુવકને તરત જ જવાબ લખ્યો. એમા જણાવ્યુ હતુ કે તે કલકત્તા આવીને ગાધીજીને મળે તે તરત જ કલકત્તા ગયો અને ગાધીજી પાસે હાજર થયો

બાપુએ એની આખો સામે જોઈને જ હમદર્દીભર્યા અવાજે કહ્યુ, "શાતિનિકેતનના લોકો મારા ગાઢ મિત્રો છે તેઓ હમેશા બીજા દેશોના લોકોનુ સ્વાગત કરે છે એ લોકોએ તમારા પર શક શા માટે આણ્યો? શુ તમે જાસૂસ છો?"

ચીની યુવકે પ્રભાવશાળી અને નિશ્ચયાત્મક ઢગમા જવાબ આપ્યો, "તેઓ સારા માણસો છે, હુ શાતિનિકેતનમા રહેવા જ માગુ છુ મારે વિશે જરૂર કઈક ગેરસમજ થઈ ગઈ છે પરતુ એમના વહેમથી મારા દિલને ખૂબ જ આઘાત લાગ્યો છે હુ નથી જાસૂસ કે નથી ભેદી, હુ માત્ર એક વિદ્યાર્થી છુ અને ભારતનો અભ્યાસ કરવાનો મારા દિલમા શોખ છે"

"હુ તમારુ કહેવુ સાચુ માનુ છુ" બાપુએ કહ્યુ, "શુ હુ તમારી જવાબદારી લઈને તમને શાતિનિકેતન પાછા મોકલી આપુ? તમારી પોતાની સચ્ચાઈની બાબતમા મારા આશ્વાસનનુ તેઓ પૂરેપૂરુ સન્માન કરશે?"

બાપુએ તે યુવક-હૃદયમા પ્રવેશ કરી તેને બરાબર ઓળખી લીધો હતો અને તેમણે તેના પરત્વે કઈક પ્રેમ પણ ઉત્પન્ન થયો હતો

યુવકનુ હૈયુ પણ ભરાઈ આવ્યુ અને તેની આખોમાથી અશ્રુધારા વહેવા લાગી

"કૃપા કરીને મને આપની જ પાસે રહેવા દો, અને મને આપના આશ્રમમા દાખલ કરી દો, જેથી હુ લગભગ આપની પાસે રહી શકુ' તેણે વિનતી કરી

બાપુએ સસ્મિત કહ્યુ, "પણ મારો આશ્રમ શાતિનિકેતનથી વધારે કઠણ જગા છે તમારા અભ્યાસ ઉપરાત તમારે અહી પૂરતો શારીરિક પરિશ્રમ પણ કરવો પડશે"

તેણે જવાબ આપ્યો–'ચીની લોકો મહેનતના કામથી ટેવાઈ ગયેલા હોય છે અને મને તેનો જરા પણ ડર નથી"

ગાંધીજીએ રજા આપી અને તેને ચીની ભાષાના નામથી સારી રીતે બોલાવી શકતા નહોતા તેથી એમણે એ હિંદી નામ બતાવી તેને કયું નામ ગમશે તે પૂછયું.

યુવકે શાંતિ નામ પસંદ કર્યું; અને જ્યાં સુધી તે હિંદમાં રહ્યો ત્યાં સુધી એ જ નામ રહ્યું. શાંતિ સાબરમતી આશ્રમમાં દાખલ થઈ ગયો. અહીં પણ તે સૌની સાથે થોડા જ વખતમાં હળીમળી ગયો. તેનું હૃદય તદ્દન બાળસુલભ હતું અને સ્વભાવ પણ વિનોદી હતો. બાળકો એને ખૂબ ચાહવા લાગ્યાં હતાં, કારણ કે તે તેમને માટે નાની નાની વસ્તુઓમાથી પણ અગણિત રમકડાં બનાવ્યા કરતો હતો.

તેને કપડાં ધોવાનું અને રસોડા માટે પાણી લાવવાનું કામ સોંપવામાં આવ્યુ હતું. રેંટિયો ચલાવતાં તો તે બહુ જ જલદી શીખી ગયો. જેમ જેમ મહિના વીતવા લાગ્યા તેમ તેમ તેનામાં અજબ પરિવર્તન થવા લાગ્યું. દિવસે દિવસે તેણે વધારે પરિશ્રમ કરવાનું શરૂ કરી દીધું, અને એવું એક પણ કામ ન હતું જે તે કરતો નહોતો. એટલે સુધી કે તેણે જાજરૂ સાફ કરનાર માણસો સાથે પણ કામ કર્યું.

ગાંધીજીની કૃતિઓને તે ખૂબ જ સાવધાનપણે વાંચતો. અને પછી એક દિવસ તે લખવા બેઠો. પાનાં ઉપર પાનાં લખતો ગયો અને તેની સામે લખેલા કાગળોનો ઢગલો ઝડપથી વધવા લાગ્યો. તે શું લખી રહ્યો હતો? રાત દિવસ મહેનત કરી તે કાગળ ઉપર શું લખતો હતો? આખરે એક દિવસે તેનું લખવાનું પૂરું થયું. તેણે સ્વચ્છતાથી કાગળોને કુશળતાપૂર્વક એકઠા કર્યા ને દોરાથી સીવીને તે સીધો બાપુના ઓરડામાં ગયો.

યુવકે ગાંધીજીને કહ્યું, "સંક્ષિપ્તમાં આ છે મારા જીવનની કથની." હિંદમાં આવ્યો તે પહેલાં સિંગાપુરમાં બીજા સેંકડો ચીનીઓની માફક હું ગંદું જીવન જીવી રહ્યો હતો.

"મને અચાનક એવો વિચાર આવ્યો કે હું મારી બધી વાતો આપની સમક્ષ ખુલ્લી કરી દઉં. કૃપા કરીને એને વાંચી લો અને હુકમ કરો કે હું દસ દિવસનો ઉપવાસ કરું, – આત્મશુદ્ધિ અર્થે. ઉપવાસને અંતે હું આપને સાક્ષી બનાવી થોડી પ્રતિજ્ઞાઓ લેવા ઇચ્છું છું."

ગાંધીજીને ભારે આશ્ચર્ય થયું. તેઓ સમજી ગયા કે શાંતિ એક આધ્યાત્મિક મંથનમાંથી પસાર થઈ રહ્યો છે. બાપુ બોલ્યા, "હું સમય મેળવી તમારું લખાણ અવશ્ય વાંચીશ. પણ જ્યાં સુધી હું તેને વાંચી ન લઉં ત્યા સુધી તમે ઉપવાસ શરૂ ન કરો. ઉપવાસ એક બહુ જ પવિત્ર કાર્ય છે. એનો આશરો લેનારે તેને માટે લાયક થવું અત્યંત આવશ્યક છે. પહેલાં તો મને એ જાણી લેવા દો કે તમે ઇચ્છો છો શું ને તમારે કઈ વસ્તુની જરૂર છે?"

ગાંધીજીએ વખત કાઢી બધું લખાણ વાંચ્યું. તેઓ એ યુવકના નિર્મળ અને નિષ્કપટ આત્મભાનથી પ્રભાવિત થયા. આશ્રમી જીવનની અસરે તે યુવકને આત્મનિરીક્ષણ, પશ્ચાત્તાપ અને પોતાની જાતને સુધારવા માટે થોડા જ સમયમાં ફરજ પાડી હતી.

બાપુએ શાંતિને બોલાવ્યો અને સહાનુભૂતિપૂર્વક તેની સાથે વાતો કરી. તેમણે તેને ઉપવાસ કરવાની રજા આપી. યુવકે દસ દિવસ કેવળ પાણી લઈને પસાર કર્યા. ઉપવાસ ચીનના લોકો માટે બહુ જ આકરી પરીક્ષા છે, કારણ કે તે લોકો સ્વભાવે જ

# સત્યશોધક ટૉલ્સ્ટૉય

મુકુલભાઈ

એક બાઉલ કવિએ ગાયું છે :

'મનેર માનુષ મનેર માઝે કરો અન્વેષણ'

(મનના માનવીને–એટલે અંતર્યામીને–તું તારી ભીતરમાં જ શોધ.) એમ ટૉલ્સ્ટૉયનું જીવન જોઈએ તો પરમ તત્ત્વનું–સત્યનું–શોધન એ જ એમની એક અવિરત ઝંખના છે એમ દૃષ્ટિએ પડે છે. 'તારી ભીતર અતલ સાગર' તારામાં જ એ અતલ સાગર સમાયેલો છે, એ વાતની પ્રતીતિ ટૉલ્સ્ટૉયને થઈ હતી. એમણે એમના પુસ્તક "Kingdom of Heaven is within you." (ઈશ્વરનું રાજ્ય તમારા હૃદયમાં છે.)–માં એ દર્શન વહેતું મૂક્યું છે. એમના આ પુસ્તકની અસર બાપુજી પર બહુ જ પડી હતી અને બાપુજી એ વિશે લખતાં કહે છે:

'મારા વિચારો કેટલીયે બાબતમા શંકાશીલ હતા; કેટલીયે વખત મને નાસ્તિકતાના વિચારો આવી જતા. વિલાયત ગયો ત્યારે તો હું હિંસક હતો; હિંસા પર મને શ્રદ્ધા હતી, અને અહિંસા વિષે અશ્રદ્ધા હતી. આ પુસ્તક વાંચ્યા પછી મારી એ અશ્રદ્ધા ચાલી ગઈ."

ટૉલ્સ્ટૉય તો હતા નિર્દય આત્મપરીક્ષક. પોતાના જ જીવનને તેઓ નિર્દયતાથી અવલોકતા અને એ રીતે તેઓ દિવસે દિવસે આત્મશુદ્ધિ પ્રાપ્ત કરતા ગયા.

પોતાના જીવન ઉપર પ્રયોગ કરવાની ટેવ એમને નાનપણથી હતી. દુઃખ સહન કરવાની ટેવ પાડવા માટે તે એક મોટી ભારે ડાંગ લઈને ખૂબ જોરથી પછાડતા, તેથી હાથમાં ઝણઝણાટ થતો, તો પણ એમ કર્યા કરતા. વળી કેટલીક વાર છાનામાના એકાદ ઓરડીમાં પેસી જઈ આંખમાં આંસુ આવે ત્યાં સુધી ચાબૂકના ફટકા પોતાના શરીર ઉપર મારતા.

ટૉલ્સ્ટૉયની પાસે શી વસ્તુની મણા હતી? –આરોગ્યપૂર્ણ શરીર, અઢળક સંપત્તિ, સુશીલ પત્ની, સંતતિ અને સન્માન આપે એવાં સ્વજનો ને મિત્રો બધે વ્યાપેલી ખ્યાતિ–પણ એમના સત્યશોધક આત્માને ચેન પડતું ન હતું. એમણે આત્મનિરીક્ષણ કરીને જોયું કે, એમનું જીવન તો ભાવનાશૂન્ય અને દુનિયાને ભારરૂપ હતું! એમણે દારુણ યાતના અનુભવી અને એમાથી એમણે સત્ય લાધ્યું.

એ વિશે બાપુજી કહે છે: 'દુનિયાના અનેક પ્રકારના રંગો જોયાં છતાં, અનેક પ્રકારના સ્વાદ ચાખ્યા છતાં, જ્યારે એમને લાગ્યું કે એમાં કાંઈ જ નથી, ત્યારે તેમણે પૂંઠ ફેરવી અને છેવટ સુધી પોતાના વિચારોમાં કાયમ રહ્યા. તેથી જ એક ઠેકાણે મેં લખી મોકલ્યું છે કે ટૉલ્સ્ટૉય આ યુગની સત્યની મૂર્તિ હતા. એમણે સત્યને જેવું માન્યું તેવી રીતે ચાલવાનો ઉગ્ર પ્રયત્ન કર્યો; સત્યને છુપાવવાનો કે મોળું કરવાનો પ્રયત્ન ન કર્યો. લોકોને દુઃખ થશે કે સારું લાગશે, મોટા શહેનશાહને ઠીક લાગશે કે નહિ, એનો વિચાર કર્યા વિના તેમને જે પ્રકારે જે વસ્તુ ભાસી તે જ પ્રકારે તેમણે કહી."

એમના લગ્ન વેળાનો પ્રસંગ પણ આપણને આ વાતની ઝાંખી કરાવે છે. એમની આવી સત્યપ્રિયતા અજોડ છે. સોફાયા નામની એક કન્યા સાથે ટૉલ્સ્ટૉયનું લગ્ન થવાનું હતું.

પણ ટોલ્સ્ટોયે લગ્ન પહેલા પોતાની નિત્ય નોંધ સોફિયાને વાચવા આપી. આ નોંધમા ટોલ્સ્ટોયે પોતાના જીવનની સારી તેમ જ ખોટી બધી વાત લખી હતી પોતાના જીવનની અનિષ્ટમા અનિષ્ટ વાતને એમણે વિસ્તૃતતાથી વર્ણવી હતી આમ તો ટોલ્સ્ટોય બાહ્ય જગતમા ખૂબ ખ્યાતિ પામ્યા હતા પણ જેની સાથે પોતાનો જીવનભરનો સબધ



જન્મ ૨૮-૮-૧૮૨૮ કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોય મરણ ૭-૧૧-૧૯૧૦

થવાનો છે તેનાથી પોતાનું આંતરિક જીવન શા માટે છાનું રાખવું જોઈએ?

સોફાયાએ આખી નોંધ વાંચી અને ખૂબ રડી. આવા સત્યનિષ્ઠ પતિનો સંબંધ એને મન મહત્ ભાગ્ય જ હતું.

ટૉલ્સ્ટોયની સાદાઈ અદ્‌ભુત હતી. એક વખતે સ્ટેશન પર ટૉલ્સ્ટૉય સાદા પહેરવેશમાં ઊભા હતા. તેટલામાં એક ઉમરાવ કુટુંબની બાઈએ એમને બોલાવીને કહ્યું, "આ ચિઠ્ઠી મારા પતિને બાજુની વીશીમાં આપી આવ અને આ બે આના તું લેજે."

ટૉલ્સ્ટૉય તો ચિઠ્ઠી આપી પાછા સ્ટેશને આવ્યા.

સ્ટેશન પર એવામાં એક માણસે આવી ટૉલ્સ્ટોય સાથે ખૂબ નમ્રતાથી વાતો કરવા માંડી. આ વાત પેલી બાઈએ સાંભળી. તેણે પૂછપરછ કરી તો પેલો ખેડૂત જેવો દેખાતો માણસ તો કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટોય પોતે જ હતા! એ બાઈ તો શરમાઈ ગઈ અને તેણે ટૉલ્સ્ટોયની માફી માગી અને બે આના પાછા માગ્યા. ટૉલ્સ્ટૉયે તો હસતા હસતાં કહ્યું, "વાહ, બાઈસાહેબ, એ તો મારી મજૂરીના પૈસા છે, તે હું કદી પાછા નહિ આપું."

વળી ટૉલ્સ્ટૉય અહિંસાના પણ ઉપાસક હતા. એમણે ખ્રિસ્તીધર્મનું ઊંડું અન્વેષણ કર્યું. અને 'Resist not him that is evil' (દુર્જનનો પણ પ્રતિકાર ન કર) એ બાઈબલના સાદા વાક્યમાં એમણે ધર્મની ચાવી જડી. ટૉલ્સ્ટૉય કહે છે: "આગ જેમ આગને બુઝાવી શકતી નથી તેમ બૂરાઈ બૂરાઈને બુઝાવી શકતી નથી. બૂરાઈને તો બૂરાઈને ભેટતી છતાં બૂરાઈથી અલિપ્ત રહેતી એવી ભલાઈ જ જીતી શકે છે....બધું ભલે ગમે તેમ હોય, છતાં બૂરાઈનો વિનાશ તો તમે હિંસા કે બળાત્કારથી નહિ, પણ કેવળ ભલાઈથી જ કરી શકશો."

બાપુજી ટૉલ્સ્ટૉય વિષે લખતાં કહે છે: ટૉલ્સ્ટૉય એ પોતાના યુગને માટે અહિંસાના એક ભારે પ્રવર્તક હતા. અહિંસાને વિષે જેટલું સાહિત્ય પશ્ચિમને સારુ ટૉલ્સ્ટૉયે લખ્યું, તેટલું સોંસરવું ચાલી જાય એવું, બીજા કોઈએ લખેલું મારી જાણમાં નથી. એથી આગળ જઈને કહું તો, અહિંસાનું સૂક્ષ્મ દર્શન ટૉલ્સ્ટૉયે જેટલું કર્યું અને એના પાલનનો જેટલો પ્રયત્ન ટૉલ્સ્ટૉયે કર્યો, એટલો અમલ કે એટલો પ્રયત્ન કરનાર અત્યારે હિંદુસ્તાનમાં કોઈ છે એવો મને ખ્યાલ નથી; એવા કોઈ મનુષ્યને હું જાણતો નથી."

ટૉલ્સ્ટોયના જીવનની બીજી અદ્‌ભુત વાત તે 'બ્રેડ લેબર'ની છે. બાપુજી એ સમજાવતાં કહે છે: "જગતમાં જે અસરખાપણું જણાય છે, દોલત અને કંગાલિયત દેખાય છે, તેનું કારણ એ છે કે, આપણે જીવનનો કાયદો ભૂલી ગયા છીએ. એ કાયદો તે 'બ્રેડ લેબર'.... ગીતાએ કહ્યું છે કે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે, પાપી છે. તે જ વસ્તુ ટૉલ્સ્ટૉયે કહી બતાવી છે."

ટૉલ્સ્ટૉય તો કહે છે: "માણસે સંપૂર્ણ સત્ય સ્વીકારવું જોઈએ અને પશ્ચાત્તાપ કરવો જોઈએ. તો જ એને સમજાશે કે જિંદગીમાં હક, અધિકાર, વિશેષ લાભ એવી કોઈ વસ્તુ જ નથી. જીવન તો અમાપ, અનંત ઋણ અને ફરજથી ભરેલું છે....મારી પહેલી અને નિર્વિવાદ ફરજ તો એ છે કે, મારે પોતે જ મહેનત કરીને મારી જાતને પોષવી, મારી જાતને ઢાંકવી અને મારાં બીજાં કામ કરવાં. મારે બીજાની સેવા પણ જાતમહેનત કરીને જ કરવી." ....[અનુ૰ પૃ૰ ૨૫૦મે]

"પ્યારાબાપુ"

## 'મસ્જિદ મે મેરા માલિક તો મુઝે મિલા હી નહી.'

ગુરુદયાલ મલિક

એક દિવસે એક મુસલમાન ભાઈને આવુ બોલતા મે સાભળ્યા 'મસ્જિદ મે મેરા માનિક તો મુઝે મિલા હી નહી'

એ ભાઈની ઉમર લગભગ સાઠ વર્ષની હશે મને એનુ આ વચન સાભળીને કુતૂહલ થયુ, તેથી મે એની તરફ જરા વધારે ધ્યાનથી જોયુ એમના મુખ ઉપરથી મને એમ લાગ્યુ કે એમના દિલમા જિજ્ઞાસાની જ્યોત ઝગઝગે છે

હુ એમની પાછળ પાછળ થોડેક દૂર સુધી ગયો અને મે એમને નમ્રતાથી પૂછ્યુ, "ભાઈ, મસ્જિદમા તમને તમારા માલિક કેમ ન મળ્યા ? હજરત મહમદ પેગમ્બર સાહેબે તો એમ કહ્યુ છે કે, મસ્જિદ અલ્લાનુ ઘર છે એટલે તમને ત્યા તમારા માલિક સાથે કોઈ દિવસ તો મુલાકાત થવી જ જોઈએ'

મારા શબ્દો સાભળી તેણે મારી તરફ જોયુ અને મને જવાબ આપ્યો "એ બધુ તો સાચુ છે પરતુ એ પણ સત્ય છે કે, હજી સુધી માલિકની સાથે મારો મિલાપ થયો નથી "

મે તેમને પૂછ્યુ "એનુ કારણ શુ ?'

એ મુસલમાન ભાઈએ કહ્યુ, 'એનુ કારણ સાભળો એક દિવસે મને થયેલો એક આતરિક અનુભવ તમને કહુ એક સાજે સૂર્યાસ્ત સમયે હુ મસ્જિદમા નમાઝ પઢતો હતો આમ તો હુ છેલ્લા પચાસ વર્ષથી નિયમિત નમાઝ પઢુ છુ પણ એટલા દિવસ તો કઈ થયુ ન હતુ પરતુ તે સાજે જ્યારે હુ નમાઝ પઢીને ઊભો થયો, ત્યારે મને ઘણુ વાર એમ લાગ્યુ કે, કોઈ અદૃશ્ય પડદાની પાછળથી મને કહી રહ્યુ છે- "જ્યા સુધી તમારા દિલમા દયાભાવ નહિ કેળવો ત્યા સુધી તમે કોઈ દિવસ મને મેળવી નહી શકો" આ સાભળીને હુ આશ્ચર્યમા પડી ગયો તે રાતે લાબા વખત સુધી જે શબ્દો મે મસ્જિદમા સાભળ્યા હતા તેના ઉપર વિચાર કરતો રહ્યો. મને એમ લાગ્યુ કે, મારામા દયાભાવ તો રહેલો છે જ. હુ કુટુબના લોકો, મિત્રો, સબધીઓ એ બધાની સાથે વર્ષોથી પ્રેમભાવે વર્તતો આવ્યો છુ, અને એ લોકોની સેવા મારી શક્તિ અનુસાર કરતો આવ્યો છુ દર અઠવાડિયે બે ચાર ગરીબોને ખાવાનુ પણ આપુ છુ, એક બે અનાથ બાળકોને નિશાળમા તેઓની ફી વગેરે આપીને ભણવા મોકલુ છુ, પડોશમા કોઈ માદુ હોય તો તેની સેવા પણ કરુ છુ આ બધા દયાભાવના કામો નથી શુ ? આ બધુ વિચારતા મને મારા માલિક પર જરા ચીડ ચડી અને મે મનમા નક્કી કર્યુ કે બીજે દિવસે સવારે વહેલા ઊઠીને મસ્જિદમા જઈ આ બધી વાતનો ફેસલો કરીશ

'સવાર થઈ હુ હાથપગ ધોઈને સૂર્યોદય સમયે મસ્જિદમા નમાઝ પઢવા ગયો નમાઝ પઢતી વખતે મને રાતે જે વિચારો આવ્યા હતા તે બધા મનમા ઊઠતા હતા. માલિક તો બધુ જાણે છે ને ? એટલે નમાઝ પૂરી કરી હુ ઘેર જવા ઊભો થયો, ત્યારે ફરી અદૃશ્ય પડદાની પાછળથી કોઈ મને એમ કહી રહ્યુ હતુ 'દયા તો બધા

પ્રાણીઓ માટે હોવી જોઈએ. માત્ર સગાં સંબંધીઓ માટે જ નહીં પણ પરધર્મી માટેય હોવી જોઈએ. સાચું કહે, તેં કોઈ દિવસ કોઈ પરધર્મી અનાથ ગરીબને મદદ કરી છે? કોઈ પરધર્મી દરદીની દવા કરી છે? તારા સ્વાદને પોષવા શું તેં ગરીબ પ્રાણીઓનો વધ નથી કર્યો?'

"આ બધું સાંભળીને હું ઘણો ગભરાયો. મારા હાથપગ ધ્રૂજવા લાગ્યા. માંડ માંડ હું ઘેર પહોંચી શક્યો. ખાવાપીવાનું મન ન થયું. આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. હું ચાદર ઓઢીને સૂઈ ગયો.

"થોડા વખત પછી જ્યારે હું ઊઠ્યો, ત્યારે હું શાંત થઈ ગયો હતો. મારા દિલે મને વારંવાર કહ્યું કે, અલ્લામિંયા કી બાત સબ સચ્ચ હૈ. પણ મારી મુશ્કેલી એ છે કે, હું મસ્જિદની પાસે રહું છું, ત્યાં એક કસાઈખાનું છે. હજારો જનાવરોની ત્યાં રોજ કતલ કરવામાં આવે છે. મને હવે લાગ્યા કરે છે કે, આટલાં બધાં નિર્દોષ પ્રાણીઓનો વધ થતો જોઈને મારા માલિકને કેટલુ દુઃખ થતું હશે! એનો કંઈ ઉપાય છે ખરો? એ કતલ તો હું અટકાવી શકું એમ નથી!

"જે દિવસે મેં મારા માલિકની વાણી સાંભળી તે દિવસથી મેં મારા મનમાં નક્કી કર્યું છે અને એ પ્રમાણે હું કરું પણ છું કે, દિવસમાં ઓછામાં ઓછી એકાદ પરધર્મી વ્યક્તિ સાથે મિત્રતાનો સંબંધ બાંધવો અને અઠવાડિયામાં એકાદ પરધર્મી દરદીની સેવા કરવી, અને ગરીબ હોય તેને ધર્મના ભેદ-ભાવ વિના ખાવાનું આપવું."

આ સાંભળીને મારાથી તરત બોલાઈ જવાયું: "અબ આપ કો માલિક જરૂર મિલેગા, મગર સિર્ફ મસ્જિદમેં નહિ. ક્યોંકિ વહ તો હર જગહ હાજર નાજર. પ્રેમ કી બત્તી જલા દી ઔર ઉસકા મુખ આપકી સામને."

મુસલમાન ભાઈએ મારી સામું જોઈને કહ્યું: "જૈસે આપ દિખને મેં પાગલ નઝર આતે હૈં ઉતને આપ પાગલ નહિ હૈ. લેકિન તો ભી કુછ દિમાગમેં ખલલ હૈ."

હું હસી પડ્યો. મેં હાથ જોડીને જવાબ આપ્યો: "અલ્લામિંયા કો ખલલ દિમાગ-વાલે ભી તો પ્યારે હો સકતે હૈં."

"ઉંહ...." એટલો જ ઉદ્ગાર કરીને તે ચાલતો થયો. હું પણ મારે રસ્તે જવા લાગ્યો.

---

બે માણસો કાકીડાના રંગ સંબંધી વિવાદ કરતા હતા. એકે કહ્યું, "આ સામેના વૃક્ષ પરના કાકીડાનો રંગ ચમકદાર રાતો છે." બીજો કહે, "ભાઈ, તારી ભૂલ થાય છે; તેનો રંગ રાતો નહીં પણ વાદળી છે. અંદર અંદર આ વાદવિવાદનો અંત આવે એમ ન હોવાથી તેઓ બન્ને એ વૃક્ષ નીચે કાયમ રહેનાર એક મહાત્મા પાસે ગયા. તે બેમાથી એકે તેમને પૂછ્યું, "બાપુ! આ વૃક્ષ પરના કાકીડાનો રંગ રાતો છે ખરું ને?" "મહાત્માએ જવાબ આપ્યો, "હા ભાઈ." તરત જ બીજાએ કહ્યું, "બાપુ! આપ આ શું કહો છો? એ તો અસંભવિત છે. કાકીડાનો રંગ તો રાતો નહીં પણ વાદળી છે." મહાત્માએ તેને પણ નરમાશથી જવાબ દીધો, "હા ભાઈ." મહાત્મા જ્ઞાની હતો તે જાણતો હતો કે કાકીડાનો કાયમ રંગ બદલતો જ રહે છે, તેથી તેમણે બન્ને વિરોધી વાત કરનારને હા કહી. ઈશ્વરના સંબંધમાં પણ એમ જ છે. તેનાં પણ અનેક સ્વરૂપો છે. જે ભક્તે ભગવાનના એક સ્વરૂપનાં જ દર્શન કર્યાં છે, તેને તે એક સ્વરૂપની જ માહિતી હોય છે. જેણે પ્રભુનાં વિવિધ સ્વરૂપોનો સાક્ષાત્કાર કર્યો છે, તે જ કહી શકે કે ઈશ્વર અનેક સ્વરૂપોવાળો હોવાથી આ બધાં તે જ ઈશ્વરનાં સ્વરૂપો છે. તે સાકાર તેમ નિરાકાર બન્ને છે. અને તેનાં કેટલાં સ્વરૂપો છે તે તો કોણ કહી શકે?

વખાણ [અનુ૦ પૃ૦ ૨૩૮ થી] હુ નકામો જ ધારી લઉં છુ કે હમણા મારાથી બરાબર લખાતુ નથી એમને ખોટુ કહેવાનુ શુ કારણ? અને જો હુ મારુ લખી શકતો ન હોત તો મારા લેખો માટે લોકો તરફથી આમ માગણી કરવામા આવે જ નહિ એમણે કહ્યુ તે બરાબર છે અને મારી શ્રદ્ધા દૃઢ થઈ

અભિમાનની માત્રા ઈશ્વરે દરેક વ્યક્તિમા મોટા પ્રમાણમા મૂકી છે એનો પ્રેર્યો જ મનુષ્યો મોટા કામો કરી શકે છે એ મેળવે છે ને ત્યાગ કરે છે, દુનિયાદારીના કર્તવ્યો બજાવે છે ને સન્યાસી બનીને આત્મસાધના કરવા મંડી પડે છે તેની પાછળ ઘણુ ખરુ આ અભિમાનની વૃત્તિ જ કામ કરતી હોય છે

બાળકથી માંડીને વૃદ્ધો સુધી સૌને પોતાના વખાણ કરે એવી ઇચ્છા રહે છે મારા પાડોશીની છોકરી એક વાર બહુ વિચિત્ર વેશ પહેરીને આવી ને એણે મને પૂછ્યુ, હુ કેવી (કેવી) લાગુ ચ?" "બહુ ખરાબ, જો તે કેવા ગંદા કપડા પહેર્યાં છે! આવા કપડા પહેરીને બહાર ફરાય નહિ' મે એને કહ્યુ ટાટા (કાકા) ગંદા છે' કહીને એ મારી પાસેથી જતી રહી, અને એ જ પ્રશ્ન એણે બીજા આગળ કર્યો "વાહ! બહુ ફક્કડ દેખાય છે! સરસ!' એને જવાબ મળ્યો ને રાજી થઈને એણે મારા સામુ જોઈ ને કહ્યું, "ટાટા (કાકા) ગંદા" ને પછી નસકોરા ફુલાવીને ચાલી ગઈ નાના છોકરા દવા પીવા માટે કે કોઈ કામ કરવા માટે આનાકાની કરે છે, ત્યારે આપણે એના વખાણ કરીએ છીએ. 'શાબાશ' કહીને એની પીઠ થાબડીએ છીએ ત્યારે ઝટ દઈને એ દવા પી જાય છે અથવા આપણુ ચીંધેલુ કામ કરી નાખે છે એ જ રીતે મોટી ઉંમરનો મનુષ્ય 'આ કામ તો મારાથી નહિ થાય' એમ કહીને આખાડા કરે છે, ત્યારે 'આ તમે શુ બોલો છો? આ આટલુ કામ તમારાથી નહિ થાય? આવા તો કંઈક કામ અત્યાર સુધીમા તમે કરી નાખ્યા છે જાઓ, મરા સાહેબ, કોને બનાવો છો? આ તમે બસ ધ્યાનમા લો એટલી વાર ચપટીમા કામ ઊકલી ન જાય તો મારુ નામ નહિ' એમ કહીને એની શક્તિની પ્રશંસા કરવામા આવે તો એ કામ કરવા એ તૈયાર થઈ જાય છે અને ઘણી વાર કરી પણ નાખે છે

માણસ તો શું જનાવરને પણ વખાણ બહુ પ્રિય છે હાથી, ઘોડા, ગાય, કૂતરા, બિલાડા આદિ પાળેલા પ્રાણીઓના પાળનારના હમેશના અનુભવની વાત છે જેરોમ નામના એક અંગ્રેજ લેખકે એક સ્થળે પોતાના અનુભવનુ વર્ણન કરતા લખ્યુ છે કે, એક વેળા અમારા પાડોશીની ગાયના ગળામા કોઈક તોફાની છોકરાએ મજાક કરવા ખાતર હાર પહેરાવ્યો ગાય તો હાર પહેરીને ખુશ ખુશ થઈ ગઈ અને અભિમાનમા ને અભિમાનમા ઊંચુ ઊંચુ કરી બીજી બધી ગાયો આગળ જઈને હાર બતાવી આવી. તે દિવસે એણે દૂધ પણ વધારે પ્રમાણમા આપ્યુ બીજે દિવસે એના ગળામાથી હાર કાઢી લીધો એટલે એ વકાઈ ગઈ કોઈ ને દોહવા માટે પોતાની પાસે પણ આવવા ન દીધો આખરે નવો હાર લાવીને એને પહેરાવ્યો ત્યારે એણે દોહવા દીધુ 'વાહ કેવો સરસ કૂતરો છે' એમ આપણે કોઈકના કૂતરા માટે કહીએ છીએ ત્યારે એ કૂતરાનો માલિક જેટલો ખુશ થાય છે તેટલો કૂતરો પોતે પણ ખુશ થાય છે પણ કેટલીક વાર માણસો કરતા પ્રાણીઓ ખોટી ખુશામદ જલદી સમજી જાય છે કંઈક

"પ્યારાબાપુ"

કૂતરાનાં આપણે વખાણ કરીએ છીએ ત્યારે શરૂઆતમાં કૂતરો ને માલિક બંને સમજી જાય છે, પણ કોણ જાણે શી રીતે કૂતરો ઝટ સમજી જાય છે કે માણસ જૂઠું બોલે છે અને પછી એ શંકાશીલ મુખમુદ્રા કરી, ડોકું એક બાજુ જરા નીચું નમાવી તાકીને આપણા સામું જોઈ રહે છે 'અને' આને ભસીને કહી દઉં કે અલ્યા, તું ખોટું બોલે છે તે હું સમજી ગયો છું કે મૂંગા જ રહીને થોડી વાર જોયા કરવું 'એનો નિર્ણય કરવામાં ગુંચવાઈ જાય છે. પરંતુ માલિક તો હર્ષ પ્રફુલ્લ વદને પોતાના લાડકા કૂતરાની પ્રશંસા સાંભળ્યા કરે છે.

કોઈને લાંચ આપવી કે કોઈની લેવી એ ગુનો ગણાય છે. પૈસા આપીને કોઈ પાસેથી આપણું કામ કઢાવી લેવું તે બહુ ખોટું છે. પણ વખાણ કરીને કોઈની પાસે આપણું ધાર્યું કામ કરાવવું એમાં કંઈ અજુગતું નથી. આખી દુનિયાનો વ્યવહાર એ જ રીતે ચાલે છે. ઘી જેને ભારે પડતું હોય ને દૂધથી વાયુ થતો હોય તેને પણ માખણ માફક આવી જાય છે. માખણ પૌષ્ટિક છે, સ્વાદુ છે, સ્નિગ્ધ છે અને પચી પણ સહેલાઈથી જાય છે. અને એમાં જરા સાકર ભેળવી એટલે તો એ અમૃતતુલ્ય બની જાય છે. માખણનો ઉપયોગ કરવાથી તંદુરસ્તી સુધરે છે તે જ પ્રમાણે જગતનું ચક્ર કર્કશ અવાજ કર્યા વગેર બરાબર ચાલતું રહે તે માટે એના ચક્રમાં વારંવાર માખણ પૂરવું પડે છે.

"હું કોઈની ખુશામદથી દોરવાઈ જાઉં એમ નથી. મારાં કોઈ ખોટાં વખાણ કરે તો હું તરત સમજી જાઉં છું—કે આ ભાઈ કંઈ કામ કઢાવવા આવ્યા છે. મને કોઈ એમ બનાવી જાય એમ નથી." આવું કહેનારા પણ કેટલાક નીકળી આવે છે. ખોટી ખુશામદથી એ ભોળવાઈ જતા નથી એ સાચું છે. પણ એમને પણ એક રીતે ખુશામદ તો ગમતી જ હોય છે. કંઈક કામ માટે એમની પાસે જાઓ તો "એમને ગમતુ નથી." મારી ઓળખાણનો ખોટો લાભ લઈને આ માણસ પોતાનું કામ કઢાવવા આવ્યો છે," એમ એમને લાગે છે. ઘણી વાર બીજાઓને મળવાની પણ એ ના પાડી દે છે. પણ અમસ્તા જ તમે એમને મળવા જાઓ, "મારે કંઈ ખાસ કામ નહોતું. હું તો ફક્ત આપને મળવા જ આવ્યો છું." એમ કહીને એમની પાસે જનારનો એ સત્કાર કરે છે અને કહ્યા વિના એમનું કામ કરી આપે છે. કોઈની ખુશામદ પોતાને ગમતી નથી એ વાત એમણે જાહેર કરી દીધી હોય છે અને એમના એ જ ગુણનાં વખાણ કરવાથી એ બીજાઓ કરતાં પણ સહેલાઈથી વશ થઈ જાય છે. "આપને ખુશામદ જરા પણ ગમતી નથી એ હું જાણું છું. અને મને પણ કોઈની ખુશામદ કરવાની ટેવ નથી. હું આપને મોઢે આપનાં વખાણ કરવા માંગતો નથી. પણ સત્યને ખાતર એટલું તો કહ્યા વિના નહિ જ ચાલે કે આપ આ કામ હાથમાં લેશો તો એ થઈ જ જશે એમાં મને જરા સંદેહ નથી. આપે હાથમાં લીધેલું કામ ન થયું હોય એમ હજી સુધી બન્યું નથી" આમ આડકતરી રીતે કોઈ એમનાં વખાણ કરે તો તે એમને બહુ રુચે છે. અથવા એમને મોઢે પ્રત્યક્ષ નહિ, પણ એમના કોઈ મિત્ર આગળ "એમને તો કોઈ વખાણ કરે તે જરા ગમતું નથી. પણ કેવો માણસ છે! જેટલી એની બુદ્ધિ પ્રખર છે એટલી જ તીવ્ર વ્યવહારદક્ષતા પણ છે. કોઈ પણ ખુશામદખોર એના આગળ ઊભો રહી શકતો નથી. માણસની કેવી પરખ

એમનામાં છે! આવો સમર્થ માણસ છતાં એનામાં છે જરા પણ અભિમાનનો છાંટો?' આવી મતલબનું કહ્યું હોય ને એ વચનો મિત્ર દ્વારા એમના કર્ણ સુધી પહોંચી જાય એવી વ્યવસ્થા કરી હોય તો એ ફુલાઈને ફાળકો થયા વિના રહેતો નથી. સામાન્ય રીતે અભિમાની પુરુષો નમ્ર નથી હોતા પણ તેથી નમ્ર પુરુષો અભિમાની નથી હોતા એમ માનવું એ ભૂલ ભરેલું હોય છે એમને પોતાની નમ્રતાનું અભિમાન હોય છે. અને 'તમને તો ખુશામદ પસંદ નથી' એમ કહીને એમની સહેલાઈથી ખુશામદ કરી શકાય છે

ઈશ્વરને પણ જો કોઈ વહાલામાં વહાલી વસ્તુ હોય તો તે વખાણ છે એને શું પોતાની શક્તિની ને પોતાની ગુણ-સમૃદ્ધિની ખબર નથી? છતાં એની સ્તુતિ કરતા કહેવું પડે છે, 'ઓ ઈશ્વર! તું સર્વજ્ઞ છે' (છે જ એમા કહેવાનું શું છે? સર્વજ્ઞ ન હોત તો એને ઈશ્વર કોણ કહેતે?" 'હે જગતના નાથ! તું સર્વ શક્તિમાન છે' (અલબત્ત, છે. એ શક્તિમાન ન હોત તો એની સ્તુતિ કરત શુ કરવા?) હે દયાનિધાન! તારું ધાર્યું બધુ થાય છે. (જરૂર એનું ધાર્યું જ થાય છે આપણું ધાર્યું થતું હોત તો એને સંભારત પણ કોણ?) 'હે જગન્નિયતા તુ અમારો બાપ છે, અમારી મા છે, અમારો મિત્ર છે' (એ જ બધું છે, બીજા તો સ્વાર્થનાં સગા છે એ એને કહી બતાવવાની કંઈ જરૂર છે ખરી?) આ પ્રકારની સ્તુતિ કોઈ પોતાની કરે તો સામાન્ય મનુષ્ય પણ આ મારી પાસે કંઈ કામ કઢાવવા આવ્યો છે એમ સમજીને ચેતી જાય છે, તો શુ ઈશ્વરને એ ન સમજાય? 'મને સર્વજ્ઞ, સર્વશક્તિમાન, દયાનિધાન વગેરે વગેરે કહીને તું તારું જ કામ કઢાવી લેવા માગે છે એ ન સમજું એવો ખોટ નથી.' એમ એ કહેતો નથી પણ પોતાના સ્તુતિપાઠક ભક્તનુ કામ કરી આપે છે.

'હું કર્ઈક છુ' એમ માણસને લાગે છે ત્યારે એ પ્રથમ દૃષ્ટિએ અશક્ય લાગતાં કામો ઉપાડે છે 'મારા જેવાથી આવું થય?' એમ આત્માભિમાનથી પ્રેરાઈને ઘણી વાર ન કરવાં જેવા કામો કરતા એ અટકી જાય છે. આમ મનુષ્યની અભિમાનની વૃત્તિને પોષણ મળવાથી કરવા જેવા ઘણાં કામો થાય છે ને ન કરવાં જેવાં કામો થતાં અટકી શકે છે.

એટલે કોઈના વખાણ કરવાથી અથવા એને મોટો બનાવવાથી એ ઉત્તમ કાર્ય કરવા પ્રેરાઈને ખરેખર મોટો મનુષ્ય બની શકે તો તેના વખાણ કરવા એમા ખોટું શું છે?

આપણામા કહેવત છે કે ઓળખાણ એ સોનાની ખાણ છે. તેમાં ઉમેરો કરી શકાય કે વખાણ એ હીરાની ખાણ છે

---

એક વખત એક હરણનું જોડું ખૂબ તરસ્યું થયું. તે બન્ને ખૂબ રખડ્યાં. છેવટે એક નાના ઝરા આગળ આવ્યા. પરંતુ ઝરામાં ફક્ત એક જ જણ પી શકે એટલુ પાણી હતું. બન્ને પાણી પીતાં નથી. હરણે વિચાર કર્યો: "હું મરણ પામું અને આ બિચારી હરણી જીવે તો સારું." હરણીએ વિચાર્યું: 'મારો પ્રિયતમ જીવે તો સારું, મારે જીવીને શું કરવું છે!' બન્નેએ એક બીજા તરફ ટગરટગર જોયા કર્યું. કોઈ પાણી પીતું નથી. છેવટે અતિશય તરસને લીધે તેમનો આત્મા પરલોકમા ચાલ્યો ગયો.

ગાંધીજી અને એક ચીની યુવક [અનુ. પૃ. ૨૪૦થી] ખૂબ ભોજનપ્રિય હોય છે. પણ શાંતિએ હિંમતપૂર્વક ઉપવાસ પૂરા કર્યા. ગાંધીજી હંમેશાં પંદર વીસ મિનિટ તેની સાથે વાતો કરવામાં ગાળતા. તે વાતો કયા વિષય ઉપર થતી હતી અને શા માટે થતી હતી તે તો કોઈ જાણતું નથી, પણ શાંતિ તેથી બહુ જ ખુશ રહેતો. સંભવ છે કે બાપુએ તેને પ્રતિજ્ઞાની પવિત્રતા અને શુભ ચારિત્ર્યનું મહત્ત્વ સમજાવ્યું હશે. ગાંધીજીનો વિશ્વાસ હતો કે કોઈ સંકલ્પ કરવો અથવા તો પ્રતિજ્ઞા લેવી એને માટે જ્યાં સુધી આપોઆપ પોતાના અંતઃકરણમાં પ્રેરણા ન થાય ત્યાં સુધી એ યોગ્ય નથી. પશ્ચાત્તાપની તીવ્ર અનુભૂતિથી પ્રભાવિત થઈને જ મનુષ્યે પવિત્ર પ્રતિજ્ઞાઓ લેવી જોઈએ. લાગણીવશ બનીને કરેલી પ્રતિજ્ઞાઓ નિષ્ફળ નીવડે છે.

ઉપવાસના દશ દિવસ વીતી ગયા બાદ શાંતિએ કેટલીક પ્રતિજ્ઞાઓ લીધી. પણ પ્રતિજ્ઞાઓ લેતી વખતે તે ખૂબ સાવધ હતો. તેની આંખો સામે કોઈ પડદો ન હતો. પ્રતિજ્ઞાઓ કાગળ ઉપર બેવડી લખવામાં આવી. બંને ખરડાઓ ઉપર શાંતિએ હસ્તાક્ષર કર્યા. અને ગાંધીજીએ સાક્ષી લખી. એક પ્રત બાપુની પાસે રહી અને બીજી પ્રત શાંતિ પોતાની સાથે લઈ ગયો. તે પછીથી શાંતિ કહ્યા કરતો હતો કે તેને એવો અનુભવ થતો હતો કે જાણે તેની ખાંધેથી મોટો ભાર ઊતરી ગયો હોય.

કેટલાક દિવસ પછી તે ચીન ચાલ્યો ગયો. ત્યાં જઈને તે એક વર્તમાનપત્રનો તંત્રી બન્યો. તંત્રીની યોગ્યતાથી તેણે હંમેશાં પોતાના હસ્તાક્ષર 'શાંતિ' જ કર્યા. મહાત્મા ગાંધીજીના સિદ્ધાંત ચીનની સમક્ષ મૂકવાની તેની ખૂબ જ ઇચ્છા હતી.

સત્ય શોધક ટૉલ્સ્ટૉય :...[અનુ૦ પૃ૦ ૨૪૪થી]

ટૉલ્સ્ટૉયે આ રીતે અંત સુધી જીવનમાં પરિવર્તન લાવવા અનિરુદ્ધ પ્રયત્નો કર્યા છે. તેમની આત્મપરીક્ષા ખૂબ જ કઠોર હતી. તેમણે પોતાને વિશે છ પ્રશ્નો ઘડેલા હતા, એ ખરેખર મનનીય છે:

(૧) હું શા માટે જીવું છું?

(૨) મારા તેમ જ સૌના અસ્તિત્વનું કારણ (Cause) શું છે?

(૩) મારા તેમ જ અન્યના અસ્તિત્વનુ પ્રયોજન (Purpose) શું છે?

(૪) મારા અંતરમાં સારું તેમ જ નરસું એવા બે ભાગ છે એ શું દર્શાવે છે, અને એ વિભાગ શા અર્થે છે?

(૫) હું કેવી રીતે મારું જીવન જીવું?

(૬) મૃત્યુ શું છે—હું એથી મારી જાતને શી રીતે બચાવું?

અને એના અંતિમ કાળમાં પણ એમની એ ઉગ્રતા ઓછી ન જ થઈ. છેલ્લે છેલ્લે એમને પ્રશ્ન ઊઠે છે:

"ટૉલ્સ્ટૉય, તું તારા સિદ્ધાંત પ્રમાણે તારુ જીવન જીવે છે?"

અને અંદરથી ક્રૂર જવાબ મળે છે:

"ના. હું શરમથી લાજી મરું છું. હું પાપી છું, અને તિરસ્કારપાત્ર છું."

અને....૮૩ વર્ષના વયોવૃદ્ધ ટૉલ્સ્ટૉય એક રાતે ઘર છોડીને બહાર ચાલ્યા ગયા અને એક નાનકડા સ્ટેશન પર અવસાન પામ્યા!

આવા પ્રખર સત્યશોધક; પોતાના યુગને માટે અહિંસાના એક ભારે પ્રવર્તક, અને ઉત્તમ સાહિત્ય સર્જક મહાત્મા ટૉલ્સ્ટૉયનું વૈવિધ્યપૂર્ણ જીવન નિહાળીને આપણને થઈ આવે છે કે, ખરેખર "પુણ્યાત્માના ઊંડાણો તો આભ જેવાં અગાધ છે."

# નૂતન વર્ષ-સંદેશ

ઉજ્જ્વલ કુમારીજી

"જે માણસ પોતાની શક્તિ, બુધ્ધિ કે સંપત્તિનો બીજાને સંવિભાગ નથી આપતો તે દુઃખથી મુક્ત થઈ શકતો નથી."

[મહાસતી પૂ૦ ઉજ્જ્વલ કુમારીજી જૈન સમાજના એક વિદુષી સાધ્વી અને આદર્શ વિચારક છે. "પ્યારાબાપુ"મા એમનુ પ્રવચન વચ્ચે પ્રસિદ્ધ પણ થયેલુ સાંપ્રદાયિક બંધનોમા રહેવા છતા એમનામા તલભાર પણ સાંપ્રદાયિકતાની સંકુચિત દૃષ્ટિ નથી એમના પ્રવચનો અને લખાણો પરથી સ્પષ્ટ કળી શકાય છે કે એમનુ જ્ઞાન કેટલુ વિપુલ અને ગહન છે! આ વિશાળ દૃષ્ટિથી જ તેઓ સમાજમા લોકપ્રિય થયા છે નૂતન વર્ષ માટે લખેલો આ ખાસ સંદેશો આપણા સૌને માટે મનનીય થઈ પડશે ]

હવે થોડાં જ દિવસમા આપણે નવા વર્ષમા પ્રવેશ કરીશુ આ દિવસ સહુ પોતાની જાતને પવિત્ર રાખી, શાંત રાખી આખુ વર્ષ મંગલમય જાય એવી કામના સવશે. કોઈ ગુસ્સો કરે તો પણ કુપિત ન થતાં શાંતિ રાખશે. કારણ આ દિવસે કલહ કરીએ તો વર્ષ બગડે. અને તેથી સહુ પૂરી ચીવટ રાખી સવારથી માંડી ને સાંજ સુધી આ જ રીતે વર્તવાનો, પવિત્રતા જાગવવાનો મનસૂબો કરે છે આવી શાંતિ અને પવિત્રતા આખુ વર્ષ જળવાય તો કેવુ સારુ!

આ દિવસે વેપારી જેમ આવક જાવકનુ પાસુ તપસે છે તેમ સહુ પોતાના કાર્યનુ પાસુ તપાસી આત્મમંથન કરે ગયા વર્ષમા કેટલા સદ્‌ગુણો મેળવ્યા, કેટનો સત્સંગ કર્યો, બીજા માટે પોતાની જાતને કેટલી ઘસી, સવારે વહેલા ઊઠી પ્રભુસ્મરણ કર્યું છે? આ છે સહુની આવકનુ પાસુ હવે જાવક પાસુ વિચારો, મોજમજામા મર્યાદા રાખી છે? કોઈ બૂરી આદતોના ભોગ તો નથી થઈ પડ્યા ને? આ બન્નેમા કયુ પાસુ ચઢિયાતુ છે તેનો એકાંતમા બેસી શાંતિથી વિચાર કરો ખામી હોય ત્યા સારા થવાની સમજપૂર્વક પ્રતિજ્ઞા લો અને તે પાળો, તો જ આ જીવન ઉન્નત બને

આ જ દિવસે વેપારીઓ નવા ચોપડા લખવા શરૂ કરે, અને તેમાં શાલિભદ્રની રિદ્ધિ, ગૌતમ સ્વામીની લબ્ધિ, અભયકુમારની બુધ્ધિ અને કેવનાનુ સુખ મળો એમ ઇચ્છે છે પણ તમે જાણો છો માગવાથી કંઈ મળી નથી જતુ માગવામાં તો ઈશ્વર પ્રત્યેની અશ્રદ્ધા વ્યક્ત થાય છે' સાચી પ્રભુ ભક્તિ હોય ત્યા માગણી એ અંતરાયરૂપ છે. વળી શાલિભદ્ર રિદ્ધિ માગી ન હતી પણ મેળવી હતી અને એ મેળવવા માટે તેમણે દાન આપ્યુ હતુ માણસે રિદ્ધિ મેળવી હોય તો દાનના સદ્‌ગુણ અને ઉદારતા કેળવવા જોઇએ

તીર્થંકર પ્રભુ એક વર્ષ સુધી રોજના એક કરોડ ને આઠ લાખ સોનૈયાનુ દાન આપે છે ને પછી દીક્ષા અંગીકાર કરે છે દાન એ આધ્યાત્મિકતાની શરૂઆત છે પહેલુ પગથિયુ છે. માણસ પોતાના વિલાસ માટે તો ઘણુ ખર્ચે છે પણ જો તેનુ જ બીજા માટે ખર્ચે તો એ પૈસો લેખે લાગે છે અંગ્રેજીમા એક વિચારકે લખ્યુ છે તેનો ભાવાર્થ થાય છે કે, પોતા માટે વિલાસમા ખર્ચેલ પૈસા માણસના ગળામા ઘંટીનુ પૈડુ થઇને બંધાય છે, પણ બીજાઓનુ દુઃખ દૂર કરવા ખર્ચેલુ ધન માણસને દેવદૂત માફક પાંખો આપે છે.

દાન આપવાથી કંઇના ભંડાર ખાલી થતા નથી, તેમ કોઈ ગરીબ પણ થઈ જતુ નથી મોટા સરોવરમાથી પક્ષીઓ થોડુ પાણી પી જાય તો તેમા સરોવરનુ શુ ઘટી જવાનુ છે? તેમ શ્રીમંતો પ્રસંગોપાત ગરીબોને મદદ આપ્યા કરે તો કશું જ ગુમાવવાના નથી ઊલટુ દાનથી તો સદ્‌ગુણ વધે છે. હાથી

મણ ખાય ને તેમાથી કણ નીચે પડી જાય તો હાથીનું કશું જ ઘટતું નથી પણ તેના ઉપર સેંકડો કીડીઓ પેટ ભરે છે. તેમ શ્રીમંતો થોડું ખર્ચ ઘટાડે તો તેમાં કેટલાએ ગરીબ કુટુંબો નભી શકે. આજે નાટક, સીનેમા, મોજશોખના સાધનો, લગ્ન દિ પ્રસંગો વગેરેમાં હજારોનું ખર્ચ કરે છે, તેઓ દેશની સ્થિતિનો વિચાર કરી મર્યાદામાં રહી જો એ બચેલા ધનનો જનકલ્યાણમા ઉપયોગ કરે તો તેઓ મમ જની કેટલી સુંદર સેવા બજાવી શકે? આટલુ ગરીબ તવંગર સહુ વિચારે.

કદાચ સાધારણ સ્થિતિવાળા માણસો એમ કહેશે કે અમે અમારા ખર્ચ પૂરતું જ માંડ માંડ રળીએ છીએ, ત્યાં દાન કેવી રીતે આપીએ. પણ દાન કેવળ ધનનું જ થાય છે એમ નથી. દાન તો તન, મન, અને બુધ્ધિથી પણ થઇ શકે છે. તનથી 'દાન કરવું' એટલે સેવા કરવી, મનથી દાન કરવું એટલે બીજાનું ભલું ઇચ્છવુ અને બુધ્ધિથી દાન કરવું એટલે પોતાની બુધ્ધિ વડે બીજાને સવળો રાહ બતાવવો. તમે જો કાયદાનું શાસ્ત્ર ભણ્યા હો અને બિચારો કોઇ ગરીબ અભણ ખેડૂત કાયદાની ઝીણી જાળમાં ફસાઇ ગયો હોય તો તેને ઉકેલ આણી દેવો તે બુધ્ધિનું દાન છે. આ રીતે તમારી પાસે શકિત, બુધ્ધિ કે સંપત્તિ જે કંઇ હોય તે બદલાની ઇચ્છા વગર આપવું તેનું નામ દાન છે. દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે, "અસંવિભાગી ન હુ તસ્સ મોકખો" જે માણસ પોતાની શકિત, બુધ્ધિ કે સંપત્તિનો બીજાને સંવિભાગ નથી આપતો તે દુઃખથી મુકત થઇ શકતો નથી. આજે તો માણસ બુધ્ધિનો વેપાર કરે છે. એક માણસ બિચારો ભયંકર વ્યાધિથી પીડાતો હોય અને દાકતરની ફકત સલાહ લેવા જાય તો પણ દાકતરો આકરી ફી લેવાનું છોડતા નથી. કાયદાની મુશ્કેલી આવી ને વકીલને પાંચેક મિનિટ પૂછ્યુ એટલે રૂપિયા પચાસનું બીલ ગરીબ હોય તો પણ ભર્યે જ છૂટકો. બુધ્ધિ એ તો કુદરતી દેણગી છે. તેનો ઉપયોગ પોતા માટે જ નહીં પણ બીજા માટે પણ કરવો જોઈએ. આ રીતે પારકા માટે બુધ્ધિ, શકિત કે સંપત્તિ ખર્ચવી એનુ નામ દાન. અને આવા દાનથી જ શાલિભદ્રની જેમ ઉત્તમ રિદ્ધિ મેળવી શકાય.

બીજું તમે નવા વર્ષે કૈવનાજીનું સુખ ઇચ્છો છો પણ એ સુખની પ્રાપ્તિ શીલ અને સદાચારની આરાધનાથી જ થાય છે. કૈવનાજીનુ સુખ હજો એટલું લખવા માત્રથી શું વળે? એની આરાધના કરો.

ત્રીજી વસ્તુ, તમે ગૌતમસ્વામીની લબ્ધિ ઇચ્છો છો પણ ગૌતમ સ્વામીએ કેટલા કઠોર તપ ને ત્યાગથી તે મેળવ્યુ હતું તેનો વિચાર કરો. તેમનું અનુકરણ કરી તપને માર્ગે વળો.

ચોથી વસ્તુ, તમે અભયકુમારની બુધ્ધિ માગો છો. ભાવના શુદ્ધિથી બુધ્ધિ શુદ્ધ અને સૂક્ષ્મગ્રાહી બને છે. સૂક્ષ્મગ્રાહી બુધ્ધિ વસ્તુના યથાર્થ સ્વરૂપને સમજે છે. આવા શુદ્ધ બુધ્ધિવાળા પુરષો સમ્યક શું અને અસમ્યક શું, સાચું શું ને ખોટું શું, સારું શુ ને નરસુ શુ? વગેરે તરત જ સમજી લે છે. શુદ્ધ બુધ્ધિવાળા પુરુષને પોતાના માર્ગમાં ક્યાંય ગૂંચવાડો પેદા થતો નથી. અભયકુમારના 'અનેક પ્રસંગો પરથી આપણે આ સમજી શકીએ છીએ. તેમની બુધ્ધિ ન્યાય શું અને અન્યાય શું તે તરત કળી જતી. પોતાના બુધ્ધિ ચાતુર્યથી તેમણે ઘણાં નિર્દોષ પર અન્યાય થતો અટકાવી દીધો છે. આ રીતે માણસની બુધ્ધિ તીક્ષ્ણ હોય તો તે પોતાને તથા બીજાને અનેક રીતે શ્રેયકર છે. આવી વિશુદ્ધ બુધ્ધિ મેળવવા માટે આપણે ધીમે ધીમે ભાવનાની શુદ્ધિ કરતા જવું જોઈએ.

આ રીતે દાનથી શાલિભદ્ર જેવી રિદ્ધિ, શીલથી કૈવનાજી જેવુ સુખ, તપથી ગૌતમસ્વામી જેવી લબ્ધિશકિત અને ભાવના શુદ્ધિથી અભયકુમાર જેવી નિર્મળ ને કુશાગ્ર બુધ્ધિ મેળવી શકાશે. આમ દાન, શીલ, તપ અને ભાવના આ ચારેને ભગવાન મહાવીરે મોક્ષના દ્વાર રૂપે ફરમાવ્યા છે. તેથી નવા વર્ષને મંગલમય, શાંતિમય, અને પ્રગતિશીલ બનાવવા માટે દાન, શીલ, તપ અને શુદ્ધ ભાવનાની આરાધના કરવી. એમાં જ આપણા સૌનું હિત સમાયેલું છે.

# બાળકોનાં દાદા

પ્રભુભાઈ ઉપાધ્યાય

બાળકોનો ઉત્સવ છે આ નવેમ્બર માસનુ પહેલું સપ્તાહ હિન્દભરમા પ્રાતેપ્રાત, શહેરે શહેર અને ગામે ગામ ઉત્સવ છે – રજત મહોત્સવ છે. બાલકનજીબારી એટલે બાળકોની વાડી. ભારતના બાળકોનું એ એકનુ એક અને અજોડ મહામંડળ છે એને શરૂ થયાને પચીસ વર્ષ પૂરા થયા છે આજે બાળકોના આનંદનો પાર નથી. અને બાળકોના દાદાના હરખનું તો પૂછવુ જ શું!!!

બાળકોના દાદા એ બારીના સ્થાપક છે એમણે એ શરૂ કરેલી નાના નાના બાળકો અને મોટા મોટા આપણા દેશનેતાઓ બધાય તેમને દાદા કહીને બોલાવે છે. દાદાનો અર્થ થાય છે મોટાભાઈ સાચે જ એ બાળકોના દાદા છે એમના દિલમા બધાય બાળકો માટે ભારે પ્રેમ છે. બધાય તેમને પ્રાણ સમાન વહાલાં છે

દાદાનું આખું નામ છે સેવક ભોજરાજ ચુંમાળીસ વર્ષ પહેલાં તેમનો જન્મ સિંધમા થયો હતો. મોહન જો ડેરો પાસે લારખાના ગામમાં, ભણ્યા ગણ્યા લારખાના અને કરાચીમાં. પહેલવહેલાં બારી પણ તેમણે કરાચીમા શરૂ કરેલી. પંદર વર્ષથી તેઓ મુંબઈ–ખારમા વસે છે. અને મુંબઈમાં અને આખાય હિન્દમા બાળકો માટે કામ કરે છે

દાદા નાના હતા આઠ વર્ષના ત્યારે તેમના બાપુએ તેમને સમજાવ્યું, "બેટા, ભગવાનની સેવા કરવી હોય તો તેમના બાળકોની સેવા કરવી જોઈએ." બસ ત્યારથી તેમણે મનમાં ગાંઠ વાળી, સેવાવ્રત લીધુ. તેમનું ઘર ધનિક હોવા છતાં પોતે સાદાઈથી રહેવા માંડયું.

દાદા અગિયાર વર્ષના થયા ત્યારે તેમણે જૂના નવાં વાર્તાઓનાં પુસ્તકો આજુબાજુથી ઉઘરાવી લાવી 'ઓટલા પુસ્તકાલય' શરૂ કર્યું. નિશાળથી છૂટીને કે રજાને દહાડે રસ્તા ઉપર એક ઓટલે પુસ્તકો ગોઠવીને બેસે. જતા આવતા વિદ્યાર્થીઓને ધીમેથી માનથી બોલાવે, ઊભા રાખે, પુસ્તક ઉઘાડી તેમાથી થોડુ વાચી બતાવે ને પુસ્તક વાચવા આપે. બધા રોજ આવે પુસ્તકો વાચે ને ખુશ થાય.

સાથે સાથે નાનકડું દવાખાનુ પણ તેમણે શરૂ કર્યું. દેશી દવાઓના પુસ્તકો વાંચી, ઘરઘરાઉ ડોશીમાની દવાઓ જાણી લાવી, સારી સારી દવાઓ બનાવી નાનાં મોટા બધાયને આપવા માંડી. દવાઓથી બધાને અજબ આરામ થવા લાગ્યો. એટલે સૌ હોંશે હોંશે આ નાનકડા ડૉક્ટર પાસે દવા લેવા ઉભરાવા લાગ્યાં ને દવા લઈ અંતરની દુવા દેવા લાગ્યા.

દાદાની બાર વર્ષની ઉંમર હતી ત્યારે તેમને ઘરે સ્વ. શ્રીમતી સરોજની નાયડુ મહેમાન તરીકે આવેલા દાદાએ તેમને પોતાની લખેલી અંગ્રેજી કવિતા વંચાવી. વાંચીને ઘણા ખુશ થયા પણ ભવિષ્યમાં માતૃભાષામા કવિતા લખવા સૂચવ્યું. ત્યારથી દાદા માતૃભાષામા કાવ્યો રચી સાહિત્ય સેવા કરવા લાગ્યા.

ગાંધી બાપુની વાતો દાદાને બહુ ગમતી. એટલે એમણે ચૌદ વર્ષની ઉંમરે નિશાળ'

છોડેલી અને ઝાડ નીચે બેસી પોતાના મિત્રો સાથે અભ્યાસ વધારેલો. મીઠાની લડતમાં ધરાસણા પણ ગયેલા. સરકારે તેમને પકડી '૩૦ અને '૩૨માં જેલમાં રાખેલા.

જેલમાં બધા મિત્રોને તેઓ બાળકોની સેવા કરવા સમજાવતા. 'બાળકો નાનપણથી સારાં સંસ્કારી અને સુદૃઢ—તાકાતવાન થાય તો આપણો દેશ સ્વતંત્ર થાય અને સ્વાધીન રહે.' એવું બધાંયને કહેતા.

ચાર વર્ષ સુધી તેમણે શિક્ષક તરીકે કામ કર્યું. ચોવીસે કલાક તેમનાં બારણાં વિદ્યાર્થીઓ માટે ખુલ્લાં રહેતાં. વિદ્યાર્થીઓને શીખવવામાં તેમને બહુ મજા આવતી.

સ્કાઉટીંગમાં પણ તેઓ જોડાયા હતા. પણ તેમાં યુનિયન જેકને રેલી વખતે સલામ કરવાનું ફરજિયાત હોવાથી તેમાંથી છૂટા થઈ ગયા હતા.

બાલકનજીબારી તેમણે ૧૯૨૬માં કરાંચીમાં શરૂ કરી અને બાળકો માટે મોટેરાંએ શું કરવું જોઈએ તે સંબંધી જુદાં જુદાં છાપાઓ, માસિકોમાં લેખો લખવા માંડ્યા.

બાળકોના પિતા સ્વ. ગિજુભાઈએ દાદાને પોતાના નાનાભાઈ સમા ગણી બારીની પ્રવૃત્તિ વેગવતી કરવામાં મદદ કરી હતી.

આજે તો જવાહરલાલજી, રાજેન્દ્રબાબુ સરદાર સાહેબ અને અન્ય નેતાઓ બારીના કાર્યમાં રસ લઈ રહ્યા છે. મુંબઈના પંતપ્રધાન ખેરસાહેબ બારીના પ્રમુખ છે.

અમર રહો બાળકો અને બાળ સેવામાં પ્રભુ સેવા માનનાર બાળકોના દાદા. એ જ પ્રાર્થના.

---

ઘણાને બાળકોને તેડવાં, ઉછાળવાં અને બીજી ઘણી ઘણી રીતે તેઓ રમકડાં કે પૂતળાં હોય તેમ એમને રમાડવાની આદત હોય છે. તેઓ વખતોવખત એમને ઊંચકી ઊંચકીને બાઝી પડે છે અને બચીઓ પણ ભરે છે. મને લાગે છે કે બાળકોને જોઈને આપણને થઈ આવતા આવા લાગણીના ઊભરા ઉપર આપણે અંકુશ મૂકવો ઘટે છે. બાળકો કુમળાં હોય છે, સુંવાળાં હોય છે, નાનાં ને નમણાં હોય છે, તેથી દોડીને તેમને ઉપાડવાનું અને ચૂંથવાનું મન થવું એ સાચા શુદ્ધ પ્રેમનું લક્ષણ ન જ હોય. બાળકો હંમેશાં આપણી તરફના આવા વર્તનને નાપસંદ કરતાં માલૂમ પડે છે.

તેઓ અતિ નાનાં હોય છે ત્યાં સુધી આવું વર્તન નાપસંદ કરવાનું એમનું મુખ્ય કારણ એમના ઉદ્યોગોમાં એથી નકામી દખલ થાય છે એ હોય છે. કેવાં એકાગ્ર ધ્યાનથી તેઓ કોઈ ઉચ્ચારોનો અર્થ શોધતાં હોય છે, અથવા કોઈક વસ્તુને ઉછાળી પછાળી ઓળખવા મથતાં હોય છે. તેમાં આપણે કોઈ જાતના કારણ વગર, તેની ઇચ્છા જાણ્યા વગર, ઝોડની માફક તેના ઉપર આક્રમણ કરીએ છીએ, અને તેના એ રસભર્યા ઉદ્યોગોમાં ભંગાણ પાડીએ છીએ. તેઓની નાપસંદગી જરા પણ છૂપી રહેતી નથી. તેઓ આપણી પકડમાંથી છટકવાને તનતોડ મહેનત કરવા લાગે છે, આડા હાથ દે છે અને છેવટે રડવા લાગે છે. જરા મોટાં થયેલાં બાળકોને તો માન અપમાનના સૂક્ષ્મ ભેદ પણ સમજાવા માંડ્યા હોય છે. તેઓને આપણા વર્તનથી સ્વમાનખંડન થયાનું પણ ભાન થતું હોય એવું તેમનાં મોં વગેરેના ભાવો ઉપરથી સ્પષ્ટ જોઈ શકાશે

જુગતરામ દવે




## મણકો - ૩જો - અહિંસા

સંકલનકર્તા  શ્રી ચંદુલાલ બ. પટેલ

આટલું સહુ જાણી લે અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે અહિંસા અને સત્ય એવા ઓતપ્રોત છે જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ તેમા ઉલટી કઈ ને સૂલટી કઈ? છતા અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા પરમ ધર્મ થઈ સત્ય પરમેશ્વર થયુ સાધનની ફિકર કર્યા કરીશુ તો સાધ્યના દર્શન કોઈક દિવસ તો કરીશુ જ આટલો નિશ્ચય કર્યો એટલે જગ જીત્યા આપણા માર્ગમાં ગમે તે સંકટ આવે, બાહ્ય દૃષ્ટિએ જોતા આપણી ગમે તેટલી હાર થતી લેવામા આવે, છતા આપણે વિશ્વાસ ન છોડતા એક જ મંત્ર જપીએ –સત્ય છે તે જ છે. તે જ એક પરમેશ્વર તેનો સાક્ષાત્કાર કરવાનો એક જ માર્ગ, એક જ સાધન તે અહિંસા, તેને કદી નહિ છોડુ - જે સત્ય રૂપ પરમેશ્વરને નામે આ પ્રતિજ્ઞા કરી છે તેનુ પાલન કરવાનુ તે બળ આપો

અહિંસા સાધ્ય નથી. સાધ્ય તો સત્ય છે પણ માનવી વહેવારમા ને સબંધોમા સત્યનુ દર્શન આપણે કેવળ અહિંસાના પાલન દ્વારા જ કરી શકીએ. હિંસા દ્વારા નહિ પણ અહિંસાનુ ચીવટ રાખી પાલન કરવાથી જ આપણે સત્યને પહોચીએ છીએ આ જ કારણે હુ અહિંસાને વળગ્યો છુ સત્ય તો મારા સ્વભાવમા જ હતુ પરતુ અહિંસા મે મહામહેનતે ને કઠણ સાધનાથી મેળવી છે અહિંસા સાધન છે, તેથી રોજબરોજના જગતવહેવારમા તેની સાથે જ આપણને કામ પડે છે એટલે જનતાને આપણે અહિંસાની જ કેળવણી આપવાની છે સત્યની કેળવણી તેનાથી આપમેળે થાય છે, કેમ કે એ અહિંસાની કેળવણીનુ સ્વાભાવિક પરિણામ છે

આ અહિંસા, આજે આપણે જે જાડી વસ્તુ જોઈએ છીએ, તે જ નથી. કોઈને ન જ મારવુ એ તો છે જ કુવિચાર માત્ર હિંસા છે ઉતાવળ હિંસા છે મિથ્યા ભાષણ હિંસા છે દ્વેષ હિંસા છે કોઈનુ બૂરુ ઇચ્છવું હિંસા છે જે જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે પણ આપણે ખાઈએ છીએ તે જગતને જોઈએ છે જ્યા ઊભા છીએ ત્યા સેકડો સૂક્ષ્મ જીવો પડ્યા

છે તે કોચવાય છે; એ જગ્યા તેમની છે. ત્યારે શું આત્મહત્યા કરીએ ? તો યે આરો નથી. વિચારમાં દેહનું વળગણ માત્ર છોડીએ તો છેવટે દેહ આપણને છોડશે. આ અમૂર્છિત સ્વરૂપ તે સત્યનારાયણ. એ દર્શન અધિરાઈથી ન જ થાય. દેહ આપણો નથી. તે આપણને મળેલું સંપેતરું છે; એમ સમજી તેનો ઉપયોગ હોય તે કરી આપણો માર્ગ કાપીએ.

જેમ હું સત્યની શોધ કરતો જાઉં છું તેમ મને ભાસે છે કે તેમાં બધું આવી જાય છે. અહિંસામાં તે નથી, પણ તેમાં અહિંસા છે એમ ઘણી વેળા ભાસે છે. નિર્મળ અંતઃકરણને જે સમયે જે લાગે તે સત્ય. તેને વળગતાં શુદ્ધ સત્ય મળી આવે છે. તેમાં ક્યાંયે ધર્મસંકટ નથી જોતો. પણ અહિંસા કોને કહેવી તેનો નિર્ણય કરતાં ઘણી મુસીબત આવે છે. જંતુનાશક પાણીનો ઉપયોગ એ પણ હિંસા છે. હિંસામય જગતમાં અહિંસાત્મક થઈને રહેવાનું કહ્યું તે તો સત્યને વળગવાથી જ થાય. તેથી હું તો સત્યમાંથી અહિંસા ઘટાવી શકું છું. સત્યમાંથી પ્રેમ મળે છે. સત્યમાંથી મૃદુતા મળે છે. સત્યવાદી સત્યાગ્રહી તદ્દન નમ્ર હોવો જોઈએ. તેનું સત્ય જેમ વધે તેમ તે નમતો જાય. આ હું ક્ષણે ક્ષણે અનુભવી રહ્યો છું.

---

ચિ૰ શારદા,

...સત્યનો જય છે જ એનો અર્થ એવો ન કરાય કે આપણે ધારીએ તે જ વખતે જય મળવો જોઈએ, વળી એમ પણ ન કહી શકાય કે આપણે માનીએ તે સત્ય જ છે. તેથી આપણે આમ જ કહીએ, "જો અમે ધારીએ છીએ તે સત્ય હશે તો જય જ થશે."

પ. મં. ૨૮–૫–૩૨ બાપુ

"ભૂલ નઠારું કામ છે તેથી તેની શરમ. ભૂલની માફી માગવી એ સારું કામ છે એટલે તેમાં શરમ શાની. માફી માગવાનો અર્થ ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય. એ નિશ્ચય થાય એટલે શરમ શાને સારુ ?"

[પૃ૰ ૨૩૩, ૨૩૫, 'વિશ્વવાત્સલ્ય'માંથી – ટાલ્સ્ટોય (એચીંગ) 'Listener' ના સૌજન્યથી]

---

## અનુક્રમણિકા ........................ ૩૦ ઑક્ટોબર ૧૯૫૦


| | | પૃ૰ |
|---|---|---|
| ૧ પ્રફુલ્લિત રહો ... | ગાંધીજી | ૨૨૯ |
| ૨ જગદ્ધરની પ્રાર્થના .. | દે. વા. | ૨૩૦ |
| ૩ ન્યાયથી મેળવેલું ... | ... | ૨૩૧ |
| ૪ સાચા સુખનું મૂળ : ... | સંતબાલજી | ૨૩૩ |
| ૫ સર્વોદય વાણી ... | રવિશંકર મહારાજ | ૨૩૫ |
| ૬ ધર્મ કથા ... | વાલજી ગોવિંદજી દેસાઈ | ૨૩૬ |
| ૭ વખાણ ... | જયોતીન્દ્ર હ. દવે | ૨૩૭ |
| ૮ ગાંધીજી અને ચીની યુવક | જી. રામચંદ્રન્ | ૨૩૯ |
| ૯ બાપુના પત્રો ... ... | ગાંધીજી | ૨૪૧ |
| ૧૦ ટૉલ્સ્ટૉય ... ... | મુકુલભાઇ | ૨૪૨ |
| ૧૧ મસ્જિદ મેં મેરા માલિક ... | મલ્લિકજી | ૨૪૫ |
| ૧૨ નૂતન વર્ષ સંદેશ ... | ઉજ્જ્વલ કુમારીજી | ૨૫૧ |
| ૧૩ બાળકોના દાદા | પ્રભુભાઈ ઉપાધ્યાય | ૨૫૩ |
| ૧૪ ગાંધી માળા ... | ચંદુલાલ ભ. પટેલ | ૨૫૫ |

# ગ્રંથાવલોકન

**કેળવણી વિવેક**: ...................................... લે૰ કિશોરલાલ ઘ. મશરૂવાળા

પ્ર૰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, : : કિં ૧-૪-૦; પૃ૰ ૧૪૬

શ્રી. કિશોરલાલભાઈની દૃષ્ટિ કુશાગ્ર છે એમની વિશાળ અને તર્કશુદ્ધ બુદ્ધિને પરિણામે તેમ જ જીવનના એકેએક પ્રશ્નને જીવનશુદ્ધિ તેમ જ વ્યવહારશુદ્ધિની કસોટીએ કસીને જોવાની જાગ્રતતાને કારણે એમના વિચારો આજે મહત્ત્વને સ્થાને ગણી શકાય 'કેળવણીના પાયા' જેમણે વાચ્યુ હશે એમને શ્રી કિશોરલાલભાઈના કેળવણી – વિષયક મૌલિક વિચારોનો ખ્યાલ સહેજે આવે એમ છે એમનુ 'કેળવણીવિવેક' પ્રસિદ્ધ થતા એમના વિચારો સુગ્રથિત સ્વરૂપે આપણને મળે છે એ આનંદની વાત છે આ પુસ્તકને 'કેળવણીના પાયા'નો અનુ–ગ્રંથ કહી શકાય શ્રી કિશોરલાલભાઈ ગૂજરાત વિદ્યાપીઠમા મહામાત્ર થયા ત્યારથી અત્યાર સુધીના એમના કેળવણી વિષેના લેખો આ રીતે ભેગા કરવામાં આવે છે, તેથી એમના વિચારોને અભ્યાસની દૃષ્ટિએ મૂલવવાનુ શક્ય બને છે.

આ પુસ્તકને ત્રણ ખંડમા વહેચી દેવામા આવ્યુ છે (૧) તત્ત્વવિવેક, (૨) પ્રવૃત્તિવિવેક, (૩) પ્રશ્નચર્ચા પ્રથમ ખડમા 'કેળવણીનુ દર્શન', 'ઉચ્ચ શિક્ષણ,' 'માણસાઈની, પ્રતિષ્ઠાની અને નિર્વાહની કેળવણી,' 'તારતમ્ય બુદ્ધિ' એ લેખો ખરેખર મનનીય છે શ્રી કિશોરલાલભાઈ તત્ત્વવિવેકમા બહુ ઉચ્ચ અને સુવિશાળ દૃષ્ટિને પોતાની સમીપ રાખી ચર્ચા કરતા હોવાથી ભલે કોઈને એ અવ્યવહારુ લાગે, પરંતુ આપણે એ ભૂલવુ ન જોઈએ કે આપણા જીવનધોરણને આમ ઉચ્ચ દૃષ્ટિએ મૂલવવાની દૃઢતામાથી જ આપણને જીવન વ્યાપી સિદ્ધાતોનુ દર્શન થઈ શકે

'પ્રવૃત્તિવિવેક' એ બીજો ખંડ આજકાલ શાળામહાશાળામા થતી ઇતરપ્રવૃત્તિમા વિવેકની શિથિલતા તેમ જ આચરણમા સદોષતા નજરે પડે છે એ તરફ આપણું લક્ષ ખેચે છે. 'શાળાના મેળાવડાઓ,' 'બાળકોના નાચો અને નાટકો,' એ લેખો શાળામહાશાળાના સચાલકો તેમ જ વિદ્યાર્થીઓને સાચું માર્ગદર્શન કરાવે એવા છે.

ત્રીજા ખડમા પ્રશ્ન ચર્ચા છે એમા 'વિદ્યાર્થીજીવનની અનવસ્થા,' 'ધધો કે વિકાસ,' 'ઉદ્યોગ કે જાતમહેનત,' 'સંસ્કારી અને અસસ્કારી બાળકોના સહવાસ' જેવા લેખો શ્રી. કિશોરલાલભાઈની શુદ્ધ વિવેકશક્તિનો તેમ જ તેમના જીવનપોષક સિદ્ધાતોનો આપણને સચોટ ખ્યાલ આપે છે.

'કેળવણીવિવેક' એ પુસ્તક આપણને કેળવણીના ક્ષેત્રમાં સહાયરૂપ થાય એવું છે અને જેમનુ લક્ષ જીવનને વિશુદ્ધ કરી ચારિત્ર્યને ઉચ્ચ ભૂમિકાએ લઈ જવાનુ છે એમને તો અવશ્ય એ આશીર્વાદરૂપ છે

---

## સાભાર-સ્વીકાર

**બાપુના કારાવાસની કહાણી**: લે૰ સુશીલા નય્યર પ્ર૰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. ૦-૬-૦; **શ્રી રમણચરિતામૃત**: સં૰ બે રમણભક્તો, પ્ર૰ શ્રી. નિરંજનાનંદ સ્વામી, તિરુવણ્ણામલૈ, કિં. ૨-૮-૦; **આત્માનું સંધાન**: પ્ર૰ શ્રી. નિરંજનાનંદ સ્વામી, શ્રી રમણાશ્રમ, તિરુવણ્ણામલૈ, દક્ષિણ ભારત કિં. ૦-૬-૦;

